# ભાગ્યોદય

પુસ્તક ૯ મું.] માર્ચ સને ૧૯૨૧. [અંક ૧ લો.

## आश्चर्य छे प्रभु.

( ન્યારી સ્થિતિ આ વિશ્વમાં, એ લય. )

આશ્ચર્ય છે પ્રભુ! આ જગત્‌થી માનવી ઝાઝું ડરે,
પણ આપનાથી કોઈ પણ ડરતો ન દેખાતો ખરે.
આશ્ચર્ય છે પ્રભુ! જગત્ અર્થે માનવી મહેનત કરે,
પણ આપ જગદીશ્વર પ્રભુ અર્થે ન કરતો કંઇ અરે!
આશ્ચર્ય છે પ્રભુ! જગભયે જન પાપ છૂપાં આદરે,
પણ આપથી છૂપું ન એ, જાણે છતા ભય ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ! જગતણા ક્ષુદ્રોની સેવા સૌ કરે,
પણ આપ સર્વોત્તમતણી તેતો સ્પૃહાએ ના ધરે.
આશ્ચર્ય છે પ્રભુ! જન જગત્-ઐશ્વર્ય ખાતર મરી મથે,
પણ ના ચઢે પ્રભુ! આપ દૈવીવિભવ પ્રાપ્તિના પથે
આશ્ચર્ય છે પ્રભુ! દુ:ખ સહે, ભયને સહે, વિપદો સહે,
પણ એ વિનાશી જગત્-સુખને જન ફરી ફરીને ચહે.
કારણ ભૂલીને કાર્ય ઉપર આ જગત્ મશ્ગુલ છે,
પણ તેમના પ્રારબ્ધમાહિ રત્ન સાટે ધૂળ છે.
યાચું નિરંતર નાથ! હું બીજું બધું હો કે ન હો,
પ્રાસવ્ય મુજ એક આપ હો, એક આપ હો, એક આપ હો

बी. च

## जीवभावना निश्चयो छोडी इशभावना निश्चयो धारण करवा मनमयूर प्रति अभिमानीनी उक्ति.

( મારાં આશા તણાં મંદિર—એ લય. )

મારા મનહર મધુરા મોર મીઠું બોલ કંઇ
મારી કાળજડા તણી કોર, અંતર ખોલ
'જીવ હું' એ લવે ઠાગઠો,
તાણીને કર્કશ રાગડો,
'શિવ હું' એવું તું બોલ મધુર ટહુકો દઇ; મારા૦
'દુખી હું' એવું તે બહુ કહ્યું,
સાભળી હૈયું ખાટી ગયું,
રીઝાવ 'સુખ સ્વરૂપ હું છું' એવું કહી, મારા૦
સાભળ્યું 'બદ્ધ હું' એ બહુ,
'મુક્ત હું' એ શુણવા ચહું,
આતુર છું શબ્દો એ શુણવા ચહું, તારી વાણી મહિં, મારા૦
કહેતો આવ્યો 'હું વિનાશી છું',
ઇચ્છુ શુણવા 'અવિનાશી હું,'
એ કહેવાની મધુર વાણી, તો તુંમા રહી, મારા૦
'નામ રૂપાત્મક હું' કહે,
પણ એ મુજ ઉરમાં દહે,
'સચ્ચિતિ સુખ હું' એ તુજ કંઠે, ક્યારે રે'શે વહી, મારા૦
'આનંદરૂપ હું છું સદા,'
'પ્રેમ સ્વરૂપ હું સર્વદા,'
તારા વિના એવું કહેનારૂં મુજને કોઇ નહિ; મારા૦
વ્યાકુળતા ને વિપત્તિના,
શબ્દો તેં સંભળાવ્યા ઘણા,
આજથી શાંતિ વચન મને દેજે તારો લહી; મારા૦
ઉત્સાહ આશાનો ધ્વનિ,
ટહુકારી દેજે મારી ભણી,
અખંડ ઉચ્ચ પ્રદેશે તું કુદ, મને લઈ, મારા૦
શાસ્ત્ર નહિ સંભળાવજે,
અનુભવ વેણુ શુણાવજે,
કોણ શુણાવશે બીજું ન, જે તું મારો થઈ; મારા૦

મી૦ ત.

# योग महिमा.

(લેખક—મહાત્મા શ્રીમન્ નથુરામ શર્મા.)

અંતઃકરણની પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા ને સ્મૃતિ આ પાંચ વૃત્તિઓ અંતઃકરણમાં ઉત્પન્ન ન થાય એવી અભ્યાસવૈરાગ્યવડે અંતઃકરણની સ્થિતિ કરવી તે સ્થિતિ યોગ કહેવાય છે. એ યોગની મહત્તાનું આ લઘુ લેખમાં સંક્ષેપથી નિરૂપણ કરવામાં આવનારું હોવાથી આ લઘુલેખનું નામ યોગમહિમા રાખવામાં આવ્યું છે.

જેમ સમુદ્રમાંથી જળના તરંગો ને બળતા અગ્નિમાંથી તેની જ્વાળાઓ ઉત્પન્ન થયા કરે છે, તેમ મનુષ્યાદિના અંતઃકરણમાંથી તેના પરિણામો જેમને વૃત્તિઓ કહેવામાં આવે છે તે ઉત્પન્ન થયા કરે છે. તે વૃત્તિઓ અસંખ્ય હોવા છતાં તે સર્વનો પ્રમાણાદિ પાંચ વૃત્તિઓમાં સમાવેશ થઈ જાય છે. યથાર્થ લૌકિકજ્ઞાનની ઉત્પત્તિનું સાધન પ્રમાણવૃત્તિ કહેવાય છે. પ્રત્યક્ષ, અનુમાન ને આગમ આ ત્રણ મુખ્ય પ્રમાણવૃત્તિ મનાય છે. શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોદ્વારા અંતઃકરણની જે વૃત્તિ બહારના પદાર્થોને આકારે થાય તે વૃત્તિ પ્રત્યક્ષપ્રમાણવૃત્તિ કહેવાય છે, પર્વતાદિ પક્ષમાં ધુમાડા આદિ હેતુને જોઈને અગ્નિ આદિ સાધ્યનો જે વૃત્તિવડે નિશ્ચય કરવામાં આવે છે તે વૃત્તિ અનુમાનપ્રમાણવૃત્તિ કહેવાય છે, અને સત્શાસ્ત્રો અને પ્રામાણિક પુરુષોનાં વચનો સાંભળી તેમણે કહેલા પદાર્થને આકારે થનારી અંતઃકરણની વૃત્તિ આગમપ્રમાણવૃત્તિ કહેવાય છે. દોરડી આદિમાં સાપ આદિનું મિથ્યાજ્ઞાન જે વૃત્તિવડે ઉપજે છે તે વૃત્તિ અર્થાત્ ભ્રાંતિજ્ઞાનને ઉપજાવનારી વૃત્તિ વિપર્યયવૃત્તિ કહેવાય છે. વસ્તુરહિત એકલા શબ્દજ્ઞાનને આધારે કલ્પિત વસ્તુને આકારે થનારી વૃત્તિ વિકલ્પવૃત્તિ કહેવાય છે. આ વાંઝણીનો સુંદર પુત્ર પવિત્ર મૃગજળમાં સ્નાન કરી, માથે આકાશપુષ્પનો મુકુટ ધારણ કરી, હાથમાં સસલાના શિંગડાનું દૃઢ ધનુષ ધારણ કરી ચાલ્યો જાય છે આ વાક્યમાંના વાંઝણીનો પુત્ર, મૃગજળ, આકાશપુષ્પ ને સસલાનાં શિંગડાં આ શબ્દો સાંભળી સાંભળનારની જે વૃત્તિ તે શબ્દોના જ્ઞાનને આધારે તે કલ્પિત વસ્તુઓને આકારે થાય છે તે વિકલ્પવૃત્તિ છે. અંતઃકરણની જે વૃત્તિ ઇંદ્રિયોવડે બહારના પદાર્થોનો અનુભવ ન કરે, તથા અંતઃકરણમાં રહેલી વાસનાઓથી પ્રતીત થતા મનોમય પદાર્થોને આકારે પણ ન થાય, અર્થાત્ જાગ્રતના ને સ્વપ્નના પદાર્થોના જ્ઞાનથી રહિત થઈ અજ્ઞાન તથા સુખને આકારે થાય તે વૃત્તિ નિદ્રાવૃત્તિ કહેવાય છે. અંતઃકરણમાંના જાગ્રત્ થયેલા કોઈ સંસ્કારવડે તે પદાર્થને આકારે થયેલી અંતઃકરણની વૃત્તિ સ્મૃતિવૃત્તિ કહેવાય છે.

ઉપર કહેલી અંતઃકરણની પાંચે વૃત્તિઓનો યોગસાધકના અભ્યાસવૈરાગ્યવડે નિરોધ થયે તેના અંતઃકરણની જે સ્થિતિ થાય તે સ્થિતિ આગળ કહ્યા પ્રમાણે યોગ કહેવાય છે આ યોગ બે પ્રકારનો છે, સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત. સંપ્રજ્ઞાતયોગને સબીજસમાધિ કિંવા સવિકલ્પસમાધિ અને અસંપ્રજ્ઞાતયોગને નિર્બીજસમાધિ અથવા નિર્વિકલ્પસમાધિ પણ કહેવામાં આવે છે. અંતઃકરણની જે સ્થિતિમાં ધ્યાનના વિષયનો સ્પષ્ટ અનુભવ થાય છે તે સ્થિતિ સંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. એ સંપ્રજ્ઞાતયોગના ચાર પ્રકાર છે, સવિતર્ક, સવિચાર, સાનંદ ને સાસ્મિત. અંતઃકરણની જે સ્થિતિમાં સ્થૂળ પવિત્ર પદાર્થનો જ્યારે ઇચ્છા થાય ત્યારે સાક્ષાત્કાર કરી શકાય છે તે સ્થિતિ સવિતર્કસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે. અંતઃકરણની મલિનતા, સ્થૂળતા ને ચંચળતા દૂર કર્યા વિના

તેની પવિત્રતા, સૂક્ષ્મતા ને એકાગ્રતારૂપ સંપ્રજ્ઞાતયોગ સંપાદન કરી શકાય નહિ અંતઃકરણની મલિનતા, સ્થૂળતા ને ચંચળતા ક્રમથી દૂર કરી શકાય છે, ક્રમવિના તુરત દૂર કરી શકાતી નથી. સ્થૂળ વિષયોના ચિંતનથી, સેવનથી તથા તેમાં રહેલા રાગદ્વેષથી મનુષ્યોના મોટા ભાગનાં અંતઃકરણો મલિન, સ્થૂળ ને ચંચળ છે વિષનું ઓસડ વિષ છે એ ન્યાયાનુસાર અન્ય સ્થૂળ પ્રાણિપદાર્થોમાંથી પોતાના અંતઃકરણનું ભ્રમણ દૂર કરાવવા પ્રથમ કોઈ પ્રિય, પવિત્ર ને પૂજ્ય શાસ્ત્રોક્ત સ્થૂળ પદાર્થને આત્મા વા ધ્યાનનો વિષય માની તેમાં સાધકે પોતાના મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન આરંભવો જોઈએ. આવો પ્રયત્ન આદરપૂર્વક સતત ચાલતો રહેવાથી અભ્યાસીના અંતઃકરણની યોગ્યતાપ્રમાણે ન્યૂનાધિક સમયમાં તેનું અંતઃકરણ પોતાની સ્થૂળતા, મલિનતા ને ચંચળતાનો ત્યાગ કરી તે પદાર્થને આકારે થવા લાગશે આ અભ્યાસનો પરિપાક થયે જે અંતઃકરણ આગળ સ્થૂળ પ્રિય પ્રાણીઓ ને પદાર્થોને આકારે વારંવાર થયા કરતું હતું, અર્થાત્ તેનાંજ ચિત્રો ખડાં કર્યા કરતું હતું, તેમ હવે તે નહિ કરે, પણ આ ધ્યાનના વિષયરૂપે લીધેલા સ્થૂળ પવિત્ર પદાર્થને આકારે તે જાણેઅજાણે થયા કરશે. આવી સ્થિતિ પ્રાપ્ત થવાથી તે મોક્ષસાધક જ્યારે જ્યારે ઇચ્છા કરે ત્યારે ત્યારે પોતાના અંતઃકરણને તે ધ્યાનના વિષયરૂપ સ્થૂળ પદાર્થને આકારે કરી શકે છે, તથા અભ્યાસના પરિપાકના પ્રમાણમાં ન્યૂનાધિક સમય તે પોતાના અંતઃકરણને તે પદાર્થને આકારે રાખી શકે છે. અંતઃકરણની આવી યોગ્યતા પ્રકટ થવાથી તેના સ્વાભાવિક શુદ્ધ બળની વૃદ્ધિ થાય છે, અને તેથી તે દુઃખરહિત શાંત સ્થિતિ વધારે સમય અનુભવવા ભાગ્યશાળી થાય છે અંતઃકરણની આ સ્થિતિ સવિકલ્પનામનો પહેલા પ્રકારનો સંપ્રજ્ઞાતયોગ છે. હવે અંતઃકરણની ન્ વગેર રહેલી મલિનતા, સ્થૂળતા તથા ચંચળતા દૂર કરવા અવિચારનામના બીજા પ્રકારના સંપ્રજ્ઞાતયોગના અભ્યાસનો આરંભ મોક્ષસાધકે કરવો જોઈએ. પૂર્વે ધ્યેયરૂપે લીધેલા પવિત્ર સ્થૂળ પદાર્થને (પાર્થિવ પદાર્થને) હવે તેણે ક્રમથી જળરૂપે, તેજરૂપે, વાયુરૂપે ને પછી આકાશરૂપે થતો ધારવો, અર્થાત્ તેણે છેવટ પોતાના અંતઃકરણને પૂર્વોક્ત પવિત્ર પદાર્થે રોકેલા આકાશને આકારે કરવાનો પ્રયત્ન કરવો. આવો પ્રયત્ન પરમાદરપૂર્વક સતત ચાલતો રહેવાથી તે અભ્યાસનો પરિપાક થયે મોક્ષસાધકનું અંતઃકરણ પૂર્વોક્ત સ્થૂળ પદાર્થને આકારે થવાનો પોતાનો પ્રાપ્ત સ્વભાવ બંધ કરી હવે તે સ્થૂળ પદાર્થે રોકેલા નામરૂપરહિત આકાશને આકારે થવા લાગશે અંતઃકરણ જ્યારે આવી સ્થિતિને પ્રાપ્ત થશે ત્યારે તે અંતઃકરણ વધારે પવિત્ર, સૂક્ષ્મ, વધારે એકાગ્ર, ને દુઃખરહિત્ થઈ આગળ નહિ અનુભવેલા કોઈ નવા સુખનો અનુભવ કરતું જણાશે. સંપ્રજ્ઞાતયોગનો આ બીજો પ્રકાર પ્રાપ્ત થયા પછી મોક્ષ સાધકે તેને સંપ્રજ્ઞાતયોગનો ત્રીજો પ્રકાર જેને યોગીઓ સાનંદસંપ્રજ્ઞાતયોગ કહે છે તેના અભ્યાસમાં જોડવું. નેત્રેંદ્રિયદ્વારા અંતઃકરણ રૂપનું ગ્રહણ કરે છે ધ્યેયના સૂક્ષ્મરૂપનો સાક્ષાત્કાર સ્વાધીન થયા પછી રૂપને ગ્રહણ કરનાર નેત્રેંદ્રિયની તે ધ્યેયનો અભેદ ધારી મોક્ષસાધકે પોતાના નેત્રની કીકીમાં તે નેત્રેંદ્રિયને આકારે પોતાના અંતઃકરણની વૃત્તિ કર્યા કરવી તે સાનંદસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે અભ્યાસવડે આ સાનંદસંપ્રજ્ઞાતયોગનો પરિપાક થયે અભ્યાસીને ધ્યેયનો નેત્રેંદ્રિયથી અભેદ અનુભવાય છે મોક્ષસાધકનું અંતઃકરણ જ્યારે આ સ્થિતિએ પહોંચે છે ત્યારે તે આગળના કરતાં વધારે ઉંચા સુખનો અનુભવ કરે છે. આ ત્રીજા પ્રકારના સંપ્રજ્ઞાતયોગનો પરિપાક થયા પછી મોક્ષસાધકે પોતાના અંતઃકરણને ચોથા પ્રકારનો સંપ્રજ્ઞાતયોગ જેને સાસ્મિતસંપ્રજ્ઞાતયોગ કહેવામાં આવે છે તેના અભ્યાસમાં જોડવું જોઈએ. અંતઃકરણસહિત આત્માનું ધ્યાન કરવું તે પહેલા પ્રકારનો સાસ્મિતસંપ્રજ્ઞાતયોગ, ને અંતઃકરણરહિત એકલા આત્માનું ધ્યાન કરવું તે બીજા પ્રકારનો સાસ્મિતસંપ્રજ્ઞાતયોગ છે. આ અભ્યાસમાં પ્રથમ નેત્રેંદ્રિયના ધ્યાનને દૂર કરી અંતઃકરણસહિત આત્માનું ધ્યાન કરવામાં આવે છે આ અભ્યાસના પરિપાકવડે મોક્ષસાધકને અંતઃકરણ તથા આત્માના સ્વભાવોનો અનુભવ થાય છે પછી જડ અંતઃકરણને પૃથક્ કરી મોક્ષસાધકે એકલા આત્માનુંજ ધ્યાન કરવું જોઈએ આ અભ્યાસના પરિપાકને યોગીઓ વિવેકખ્યાતિ કહે છે

અપૂર્ણ.

# सामर्थ्यनो गुप्त भंडार.

(લે. શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્)

સર્વ પ્રકારની સૃષ્ટિના જીવનમાં સામર્થ્ય એ જ હેતુ છે. ખનિજ સૃષ્ટિ, પશુસૃષ્ટિ, વનસ્પતિ સૃષ્ટિ, તેમ જ મનુષ્યસૃષ્ટિ એ સર્વમાં સામર્થ્ય એ જ તેના જીવનનો હેતુ જણાય છે સામર્થ્યનો નાશ થતાં સર્વ સૃષ્ટિ નાશને પામે છે પ્રાણી પદાર્થમાત્ર સામર્થ્યને લીધે જ જીવે છે સર્વનું જીવન એ સામર્થ્ય જ છે પુષ્પનું સામર્થ્ય જતાં તે કરમાઈ મરી જાય છે, જળનું સામર્થ્ય જતાં તે સુકાઈ જાય છે, અન્નનું સામર્થ્ય જતાં તે કહોવાઈ જાય છે પશુનું સામર્થ્ય જતાં અને મનુષ્યનું સામર્થ્ય જતું રહેતાં તેના જીવનનો અવધિ આવે છે

આ પ્રકારે સામર્થ્ય એ જ સર્વનું જીવન જણાય છે સર્વ સૃષ્ટિની પ્રતીતિ સામર્થ્યને લીધે જ છે સામર્થ્ય જતું રહેતાં કોઈ પણ સૃષ્ટિની પ્રતીતિ રહેતી નથી સામર્થ્ય છે તેથી જ સર્વ સૃષ્ટિની સ્થિતિ છે પ્રત્યેકમાં ભિન્ન ભિન્ન સામર્થ્ય રહેલું છે, અને તેથી તે સર્વની આ જગતમાં સ્થિતિ છે સામર્થ્યની પ્રતીતિમાટે જ સર્વની ઉત્પત્તિ છે જેનામાં સામર્થ્ય નથી તેની ઉત્પત્તિ નથી. સામર્થ્યવિના કદી કોઈની ઉત્પત્તિ થતી નથી, અને સામર્થ્ય ખૂટી જતાં, તેની જ પુનઃપ્રાપ્તિને માટે તેનો લય છે મૃત્યુ પામીને કોઈ પણ સૃષ્ટિ સામર્થ્યને ગુમાવતી નથી, પણ પ્રાપ્ત જ કરે છે જેનું સામર્થ્ય નાશ પામે છે, તેને પુનઃ મેળવવાને માટે જ તેનો નાશ થાય છે અર્થાત્ સર્વ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કેવળ સામર્થ્યને માટે જ છે

સામર્થ્યની વૃદ્ધિ એ જ ખરેખરી વૃદ્ધિ છે તે વિના બીજા પ્રકારની વૃદ્ધિ તે યથાર્થ વૃદ્ધિ નથી, પણ ક્ષય જ છે મનુષ્યનું વય મોટું થયું તેથી તેની ખરેખરી વૃદ્ધિ થઈ એમ કહેવાતું નથી પણ જો તેની સાથે સામર્થ્યની વૃદ્ધિ થાય તો જ તે મનુષ્યની યથાર્થ વૃદ્ધિ છે તેથી જ બાલ્યાવસ્થા તથા યુવાવસ્થા એને વૃદ્ધિની અવસ્થા કહી છે, અને વૃદ્ધાવસ્થા 'ઉતરતાં પાણી' કહેવાય છે જેઓ વૃદ્ધાવસ્થામાં પણ સામર્થ્યની વૃદ્ધિ કરે છે તેમની તો તે અવસ્થા પણ વૃદ્ધિની જ છે અને જેઓ બાલ્ય તથા યુવાવસ્થામાં પણ સામર્થ્યની વૃદ્ધિને કરતા નથી, તેમની તે અવસ્થા હલકી જ છે—વૃદ્ધ જ છે—મરવાને યોગ્ય છે. વયની સાથે યથાર્થ વૃદ્ધિને ખરેખરો સંબંધ હોવા છતાં આજ મનુષ્યો બાલ્ય તથા યુવાવસ્થાને જ યથાર્થ વૃદ્ધિમાટે યોગ્ય સમય ગણે છે અને તેમ થવાથી વૃદ્ધાવસ્થા જેમને પ્રાપ્ત થાય છે તેઓ પોતાને યથાર્થ વૃદ્ધિમાટે નાલાયક માનવાથી સત્વર મરણને પામે છે પરંતુ જો તે અવસ્થામાં પણ પોતાને યથાર્થ વૃદ્ધિ પામવાને લાયક માને, અને તે પ્રમાણે પ્રયત્ન કરે તો તે કાળમાં પણ એ મનુષ્ય યથાર્થ વૃદ્ધિને પામ્યાવિના રહે નહિ

સામર્થ્ય પ્રયત્ન કરનારને ગમે તે અવસ્થામાં મળે છે અવસ્થાને યોગ્ય પ્રયત્નની આવશ્યકતા છે અને તેથી વૃદ્ધાવસ્થામાં પ્રયત્ન કરનાર સામર્થ્ય પામ્યાવિના રહેતો નથી, અને બાલ્ય તથા યુવાવસ્થામાં ન પ્રયત્ન કરનાર અને પ્રાપ્ત સામર્થ્યનો ક્ષય કરનાર એમ ને એમ સામર્થ્યથી પૂર્ણ રહેતો નથી. આથી સામર્થ્ય અથવા યથાર્થ વૃદ્ધિ જ્યારે જે કોઈ કરવા ધારે તે કરી શકે તેમ છે અવસ્થાના પ્રમાણમાં પ્રયત્નનો ભેદ હોય છે અને તે ન જાણનાર મનુષ્ય જ એમ કહે છે કે અમુક અવસ્થામાં જ યથાર્થ વૃદ્ધિ થાય છે, અને અમુકમાં નથી થતી જેઓ અવસ્થાને અનુકૂળ પ્રયત્નને જાણે છે તેઓ ગમે તે કાળે અને ગમે તે સ્થિતિમાં યથાર્થ વૃદ્ધિને કરી શકે છે ધ્રુવે

બાલક અવસ્થામાં સામર્થ્યપ્રાપ્તિનો અથવા યથાર્થ વૃદ્ધિનો પ્રયત્ન જાણ્યો, ઉપમન્યુને પણ તેમ જ થયું અને તેઓ તે અવસ્થામાં યથાર્થ વૃદ્ધિ કરી શક્યા તે જ પ્રમાણે વૃદ્ધોએ પોતાની અવસ્થાને યોગ્ય પ્રયત્નને જાણ્યો અને તે કાળે યથાર્થ વૃદ્ધિ કરી શક્યા; અર્થાત્ સામર્થ્ય સર્વને મળી શકે તેમ છે અને સર્વથી સામર્થ્ય પ્રાપ્ત થઇ શકે તેમ છે, માત્ર યોગ્ય પ્રયત્નની અપેક્ષા છે.

મનુષ્યે મેળવવા યોગ્ય સામર્થ્ય જ છે, સામર્થ્યની પ્રાપ્તિમાટે જ તે જન્મ્યો છે, અને તેને માટે જ તે જીવે છે. અને તેથી તેણે તેનેમાટે યોગ્ય પ્રયત્ન કરવો જરૂરનો છે.

ઇશ્વર સામર્થ્યસ્વરૂપ છે, આત્મા સામર્થ્યસ્વરૂપ છે, તેના અંશરૂપ મનુષ્ય પણ સામર્થ્યસ્વરૂપ જ છે પ્રયત્નવડે પોતાના સામર્થ્યસ્વરૂપની મનુષ્યે પ્રતીતિ કરવાની છે. જેમણે પ્રયત્ન કર્યો છે તેમણે પોતાને સામર્થ્યસ્વરૂપ જાણ્યો છે. તે મનુષ્ય પોતાને ઇશ્વર અથવા આત્માથી અભિન્ન જાણી શકે છે. પ્રયત્ન વિનાનો મનુષ્ય પોતાને અને ઇશ્વરની વચ્ચે કરોડો ગાઉનું છેટું માને છે

તમે જાણો છો કે ઇશ્વર જ્યાં ત્યાં સામર્થ્યરૂપે પ્રકટે છે? જ્યાં જ્યાં જેટલા અંશમાં સામર્થ્યની પ્રતીતિ છે, ત્યાં ત્યાં તેટલા અંશમાં ઇશ્વરની જ પ્રકટ પ્રતીતિ છે. સર્વ સૃષ્ટિમાં વિવિધ સામર્થ્યથી ઇશ્વર પ્રકટ રહે છે. જેઓ ઇશ્વરને સામર્થ્યરૂપે જ્યાં ત્યાં જોઈ તથા જાણી શકતા નથી, તેઓ ઇશ્વરને બીજી કોઈ રીતે જાણી શકવા સમર્થ થતા નથી, આમ હોવાથી જેઓ પોતાનામાં સામર્થ્યને અધિક પ્રકટાવે છે, તેઓ ઇશ્વરનો જ પોતાનામાં અધિક અંશે આવિર્ભાવ કરે છે.

સામર્થ્યને પ્રકટાવવાના સૃષ્ટિના નિયમને જેઓ અનુસરે છે, તેઓ નિરંતર ઉન્નતિને પામ્યા કરે છે. મનુષ્ય સૃષ્ટિમાં કે ગમે તે સૃષ્ટિમાં એ જે નિયમ હોવાથી સામર્થ્યથી રહિત થતાં સર્વ સૃષ્ટિ નાશને પામે છે. ઇશ્વરનો અથવા કુદરતનો નિયમ નિત્ય અધિક અધિક સામર્થ્ય પ્રકટાવવાનો છે, અને તેથી એ નિયમને જેઓ અનુસરે છે તેમને ઇશ્વર અથવા કુદરતની અત્યંત સાહાય્ય મળે છે. તે મનુષ્યો કુદરત અથવા ઇશ્વરના વર્ગના થઇ રહે છે. અને તેથી તેઓ ઇશ્વર અથવા કુદરતની સાહાય્યને સ્વભાવથી પામે છે. ઇશ્વરની તથા કુદરતની તેના પ્રતિ અનુકૂલ દૃષ્ટિ રહે છે, અને તેથી તે નિરંતર અધિક અધિક સામર્થ્યને પામ્યા જ કરે છે. આથી યથાર્થ વૃદ્ધિની ઇચ્છાવાળાએ પ્રયત્નશીલ રહેવું એ નિશ્ચય થાય છે.

ઇશ્વર પ્રયત્નવડે જ્યાં ત્યાં સામર્થ્યને પ્રકટાવે છે. પ્રયત્નવિના સ્વભાવથી કશામાં કોઇ સામર્થ્ય પ્રકટાવતા નથી. ગુલાબના છોડઉપર ગુલાબ કે જામફળીના ઝાડઉપર જામફળ વિના પ્રયત્ને કદી ઉગવા દેતા નથી. બાલકને મોઢું વિનાપ્રયત્ને થવા દેતા નથી એ વહેતના બાલકને ચાર કે છ વહેતજેવડું પ્રયત્નવડે જ કરે છે સર્વ સૃષ્ટિમાં પ્રયત્નવડે જ સર્વ પ્રકારનું સામર્થ્ય પ્રકટાવે છે, અને તેથી પ્રયત્ન કરવો એ ઇશ્વર અથવા કુદરતના પગલે ચાલવાનું છે. ઇશ્વર જેમ પ્રયત્નથી જ્યાં ત્યાં અલૌકિક સામર્થ્યને પ્રકટાવે છે, તેમ મનુષ્ય પણ પ્રયત્નથી જ્યાં ત્યાં અલૌકિક સામર્થ્યને પ્રકટાવવા સમર્થ થાય છે.

આમ હોવાથી પ્રથમ સામર્થ્યપ્રાપ્તિની અનિવાર્ય અગત્યનો નિર્ણય થયો સામર્થ્યભેદ જ આ વિશ્વમાં એક તત્વને પૃથ્વી, ઝાડ, ઘોડો, મનુષ્ય, જીવ, દેવ, ઇશ્વર વગેરે શબ્દોથી ઓળખાવે છે. જીવ અને શિવ એક તત્વરૂપ હોવા છતાં સામર્થ્યની પ્રતીતિમાં ભેદ પડવાથી એક અલ્પજ્ઞ અને અલ્પશક્તિમાન્ કહેવાય છે ત્યારે અન્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન કહેવાય છે. સામર્થ્યભેદથી જ ખનિજસૃષ્ટિ, પશુસૃષ્ટિ, વનસ્પતિસૃષ્ટિ તેમજ સ્ત્રી તથા પુરુષ એવા ભેદ પ્રકટ્યા છે ખનિજ સૃષ્ટિનું અણુ જ્યારે વનસ્પતિસૃષ્ટિના સામર્થ્યને પ્રાપ્ત થાય છે ત્યારે તે જ ખનિજ અણુ વનસ્પતિનું અણુ ગણાય છે તે પશુસૃષ્ટિનું અણુ થતાં પશુસૃષ્ટિના અણુરૂપે અને મનુષ્યસૃષ્ટિનું અણુ થતાં તે જ પૂર્વનું ખનિજ, વનસ્પતિ તથા પશુના અણુરૂપે ગણાતું અણુ મનુષ્ય સૃષ્ટિના અણુરૂપે ગણાય છે. આમ જુદા જુદા રૂપે ગણાવાનું કારણ બીજું કંઇ જ નથી પણ સામર્થ્યનો ભેદ છે. ખનિજપણાનું સામર્થ્ય ત્યજી જ્યારે તે અણુ વનસ્પતિના સામર્થ્યને ધારણ કરે છે ત્યારે તે વનસ્પતિરૂપ કહે-

વાય છે. એ જ અણુ ક્રમે કરી જ્યારે મનુષ્યના સામર્થ્યને ધારણ કરે છે ત્યારે તે મનુષ્યરૂપે કહેવાય છે અને તે જ અણુ જ્યારે દેવ અથવા ઇશવર્ગના સામર્થ્યને ધારણ કરે છે, ત્યારે તે દેવ અથવા ઇશ કહેવાય છે. પશુસૃષ્ટિમાં ગાય, બળદ, ભેંસ, હાથી, ઘોડા તેમ વનસ્પતિસૃષ્ટિમાં ગુલાબ, જાંબુ, આંબો, નાળીયેર તથા મનુષ્યસૃષ્ટિમાં સ્ત્રી, પુરુષ તથા નપુંસકરૂપ ભેદો પાડવામાં પણ સામર્થ્ય જ હેતુ છે. ગાયના સામર્થ્યને પ્રકટાવનાર ગાય અને ઘોડાનો સામર્થ્યને પ્રકટાવનાર ઘોડો કહેવાય છે એ જ પ્રકારે સર્વમાં સમજવું.

આમ હોવાથી જેમણે ઉન્નતિને પામવું છે, તેમણે સામર્થ્યની વૃદ્ધિ કરવી ઘટે છે બીજી સૃષ્ટિનો વિચાર ન કરતાં મનુષ્યસૃષ્ટિનો હાલ વિચાર કરીશું. મનુષ્યત્વ અથવા જીવત્વમાંથી જેમણે દેવત્વ અથવા પ્રભુત્વને પામવું છે, તેમણે માત્ર તેમના સામર્થ્યને વધારવું ઘટે છે

આ સામર્થ્ય પ્રયત્નવડે વૃદ્ધિને પામે છે, એ આપણે ઉપર જોયું છે, પરંતુ તે કેવા પ્રકારનો પ્રયત્ન હોવો જોઇએ, તે વિચાર હાલ ઉપસ્થિત થાય છે પરંતુ પ્રથમ એ જાણવું જોઇએ કે સામર્થ્ય બીજા કશામાંથી આવતું નથી, પણ સર્વમાં તે ગુપ્તપણે રહેલું જ છે માત્ર પ્રયત્નથી તેને સ્ફુટ કરવામાં આવે છે, જેથી તે પ્રત્યક્ષ થાય છે. ખનિજ અણુમાં વનસ્પતિ, પશુ કે મનુષ્ય થવાનું સામર્થ્ય નથી એમ નથી, પરંતુ છે જ, પણ જેમ જેમ પ્રયત્નથી તેમાં જે સામર્થ્ય પ્રકટ કરાય છે તેની પ્રતીતિ આપણને થાય છે. પૂર્વે જણાવ્યું તેમ સામર્થ્યસ્વરૂપ આત્મા છે, અને તે સર્વમાં વ્યાપી રહેલા છે, અને સર્વ પ્રકારના સામર્થ્યથી યુક્ત હોવાથી પ્રયત્ન થતાં તે પોતાના ક્રમે તે સામર્થ્યને પ્રકટાવે છે. પરંતુ તેનો પ્રયત્ન યોગ્ય હોવો જોઇએ

બીજી સૃષ્ટિ કરતાં મનુષ્યસૃષ્ટિમાં સામર્થ્યની સંપૂર્ણ સામગ્રી મૂકવામાં આવી છે. મનુષ્યનું સામર્થ્ય સર્વોપરિ છે તેની સત્તા ખનીજ, પશુ વગેરે સૃષ્ટિઓ ઉપર છે. મનુષ્ય ગમે તે ઉચ્ચ સામર્થ્યને પ્રકટાવવા ધારે તો પ્રકટાવી શકવા સમર્થ છે તેનામાં પ્રયત્નની સામગ્રીની અધિકતા હોવાથી જે સામર્થ્ય પ્રકટાવવું હોય છે તે પ્રકટાવી શકે છે તે દેવ તથા ઇશના સામર્થ્યને તેનામાં પ્રકટાવી શકે છે મનુષ્યમાં આત્માનો અધિક પ્રકાશ હોવાથી તથા સાધનો સાધવાની સામગ્રી પણ ઘણી પૂર્ણ અંશમાં હોવાથી તે જે ધારે તે સત્વર સિદ્ધ કરવા સમર્થ છે. તેનામાં રહેલું વિવિધ સામર્થ્ય તેને મળેલી અનેક અનુકૂલતાને લીધે સત્વર પ્રકટાવવા તેને અધિક શક્યતા છે.

સામર્થ્ય પ્રાપ્ત કરવાની સામગ્રી જે મનુષ્યને મળી છે તેને જોતાં હાલ તે જે સ્થિતિમાં છે તે બહુ હલકી સ્થિતિ છે મનુષ્ય એવી સ્થિતિમાં રહેવાને લાયક નથી. ઇશ્વર અથવા કુદરતની પૂર્ણ કૃતિ એ મનુષ્ય છે. ખનિજ, વનસ્પતિ, પશુ એ સર્વ સૃષ્ટિમાં જે જે સામર્થ્ય મૂક્યું છે તે કરતાં અત્યંત અધિક સામર્થ્ય આમાં મૂક્યું છે અનુક્રમે ખનિજ વગેરે સૃષ્ટિમાં ઇશ્વરે સામર્થ્યની વૃદ્ધિ કરતાં મનુષ્યસૃષ્ટિમાં તેની સંપૂર્ણ વૃદ્ધિ કરી છે. તેમાં સામર્થ્યની જેટલી ન્યૂનતા જણાય છે તેટલી મનુષ્યના પ્રયત્નની ક્ષીણતા અથવા ન્યૂનતા છે ઇશ્વરની આ અધિક પૂર્ણ સૃષ્ટિ જ્યારે બીજી હલકી સૃષ્ટિકરતાં પણ ન્યૂન સામર્થ્યને પ્રકટાવે છે ત્યારે ખરે જ તેઓ તેમના કર્તાનો મોટામાં મોટો દ્રોહ કરે છે

સામર્થ્ય મેળવનાર મનુષ્યમાત્ર આખા વિશ્વનો અધિપતિ છે તેની સત્તા તેના અધીન મનુષ્યોમાં, ગૃહમાં કે અમુક પ્રદેશમાં જ વ્યાપી રહેતી નથી, પણ સમગ્ર વિશ્વમાં તેની જ સત્તા પ્રવર્તી રહે છે. અઢાઇ આંગળના શરીરમાં રહેલો મનુષ્ય સામર્થ્ય મેળવતાં અનંત પ્રદેશના સ્વામિત્વને પામે છે. સામર્થ્યવાન્ મનુષ્યનું આખું વિશ્વ એ આંગણું છે. કરોડો ગાઉ દૂર રહેલા અથવા લોકાંતરમાં રહેલા પદાર્થને પોતાની નિકટ લાવવો એ ઓરડીમાં રાખેલી વસ્તુને બહાર કાઢવા જેટલું સુગમ છે. સામર્થ્યવાનનો હાથ સૂર્યના કિરણકરતાં પણ અનંતગણુ લાંબો છે, પગ મહાસાગરકરતાં પણ લાંબો છે, બાહુ આકાશકરતાં પણ મોટા છે, અને તેનો સ્વર માયાના પ્રદેશજેવડો મોટો છે તેના કાન ગમે ત્યાં થતી વાતને સાંભળી શકે છે, તેની આંખ ગમે ત્યાં બનતા બનાવને જોઈ શકે છે. (અપૂર્ણ)

# સુખ મેળવવાનો સર્વોત્તમ ઉપાય.

સુખ દરેક મનુષ્યને જોઇએ છીએ. તે જો સુખને મેળવવા ઇચ્છે છે તો સુખ મેળવી શકે છે. હાલ આપણે જે સ્થિતિમાં મુકાયા હોઇએ છીએ, તે સ્થિતિ આપણે જ ઉપજાવેલી છે તમે જેવી સ્થિતિ મેળવવા ઇચ્છો છો તેવી સ્થિતિ મેળવી શકવાને તમારામાં સામર્થ્ય છે મનુષ્યને સુખ ન મળવામાં, દુઃખનો ત્યાગ ન થવામાં તે પોતેજ કારણ રૂપ છે. તમે સુખ મેળવી શકો તેવી લાયકાત ધરાવો છો. તમે દુઃખી સ્થિતિ ભોગવવાને લાયક જ નથી. ઘણા માણસો પોતાનામાં યોગ્યતા હોવા છતાં પણ આગળ વધી શકતા નથી કારણકે તેમનામાં એક મોટો દુર્ગુણ ઘર ઘાલીને જામી ગયેલો હોય છે. જ્યાં તે માણસ આગળ વધવા પ્રયત્ન કરે છે કે તરતજ તેને પેલો દુર્ગુણ પાછો હઠાવી દે છે. તેના માર્ગને વિકટ અને ભયંકર જણાવી દે છે.

મનુષ્યને આગળ વધવાનું તો ઘણુ મન હોય . તેમને પ્રાપ્ત સ્થિતિમાં અસંતોષ થતાં સુખી સ્થિતિ મેળવવાની તો ઘણી ઇચ્છા કરે છે. પણ , સ્થિતિનો ત્યાગ કરવા માટે જે કાર્ય કરવાની જરૂર હોય છે તે કાર્ય કરવા જતાં પાછા પડે કારણ કે તેનામાં શ્રદ્ધા નથી કે એ કાર્ય હું કરી શકીશ. તેને પોતાના સામર્થ્યનો ભરોસો નથી. પોતે નિર્બળ છે, કશું કામ પોતાનાથી બની શકે એમ નથી એમ માની બેઠેલા હોય છે તેમને કરવાના કાર્યમાં સફળતાને બદલે નિષ્ફળતાજ તે દેખે છે. મનુષ્યમાં કાર્ય કરવાની શક્તિ છે, આગળ વધવાનું તેનામાં સામર્થ્ય છે, જોઇએ તેટલું ધન મેળવી શકવાને તે શક્તિમાન છે છતાં પણ તેનામાં ગુપ્તપણે સંતાઇ રહેલી ભય અને શંકાની દૃષ્ટિ તેને દરેક કામમાં નિરાશા ઉત્પન્ન કરાવે છે તેના કાર્ય કરવાના ઉત્સાહને ઢીલો બનાવી દે છે

જે માણસ મનમાંજ શંકાશીલ હોય છે તેને જે કાર્ય કરવા જાય છે તેમાં વિશેષ વધારે જણાય છે નિષ્ફળતાના જ વિચારો આવે છે. કદી તે કામ કરવાનો આરંભ કરે છે તો તે કામમાં પ્રથમ તો તેને તે કામ કદાચ સિદ્ધ નહિ થાય તો, એવી શંકા ઉત્પન્ન થાય છે. તેમાં જો એકાદ અડચણ આવી પડી તો તરત નિરાશ થઇ જાય છે અને પોતાના કામ કરવાના બળને ગુમાવી બેસે છે ઘણા માણસો પોતાના કામ કરવાની શક્તિ હોવા છતાં પણ તે કાર્ય કદાચ નિષ્ફળ થાય તો એવી શંકા રાખી કાર્યનો આરંભજ કરતા નથી કેટલાક એવું માને છે કે આપણાથી તો એ કામ ન બને, આપણું તે ગજું શું, વળી ઉપરનું ખરસવું, સફાઇ જતાં વાર નહિ, વધારે ઉદ્યમ કરવા જતાં આ છે તે ખોઇ બેસીએ તો મૂળગાજ રહીએ આમ વિચાર કરી આવની ધાડને માથે વ્હોરી લઇ હોય છે તેની તેજ સ્થિતિમાં જન્માન્ત સુધી પડી રહે છે

આ જગતમાં તો ઉત્સાહી મનુષ્યો જ આગળ વધી શકે છે નિરુત્સાહી તો હોય છે ત્યાંને ત્યાંજ પડી રહે છે. જે જે મનુષ્યોએ પોતાની સ્થિતિ ઉચ્ચ કરી હોય છે તેમનો પોતાના સામર્થ્યમાં વિશ્વાસ હતો. તે કાર્યનો આરંભ ઉત્સાહથી કરતા. તેમને કાર્ય કરવું બોજારૂપ નહિ પણ આનંદરૂપ જણાતું હતું, તમે પણ જો તમારી સ્થિતિ ઉચ્ચ કરવા ધારતા હો તો આજથી જ ઉત્સાહને ધારણ કરો. તમે ધારો તે કામ કરવાની તમારામાં યોગ્યતા છે, તે કામ કરવાનું તમારામાં બળ છે એવી શ્રદ્ધા અને ઉત્સાહ રાખીને તે કામ તમે આનંદથી કરો હિંમતપૂર્વક કરો, જરૂર તમને સફળતા મળવાનીજ.

ઘણા મનુષ્યો "હું તો નિર્ભાગી છું, પરમાત્માએ મારા નસીબમાંજ ધન લખ્યા નથી, સુખ દુઃખ મળવું તે તો દૈવાધિન છે આવા વિચારથી એવા દીર્ઘસૂત્ર થઇ ગયેલા હોય છે કેઃ

કોઇ પણ નવું કામ કરી શકતા નથી. કદાચ કરવા જાય છે તો તેમની શંકાથી પરિણામ પણ ઉલટુંજ આવે છે. તેં તો ધારે છે કે આપણા નસીબમાં હોય તો મળે ને! નસીબમાંજ દુઃખ લખાવીને આવ્યા હોઇએ તો સુખ શી રીતે મળે? આવા માણસો જ્યાં ને ત્યાં પ્રતિકુળતાજ દેખે છે. અને તે દરેક કાર્યમાં ભય અને નિષ્ફળતાજ તેમને જણાય છે. આવી રીતેજ શંકાશીલ હોવાથી તે આગળ વધવાને પ્રયત્ન પણ કરી શકતા નથી.

મનુષ્યો પોતાના પ્રયત્નથી પોતાના ભાગ્યને પલટી શકે છે ભાગ્ય અથવા તો નસીબ પણ તેમણેજ રચેલું છે. તેને ફેરવવા તે શક્તિમાન છે. તમે દુઃખ ભોગવવા જન્મ્યા નથી. ઈશ્વરે તમારે માટે સુખ તૈયાર રાખ્યું છે તે મેળવવું તમારા હાથમાં છે. તમારીજ સાથે ભણનાર, તમારાજ ગામનો એક છોકરો ગરીબમાંથી મોટો શ્રીમન્ત બની કરોડો રૂપિઆ કમાય અને તમે સર્વ યોગ્યતા હોવા છતાં મીલમાં મજુરી કરી ખાવ તેમાં તમારો જ દોષ છે. પ્રાણીમાત્રનો સ્વભાવ પોતાની ઉન્નતિ કરવાનો છે, દરેકને આગળ વધવાનું ગમે છે પેલા માણસે પોતાના સામર્થ્યમાં શ્રદ્ધા રાખી ઉત્સાહથી આગળ વધવા પ્રયત્ન કર્યો, અને તમે ભય અને શંકાથી હતા ત્યાંજ જરા પણ આગળ ન વધ્યા. એમાં તમારો જ દોષ છે.

જે મનુષ્ય રાત દિવસ પોતાની યોગ્યતા હલકી આંકવાના વિચાર કરે, 'હું નિર્ભાગી છું, મારામાં તે કાર્ય કરવાનું બળ નથી, કદાચ કામ કરવા જઉં અને નિષ્ફળ થઉં તો' આવા વિચાર કર્યા કરે તે મનુષ્ય કોઇ પણ કાર્ય સિદ્ધ કરી શકતો નથી તે પોતાની ઉન્નતિ કરવાની વાતને અસંભવિત બનાવી દે છે ગરીબ મટી ધનવાન થવું એ કાંઈ જાદુઈ ચમત્કાર નથી એ તો જે મનુષ્ય ધારે કે હું ગરીબ મટી ધનવાન બની શકું તેમ છું મારામાં ધનવાન થવાની યોગ્યતા છે, મારામાં કામ કરવાનું બળ છે, તેજ માણસ ગમે તેવી સ્થિતિમાંથી ધનવાન થઇ શકે છે ગરીબાઇના વિચાર કરનાર અને પોતાના સામર્થ્યમાં અવિશ્વાસ રાખનાર માણસ હમેશાં ગરીબ જ રહે છે.

ઘણા માણસો પોતાના ભાગ્યઉપર ઘણો આધાર રાખે છે. તે વારંવાર જોષીઓને પૂછે છે કે મારો ભાગ્યોદય ક્યારે થશે! આવા વિચાર કરનાર માણસ ભાગ્યઉપર આધાર રાખી ત્યાં ને ત્યાં જ બેસી રહે છે સ્વપ્રયત્ને આગળ વધી શકાય છે, ભાગ્યને ફેરવી શકાય છે, તે વાત તેના માનવામાં આવતી નથી. અને જીવન પર્યંત પોતાનામાં આગળ વધવાની યોગ્યતા હોવા છતાં હોય છે ત્યાંને ત્યાં જ પડી રહે છે. બીજા માણસોને પવન વેગે આગળ વધતા જોઈ તે વિચાર કરે છે કે તેનું ભાગ્ય ખુલ્યુ છે તેથી તેને પૈસા મળ્યાં કરે છે પણ આપણા ભાગ્યમાં નહિ તે શું કરીએ! આવા વિચારોથી તે બિચારો દુઃખમાં જ સડ્યાં કરે છે.

મનુષ્ય ઉત્સાહથી આગળ વધી શકે છે. જે મનુષ્યમાં કામ કરવાનો ઉત્સાહ નથી તે મનુષ્ય હોય છે ત્યાંથી જરા પણ આગળ ધસતો નથી. નોકરી કરનારા બિચારા નોકરી જ કરે છે તેમને વેપાર કરી ધન કમાવાનું સુઝતુંજ નથી. તેમનામાં સાધારણ માણસ કરતાં ભલે વધારે બુદ્ધિ હોય છતાં પણ તે સ્વતંત્ર થઇ ધન કમાવામાં નિરુત્સાહી જ રહે છે. તેમનામાં એ કામ કરવા જઉં અને નિષ્ફળ થઉં તો એ પ્રકારની શંકા ઘર ઘાલીને રહેલી હોય છે. તેથી તે ભય અને શંકાથી નોકરી છોડી સ્વતંત્રતા મેળવી શકતા નથી.

નિશાળના આસીસ્ટંટની દસ કે બાર રૂપિઆની નોકરી કરનાર, કે તેવીજ બાર પંદર કે વીસની બીજા ખાતાઓમાં નોકરી કરનાર માણસ મોઢે બુમો પાડે કે "આટલા ટુંકા પગારમાં અમારે પુરૂં થતું નથી, પણ શું કરીએ?" આમ છતાં પણ તેટલા ટુંકા પગારમાં જ પડી રહે છે. તેમના કરતાં થોડું ભણેલા; તેમના જેટલી લાયકાત વગરનાને સ્વતંત્રપણે સારૂં કમાતા તે જુએ છે, મોટા વેપારી થએલા જુએ છે; છતાં પણ તેમનાથી પોતાની ઉન્નતિ થઇ શકતી નથી. તે તો પગાર વધારવાની બુમો પાડ્યા વગર બીજું કાંઈ કરી શકતા નથી. કારણ કે તેમણે પોતાનામાં રહેલા સામર્થ્યને કુંઠિત કરી નાખ્યું હોય છે. તેમને પોતાના બળમાં વિશ્વાસ હોતો નથી. તે સ્વતંત્ર કાર્ય કરવામાં ભય અને નિરાશા જ

રેખે છે અને તેથી જ તેઓ હોય છે-તેજ સ્થિતિમાં પડી રહે છે.

મનુષ્યનામાં સર્વ કાર્ય કરવાનું બળ રહેલું છે. જેમણે આગળ વધવું હોય, પોતાની આર્થિક સ્થિતિ સુધારવી હોય તેમણે તો પોતાના મનમાંથી આવા ભયના અને નિષ્ફળતાના વિચારો કાઢી નાંખવા. તેમણે તો પોતે એમ માનવુ જોઇએ કે, મને ઇશ્વરે આવી દુ:ખી સ્થિતિમાં પડી રહેવા જન્મ આપ્યો નથી. મારામાં સર્વોત્તમ સામર્થ્ય છે, હું ધારૂં તે કરી શકુ એવુ મારામાં બળ રહેલું છે, મારામાં ઉચ્ચ બનવાની યોગ્યતા જન્મથી જ છે, હું હલકો અને સામાન્ય માણસ નથી પણ ઉચ્ચ સામર્થ્યવાન છું ઇશ્વરે મને સર્વ આપ્યુ છે. કાર્ય કરવાનુ બળ આપ્યું છે. વિઘ્નોને દૂર કરવાનુ સામર્થ્ય આપ્યું છે. મારી વ્હારે ઇશ્વર છે, પછી ભય શો? આવા ઉચ્ચ વિચારો કરી ઉત્સાહથી કાર્યનો આરંભ કરવો. જેવી સ્થિતિને મેળવવી હોય તેને યોગ્ય પ્રયત્ન કરવો. નિર્ભયતાથી પોતાના સામર્થ્યમાં શ્રદ્ધા રાખી ઉત્સાહથી પ્રયત્ન કરનારને કાંઇ પણ અશક્ય નથી.

ભાઈ, તમે ગમે તેવી દુઃખદ સ્થિતિમાં મૂકાયા હો છતાં પણ તમે તેનો ત્યાગ કરી શકો છો. માત્ર તમારા પ્રયત્નની અપેક્ષા છે. તમે પ્રશ્ન પૂછો કે શો પ્રયત્ન કરવો? પાસે પૈસો નથી તો નોકરી છોડી શો વેપાર કરવો? તો તેનો જવાબ એક જ છે કે. તમારો અંતરાત્મા કહે તે માર્ગે પ્રયાણ કરો. દરેક મનુષ્યની ઉન્નતિ થાય તેવે રસ્તે તેને તેનો અંતરાત્મા દોરે છે. પણ અંતરાત્માના આદેશની અવગણના કરી મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકતો નથી. કોઇ પણ મનુષ્ય એવો નહિ હોય કે તેને પોતાની ઉન્નતિ કરવા કયે રસ્તે પ્રયાણ કરવું તે ન સમજાયું હોય, તેને મોટી મોટી આશાઓ થવી, સુખને મેળવવાની ઇચ્છા થવી, ધનવાન થવાની અભિલાષા સ્ફુરવી, એ અંતરાત્માની પ્રેરણા અનુસાર જ થાય છે. તેને અમુક રસ્તે પ્રયાણ કરૂં તો કેવુ સારૂં, એવા ઘણી વખતે વિચાર આવે છે. અમુક ઉદ્યોગ કરૂં તો કેવું સારૂં એવો તેને વિચાર આવે છે, તે વખતે તેનામાં રહેલા નિષ્ફળતાના વિચારો તેને તે માર્ગે જવા દેતા નથી. તેના ઉત્સાહને ઢીલો કરી દે છે. અને તે વિચારને દબાવી દે છે. આથી તે માણસ આગળ વધી શકતો નથી.

તમે ધનવાન થવા ઇચ્છતા હશો તો તે પણ થઇ શકશો. તમને ધનવાન થવાના અનેક માર્ગો તમારો અંતરાત્મા સ્ફુરાવશે તમારે ધનવાન થવું હોય તો સર્વથી પ્રથમ તમારે એમ માનવું કે હું ધનવાન થઇ શકુ એવી મારામાં યોગ્યતા છે. મારામાં ધનવાન થવાના અનેક માર્ગે પ્રયત્ન કરવાનું સામર્થ્ય છે, ઉચ્ચ અને ઉદાર વિચાર રાખી ધનવાન થવાના માર્ગે પ્રયત્ન કરો ઉત્સાહથી પ્રયત્ન કરો, ફળની તાલાવેલી ન કરતાં કામ કરવામાં આનંદ માનો, તેમાં નિષ્ફળતા મળશે તો, એવા શંકાના વિચારને બિલકુલ ઉઠવા ન દો. નિર્ભયપણે સાહસ ખેડો, ઇશ્વર જરૂર તમને સહાય કરશે.

કોઈ પણ કાર્ય કરવામાં કાયરતા ન રાખવી, બીક ન રાખવી, વિઘ્નોથી હઠી જવુ ન જોઇએ. મનમાં દૃઢ શ્રદ્ધા રાખવી કે તે કાર્ય કરવાનું મારામાં બળ છે જ. કોઈ તમને મંદબુદ્ધિના કહે, તમારા કાર્યમાં શંકાશીલ બની બીકણ કહે, ભય બતાવે, તે કાર્ય નિષ્ફળ જશે તો, એવુ કહે તો તેથી નિરાશ ન થઈ જશો. તેમની તેવી ભય અને શંકાની વાતો ન સાંભળશો. તમારે તો ઉત્સાહ અને નિર્ભયતાથી કામ કર્યે જવુ. જે પ્રમાણમાં તમે તમારામાં સામર્થ્યમાં દૃઢ શ્રદ્ધા રાખ્યા કરશો તે પ્રમાણમાં તમારૂં કાર્ય સત્વર સિદ્ધ થવાનું.

*ઉન્નતિના વિચાર કર્યા કરવા, પોતાના આત્મ*સામર્થ્યમાં શ્રદ્ધા રાખવી એ મનુષ્યને આગળ વધારનાર છે. તેને તો માત્ર સફળતાના જ વિચાર આવવા જોઇએ, તમારે બીજાઓના સમાગમમાં આવતાં તેના ભયના વિચારોથી દબાઇ જવુ નહિ. પણ તમારે પ્રયત્નથી તમારામાં આગળ વધવાની યોગ્યતા છે તે બતાવી આપવું. તમારે હું દીન છું, દરિદ્રી છું, નિર્બળ છુ, એવા વિચારો કર્યા કરવા નહિ. તમે ગમે તેવી સ્થિતિમાં હો છતાં પણ એમ માની લેવું કે 'મારામાં સર્વ સામર્થ્ય છે; સર્વ કાર્ય કરવાનું બળ છે, હું ધારૂં તે કરી શકું તેમ છે.' એવા વિચારો કરી ઉત્સાહ, સાહસ અને નિર્ભયતાથી આગળ વધી સુખને મેળવવું

જે માણસો ઉત્સાહી અને આત્મસામર્થ્યમાં વિશ્વાસવાળા હોય છે તેમની પાસે દુઃખ અને દરિદ્રતાના વિચારો આવી શકતા નથી. તેમને તેમના કાર્યમાં ભય કે શંકાના વિચારવાળો માણસ ડગાવી શકતો નથી.

સાધારણ માણસો પણ ઉત્સાહથી અને પોતાના આત્મબળમાં વિશ્વાસ રાખીને જો પ્રયત્ન કરે છે તો તે મહાન પુરુષ થઈ શકે છે. તેનામાં ઉત્સાહ, બળ, આનંદ અને સાહસના વિચારો એવા રમી રહ્યા હોય છે કે તે જે જે કાર્ય કરવા ધારે છે તેમાં વિજય જ જુએ છે. તેના મુખ ઉપર તેનામાં રહેલા કર્તવ્યશીલતાના વિચારો તરવરી રહ્યા હોય છે. અન્ય મનુષ્યના ઉપર તેનો પ્રભાવ પડે છે. તેને જોઇ કેટલાક વિચારશીલ માણસો કહી શકે છે તે મનુષ્ય ભાગ્યશાળી છે, તેનામાં ઉચ્ચ બનવાનું સામર્થ્ય છે.

નિરાશ થઈ બેસી રહેવું એ મનુષ્યની અધોગતિ કરનારૂં છે આશાવાદી મનુષ્ય જ આગળ વધી શકે છે. પ્રયત્નશીલ મનુષ્ય આનંદી હોય છે. તે આળસુ થઈ લમણે હાથ મૂકી નિષ્ફળતાના વિચારો કર્યા કરતા નથી. તેનામાં પોતાના આત્મસામર્થ્ય ઉપર દૃઢ શ્રદ્ધા હોય છે તેને આગળ વધવાના અનેક માર્ગ નજરે જણાય છે તે પોતે એમ માને છે કે હું સુખ મેળવી શકું તેમ છુ. તે પોતાને કેવા થવાની ઇચ્છા છે તેનો પ્રથમ નિર્ણય કરી, તે આદર્શને પોતાની દૃષ્ટિમાં રાખ્યા કરે છે. તે જેવો થવા ધારે છે તેવો પોતે થઈ જ ચૂકયો છે એવા વિચાર રાખે છે. તે સત્ય, ન્યાય, પ્રમાણિક અને શુદ્ધ માર્ગે પ્રયાણ કરે છે. ઉત્સાહથી ધારેલી સ્થિતિ મળતાં સુધી નિર્ભયપણે પ્રયત્ન કરે છે. એકાગ્રચિત્તે ફળ મળતાં સુધી આનંદથી આગળ અને આગળ વધ્યા જ કરે છે. તેને તેના માર્ગથી કોઈ ડગાવી શકતું નથી. નિષ્ફળતાના કે નિરાશાના વિચારથી તેને કોઇ અટકાવી શકતું નથી. તે પોતાની આજુબાજુનું વાતાવરણ પોતાના વિચારને અનુકુળ બનાવી દે છે.

પોતાના સામર્થ્યથી આગળ વધવાની ઇચ્છા રાખનાર મનુષ્ય સત્યથી ભ્રષ્ટ થતો નથી, અપ્રમાણિક માર્ગે ચાલતો નથી, કોઇને દુઃખ થાય એવી ક્રિયા કરતો નથી, ભય, ચિન્તાના વિચારો કરતો નથી, કલેશ કે નિરાશા તેને ડગાવી શકતી નથી, તે પોતાના કાર્યમાં જેમ જેમ અડગપણે મંડયો રહે છે તેમ તેમ તેનામાં આત્મશક્તિયો જાગ્રત થતી જાય છે. ન ધારેલું બળ આવેલું જણાય છે, અસંભવિત કાર્યને તે સંભવિત કરી શકે છે. તે બીજાના કામમાં માથું ઘાલતો નથી, કોઇના ઉપર દ્વેષ કરતો નથી, તે તો માત્ર પોતાનું કાર્ય સિદ્ધ કરવા સિવાય બીજો વિચાર જ કરતો નથી.

દરેક મનુષ્યે જો પોતાની ઉન્નતિ કરવી હોય, આર્થિક સ્થિતિ સુધારવી હોય તો નિર્બળતાના વિચારનો ત્યાગ કરવો, આળસને હડસેલી મૂકવી, ચિન્તાના વિચારોને ઉખેડી નાંખવા, દુષ્ટતાના અને ભયના વિચારોને બાળી દેવા, અને એમ માનવુ કે મારામા તે કાર્ય કરવાની યોગ્યતા છે, તે કાર્ય કરવાનુ બળ છે, વિઘ્નોને દૂર કરવાનું સામર્થ્ય છે, આવા વિચારથી ઉત્સાહપૂર્વક સાહસ કરવુ દુઃખ અને નિરાશાના ઉદ્‌ગારો કાઢવા નહિ, સુખ અને સફળતાના જ વિચારો કર્યા કરવા.

વિજયના વિચારો કર્યા કરવાથી મગજશક્તિ ખીલે છે, પ્રતિભા શક્તિમાં વધારો થાય છે. દરેક મનુષ્યે એમ ધારવુ કે મારામાં હું ધારૂં તેવી સ્થિતિ મેળવી શકવાનુ સામર્થ્ય છે, યોગ્યતા છે, ઇશ્વરે મારામાં મહાન કાર્યો કરવાની શક્તિયો જન્મથી જ બક્ષેલી છે. હું પરમાત્માના અંશરૂપ છુ. મારી વ્હારે ઈશ્વર સદા તૈયાર છે. મારી રગેરગમાં આનંદપૂર્વક આગળ વધવાનુ સામર્થ્ય છે આવા વિચાર જેનામાં દૃઢપણે જામી ગયા હોય છે તેજ માણસ ઉન્નતિ કરી શકે છે.

કાર્યકુશળ બનો, તમારે ઉન્નતિ કરવી હોય તો નિર્ભયતાથી આગળ વધો, શંકાશીલ ન બનો, ભયનો ત્યાગ કરો. જેમ સૂર્યનો પ્રકાશ થતાં અંધારૂં રહેતું નથી તેમ તમારામાં કાર્ય કરવાનું અપૂર્વ સામર્થ્ય છે એવું જ્યાં તમે દૃઢ પણ માનતા થશો કે તરત જ નિરાશા અને ભય તો નાસી જવાનાં. આનંદપૂર્વક આગળ વધો. દરેક કાર્ય કરવામાં ઉત્સાહ રાખો. ઉત્સાહ વગર કોઇ પણ કાર્ય થઈ શકતું નથી. ઉદાસીન ન બનો. ઉદાસીનતા એ તમારા શત્રુરૂપ છે. ભૂલેચુકે પણ તેના

પંઝામાં ન સપડાશો. હમેશાં આનંદી અને શાન્ત રહો. તમારો કાર્ય કરવાનો ઉત્સાહ જ તમને કામ કરવામાં આનંદ આપશે. એકાગ્રતાપૂર્વક કાર્ય કરો. મનને ડગમગ થવા ન દો.

ઘણા માણસો પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માન્યો હોય છે તેજ સ્થિતિમાં પડ્યા રહે છે. આવા માણસોને નવું કાર્ય કરવાનો ઉત્સાહ જ પ્રકટતો નથી, તેઓ નિરાશાવાદી હોય છે તે એમ ધારે છે કે "છે તેજ ખાઇને બેસી રહેવું સારૂં છે વધારે મેળવવા જતાં છે તે કદાચ ખોઇ બેસીએ તો પાછા પસ્તાઇએ.' આવા વિચારથી તે જે સ્થિતિમાં મૂકાયા હોય છે તે જ સ્થિતિમાં પડ્યા રહે છે. જેમ કુવામાના દેડકાને મહાસાગરના અગાધ જળનું ભાન હોતું નથી તેમ આવા સંતોષી માણસને પોતાનામાં રહેલા અમર્યાદ સામર્થ્યનું ભાન થતું નથી.

ઘણા માણસો પ્રયત્ન કરતાં અચાનક વિઘ્ન આવી પડતા નિષ્ફળ થાય છે તો તે ભયથી ફરી ઉભા જ થતા નથી. તેમને જ્યાંને ત્યાં નિષ્ફળતા જ જણાય છે. આવા માણસો પણ આળસુ થઈ હોય છે તેવી જ દુઃખી સ્થિતિમાં દહાડા કાઢી દુઃખનાં રોદણાં રડ્યાં કરે છે તેમને ખબર નથી કે તે દુઃખમાં પડ્યા રહેવા જન્મ્યા નથી. પ્રયત્ન કરી સુખી સ્થિતિ પ્રાપ્ત કરવાનું તેમનામાં બળ છે કદાચ એકાદ પ્રસંગે નિષ્ફળતા મળી તો તેથી પછી ડગાઇ જવું નહિં વિચારપૂર્વક ફરી પ્રયત્ન [illegible] નિષ્ફળતા મળવાનું કારણ પણ તેનો શકાશીલ વિચાર જ હોય છે. તેનો ત્યાગ કરી નિર્ભય બની ઉત્સાહથી ફરી પ્રયત્ન કરવો જે માણસ પોતાની શક્તિયોનો પૂર્ણરૂપે પોતાનામાં વિકાસ કરે છે તેને કોઇ પણ પદાર્થ એવો નથી કે જેને તે મેળવી શકે નહિ. ઇશ્વરે તેનામાં દિવ્યશક્તિયોનો વિકાસ થાય તે માટે જ જન્મ આપ્યો છે, તેનો આત્મસામર્થ્ય ઉપર શ્રદ્ધા રાખી ઉત્સાહથી પ્રયત્ન કરી વિકાસ કરવો એ તેના પોતાના હાથમાં છે.

મનુષ્ય પોતે પોતાની ઉન્નતિ કરી શકવાને સમર્થ છે માત્ર તેનામાં ઉત્સાહ પ્રકટવો જોઇએ. તેણે "નિષ્ફળ થવાશે તો કેમ, વખતે તે કામ ન બન્યું તો, તેમાં અડચણ પડી તો,' આવા "આવા વિચારોનો ત્યાગ કરવો. જો આગળ વધવું જ હોય તો ઉત્સાહપૂર્વક યાહોમ કરો. સાહસ કર્યા વગર કોઇએ કાંઇ મેળવ્યું નથી. નિષ્ફળતાના કે ભયના વિચારો કરી કરીને તમારી અંતર શક્તિયોનો નાશ ન કરો. આજે ઘણા દુઃખી અને દરિદ્રી જણાય છે, તેઓએ ભયના, નિરાશાના અને નિષ્ફળતાના વિચારો કરી કરીને પોતાના સામર્થ્યને ખોઈ નાંખ્યું છે. તે પોતે તેથી દુઃખી થયા છે અને તેમના સહવાસમાં આવનારને તેઓ તેવા ઝેરરૂપી વિચારોને આપી દુઃખી બનાવી મૂકે છે.

તમારો અભ્યુદય તમારા હાથમાં છે, હવે તમે દુઃખને ભોગવો દરિદ્રતામાં પડ્યા રહો તો તેમાં તમારો જ દોષ છે નિરાશાવાદી મનુષ્યોનો ત્યાગ કરો, તેમની સલાહ લેવાનું છોડી દો. જેમણે આ જગતમાં પોતાના આત્મસામર્થ્યવડે વિજય મેળવ્યો હોય તેમની જ સલાહ લેવી હોય તો લ્યો, નિરાશાવાદી મનુષ્ય હમેશાં જ્યાં હોય છે ત્યાંને ત્યાં જ પડ્યો રહે છે નાહક તમે પણ-આમ થશે તો કેમ અને તેમ થશે તો કેમ, એવા ડાહ્યા વિચાર કરવામાં વખત ન ગુમાવો. તમારામાં અપૂર્વ બળ છે, કામ કરવાની યોગ્યતા છે, છતાં નિષ્ફળતાના વિચારો કર્યા કરી આગળ વધવા પ્રયત્ન ન કરો તો પછી તમારો પોતાનો જ દોષ છે.

કોઈ પણ કાર્ય તમે ઉત્સાહથી સર્વોત્તમ રીતે કરી શકો છો જો તે કાર્ય કરવાનો તમને ઉત્સાહ પ્રકટે છે તો પછી તે કરવાના માર્ગો તો તમને સૂઝ્યા વગર રહેવાના જ નથી. ઘણા માણસો માત્ર ભય અને શંકાના વિચારોથી જ આગળ વધી શકતા નથી. તમારે તેવા વિચારો ન કરવા. તેવા ભયના, નિરાશાના, શંકાના અને નિષ્ફળતાના વિચારો કરનારાના સંગે પણ ન રહેવું, તેમની કોઈ કામમાં સલાહ પણ લેવી. તમે સલાહ લેવા જશો તો તે તેમાં અનેક પ્રકારનાં વિઘ્નો બતાવી તમારા ઉત્સાહનો ભંગ કરી નાંખશે, અને ઉત્સાહનો ભંગ થતાં તમે કંઈ પણ કરી શકવાના નહિ. માટે તેવા માણસોની સલાહ ન લેતાં ઈશ્વરના ઉપર સંપૂર્ણ ભરોસો રાખી તમને સ્ફુરેલા માર્ગે ઉત્સાહથી પ્રયત્ન કરી સુખી થાવ.

# सत्य विना बीजुं कशुं नथी.

( લેખક.—મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધી. )

## પ્રકરણ ૧ લું.+

"આ સમારમા સત્યથી બીજો કોઈ ધર્મ નથી. જેઓ લાલચોને વશ થઈ સત્ય ચુકે છે તેઓ કદી સુખી હોતા નથી. દુનિયાની નજરે તેઓ અનેક પ્રકારની મોજ માણતા જણાય છે, પણ અંદરથી તો તેમનું દુઃખ તેઓ જ જાણે છે વળી દુનિયાની મોજમઝા તો ચાર દીનની ચાંદનીની જેમ નાશ પામી જાય છે. ત્યારે તેમનાં દુઃખનો પાર રહેતો નથી. લાખો માણસ અસત્ય માર્ગે ચાલીને દુઃખી થાય છે તોપણ કોઈક જ સત્ય રસ્તે ચાલવાની હોંસ કરે છે. જે સત્ય રસ્તો પકડે છે તે સુખી છે. એવા સત્યવાનનાં દર્શન થવાં એ પણ ચડતા નશીબની નિશાની છે.

"બાપા મને એવા સત્યવાનનાં દર્શન ન થાય?" શિવદયાલે પોતાના પિતા શાંતિલાલને પૂછ્યું. શાંતિલાલ રોજ સાંજે પોતાના પુત્રને ધર્મની બાબતો સમજાવતા, અને તેનું વર્તન તેમાં બરોબર રહે, એ બાબત પૂરતું ધ્યાન આપતા દીકરાના સવાલથી ખુશી થઈ તેણે જવાબ આપ્યો "થઈ શકે, દીકરા! ભાગ્યમાં હોય તો."

"પણ એ ક્યાં મળે, બાપા?" દીકરે ફરી પ્રશ્ન પૂછ્યો. "દીકરા! હું એથી અજાણ છું. મારા નશીબમાં એવા મહાત્માના દર્શનનો લાભ નથી લખાયેલ. પ્રભુ તને એવો લાભ આપો એમ ઇચ્છું છું." બાપે ગંભીરપણે જવાબ આપ્યો.

"બાપા, મને રજા આપો. મારે સત્યવાનનાં દર્શન કરવાં છે. મારે એમની શોધ કરવી છે."

બાપે દીકરાની ઇચ્છા દાબી ન દેતાં રજા આપી ને શિવદયાલ સત્યવાનની શોધમાં નીકળી પડ્યો

## પ્રકરણ ૨ જું.

સત્યવાનના દર્શનની આતુર ઇચ્છામાં શિવદયાળ રાજમાર્ગે ને જંગલમાં ભમવા લાગ્યો. તેનું ચિત્ત સત્યવાનના વિચારમાં એટલું બધું પરોવાઇ ગયું હતું કે તેને ભુખ તરસનું ભાન રહ્યું નહીં. આવી સ્થિતિમા ફરતા ફરતા એક દિવસ બપોરે તેને એક માણસ મળ્યો. તેણે ઉભા રહીને શિવદયાલને પૂછ્યુ "બચ્ચા, ક્યાં જાય છે?" શિવદયાળે ઉભા રહી જવાબ આપ્યો "હું સત્યવાનની શોધમાં જાઉં છું મારા બાપાએ, કહ્યું છે કે જે ભાગ્યશાળી હોય તેને જ સત્યવાનનાં દર્શન થાય. હું એનું ઠેકાણું જાણતો નથી, તેથી તેની શોધમા નીકળ્યો છું."

તે શખ્સ બોલ્યો, "બચ્ચા, હું જ તે સત્યવાન છું, જેને તું શોધે છે."

શિવદયાળ મહુજ ખુશીમા આવી ગયો, તે બોલ્યો, "મહાત્મા! આપ કઈ બાજુએ પધારો છો? જો અમારી તરફ જતા હો તો મારે ઘેર પધારો. પણ જો આપને ઘેર પધારતા હો તો મને સાથે લઈ જાઓ."

સત્યવાને કહ્યું, "હમણા મારે કામ છે. કાલે સવારે તું મારે ઘેર આવજે. પૂર્વ દિશામાં સીધો ચાલ્યા કરીશ એટલે એક જંગલમાં તું પહોંચીશ. ત્યાં એક સાફ જગ્યામા આરામ લઇ જે બનાવ બને તે જોજે એ જોઇ જરા આગળ ચાલીશ કે તું એક મોટી વાડીની પાસે આવીશ.' તેમાં સોનાના છાપરાવાળુ ઘર છે તે મારૂં છે. ત્યાં દરવાજે હું તને મળીશ" એટલું કહી સત્યવાન તે છોકરાની નજરથી અદૃશ્ય થઈ ગયા.

## પ્રકરણ ૩ જું.

શિવદયાલે દેખાડેલે રસ્તે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તે જંગલમાં આવ્યો. ત્યાં એક

+ મહાત્મા ટોલ્સ્ટોયની એક વાર્તા ઉપરથી.

સારૂ જગ્યામાં તેણે એક મોટુ વડનું ઝાડ જોયું. તેની એક ડાળીને એક દોરડું બાંધ્યુ હતું દોરડાને છેડે એક ભારે લાકડાનો ઘોડો બાંધ્યો હતો. લટકતા ઘોડા નીચે મધનું વાસણ રાખેલું હતું. તેનો એવો હેતુ હતો કે રીંછ વિગેરે તે ઘોડાને ખસેડયા વિના મધને અડી ન શકે, ને ઘોડો ખસેડે તો પાછો મધમાં આવતાં ઇજા કરે છોકરો વિચાર કરતો ઉભો છે તેવામાં જંગલમાં એક કડાકો થયો અને કેટલાક રીંછો આવતાં તેણે દીઠાં. તેમાંથી એક રીંછણ સીધી મધના વાસણ ભણી ગઇ અને તેણે પોતાના નાક વતી ધક્કો મારી ઘોડો ખસેડયો, એટલે તેનાં ત્રણ બચ્ચાં જે તેની વાંસે વાંસે જતાં હતાં તેઓએ મધ ઉપર તલપ મારી. તેટલામાં પેલો ઘોડો પાછો આવ્યો અને તેમના માથા ઉપર પડયો તેઓ ચીસ પાડી ભાગી ગયાં રીંછણ ખીજાઇને ઘોડાને ફરી જોરથી ફેંકયો. ઘોડો બહુ ઉંચે ઉછળ્યો. બચ્ચાં મધ પાસે ગયાં. ઉંચે ઉછળેલો ઘોડો જોરથી રીંછોના માથા ઉપર પડયો. તેમાંનું એક બચ્ચુ તુરત જ મરી ગયુ રીંછણ વધુ ખીજાઇ. ઘોડાને પકડી વધુ જોરથી ઉંચે ઉછાળ્યો ઘોડો ડાળીથી પણ ઉંચો ચઢયો. હવે રીંછણ પાછી મધ તરફ ગઇ ઘોડો ઉંચે ચઢતો ચઢતો અટકયો ને પાછો નીચે પડવા માંડયો, જેમ જેમ નીચે આવતો ગયો તેમ તેની ઝડપ વધવા માંડી અંતે બરોબર ને માથે એવા જોરથી તે પડયો કે રીંછણ પણ મરી ગઈ તેનાં બચ્ચાં તેને મૂકીને નાશી ગયાં.

શીવદયાળ અજબ થતો થતો આગળ ચાલ્યો. તે વાડી અને સોનાના છાપરાવાળા ઘર પાસે આવી પહોંચ્યો. દરવાજામાં જ સત્યવાનને તેણે દીઠા શીવદયાળને આવકાર દઇ વાડીમાં લીધો. વાડીની રચના અને ભપકો તેણે સ્વપ્નામાં પણ દીઠાં નહોતાં. સત્યવાન તેને મહેલમાં લઇ ગયા. તેમાંના ઓરડાઓ જોતા જાય ને જાણે સુનતો જાય એવુ લાગ્યુ એમ કરતાં એક બંધ ઓરડા પાસે આવ્યા. સત્યવાને કહ્યુ, "આ દરવાજો જોયો ? એને તાળુ નથી, માત્ર એક સીલ છે. ઉઘાડવો હોય તો તુરત જ ઉઘડી શકે એમ છે, પણ હું તને ઉઘાડવાની ના પાડું છુ આ મહેલમાં રહીને જ્યાં ફરવું હોય ત્યાં ફરજે, માત્ર એક હુકમ પાળજે. આ બારણું ઉઘાડીશ નહીં, પણ જો ઉઘાડું તો જંગલમાં જોયું છે તે યાદ કરજે." આટલુ કહી સત્યવાન અદ્રશ્ય થઈ ગયા.

શિવદયાળ એકલો રહેવા માંડયો. ૩૦ વરસ તેને ત્યાં થઈ ગયાં, પણ તેને તો તે ત્રણ કલાક જેવાં લાગ્યાં. આ મુદત ખલાસ થયે એક દિવસ તે સીલવાળા દરવાજા પાસે ફરતો હતો ત્યારે તેને વિચાર થયો, કે "આ ઓરડામાં જવાની મનાઈ સત્યવાને શા માટે કરી હશે ? હું તો અંદર જઈશ, અને તેમાં શું છે તે જોઈશ."

બારણાને ધક્કો દઇ તેણે સીલ તોડી નાખ્યાં અને અંદર દાખલ થયો. એ ઓરડો સઉથી સુંદર હતો અને તેની વચ્ચે સોનાની રાજગાદી હતી.

તે રાજગાદી પર ચઢી બેઠો. રાજગાદી સામે રાજદંડ પડેલો દીઠો. તે પણ તેણે હાથમાં ઝાલ્યો. જેવો તેણે રાજદંડ ઝાલ્યો કે તુરત જ ઓરડાની ચારે ભીંતો નીચે પડી ગઈ જેથી આખી દુનિયા અને તેમાં માણસો શું કરે છે તે એને દેખાવા માંડયું "મારે ઘેર બધા કેમ છે અને દાણાનો પાક કેવો છે તે હું જોઇ શકીશ." એવો તેને વિચાર આવ્યો. જેવી તેણે પોતાના ખેતર ભણી નજર કરી કે તેને પાક સારો જણાયો. એક ખેડુત તેમાં થઇને ગાડું હાંકતો તેણે દીઠો. પહેલાં તો તે તેને પોતાના બાપનુ ગાડું લાગ્યું, પણ બરોબર તપાસતાં તે તો કોઈ ચોર જણાયો. આથી શિવદયાળ ગુસ્સે થઇ બોલી ઉઠયો, "બાપા, બાપા, ખેતરમાં દાણાની ચોરી થાય છે !" બાપ જાગી ઉઠયો "અરે ! મને સ્વપ્નું આવ્યુ કે ખેતરમાં દાણાની ચોરી થાય છે, ચાલ જઇને જોઉં." એમ વિચારીને ઘોડે બેસી ખેતર ભણી ગયો ત્યાં ચોરોને દેખી તુરત જ પાડોશીને ભેગા કરી તેને પકડયો, અને સહુએ તેને ખુબ મારી કેદખાનામાં નંખાવ્યો.

હવે શિવદયાળે પોતાના ઘર ભણી નજર કરી, તો ત્યાં પોતાની માને સુતેલી દીઠી. એક ચોર ઘરમાં પેસી પેટી ભાગવા માંડી. તેની મા જાગી ઉઠી અને ચીસો પાડવા માંડી, જેથી ચોર એક કુહાડી લઈ તેને મારવા દોડયો. શિવદયાળથી આ દેખી ન શકાયું, તેણે રાજદંડનો પેલા ચોર ઉપર પ્રહાર કરી તેને તુરત જ મારી નાખ્યો.

## પ્રકરણ ૪ થું.

શિવદયાળે જોયો તે ચોરને મારી નાખ્યો કે તુરત જ ચારે બાજુથી દીવાલો અસલની જેમ બંધાઇ ગઈ. દરવાજો ઉઘડી ગયો અને સત્યવાન તેમાં દાખલ થયા. તેણે શિવદયાળને હાથ ઝાલીને ગાદી ઉપરથી ઉતારી મૂકી કહ્યું કે "તેં મારો હુકમ માન્યો નહીં દરવાજો ઉઘડયો એ તેં એક પાપ કર્યું, મારી રાજ ગાદી પર ચઢી મારો રાજદંડ ઝાલ્યો એ બીજું પાપ. અને દુનિયાના પાપમાં વૃદ્ધિ કરી એ ત્રીજું પાપ જો એક કલાક વધુ તું ત્યાં રહ્યો હોત તો અર્ધી દુન્યાનો તું નાશ કરત."

સત્યવાને શિવદયાળના કામનો ચિતાર આપવા ફરીથી તેને રાજગાદી પર બેસાડી તેના હાથમાં રાજદંડ આપ્યો. દિવાલો ફરીથી તુટી પડી અને આખી દુનિયાના દેખાવો પ્રત્યક્ષ થયા. હવે સત્યવાન બોલ્યા કે જો, આ તારા બાપની દશા તેં કેવી કરી. પેલો ચોર જેલમાં વધુ—બદમાશી શીખ્યો. એણે તારા બાપના બે બળદ ચોર્યા, અને હવે ઘરને આગ લગાડે છે. શિવદયાળે પોતાનું ઘર બળતું દીઠું. ત્યાંથી નજર ફેરવી તેની મા તરફ જોયું, તો તેવામાં તે ગમગીનીમાં બોલી. "અરે! ચોર મારે હાથે મુઓ તેના કરતાં એણે મને મારી હત તો કેવું ભલું થાત! હું કેટલા પાપથી છુટત!" આ તારી માની દશા તેં કરી હવે બે દરોગાએ પકડેલો એક ચોર તેમની નજરે પડયો. સત્યવાન તેને દેખાડી બોલ્યા, "આ માણસે નવ હત્યા કરી છે. પોતાનાં પાપનો જવાબ એને દેવો પડત, પણ તેં તેને મારીને તેનાં પાપ તારે માથે લીધાં છે, આ તારી પોતાની દશા તે કરી. પેલી રીંછણે ઘોકો ઉછાળ્યો ને તેના બચ્ચાંને વાગ્યું. ફરી ઉછાળ્યો ને તેનું મોટું બચ્ચું માર્યું ગયું વળી જોરથી ઉછાળ્યો ને પોતે મારી ગઇ. તેં પણ એવું જ કર્યું હવે તને ૩૦ વરસની મુદત આપું છું. જેથી સંસારમાં જઇને મારો કામો કરી ચોરનાં પાપો ધોઇ નાખ. જો એ તારાથી નહીં બને તો ચોરની સજા તારે ખમવી પડશે."

"ચોરનાં પાપો હું કેમ ધોઈ શકીશ?" શિવદયાળે ચિંતાતુર ચહેરે પૂછ્યું.

સત્યવાને જવાબ દીધો, "તેં દુનિયામાં જેટલાં પાપ કર્યાં છે તેટલું ભલું કરીશ ત્યારે તારાં અને ચોરનાં બંનેનાં પાપ સાફ થશે."

શિવદયાળે ફરીથી પૂછ્યું, "સંસારનાં પાપો કેમ ધોવાય?" સત્યવાને જવાબ દીધો, "પૂર્વ દિશામાં તું ચાલવા માંડ. ત્યાં એક ખેતર આવશે તેમાંના માણસોને તું જાણતો હોય તે કહેજે. વળી આગળ જજે ને જે જુવે તે ધ્યાનમાં રાખજે. ચોથે દિવસે એક વન આવશે. તે વનમાં એક ઝોંપડું છે. તેમાં એક ઘરડો માણસ રહે છે, તારી કહાણી એને કહેજે. એ તને શિખામણ આપશે તેની શિખામણ પ્રમાણે બરાબર ચાલીશ એટલે તારાં અને ચોરનાં પાપ ધોવાઈ જશે."

આ પ્રમાણે કહી સત્યવાને શિવદયાળને વાડીની બહાર મૂકી દીધો.

## પ્રકરણ ૫ મું.

શિવદયાળ રસ્તે ચાલતાં ચાલતાં વિચારે છે. દુનિયામાંથી પાપ કેમ જાય? લોકો પાપીઓને જેલમાં નાખે છે, દેશપાર કરે છે, ફાંસીએ ચઢાવે છે. આમ કરી પાપ દૂર કરવાનો યત્ન સહુ કરે છે. બીજાનાં પાપ લીધા વિના હું પાપ કેમ દૂર કરું? આમ મુંઝાતો મુંઝાતો તે ચાલ્યો જાય છે પણ કંઇ સુઝતું નથી. એમ કરતાં તે એક ખેતર પાસે આવ્યો. તેમાં દાણો સારો પાકયો હતો વાઢનારા દાણો કાપવા આવ્યા હતા તેમાં એક વાછરડું પેસી ગયું. બધા ખેડુઓ અહીંથી તહીં તેને દોડાવે, ઘડીમાં તે બહાર આવે ને વળી માણસોની ચીસાચીસ ને દોડાદોડથી તે પાછું ખેતરમાં પેસી જાય. એક બાઇ રડતાં રડતાં બોલી, "આ ખેડુ મારા વાછરડાને મારી નાખશે" શિવદયાળ બોલી ઉઠયો, "ભાઇઓ, તમે બધા ટાઢા પડી ઉભા રહો તો હમણાં આ બાઇ તેને બોલાવી લેશે." ખેડુતો તેની વાત માની એક બાજુએ ઉભા રહ્યા. એટલે પેલી બાઇએ વાછરડાને બોલાવી લીધું. શિવદયાળની આ શિખામણથી પેલા ખેડુઓ, તે ઓરત અને વાછરડું ત્રણે રાજી થયાં.

શિવદયાળ વળી ચાલતાં વિચારે છે. "હવે સમજાય છે કે પાપથી પાપ વધે. પાપને જેમ ઝાઝી સજા કરીએ તેમ તે વધતું જાય. પાપે પાપનો નાશ એ વાત તો ખોટી. ત્યારે પાપનો નાશ કેમ થાય? જો વાછરડે તે ઓરતનું કહેવું ન માન્યું હોત તો તે કેમ બહાર નીકળત! મને તો કંઇ સુઝતું નથી." (અપૂર્ણ.)



# स्वामी विवेकानंद

વિવેકાનંદનું નાનપણનું નામ નરેન્દ્ર હતું તેમના પ્રપિતામહ રામમોહનદત્ત સિમલામા વકીલાત કરતા હતા. તેમના પુત્ર દુર્ગાચરણને સંસાર ઉપર વૈરાગ્ય થવાથી સન્યાસી થઈ ગયા હતા તેમને નાનપણથી જ સાધુ સંતોનો સમાગમ ઘણો ગમતો હતો. તેમનુ લગ્ન થયા છતાં પણ સંસારમાં આસક્તિ થઈ નહોતી દુર્ગાચરણને પુત્ર થયો હતો. તે પુત્રનો જન્મ થતા સંસારમાં રહેવાથી વધુ બંધન આવી પડશે એવા વિચારથી તે ઘર છોડી ચાલ્યા ગયા. તેમને શોધવા નાના પુત્ર સાથે તેમની પત્ની કાશીમાં ગઇ હતી તે વખતે રેલ્વે ન હોવાથી લોકો નૌકામાં બેસીને કાશીએ જતાં. દુર્ગાચરણની સ્ત્રી પણ બાળક વિશ્વનાથને લઈ નૌકામા બેસી કાશીએ જતાં હતાં તેવામાં બાળક રમતાં રમતાં નદીમાં પડી ગયો. બાળકને નદીમાં પડી ગયો જાણી તરત જ તેની માતાએ પણ નદીમાં કુદકો માર્યો. તે પોતાના બાળકને ઉંડા જળમાંથી બહાર ખેંચી કાઢી નૌકામાં આણ્યો, અને બાળકનો જીવ બચાવ્યો.

કાશીએ ગયા પછી દુર્ગાચરણની સ્ત્રી રોજ વિશ્વનાથનાં દર્શન કરવા જતી હતી એક વખતે વરસાદ પડવાથી કાદવમાં તે સ્ત્રી પડી ગઈ તેને પડતાં એક સંન્યાસીએ જોઈ તેણે તેનો હાથ ઝાલી ઉઠાડી અને મંદિરના પગથીયાં ઉપર બેસાડી. તે સ્ત્રીએ ભાન આવતાં સન્યાસીના સામું જોયું. બંનેની આંખો મળતાં એક બીજાને ઓળખી શક્યાં. થોડીવારે તે સન્યાસી ત્યાંથી ચાલતો થયો. આ સન્યાસી બીજો કોઇ નહિ, પણ દુર્ગાચરણ હતો. એક વખત દુર્ગાચરણ પોતાની જન્મભૂમિનાં દર્શન કરવા કલકત્તે ગયો, તેની તેનાં સબંધીજનને ખબર પડવાથી પોતાને ઘેર લઈ ગયાં. દુર્ગાચરણ ઘેર ગયો ખરો પણ ત્યાં જઇ મૌન ધારણ કર્યું ત્રણેક દિવસ રહી તે છાનોમાનો ચાલ્યો ગયો. દુર્ગાચરણનો પુત્ર વિશ્વનાથ વિદ્યાભ્યાસ કરતો હતો. તેમણે અંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. તે પછી હાઇકોર્ટના એટર્ની થયા હતા. તેમણે ઘણું ધન મેળવ્યુ પણ ઉદાર બહુ હતા તેવા આવેલુ સર્વ ખર્ચી નાંખતા. તેમને નાનપણથી સંગીતનો શોખ હતો. તેથી તેમણે પોતાના પુત્ર નરેન્દ્રનાથને સંગીત શીખવ્યુ હતુ. વિશ્વનાથ હમેશ આનંદમાં મસ્ત રહેતા. તેમની સ્ત્રી ભૂવનેશ્વરી પણ આનંદી, અને પતિસેવા કરવામાં પોતાનું સૌભાગ્ય માનતાં. તે સદા પોતાના પતિને અનુકુળ વર્તતાં.

વિશ્વનાથ ઘણાં નિરાધાર સગાંને અને અન્ય ભિક્ષુકોને સારી મદદ કરતા. તેમનાં સ્ત્રી ભૂવનેશ્વરી દેવભક્તિ કરવામાં કાળ ગાળતાં નાનપણમાં રામાયણ, મહાભારત વિગેરે ધર્મગ્રન્થોનું અધ્યયન કરવા ઉપરાંત પતિપાસે ઘણી વાતો મોઢે સાંભળી શીખી લેતાં. નરેન્દ્રનાથ વિદ્યાભ્યાસ કરતી વખતે ધર્મનું શિક્ષણ મેળવવા મથતા. બ્રહ્મચર્ય પાળી નિયમિત ભોજન જમતા. ભોંય પથારી કરીને સુતા

નરેન્દ્રનાથ પાંચ વર્ષના હતા ત્યારથી જ ધર્મસબંધી નાનાં નાનાં વાક્યો મોઢે બોલતા. છ વર્ષે તો તેમણે રામાયણનાં ઘણાં સ્તોત્રો મોઢે કર્યાં હતાં રામાયણની કથા તેમને ઘણી સારી લાગતી તેથી, ઘણીવાર કોઇ કથા કરતુ હોય તો તરત, તે સાંભળવા જતા. એક વખતે એક બ્રાહ્મણ રામાયણની કથા કહેતાં વચ્ચે એક કડી ભૂલી ગયો, તેથી તરત જ નરેન્દ્રે તે યાદ કરી આપી હતી. રામાયણ સાંભળતા રામના પરમભક્ત હનુમાનનું ચરિત્ર સાંભળી તેમના જેવી ઈશ્વરની ભક્તિ કરવાનું તેમને મન થઈ જતુ

- નાનપણમાં તેમને ભણાવવામાટે માસ્તર રાખ્યો હતો. તેની પાસે તે બે ત્રણ વાર પાઠ

વાંચતાં જ મોઢે કરી લેતા. વિદ્યાભ્યાસ કરવાનાં પુસ્તકોનો અભ્યાસ કરી રહ્યા પછી બીજા પુસ્તકો ઘણાં વાંચતા. જ્યોતિષનો પણ તેમણે સારો અભ્યાસ કર્યો હતો. તેમની સ્મરણશક્તિ અદ્ભૂત હતી. તેમને તર્કવિતર્ક કરવાની ટેવ હતી જેથી જેની તેની સાથે વાદ કરવા મચી પડતા. વિદ્યાભ્યાસ કરવા ઉપરાંત કસરતનો પણ તેમને શોખ હતો. તેમને તેમના બાપે એક ઘોડો ખરીદી આપ્યો હતો. તેથી ઘોડા ઉપર બેસી રોજ તે ફરવા જતા. રોજના અભ્યાસથી તે ઉત્તમ ઘોડેસ્વાર બની ગયા હતા. તે મલ્લકુસ્તી કરવામાં, દંડ પીલવામાં, તરવામાં, પટા ખેલવામાં, સર્વમાં પારગત હતા.

નરેન્દ્ર બાળપણમાંથી જ સત્યનીષ્ટ હતા તે કહેતા કે અસત્ય ભાષણ નાશ કરવા માટે હું બાળકોને કદી ભય બતાવતા નહિ. કોઇ પણ બાળકને જો કોઈ બીવરાવે તો તે તેના સામે થતા. તે હંમેશાં આનંદી રહેતા. તે પોતાના ઘરની પાસે એક ઘર હતું તેના મેડા ઉપર એકાંતમાં બેસતા ઉઠતા. તે કલકત્તાની જનરલ એસેમ્બલીસ ઈન્સ્ટીટ્યુશનમાં એફ. એ. નો અભ્યાસ કરતા હતા, ત્યાં તે વખતે હેસ્ટી સાહેબ પ્રીન્સીપાલ હતા. તેમનો વિદ્યાર્થીઓ સાથે સરળ ભાવ જોઈ નરેન્દ્રની તેમના ઉપર પ્રીતિ સારી હતી. એક વખતે તેમણે વર્ડસવર્થની કવિતા સમજાવતાં કહ્યું કે "આ કવિને ભાવ સમાધિ થતી હતી!" આ સાંભળી નરેન્દ્રે કહ્યું કે "ભાવ સમાધિ એટલે શું!" ત્યારે સાહેબે કહ્યું કે: 'ચિત્તની પવિત્રતા વખતે કોઈ વિષયમાં મન એકાગ્ર થાય છે ત્યારે સમાધિ થાય છે એવી સમાધી તો કોઈ મહાપુરુષને જ થાય છે. હાલ તો માત્ર દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પરમહંસને એવી સમાધિ થતી મેં જોઈ છે તમે તેમને જોશો એટલે ખબર પડશે." આ સાંભળી નરેન્દ્રનો વિચાર રામકૃષ્ણ પાસે જવાનો થયો હતો. તે ઘણીવાર બ્રાહ્મસમાજમાં જતા આવતા, એક વખતે તે આદિ બ્રાહ્મસમાજના પૂજ્યપાદ આચાર્ય મહર્ષિ દેવેન્દ્ર નાથની મુલાકાત લેવા ગયા હતા તે વખતે મહર્ષિ પોતાના શિષ્યોને નિત્ય ઈશ્વરનું ધ્યાનાભ્યાસ કરવાની ભલામણ કરતા હતા. તેમણે નરેન્દ્રને જોઈ કહ્યું હતું કે તમારામાં યોગીનાં સર્વ લક્ષણો જણાય છે. માટે ધ્યાનનો અભ્યાસ કરશો તો યોગની સિદ્ધિ થશે. આ સાંભળી નરેન્દ્રને ધ્યાનમાં બેસવાનો વધુ ઉત્સાહ થયો હતો.

તે નાના ચાર પાંચ વર્ષના હતા ત્યારથી જ સીતારામની, મહાદેવની અને દેવદેવીની માટીની મૂર્તિઓ બજારમાંથી વેચાતી લાવી તેમની પુંજા કરતા, તેમને ફુલહાર ચઢાવી સામે બેસી ધ્યાન ધરતા હોય તેમ આંખો મીંચીને શાંત બેસી રહેતા. આ વખતે એક દિવસે નરેન્દ્ર પોતાના મિત્ર હરિ સાથે એક ઓરડામાં પેસી ધ્યાન કરતા હોય તેમ કેટલાક વખત સુધી બેસી રહ્યા હતા તેમને શોધતાં ઘરનો ઓરડો બંધ દીઠો તે ઓરડાનાં બારણાં ઉતારી અંદર જોયું તો નરેન્દ્રને ધ્યાનમાં બેઠેલો જોઈ સર્વ કોઇ ચકિત થઇ ગયાં હતાં.

ઘણીવાર નાનપણમાં રાત્રે તે ઘરનાં સર્વ માણસ ઉંઘી જતાં ત્યારે ઓરડાનાં બારણાંને અંદરથી સાંકળ વાસી તે ધ્યાન કરવા બેસી જતા. ઘણીવાર તો ધ્યાનમાં ને ધ્યાનમાં આખી રાત વિતી જતી તેમનો સ્વભાવ મળતાવડો અને આનંદી હોવાથી તેમને મિત્રો પણ ઘણા હતા નાનપણમાં તોફાની પણ તેટલાજ હતા. તેમને જ્યારે જુવે ત્યારે તે હંમેશાં આનંદમાં જણાતા. તે વ્યાયામ, સંગીત અને હાસ્યવિનોદમાં પોતાના મિત્રોમાં અગ્રેસર બન્યા હતા. તેમનું ચરિત્ર નિર્દોષ હતું, પણ ઘણીવાર કેટલાકો તેમના ચરિત્રમાં દોષ પણ જોતા પણ નરેન્દ્રને તેની દરકાર નહોતી

નાનપણથી જ તે દયાળુ હતા તેમના બાપનો દયાળુ સ્વભાવનો ગુણ તેમનામાં ઉતરી આવ્યો હતો. તે કોઈ સાધુ સંત આવી ચડતાં તેને અનાજ, વસ્ત્ર કે વાસણ પણ આપી દેતા. ઘણીવાર તેમ કરતા જોઇ તેમની મા ચીડાતાં. એક વખતે તેમને મેડે પુરી મુકી દાદરો વાસી દીધો હતો. તેવામાં બારણે એક ભિખારી માગવા આવ્યો તેનો સાદ સાંભળી નરેન્દ્રે બારીએથી કેટલાક વસ્ત્રો તેને દાનમાં આપી દીધાં.

નાનપણમાં તેમને જો કોઈ વખતે ક્રોધ ચડતો તો ગાંડા જેવા થઇ જતા અને ગુસ્સામાં આવી જઇ ઘરના વાસણો વિગેરે ભાંગી નાંખતા તેમની માને આથી ઘણો સંતાપ થતો. તેમની માએ એક પછી એક ચાર પુત્રીઓ થવાથી પુત્ર થાય તેવી કાશીવિશ્વનાથની બાધા રાખી

હતી, તે પછી નરેન્દ્રનો જન્મ થયો હતો. તેથી તે માનતા કે શંકરે કદી પોતાના કોઈ ગણને મારે સાં મોકલી તો નહિ દીધો હોય? જ્યારે નરેન્દ્ર ખૂબ ક્રોધ કરતા ત્યારે શીવજીની વિશ્વેશ્વરનું સ્મરણ કરી તેમની મા તેમના માથે બેત્રણ ઘડા ઠંડુ પાણી રેડી દેતાં એટલે તેમનો ક્રોધ શમી જતો

નાનપણમાં તે ઘણીવાર અખાડામાં જઈ કુસ્તી કરતા શરીરે કદાવર અને બળવાન પણ હતા તે નાનપણથી જ હિંમતવાન હતા કોઇનો પણ ડર તેમને હતો નહિ. એક વખતે તે આઠેક વર્ષના હતા ત્યારે પોતાના મિત્રો સાથે કલકત્તાની દક્ષિણે આવેલી નવાબ વાજીદઅલી શાહની પશુશાળા જોવા માટે તે ગયા હતા સર્વ બાળકો ચાંદપાલ ઘાટથી એક નૌકા ભાડે કરીને તેમાં બેસી જતા હતા તેવામાં એક બાળકને ઉલ્ટી થઇ, તેથી માછીઓએ તે છોકરાને ધમકાવ્યા કે ઉલ્ટી સાફ કરી નાંખો નહિ તો ઉતરવા નહિ દઇએ બાળકોએ બીજા કોઇ પાસે સાફ કરાવવા અને પૈસા આપવા કહ્યું પણ માછીઓએ માન્યું નહિ. ચાંદપાલઘાટે હોડી થોભાવી સાં પરસ્પર ઝઘડો થયો, અને મારામારી થવા વખત આવ્યો નરેન્દ્રે આ જોઇ તેમનું રક્ષણ કરવાનો વિચાર કર્યો ત્યાં થઇ જતા બે સોલ્જરોને નરેન્દ્રે સલામ કરી અંગ્રેજીમાં આ વાત જણાવી. આથી તે ... ગો હોડી પાસે ગયા અને માછીઓને ... કે 'છોકરાઓને ઉતરવા દો.' ગોરા અમલદારોને જોઇ માછી લોકો બ્હી ગયા અને છોકરાંને જવા દીધા. આવી રીતે યુક્તિ કરી નરેન્દ્રે પોતાના મિત્રોને છોડાવ્યા. નાનપણથી જ તે દીર્ઘ દષ્ટિવાળા અને હિંમતવાન હતા.

બાળપણમાંથી યુવાવસ્થામાં આવતાં તેમનું મન સંસાર ઉપરથી વિરક્ત થવા લાગ્યું રામકૃષ્ણદેવની પાસે કલકત્તાની પાસેના સીમલામાં રહેનાર સુરેન્દ્રનાથ મિત્ર ઘણીવાર આવતા. એક વખતે તેમણે પરમહંસ રામકૃષ્ણદેવને પોતાને ત્યાં લઈ જઇ ઉત્સવ કર્યો હતો. તે વખતે કોઈ સારો ભજન ગાનાર હોય તો સારૂં એવો વિચાર કરી તે પોતાના પડોશી વિશ્વનાથ દત્તના પુત્ર નરેન્દ્રને ભજન ગાવામાટે પોતાને ત્યાં લઇ ગયા આ વખતે નરેન્દ્રની ઉમ્મર અઢારેક વર્ષની હતી. અને યુનિવર્સીટીમાં એફ. એ. ની પરીક્ષા આપવાના હતા. નરેન્દ્રનો રાગ મધુર હતો સંગીતનો તેમને નાનપણથી જ શોખ હોવાથી તેમણે ત્યાં જઈ મધુર રાગથી ભજનો ગાવા માંડયાં.

તેમનાં ભજન સાંભળી રામકૃષ્ણ પરમહંસ ઘણા ખુશી થયા અને તે કોણ છે તે સુરેન્દ્રનાથને પૂછી જોયુ રામકૃષ્ણ પરમહંસની નજર તેના ઉપર હતી, તેને ધારી ધારીને જોતા. ભજન થઇ રહ્યા પછી પરમહંસે નરેન્દ્ર સાથે બેચાર વાતો કરી, તેમને એકાદ દિવસ દક્ષિણેશ્વરમાં આવવાનુ કહ્યું.

નરેન્દ્રને ઉમ્મર થતાં તેના પિતા પોતાના પુત્રનું લગ્ન પોતાના શહેરના એક ધનવાન ગૃહસ્થની કન્યા સાથે કરવામાટે યત્ન કરવા લાગ્યા. કન્યા જરા શ્યામ રંગની હતી, અને નરેન્દ્ર તો ગૌરવર્ણનો અને રૂપાળો હતો તેથી કન્યાના બાપે દશહજાર રૂપિઆ આપવાનુ પણ કબુલ કર્યું હતું નરેન્દ્રને તો સંસાર ઉપરથી મન ઉઠી ગયું હતું તેથી તેની લગ્ન કરવાની તો ઇચ્છા જ નહોતી નરેન્દ્રના મિત્ર રામચન્દ્રે તેમને લગ્ન કરવામાટે ઘણુ સમજાવ્યા, પણ નરેન્દ્રે ના જ કહ્યું

નરેન્દ્રનાથનું પવિત્ર હૃદય જોઈ તેની પડોશમાં રહેતા સુરેન્દ્રનાથે તેને એક વખતે કહ્યુ કે જો તારે ધર્મભાવનાનું ખરૂ રહસ્ય જાણવુ હોય તો બ્રાહ્મસમાજોમાં ન ભટકતાં પરમહંસ રામકૃષ્ણ પાસે ચાલ, હું આજે જઉ છું. આથી તેમની સાથે તે દિવસે નરેન્દ્ર પોતાના બીજા બેત્રણ મિત્રો સાથે દક્ષિણેશ્વર ગયો.

રામકૃષ્ણ પરમહંસ તે વખતે ઓરડામાં બેઠા હતા તેમણે નરેન્દ્રને જોઇ સાદડી ઉપર બેસવાનું કહ્યું. તેમને ગાતાં સારૂ આવડતું હોવાથી એકાદ બે ભજન ગાવાનુ કહ્યું નરેન્દ્રે ભજન ગાવા માંડ્યું, તે સાંભળી રામકૃષ્ણ ભાવાવિષ્ટ થઇ ગયા થોડીવારે જાગ્રત થઇ તેમણે નરેન્દ્ર પાસે જઇ તેનો હાથ પકડી તેને ઓરડા બહારના ઓટલા ઉપર લઈ ગયા ત્યાં એકાંત હતું. તેમણે નરેન્દ્રને જોઇ હર્ષાશ્રુ વર્ષાવીને કહ્યુ કે "આટલા બધા દિવસ પછી આવાય કે? વિષયી મનુષ્યો જોડે વાતો કરી કરીને હું થાકી ગયો છુ તમે તો પુરાતન ઋષિ છો. નરરૂપી નારાયણ છો. જીવોનો ઉદ્ધાર કરવા

માટે શરીર ધારણ કર્યું છે." આવું કહી રડવા લાગ્યા. થોડીવારે તે અંદર જઈ માખણ, સાકર, મીઠાઇ લઈ આવ્યા અને નરેન્દ્રને ખવરાવવા માંડી. પછી તેમણે કહ્યું કે, "તું પાછો વ્હેલો એકલો જ મારી પાસે આવજે" આ સાંભળી નરેન્દ્ર 'સારૂં' કહી બહાર ઓરડામાં જઈ મિત્રો સાથે બેઠો.

રામકૃષ્ણની આવી વર્તણુંક થી નરેન્દ્રને લાગ્યું કે: 'આ તો કોઈ ગાંડા મનુષ્ય જેવા લાગે છે.' પણ બહાર ગયા પછી તેવું ગાંડપણનું ચિન્હ તેમને રામકૃષ્ણમાં ન જણાયું નરેન્દ્રે પૂછ્યું કે: "મહારાજ, ઈશ્વરનાં દર્શન કરી શકાય છે કે?" આ સાંભળી રામકૃષ્ણે કહ્યું કે: "હા, હું જેમ તમને જોઈ શકું છું, તમારી સાથે વાત કરી શકું છું તેવી જ રીતે ઈશ્વરને પણ જોઈ શકાય છે, તેમની સાથે વાતો પણ કરી શકાય છે. પણ તેમનાં દર્શન કરવાની કોણ ઇચ્છા કરે છે? લોકો તો પોતાનાં સગાંવ્હાલાંને બે દહાડા નથી મળતા કે તો શોક કરે છે, વિષય ભોગવવા તેમ જ ધન મેળવવા એવી જ રીતે મંડ્યા રહે છે, પોતાનો પરદેશ ગયેલો પુત્ર આડો આવવાથી ચેન પડતું નથી પણ ઈશ્વરનાં દર્શન કરવાનો સાચો વેગ ક્યારે પ્રકટાવે છે? ઈશ્વરનાં દર્શન ન થતાં કોણ વ્યાકુલ થઈને તેમની પ્રાર્થના કરી અશ્રુ વ્હેવરાવે છે? જ્યારે મનુષ્યને ઈશ્વરનાં દર્શન કર્યા વગર કાંઈ ચેન પડતું નથી, ઈશ્વરનાં દર્શન કર્યા વગર સ્ત્રી છોકરાં, ધન વિગેરે કાંઈ પણ પદાર્થમાં ચિત્ત ચોંટતું નથી ત્યારે ઈશ્વરનાં દર્શન થાય છે"

આ સાંભળી નરેન્દ્રને થયું કે 'ખરે, આ મહાપુરુષે ઈશ્વરના નામ માટે સર્વસ્વનો ત્યાગ કર્યો છે, તેમણે સર્વસ્વનો ત્યાગ કરી મન અને પ્રાણના એકતાનો અનુભવ કરી ઈશ્વરની પ્રાર્થના કરીને જે નજરે જોયું છે તેજ તે કહે છે.' ઈશ્વરની પ્રાપ્તિ માટે આવો ત્યાગ તો કોઈ વિરલ જ કરી શકે છે. આ પછી રામકૃષ્ણને માટે નરેન્દ્રને માન ઉત્પન્ન થયું. તે દિવસે તે રામકૃષ્ણના દર્શન કરી પાછા કલકત્તે ગયા આ પછી નરેન્દ્ર ધ્યાનમાં વધુ વખત ગાળતા જ્યારે તે બ્રહ્મસમાજમાં જતા ત્યારે નિરાકાર સગુણ બ્રહ્મના અસ્તિત્વ ઉપર વિશ્વાસ રાખીને તે એકાગ્રચિત્તે ઈશ્વરનું ધ્યાન કરવા લાગ્યા હતા પણ તે નિરાકાર ઈશ્વરનું ધ્યાન કરતાં સંતોષ પામ્યા નહોતા. રાત્રે શયન કરતાં તેમને બે વિચારો આવતા. એક તો એ કે જાણે હું ધનવાન અને મ્હોટો માણસ બની પ્રતિષ્ઠાવાન બન્યો છું. વળી બીજીવાર તે, જાણે સર્વનો ત્યાગ કરી ઈશ્વર ઉપર ભરોસો રાખી, ભગવાં વસ્ત્ર પહેરી, મળે તે ખાઈ કોઈ વૃક્ષ તળે બેસી ધ્યાન કરે છે." આવાં સ્વપ્નાં તેમને ઘણીવાર આવતાં. અંતે તેમણે બીજી કલ્પના પ્રમાણે જીવન ગાળવાનો નિશ્ચય કર્યો હતો. તેમણે ધ્યાનને જ ઈશ્વર પ્રાપ્તિનો માર્ગ જાણી તે માર્ગને ગ્રહણ કર્યો હતો.

ઈ. સ. ૧૮૮૪માં નરેન્દ્રનાથ બી. એ. નો અભ્યાસ કરતા હતા તે વખતે તેમના બાપ હાર્ટ-ડીસીઝથી મરણ પામ્યા. તેમની માતા ભુવનેશ્વરીને માથે સંસારનો ભાર પડ્યો. તેમના પિતાએ દ્રવ્યનો સંચય ન કરવાથી તે નિરાધાર સરખા બની ગયા હતા. પતિના મૃત્યુ પછી ભુવનેશ્વરીએ ધૈર્ય રાખી દરિદ્રતામાં પણ પોતાના ઘરને નિભાવવા માંડ્યું. પતિના વખતમાં મહિને દિવસે હજાર રૂપિયા ખર્ચ થતો, તે અત્યારે માત્ર ત્રીસેક રૂપિયામાં તેમણે પોતાનું ખર્ચ નિભાવવા માંડ્યું. તેમાં તેમને પોતાનું તથા પુત્રપુત્રીઓનું ભરણ પોષણ કરવાનું, તેમને કેળવણી આપવાનું વિગેરે ખર્ચ કરવું પડતું. આમ છતાં પણ ભુવનેશ્વરીનું મોં કોઈ વખતે ચિંતાતુર થતું નહિ. હમેશાં તે આનંદમાં રહેતાં. નરેન્દ્ર હજુ કમાઈ શકે તેમ નહોતું, અત્યારે તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયા જેવું હતું

નરેન્દ્રને શરૂમાં તો અંગ્રેજી કેળવણીના લીધે રામકૃષ્ણ પરમહંસ તો અર્ધા ગાંડા જેવા લાગતા. રામકૃષ્ણનાં પ્રથમ દર્શન કરી આવ્યા પછી એકાદ મહીનો થયો હશે તે વખતે નરેન્દ્ર ફરી દક્ષિણેશ્વર ગયા ત્યાં તે પરમહંસજીના ઓરડામાં ગયા તો તે વખતે પરમહંસ એકલા પોતાની પથારી પાસે એક નાની સરખી ગાદી ઉપર કંઈક વિચાર કરતા બેસી રહ્યા હતા. તેમણે નરેન્દ્રને જોઈ હર્ષથી બોલાવ્યો અને પોતાની પાસે બેસાડ્યો. થોડીવારે તે મનમાં જાણે કંઈ બબડતા હોય તેમ સ્થિરદૃષ્ટિથી નરેન્દ્રની સામે જોતા તેની પાસે ગયા. અને પોતાનો જમણો પગ તેના શરીર [illegible]

મૂક્યો. આથી નરેન્દ્રને જાણે ચક્કર આવતાં હોય તેવું લાગ્યું. અને જાણે આ બધું ઘર કોણ જાણે ક્યાં લીન થઇ જાય છે. તેને તેનું શરીર પણ ભમતું જણાયું તેને આ શરીરનો નાશ થવાનો ભય લાગ્યો તેથી તેણે ગભરાઇને બૂમ પાડી કે "ઓ બાપરે, તમે આ શું કરો છો ? મારી મા બિચારી શું કરશે ?" આ સાંભળી પરમહંસજી ખડખડાટ હસી પડયા અને તેમના હૃદયને સ્પર્શ કરી તેને શાંત પમાડયો. આવી રીતે સ્પર્શ થતાં જાણે વ્યસનીની માણુસનું ઘેન ઉતરી જાય તેમ તે સ્વસ્થ બન્યા

નરેન્દ્ર તો વિચારમાંજ પડી ગયા કે આ શું થયું આ ગાંડાએ વળી આ શું કર્યું ? આ અદ્ભુત પુરુષના પ્રભાવથી એકાએક આ શો ચમત્કાર જણાયો અને લય પામ્યો, આ તો તેમણે પોતાના પ્રભાવના પ્રતાપે મારા મન ઉપર પોતાનું આધિપત્ય સ્થાપવા માટે આવું કર્યું હશે.

આ પ્રમાણે નરેન્દ્રના મનને પરમહંસે પોતાના સ્પર્શથી માખણ જેવું નરમ બનાવી દીધુ. તે નરેન્દ્ર સાથે જાણે ઘણા વખતના ઓળખાણવાળા હોય તેવી રીતે વર્તવા લાગ્યા. તેમની સાથે ખવરાવીને, વાતો કરીને, હાસ્યવિનોદ કરીને સ્નેહ બતાવતા હતા. સંધ્યાકાળ થતાં પરમહંસ પાસે નરેન્દ્રે જવાની આજ્ઞા માગી, એટલે જાણે કોઇ સંબંધીથી છુટા પડતાં ખેદ થાય તેવો ખેદ કરતાં તેમણે તેનો હાથ પકડીને 'ફરી જરૂર આવજે.' એમ કહી રજા આપી.

નરેન્દ્રને ઘેર આવ્યા પછી આ બાવાએ આ શું કર્યું ? એવો વિચાર થતાં હવે તેમની બરોબર પરીક્ષા કરવાનું મન થયું. પછી પાછા ત્રીજે દિવસે તે પરમહંસ પાસે ગયા. તે વખતે ત્યાં ભીડ ઘણી હતી, તેથી પરમહંસે તેમને પોતાની સાથે રાસમણીના બગીચામાં ફરવા આવવાનું કહ્યું નરેન્દ્રને લઇ તે બગીચામાં ફરવા ગયા કેટલીકવાર ફર્યા પછી ત્યાં બેઠકખાનામાં જઈ એક ગાદી ઉપર પરમહંસ બેઠા. થોડીવારે તે ત્યાંજ સમાધિસ્થ થઇ ગયા. નરેન્દ્ર તો ટગર ટગર તેમના સામેજ જોતો બેઠો હતો એવામાં પરમહંસે પહેલાંની માફક તેની પાસે આવીને તેને સ્પર્શ કર્યો. આ વખતે નરેન્દ્રે ધૈર્યથી મનને વશ રાખી દૃઢ રહેવાનો નિશ્ચય કર્યો હતો છતાં પણ પરમહંસજીનો સ્પર્શ થતાં તો તે બેભાનવત્ બની ગયા. આ વખતે તેમના બાહ્ય શૂન્ય થવાથી પરમહંસે તેમને પૂછયું હતું કે: તું "કોણ છે ? ક્યાંથી અહિં શા માટે આવ્યો છે ?" આ જવાબથી તેમણે જાણી લીધુ હતું કે તે ધ્યાનસિદ્ધ મહાપુરુષ છે અને જે દિવસે તે એમ જાણશે કે 'હું કોણ છુ' તેજ દિવસે તે આ લોકમાં ન રહેતાં યોગમાર્ગે શરીરનો ત્યાગ કરશે.

નરેન્દ્રને તેનું ભાન રહ્યું નહોતું થોડીવાર પછી તેને જ્યારે ભાન આવ્યું ત્યારે તેણે જોયુ કે:-પરમહંસ દેવ તેની છાતી ઉપર હાથ ફેરવતા મધુર હાસ્ય કરી રહ્યા છે. પરમહંસદેવે આ પ્રમાણે બીજીવાર નરેન્દ્રના મનમાં ભાવાન્તર ઉપસ્થિત કર્યાથી તે એકદમ સ્તબ્ધ થઇ ગયા તે પહેલાં પરમહંસદેવને અર્ધા ગાંડા જેવા કહેતા હતા તે વિચાર હવે બદલાઇ ગયો. પછી તે પરમહંસને દૈવિશક્તિ સમ્પન્ન અલૌકિક મહાપુરુષ છે, અને મારા જેવાનાં મન રમત માત્રમાં ફેરવી શકે તેમ છે, એમ માનવા લાગ્યા.

પહેલાં નરેન્દ્ર કોઇને ગુરુ તરીકે ગણવા ઇચ્છતા નહોતા વિચાર કર્યા વગર કોઇની વાત માની લેતા નહિ. તે હવે પરમહંસના સમાગમમાં આવ્યા પછી માનવા લાગ્યા કે આવા મહાપુરુષો જ અલૌકિક ત્યાગ, તપ, પ્રેમ અને પવિત્રતાવડે ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવી શકે છે. તેમજ ગુરુરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે. હજુ પણ નરેન્દ્ર પરમહંસદેવને પૂરો વિચાર કર્યા વગર ગુરુ તરીકે માનવા તૈયાર નહોતા. પરમહંસના સંબંધમાં આવતાં તેમને જણાયું કે ત્યાગ વગર ઈશ્વર મળતા નથી, તોપણ આવા મહાપુરુષના સંગમાં આવ્યા પછી મનુષ્યો તેમની પુરી પરીક્ષા કર્યા વગર તેમની વાતોમાં વિશ્વાસ રાખીને ઘણીવાર ફસાય છે માટે મારે એકદમ સાહસ તો કરવુ જ ન જોઇએ. માટે તેમની પુરેપુરી ખાત્રી કરવી જોઇએ.

નરેન્દ્રનો સત્યની શોધ કરવાનો વિચાર હતો. પરમહંસદેવના આવા ચમત્કારો જોવા છતાં પણ તેમની તેમના ઉપર પૂર્ણ શ્રદ્ધા ચોટતી નહોતી. તેમણે તે પછી દૃઢ સંકલ્પ કર્યો હતો કે વધુ પરીક્ષા કર્યા વગર તેમની અદ્ભુત દર્શન સંબંધી વાત માનવી નહિ. આ પછી તેમણે પરમહંસની વર્તણુક અને સ્થિતિની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો.

અપૂર્ણ.



# શરીર સંપત્તિનો વધારો અને તેની સંભાળ.

(લે. પ્રોફેસર માણેકરાવ.)

હાલમાં અમારા યુવાનોની સ્થિતિ ઘણી જ દીલગીરી ભરેલી જોવામાં આવે છે. શરીર નિર્બળ, ચહેરા નિસ્તેજ અને ફિક્કા પડી ગયેલા, આંખોમાં પાણી તો બીલકુલ મળેજ નહીં, અંગ ઉપરની લાલી તો તદન લોપ થઇ જવાથી ચામડી પીળી પડી ગયેલી, બોલવું તો જાણે ઉંઘમાં ચાલતું. હોય તે પ્રમાણે, એં એં કરતાં અવાજ ઉંડો ગયેલો, માથા ઉપર વજનદાર બોજો મુકયો હોય તેમ મોટા કષ્ટથી પગ ઘસડતા ચાલવું, કમર વાંકી વળેલી, લલાટ ઉપર આડી ચઢાવી જોરથી શ્વાસોચ્છ્વાસ કરતાં રસ્તા ઉપરથી ચાલવું, રહેઠાણ ઉપર પહોંચતાંજ મોઢું વાંકુ કરી મોટેથી 'હાશ' કરીને એકદમ બેસી જઈ પ્રથમ કેટલુંક પાણી એકદમ ગટગટાવી જવું, વિગેરે. આવી સ્થિતિ દરેક ઠેકાણે જોવામાં આવે છે.

કેટલાક વિદ્યાર્થી પોતાના અભ્યાસની ચોપડીઓ મહા મુશ્કેલીથી કોલેજમાં ઉપાડી જાય છે, અને કેટલાક તો બધી ચોપડીઓ ઉપાડવાનો શ્રમ બચાવવા ખાતર ચોપડીમાંથી જરૂરીઆતનાં પાનાં ફાડી લઇ કોલેજમાં લઇ જાય છે ! કોલેજમાંથી છુટયા પછી પણ તેમની તેજ પ્રમાણે દુર્દશા થાય છે. ઘેર આવ્યા બાદ અંગમાં કાંઈક જુસ્સો લાવવા માટે સખ્ત 'સ્ટ્રોંગ' ચાહ તૈયાર કરવાને, પોતાની મા અથવા બેનને હુકમ કરે છે અને તે ચાહ પીધા પછી આરામ ખુરશી ઉપર અથવા પલંગ ઉપર આળોટવા મંડે છે. વિશેષ જુસ્સો લાવવા માટે કેટલાક તો સીગારેટની આરાધના કરે છે. કેટલાક બીચારા ડાક્ટરોના પુરણ ભક્ત બને છે, અને દવા તેમનો નિત્યનો ખોરાક બને છે. આવી સ્થિતિમાં અમારા યુવાનો સો વરસ તો નહીંજ પરંતુ પચાસ સાઠ વરસ પણ કેવી રીતે આયુષ્ય ભોગવી શકે !

આવી સ્થિતિ થવામાં મોટે ભાગે આપણું દુર્લક્ષજ કારણભૂત છે. શરીરસંપત્તિ તરફ માબાપનું અને તેમનું જ અનુકરણ કરનારા તેમના બાળકોનું વર્તન પૂર્ણ બેપરવાઈવાળું હોય છે. તો પછી શરીરસંપત્તિએ પણ તેમની બેપરવાઇ શા માટે ન કરવી ? વ્યાયામ, બ્રહ્મચર્ય, યોગ્ય આહાર, સ્વચ્છતા, અને નિર્વ્યસનપણું આને માટે આપણા જુવાન બાળકો તદન કાળજી વગરના રહે છે. આ હકીકત માબાપ અને પાલક વર્ગને હજુ સુધી કેમ સમજાતી નથી ? આપણે આપણા બાળકોને ઘણી જ નરમાશથી ઉછેરીએ છીયે, એ જ તેમનું શરીર અને મન અશક્ત થવાનું મુખ્ય કારણ છે, એવો અમેરિકાના અને જર્મનીના લોકોનો અભિપ્રાય થતો જાય છે. છોકરો કામ ગમે તેની ઢીલાઇથી આસ્તે આસ્તે કરતો હોય તોપણ માબાપને કંઈ પણ લાગણી ન થાય તો ઉપરપ્રમાણે જુસ્સા વગર કામ કરવાની તેને ટેવ પડે છે. મનુષ્ય શરીરમાં વાસ કરનારી જે દિવ્યશક્તિ છે તેનો પ્રભાવ એમના શરીર ઉપર કદી પણ જણાશે નહીં, કોઈ ઠેકાણે મારામારી થાય અથવા તો કોઈ ઠેકાણે તેમનું અપમાન થાય તો તે ઠેકાણેથી જેમ તેમ જલ્દી પલાયન કરવાની અને અપમાન સહન કરી વાંદરા જેવું મોઢું કરી ઘેર આવવાની તેમને ટેવ પડી જાય છે. ત્યારે પછી જુસ્સો અને શક્તિ એ શું પદાર્થ છે તેની બીચારાઓને શું ખબર ! જો તેમને કાંઇક સખ્તાઇથી અને કસીને ઉછેરવામાં આવે તો તેમનામાં શક્તિ અને ધૈર્ય આવશે, અને તેમની શરીરસંપત્તિ સુધરશે. માબાપે આપેલી છુટ બાળકોને નુકસાન કરનારી છે ત્યાંથી, આપણે નિર્માલ્ય અને કમકીવત લોકોની પ્રજા ઉત્પન્ન કરીએ છીએ.

યુવાનો ! તમે 'યુવાન' એ વિશેષણને યોગ્ય

છે એમ દેખાડવાનો પ્રયત્ન કરો । જોર લાવવા માટે ચાહ જેવા વ્યસનની જરૂર નથી. દારૂડીઓ જેમ દારૂ પીવાથી હુશીઆર બનેલો જણાય છે તેમ ચાહ પીવાથી આવેલી હુશીઆરી ક્ષણીક હોય છે. વારવાર વધારે ચાહ પીવાથી આપણે આપણા મગજ અને મગજતંતુઓને ક્ષુબ્ધ કરીએ છીએ અને આપણી પાચન શક્તિને મંદ કરીએ છીએ એવુ ફ્રાંસના પ્રસિદ્ધ ડા ચાર્લ્સ ફ્લેટનુ કહેવુ છે. અને બ્રિટીશ મેડીકલ જરનલનું પણ એવુ કહેવુ છે કે કેટલાક લોકો ઉપર ચાહનું પરીણામ એક જુલમી ઝેર જેવુ થાય છે

ચાહ, કૉફી પીનારા લોક બાહણ, ચીડીયા સ્વભાવના, અને વ્યાકુળ મનના હોય છે, અને આવા પેયો ( પીવાની વસ્તુ ) થી જ્ઞાનતંતુની ક્ષુબ્ધતા, છાતીનુ ધડકવુ અને પ્રસંગોપાત મગજ ઉન્મત્ત થઈ જવાના વિકારોની સ્થિતિ પ્રાપ્ત થાય છે ચીન દેશમાં એવા વિકારોથી કેટલાક લોકો પીડા પામેલા છે એટલું જ નહીં પરંતુ ઈંગ્લાંડ અને અમેરિકન ડૉક્ટર લોકોએ પણ એવા કેટલાક દાખલાઓ જોયા છે. અનાજની અરૂચી, અપચન અને સર્વ પચનેંદ્રિયોમાં અસ્વસ્થતા, આ બાબતો તો ચાહ પીનારાઓમાં હંમેશાં જોવામાં આવે છે. કાફી કરતાં પણ ચાહનુ પરીણામ હૃદય ઉપર ઘણુંજ ખરાબ થાય છે. એમ છતાં પણ સંગદોષથી ચાહ કાફીનો પ્રચાર દિવસે દિવસે સર્વમાં ઝપાટાબંધ વધતો જાય છે એટલુંજ ? પરંતુ અજ્ઞાન માબાપ અને વડીલો મોટા પ્રેમથી પોતાના બાળકોને આ પ્રાણઘાતક વ્યસન કરાવે છે. આ ખેદકારક નથી કે?

શરીર સંપત્તિ વધારવા અને તે વધારો કાયમ રાખવા માટે વ્યાયાયામ અને બ્રહ્મચર્ય એ સર્વોત્તમ સાધનો છે. યોગ્ય આહાર, સ્વચ્છ હવા, અને ખાવા પીવામાં નિયમીતપણું વિગેરે બાબતો અત્યંત જરૂરની છે. પરંતુ વ્યાયામ અને બ્રહ્મચર્ય કરતાં તે ઓછા દરજ્જાના છે ઉત્તમ શરીર સંપત્તિ પ્રાપ્ત કરવા માટે એ સર્વની જરૂર છે. આ શિવાય સ્વચ્છ રહેણી, નિત્ય સ્નાન અને શરીર વૃદ્ધિને અડચણો ન કરે એવા કપડાની પણ જરૂર છે. તેજ પ્રમાણે મનની પ્રસન્નતાનો ગુણ આરોગ્ય પ્રાપ્ત કરવા અને તે સાચવી રાખવા માટે જરૂરનો છે.

વ્યાયામ એ સર્વોત્તમ સાધન છે. એમ કહેવાનું કારણ એજ કે શ્રમ અથવા મહેનત એ શરીરરૂપી ખેતરનુ ખાતર છે આ ખેતરમાં પાણી આહારાદિક વિપુલ હોય તો પણ શ્રમરૂપી ખાતર શિવાય તેનો પાક સારો ઉતરવાનો નથી. ચલનહાલચાલ, ગતિ અને પ્રગતિ એ જગતનો નિત્ય ક્રમ છે. નાનું બાળક પણ જન્મતાંજ હાથ પગ હલાવે છે. અને સટપટાજ બાળકનાં ગાત્ર ઘણાં દૃઢ બને છે. એ આપણે હમેશાં જોઈએ છીએ. ઝાડ પણ પવનના સપાટાથી અને તેનાં પાંદડાં હમેશાં હાલતાં હોવાથી અને તેની ડાળાઓ હીચકા ખાતી હોવાથી પોતાનાં મૂળ જમીનમાં ઉંડાં પ્રસારે છે અને આ નિત્યના ડોલવાથીજ તેની વૃદ્ધી થાય છે. હવે પોતાનો એક હાથ રાત અને દિવસ ઉભો રાખી તપ કરનારા યોગી તરફ જુઓ., તેણે ઉભો કરેલો હાથ થોડા દિવસબાદ અકડાઇ જાય છે અને કોણીમાંથી બીલકુલ વળી શકતો નથી. તેજ પ્રમાણે પોતાના જમણા હાથમાં હથોડો લઈ તેના ઘા એરણ ઉપર ડાબા હાથમાં સાંડસીથી પકડી રાખેલા લોઢાના તપાવેલા કકડા ઉપર, એક સરખો મારનાર લુહાર તરફ જુઓ. તેના જમણા હાથને શ્રમ પડતો હોવાથી તે સુદૃઢ થઇ થોડા દિવસ પછી તેનો દંડ મોટો થાય છે. પરંતુ ડાબો હાથ સ્થિર જ રહેતો હોવાથી તે અશક્ત અને પાતળોજ રહે છે.

આ ઉપરથી શું સિદ્ધિ થાય છે ? એજ કે શ્રમ એ શરીરની વૃદ્ધિ માટે કારણભુત છે, અને વ્યાયામ એટલે વ્યવસ્થિત રીતે ઉપયોગમાં આણેલો શ્રમજ–કસરત છે હવે વ્યાયામથી શરીર ઉપર કેવુ અને શુ પરીણામ આવે છે તે તરફ આપણે ધ્યાન આપીએ.

આપણું શરીર મૃત્યુ વગર કદી પણ બંધ ન પડનારૂં એક કારખાનું છે ફેફસાં, હૃદય અથવા રક્તાશય અને પચનેંદ્રિયો એ આ કારખાનાના રાત દિવસ ચાલનારા યંત્રો છે. મગજ અને જ્ઞાનતંતુઓ એ ગાઢ નિદ્રા શિવાય બાકીનો સર્વ વખત કામ કરનાર યંત્રો છે. સ્નાયુમાં, છાતી, પેટ અને બરોડ માંહેના સ્નાયુ રાત દહાડો-ઉંઘમાં પણ–સ્વાસોચ્છ્વાસથી હાલતાં હોય છે. આ કારખાનાનું કામ લોહીરૂપી વરાળ ઉપર,

અન્નરૂપી કોયલા ઉપર અને પાણી ઉપર ચાલે છે. અન્નનું લોહી બનાવી આખા શરીરને તે પહોંચાડવાનું કામ જે યંત્રો કરે છે તે યંત્રો હૃદય, ફેફસાં અને પચનેંદ્રિયો જ છે. હૃદય એ જેને આપણે છાતી કહીએ છીએ તેની થોડેક નીચે અને ડાબી બાજુએ આવું રહેલું છે. એની બે બાજુએ બે ફેફસાં છે અને તેનો આકાર સાધારણ રીતે કેળના ડોડા જેવો છે. સાધારણ રીતે કહેવાનું કારણ એટલું જ કે તેની પહોળાઈ કેળના ડોડાની પહોળાઈના કરતાં લંબાઈના પ્રમાણમાં ઘણીજ વધારે છે, તેની ડાબી બાજુ હમેશાં શુદ્ધ લોહીથી ભરેલી હોય છે. લોહી, સર્વ શરીરમાં ધોરી નસો, નસો, અને નાની મોટી સર્વ નળીઓમાં કયાંઇ પણ બીલકુલ અટક્યા વગર લાવવા માટે બંબા પ્રમાણે હૃદય ઉછળતું હોય છે. શરીરમાંનો સર્વ ભાગ અને સ્નાયુ એ પોતાના પોષણ માટે લોહી લે છે. અને હમેશાં થતી હીલચાલને લીધે પોતાના અગાઉના સંચયમાંથી જે ભાગ બળીને ખાક થાય છે તે આ લોહીરૂપી વહેતી ગંગામાં ધોઇ નાંખે છે. આ પ્રવાહ આ પ્રમાણે મલીન થતો થતો આખા શરીરમાં ફરી ઉતરે બે મોટી નળીઓ દ્વારા રક્તાશયની જમણી બાજુમાં આવીને પડે છે અને ત્યાંથી તે ફેફસામાં જાય છે. ફેફસાં એ લોહી ગાળીને શુદ્ધ કરનારી ગળણીઓજ છે. અહીં આ આપણા નાક અને મોઢામાંથી આવેલા વાયુમાંનો ઉપયુક્ત ભાગ જેને આપણે ઓકસીજન કહીએ છીએ તે આ લોહી પીઇ જાય છે. અને તેમાંજ સર્વ શરીરમાંથી ધોવાઇને આવેલો વિષવાળો મેલ-જેને કારબોનીક એસીડ ગેસ કહે છે તે પણ કહાડી નાખવામાં આવે છે. આ પ્રમાણે આપણા શ્વાસોશ્વાસ સાથે ફેફસાંમાં આવનારો વાયુ પણ રક્તને જીવન દેનારી એક ચીજ છે અહીં આ શુદ્ધ અને બલયુક્ત થએલું લોહી હૃદયની ડાબી બાજુમાં જાય છે અને ફરીથી તે આ બંબાની સહાયથી શરીરમાં ફેલાય છે. આપણે જીવતા હોઇએ ત્યાં સુધી આ ક્રિયા બંધ ન પડતાં ચાલુ જ રહે છે એનેજ રૂધિરાભિસરણ કહે છે

લોહી ઉત્પન્ન કરવાનું કામ પચનેંદ્રિયો કરે છે તેમાં કોઠાનો યકૃત અને આંતરડાનો સમાવેશ થાય છે. અન્ન મોઢાની લાળ સાથે મિશ્રીત થઈ કોઠામાં આવે છે ત્યારે ત્યાંની વહેનારા એક પ્રવાહી પદાર્થ સાથે તે મળી જાય છે. આ પદાર્થમાં અન્નને પચાવવાનો ગુણ રહેલો છે, પછી આ રસનું તેની ઉપર પરિણામ થાય છે. તેજ વખતે યકૃત માંહેના પિત્તરસ અને તેજ પ્રમાણે બીજા એક બે રસ જે તેના માર્ગમાં આવે છે તેની સાથે તે મિશ્રીત થાય છે. એટલા વખતમાં ઘણું ખરૂં અન્ન પચી જાય છે. આ પચન થયેલો ભાગ નળીયોમાંથી શોષી લેવામાં આવે છે અને તેનું લોહીમાં રૂપાંતર થાય છે, અને આ નળીયોમા રહેનારી નાની નળીયો પણ તેનું શોષણ કરી મોટી રક્ત વાહીનીઓદ્વારા તે હૃદય તરફ મોકલી દે છે. બાકી રહેલુ અન્ન આંતરડામાં જાય છે અને પચન થતાં થતાં છેક ન પચેલો ભાગ મલદ્વારા બહાર પડે છે.

ફેફસાં, રક્તાશય અને પચનેંદ્રિયો જે ક્રિયા કરે છે તે, શરીરને જ્યારે વધારે શ્રમ પડે છે ત્યારે વધારે જલદીથી કરી શકે છે બીલકુલ શ્રમ ન પડે તો તે ક્રિયા મંદ પડે છે. આ કારણને લીધેજ ચાલવાની, દોડવાની અથવા હરકોઇ પ્રકારની મહેનત જ્યારે શરીરને પડે છે ત્યારે અન્નપાચન જલદીથી થઇ આપણને સારી રીતે ભૂખ લાગે છે.

શરીરની ક્રિયાનુ ઉપર જે થોડુ વર્ણન દીધેલું છે તે ઉપરથી વાંચકોના લક્ષમાં આવ્યુ હશે જ કે વ્યાયામથી શ્વાસોશ્વાસ ઘણા ઝડપથી ચાલતા હોવાથી લોહી અધિક પ્રમાણમાં શુદ્ધ થાય છે. એમ થાય છે ત્યારે તે હૃદયમાં પ્રવેશ કરવા માટે જલ્દી તૈયાર થાય છે. હૃદય એ પણ એક સ્નાયુ જ છે વ્યાયામથી એનો સંકોચ-વિકાસ જલદીથી થતો હોવાથી લોહી વધારે જલદીથી, વધારે વખત અને વધારે જોરથી શરીરમાં પ્રવેશ કરે છે આ કારણ સર્વ અવયવોને પોષણ માટે તે જલદીથી મળી જાય છે. વારંવાર થતાં ચલનથી જુનુ લોહી ઝપાટાથી બગડી જતું હોવાથી, નવું લોહી પોતાનાં પોષણ માટે લેવાની સ્નાયુને વારંવાર સવડ થાય છે. આ કારણથી તે પુષ્ટ થઇ વિકાસ પામે છે. પચનેંદ્રિયો પણ પોતાનું કામ અધિક ત્વરાથી કરી

અધિક લોહી ઉત્પન્ન કરે છે. આપણી ચામડી એ એક મળ બહાર કાઢી નાંખનારી ઈંદ્રિય છે અને પરસેવાનારૂપે એ મળ બહાર પડે છે. વ્યાયામથી પરસેવો અધીક આવે છે એ આપણે જોઇએ જ છીએ. ત્યારે વ્યાયામથી શરીર નીરોગી રહે છે એ કેટલુ યથાર્થ છે તે સહેજ જણાઇ આવશે મળદ્વારે કરીને પણ વ્યાયામથી મલોત્સર્ગ સાફ થાય છે. જે સ્નાયુને વ્યાયામ મળે છે તે ઉપર કહ્યા પ્રમાણે પુષ્ટ, અને મોટા થાય છે.

આ પ્રમાણે વ્યાયામથી શરીર વૃદ્ધિ થઇ શરીર સામર્થ્ય અને શરીર સંપત્તિ પણ વધે છે શરીર સંપત્તિ વધારવા અને તેની સંભાળ કરવા એના જેવા બીજો કયો માર્ગ છે ?

ઉપરના વિવેચન ઉપરથી એ પણ સિદ્ધ થશે કે જેણે કરી સર્વ અવયવ અને તેમનાં સ્નાયુને વ્યાયામ થાય તેજ વ્યાયામ ઉત્તમ પ્રકારનો કહેવાય. એટલે ઉત્તમ વ્યાયામથી સ્નાયુ પૂર્ણ સાંકડો થવાની ક્રિયા વારવાર થવી જોઇએ. આકુચન અને પ્રસારણ એ સ્નાયુનો મુખ્ય ધર્મ છે. વારવાર થતા આકુચન અને પ્રસારણથી તેમાનું લોહી જલદીથી વહે છે અને તે વધારે મજબુત બને છે. આ કારણથી તેની આકુચન થવાની શક્તિ વધે છે, તે શક્તિ વધી એટલે તેનું બળ અને જોર પણ વધે છે. મનુષ્યની શક્તિ તેના સ્નાયુના સંકોચ થવાની સ્થિતિ ઉપર આધાર રાખે છે, જેવી રીતે રબ્બર વધારે તાણવાથી વધારે જોરથી ઉડે છે અથવા વરાળ જેવી રીતે વધારે દબાય તેમ તે વધારે જોર કરી ઉપર આવે છે તેવી જ રીતે સ્નાયુના આકુચનનુ પણ છે, જે માણસના સ્નાયુ આવી રીતે તૈયાર થયેલાં હોય છે, તે જો પોતાના સ્નાયુ સંકોચિત કરે તો તે આપણને પથ્થર પ્રમાણે કઠણ જણાશે.

આ દેશની પદ્ધતિ પ્રમાણે આવો વ્યાયામ એટલે દંડ, બેઠક, કુસ્તી, લાઠી, લેઝીમ વગેરે છે; અને સર્વ અવયવોને પૂર્ણ રીતે વ્યાયામ થવા માટે આ સર્વ પ્રકારનો વ્યાયામ તેમજ ખોદવુ, તરવુ, દોડવું, પટો, ફરીગદો વગેરે પ્રકારની રમત પણ સાથે સાથે જરૂરની છે દંડ, બેઠક અને લેઝી આ ત્રણ પ્રકારની કસરતથી સર્વ અવયવોને, ઉપર દર્શાવેલ ઘણાખરા પ્રકારથી થતો વ્યાયામ, થવા માટે તેના કેટલાંક ભિન્ન ભિન્ન પ્રકાર શાસ્ત્રીય તત્વો ઉપર અમોએ બેસાડેલાં છે. વાંચકોને તેની માહિતી કરી દેવા માટે તે તે પ્રકારની આકૃતિઓ અથવા ફોટો અહીં આપવાની જરૂર છે પરંતુ તેવી સવડ ન હોવાથી તે પ્રકારની માહિતી આ જગોએ આપી શકાય એમ નથી. આ નવીન પદ્ધતિના પ્રયોગ અમોએ અમારી વ્યાયામશાળામાં કરી જોયા છે અને અમોને એમ જણાઇ આવે છે કે આ પ્રકારનો નિયમીત વ્યાયામ કરનારા વિદ્યાર્થી, શરીર બળ, ચાલાકી, સહનશીલતા, કાશલ્ય અને ચિકાટી વગેરે ગુણોમાં પાશ્ચાત્ય પદ્ધતિથી તેટલીજ મુદત નિયમીત વ્યાયામ કરનારા તેટલીજ ઉમરના વિદ્યાર્થીઓથી કદી પણ હારી જવાના નથી આ ઉપરથી આરોગ્ય અને શરીર સંપત્તિ કમાવામાં આ ભારતિય પદ્ધતી કરતાં બીજી કોઇ પણ પદ્ધતિ ઉંચી નથી એવો અમારો મત છે

( અપૂર્ણ. )



# देवकन्या.

## પ્રકરણ ૧ લું.

### દેવકન્યાનો પરીચય અને ધર્મ સંકટ.

સુરત પાસેના ... .. ..માં વેણીરામ નામના એક ગૃહસ્થ રહેતા હતા તેમની પત્નીનું નામ દીવાળીબા હતું. ઘેર જમીન જાગીર સારી હતી. આવક બેઠી આવતી હતી. જમીનની વ્યવસ્થા રાખવાનું કામ વેણીલાલ કરતો તે ઉપરાંત વ્યાજ વટાવનો ધંધો પણ કરતો હતો દીવાળી તેની આજ્ઞાનું પાલન કરતી, પતીને રાજી રાખવા એ પોતાનું કર્તવ્ય સમજતી. તેમને એક પુત્ર થયો તેનું નામ સુંદરરાય પાડયું. જાતે કુળવાન હતાં દીવાળી બિચારી અભણ હતી. પુત્રને લાડકોડમાં ઉછેરતી. વેણીલાલ બિચારો પાઈ પાઈ કરીને ભેગુ કરતો. પૈસો વાપરતા જીવ જતો પાસે પૈસા હોવા છતાં પણ સાધારણ સ્થિતિમાં રહેતો. દીવાળી પણ તેને અનુકૂળ હતી, એક સાલ્લાને સત્તર થીગડાં મારીને ચલાવતી પુત્રને ભણાવવાની પૂરી કાળજી ન રાખતાં તેને લાડ લડાવવામાં તે રાજી રહેતાં. પુત્રને નાનપણમાં જ કઇને કઈ હઠ પડી ગઇ હતી. તેને જે વસ્તુ જુવે તે લેવાનું મન થતું તેની મા જો હા ના કરે તો રડવા લાગે, એટલે એકના એક પુત્રની મરજી સાચવી તે કામ લેતાં.

મોટી ઉમ્મરે સુંદરરાયને નિશાળે મૂકયો નિશાળે પણ તેની મરજી હોય તો જાય અને નહિ તો ના પણ જાય. તેની મા દીવાળી તો તેને પરણાવવાને હવે વાતો કરતી હતી ઘણી સ્ત્રીઓ પોતાના પુત્રને ભણાવવા કરતાં પરણાવવાની વધુ કાળજી રાખે છે તે પ્રમાણે દીવાળી પણ પુત્રનો વિવાહ હવે ઝટ થાય તો સારૂં એમ પોતાના પતિને કહેતી. વેણીલાલ પૈસાવાળો હતો. વળી કુળવાન હતો એટલે તેના પુત્રને કન્યા મળવામાં વાર નહિ. તેની ન્યાતના ઘણા માણસોનું નિશાન તેના પુત્રને કન્યા આપવાનું હતું તેની ન્યાતના એક ગૃહસ્થ સુરતમાં રહેતા હતા તેમને ત્યાં કલેકટર ઓફીસમાં કારકુનની નોકરી હતી તેમનું નામ માધવલાલ હતું તેમની સ્ત્રીનું નામ નર્મદા હતું. માધવલાલ ગરીબ કુટુંબમાં ઉછરી મોટો થયો હતો છતાં દુઃખ વેઠી ભણીને ગ્રેજ્યુએટ થયો હતો. સ્ત્રી નર્મદા પણ ભણેલી અને સુશીલ હતી. તેમને એક પુત્રી હતી તેનું નામ દેવકન્યા હતું દેવકન્યાને સારો વર મળે તેની તેમને ચિંતા હતી કેટલીક વખતે સારા કુળવાન ઘરાંના છોકરાઓ ઢકાઇ જતાં વાર લાગતી નથી, અને પછી છોકરીને માટે જોઇએ તેવું ઠેકાણું મળતું નથી, તેથી નર્મદાની સલાહથી માધવલાલે દેવકન્યાનું સગપણ વેણીલાલને ત્યાં કરવાનો નિશ્ચય કર્યો.

દેવકન્યા નાનપણથી જ દેખવડી, માયાળુ, અને સુશીલ હતી તે પોતાની માતાની કેળવણીથી ઘરકામમાં પણ મદદ કરતી થઈ હતી. દીવાળીએ દેવકન્યાના સગપણની વાત સાંભળી તરતજ હા પાડી અને સુંદરરાયનો વિવાહ દેવકન્યા સાથે થયો વિવાહ થયે એકાદ વર્ષ થયું નહિ હોય તેવામાં દીવાળીએ પોતાના પુત્રને પરણાવી દેવાનો વિચાર કર્યો. માધવલાલ અને નર્મદા સમજણાં હતાં, નાની વયમાં ઢીંગલા ઢીંગલીની માફક બાળકોનાં લગ્ન ન કરવાં જોઇએ તેવા વિચારનાં હતાં. ત્યારે દીવાળી તો કયારે છોકરો પરણે અને વહુ ઘેર આવે એવા વિચારની હતી વેણીલાલ પણ બિચારો જુના વિચારનો હતો. તેનું પોતાની પત્ની આગળ બહુ ચાલતું નહોતું, તેથી તેને હા કહ્યા વગર છુટકો નહોતો, દીવાળીએ માધવલાલને કહેવરાવ્યું કે આ

ચૈત્ર માસમાં લગ્ન લ્યો નહિ તો ના કહો. આથી ન છુટકે માધવલાલને લગ્ન લેવુ પડયું અને દેવકન્યાને પરણાવવી પડી.

સુંદરલાલ અને દેવકન્યાનાં લગ્ન નાની ઉમ્મરમાં થયાં એટલે સુંદરલાલનું ભણવામાં ચિત્ત ચોટયું નહિ. ગુજરાતી ચાર ચોપડી ભણી તે અંગ્રેજીમાં બેઠો હતો. ચારેક ચોપડી અંગ્રેજી ભણીને તેને ઉઠી જવું પડયું સુંદરરાયનુ લગ્ન થયું તેને ત્રીજે વરસે સખત પ્લેગ ચાલ્યો. તેમાં વેણીલાલ ગુજરી ગયો. સુંદરરાય બાપ મરી જતાં સ્વતંત્ર બન્યો. તે હવે પોતાની માને ગાંઠતો નહિ. મોજશોખમાં બાપનું એકઠું કરેલુ ધન ઉડાવા લાગ્યો. માબાપ પોતાના પુત્રને માટે જાતે ન ભોગવતાં પાઈ પાઇ કરીને પૈસો એકઠો કરે છે. પોતાના પુત્રને યોગ્ય કેળવણીનો વારસો આપવાની બેદરકારી કરે છે. તેમને ખબર નથી હોતી કે તે પુત્ર પોતાની મિલ્કત ભોગવી શકશે કે ઉડાવી દેશે. ઘણાં અજ્ઞાન સ્ત્રી પુરુષો પોતાના કામધંધામાં એવાં મશગુલ રહે છે કે પોતાના પુત્ર–પુત્રીને યોગ્ય કેળવણી આપવાને બેદરકાર રહે છે. વેણીલાલ જેટલો પૈસો કમાઈ એકઠો કરવાની કાળજી રાખતો તેટલી પુત્રને કેળવણી આપવામાં બેદરકાર હતો.

સુંદરરાયને નાનપણમાંથી જ ખરાબ મિત્રોની સોબત થઈ હતી. જુગારનો પણ શોખ લાગ્યો હતો. તેના હાથમાં પૈસા આવતાં તેણે ધીમે ધીમે ઉડાવા માંડયા. પૈસા ખૂટયા તો જમીન જાગીર પણ મૂકવા માંડી દીવાળી બિચારી માથુ કુટીને રહેતી પણ છોકરો માનતો નહિ. દેવકન્યા ઉમ્મરે થઈ હતી તેથી હવે સાસરે રહેતી હતી. સુંદરરાય દેવકન્યાનું પણ માનતો નહિ દેવકન્યા પતિવ્રતા હતી. પોતાના પતિને રાજી રાખવા ઘણું મથતી પતિની આજ્ઞાનું પાલન કરતી તેને અહીં રહ્યા પછી પોતાના પતિની વર્તણુકની ખબર પડી હતી તે તેને ઘણું સમજાવતી પણ સુંદરરાય માનેજ શાનો. તે ઘણીવાર મુંબાઇ, કલકત્તા મિત્રોની સાથે શોખ મારવા ઉપડી જતો. ઘણીવાર દેવકન્યા આડી પડે તો તેને મારવામાં બાકી રાખતો નહિ. દેવકન્યા બિચારી મુંગે મોંઢે સર્વ સહન કરતી

એક વખતે સુંદરરાયના ઘરમાં રાત્રે ચોરોએ ખાતર પાડયું સવારે ઉઠી જોયું તો ઘરનાં બારણાનું ચણિયારૂં ઉતારી દીધેલું જોયું. આ વાતની પોલીસને ફરીયાદ કરવા, સુંદરરાયે એક માણસને થાણામાં મોકલ્યો. સવારમાં છએક વાગ્યાના સુમારે થાણામાં એક લીમડાતળે જમાદાર સાહેબ ઘસઘસાટ ઉંઘતા હતા. તેને પેલા માણસે જગાડી, સુંદરરાયના ઘરમાં ચોરી થઇ છે એવી ખબર આપી. સવારમાં ઉંઘમાંથી ઉઠવુ પડવાથી જમાદારનો મિજાસ ગયો અને જતાં વ્હેતજ પેલા બિચારાને બેચાર ગાળો તો સંભળાવી દીધી અને કહ્યું કે "જાવ, હું આવું છું, જો ફરીયાદ જુઠી હશે તો પછી જોઇ લઉ છુ." જમાદાર ઉઠયો. ચોરીના કામમાં તરતજ જઈ તપાસ કરવી જોઇએ ત્યાં જમાદાર સાહેબને મો ધોતાં, હુક્કો પીતાં બેએક કલાક નીકળી ગયા. આઠેક વાગ્યે સુંદરરાયને ત્યાં બે પોલીસને લઈ તે ગયા અને પંચક્યાસ કર્યો.

ચોરીમાં શું શું ગયું છે, તે નોંધતાં વચ્ચે વચ્ચે કેટલીકવાર જમાદાર મિજાસ ખોઈ દેતો. પોલીસની નોકરી એ તો જાણે રાજાનુ રાજ્ય ન મળ્યુ હોય તેવી રીતે જમાદાર રોફ મારવામાં બાકી રાખતો નહિ. આ ચોરીના કામમાં તેણે ત્યાંના આજુબાજુના કેટલાક ગૃહસ્થ અને આબરૂદાર માણસોને ઘેર શીલ કરાવી. ઘણાને જેલમાં પુરી દેવાની ધમકી આપી. પોલીસની કાળી ડગલીથી બિચારા તે આબરૂદાર ગૃહસ્થો બીન્યા. વખતે જેલમાં લઇ જશે તો આબરૂ જશે, ઘરમાં જડતી લેશે તો પણ આબરૂ ઉપર પાણી ફરી વળશે, એમ ધારી ગુપચુપપણે જમાદારનુ મન પતાવ્યું ગામડાઓમાં પોલીસનો જમાદાર તો જાણે રાજાજ પોતે ન હોય તેવી રીતે ભલભલાને સતાવતાં અચકાતો નથી આવા ચોરીના કામમાં તેઓ શક ઉપરથી સારા માણસોને પણ પૈસા પડાવવાની ખાતર પકડતાં બીક રાખતા નથી. તેમ આ જમાદાર અશરફઅલીએ પણ દાવ હાથ આવ્યો છે માની આ ચોરીના કામમાં ઘણાને ધમકાવી બને તેટલા પૈસા પડાવ્યા. ગમે તેવા માણસોને બેચાર ગાળો દેવી કે તમાચા મારવા એ તો તેમને મન રમત જેવુ. બિચારા ભલભલાને તેનાથી ત્રાસ થતો. ફરીયાદીને ફરીયાદ કરતાં

પણ ત્રાસ વેઠવો પડતો. અશરફઅલીએ સુંદરરાવની જુબાની લીધી. ગયેલા માલ માટે દેવકન્યાને પણ બોલાવી તેની જુબાની લઇ તેની કંઈ કંઈ જણસો ગઇ તે પૂછ્યું. દેવકન્યાના મો સામું જોતાંજ અશરફઅલી સાહેબ લટ્ટુ બની ગયા.

દેવકન્યાનું રૂપ જોઇ અશરફઅલીની દાનત બગડી. તે ક્રોધી હતો, લાલચુ હતો અને સાથે લંપટ પણ તેવો જ હતો. તણે એક બે વખતે તળાવ ઉપર લુગડાં ધોવા જતી દેવકન્યાને જોઈ હતી, ત્યારથી જ તેને તેના ઉપર મોહ થયો હતો. દેવકન્યાની તેણે જુબાની લેતાં ઘણીવાર લગાડી, છેવટ જુબાની પુરી ન થતા તેણે થાણામાં મોકલી આપવાનું કહ્યા તે થાણામા ગયો. એક તો ચોરીની ચોરી થઇ, માલ ગયો અને પાછી પોલીસની સતામણી. સુંદરરાવ ગભરાયો. દેવકન્યા થાણામાં નાહિ આવે તેનું જમાદારને કહ્યું, પણ જમાદાર કાંઇ માને તેમ નહોતુ.

અશરફઅલી થાણામાં ગયો પણ તેને ચેન ન પડયુ. તેની દાનત દેવકન્યા ઉપર ભ્રષ્ટ થઇ હતી. તણે એક વૃદ્ધ કુટ્ટણી સ્ત્રીને બોલાવી પોતાની વાત કહી, અને તે સ્ત્રીને મળવા આપવા જણાવ્યુ. તે આ પણ આવી રીતે સાટાંનાટાં કરી દલાલી કરવામા કુશળ હતી. તેણે બસો રૂપીઆ માગ્યા અને દેવકન્યાને મળવા આપવાનું કબુલ કર્યું

સુંદરરાવની ચોરીનો પત્તો ન લાગ્યો. તેણે હતું તે સઘળુ જુગાર અને મોજશોખમા ગુમાવી દીધુ. હવે તેની પાસે પૈસા રહ્યા નહિ. જ્યાંસુધી તેની પાસે પૈસા હતા ત્યાં સુધી તેને પૈસાની કીમત નહોતી. જ્યાં સુધી પૈસા હતા ત્યાં સુધી જ સર્વ મિત્રો તેની પાછળ પાછળ ફરતા હતા. પણ પૈસા ખૂટતાં સર્વ મિત્રો છુટા પડયા. તે હવે એકલો પડયો. થોડીવાર તો જોઇતી વસ્તુઓ ઉધાર લાવીને કામ ચલાવ્યુ, પણ જેને ત્યાંથી ઉધાર વસ્તુ આણી હોય તેને પૈસા પાછા ન આપવાથી તેમણે ફરી માલ મોકલવાનું બંધ કર્યું. માગતાવાળા લોકો દરરોજ ઉઘરાણી કરવા આવતા. પાસે પૈસા ન મળે, હવે કોને શું આપવુ, તેનો વિચાર થઇ પડયો. વખતસર પૈસા ન મળવાથી માગતાવાળાઓએ તગાદો કરવા માંડયો. સુંદરરાવ ગભરાયો. કમાણી રહી નહિ. જમીન જાગીર હતી તે તો દેવામા મૂકી આપી હતી. ખાવાના પણ સાંસા પડયા. દેવકન્યાનું પહેલાં તો તેના આગળ કાંઇ ચાલતું નહોતું હવે તેને દુઃખના દીલાસારૂપ દેવકન્યા થઈ પડી હતી દેવકન્યા પવિત્ર અને શુદ્ધ હૃદયની હતી. પતિ ઉપર તેની અત્યંત ભક્તિ હતી. પતિને દુઃખ આવતાં તે દુઃખમાંથી તે છુટે તેવો ઉપાય શોધતી. તેણે હવે પોતાના પતિને કોઇ વેપારીને ત્યાં નોકરી રહેવાનું જણાવ્યુ

સુંદરરાવે છોકરમતમાં પૈસા હતા ત્યારે એક રાજાના જેટલો ઠાઠ રાખ્યો હતો. પાણીની માફક પૈસો ઉડાવ્યો હતો. વેશ્યાલાલે બીચારે પેટ બાંધી, મરણ તે શેટલો ખાઇને જે પેદા કર્યું હતું તે સઘળું સુંદરરાવે થોડાજ વખતમાં ઉડાવી દેતાં વાર લગાડી નહિ. તે વખતે તેને ભવિષ્યનો વિચાર ન થયો. ભણ્યા પણ ખાસા સુધી હતા, એટલે નોકરી પણ સારા પગારવાળી ન મળી. હવે તે માત્ર માસીક દસ રૂપયામા નોકરી કરવા લાગ્યો. દીવાળી તો બિચારી વૃદ્ધ થઇ હતી. જેણે પતિના વખતમાં સુખી જીંદગી ગુજારી હતી તેને અત્યારે ખાવા પીવાની વિટંબણા થઇ પડી. દેવકન્યાએ પોતાના ઘરનું તમામ ખર્ચ કમી કરી હવે માત્ર દસ રૂપયામાજ ગુજરાન ચલાવવા માંડયુ પતિને ગરીબાઈમા પણ તેણે ધીરજ આપી. સુંદરરાવને અત્યારે જરા પણ જો સુખ હતુ તો તે દેવકન્યા તરફનું હતું. તે તેને ધીરજ આપતી, દુઃખ મનમા ન લાવવા કહેતી, ઈશ્વર ઉપર ભરોસા રાખી પ્રયત્ન કરવાથી સૌ સારા વાનાં થશે એમ કહેતી.

ગઇ વાતને સંભાળી તે દુઃખી થતી નહિ કે પતિને દુઃખી થવા દેતી નહિ. સુંદરરાવના સ્વભાવ પ્રમાણે હજુ પણ જો દેવકન્યાને કંઈ કામ કરતાં વાર લાગતી તો ધમકાવતા ચૂકતો નહિ. દેવકન્યા બિચારી ગાળો ખાતી, માર ખાતી, છતાં પણ પતિનો વાંક મનમા ન લાવતી. તે હવે પતિને સુધારવાને યત્ન કરવા લાગી. સુંદરરાવ અને દેવકન્યાની ગરીબાઇ જાણી તે ગામના ઘણા માણસો આમતેઓ કરવા લાગ્યા. કેટલાક તો દેવકન્યાને લાલચ આપી ફસાવવા લાગ્યા. આ જગતમા કાંઇ દુષ્ટ અને લંપટ માણસોની ખોટ હોતી નથી. કેટલાક માણસો તો પોતાનાથી બને તેટલી

અનીતિ કરવામાં મરણનો પણ ભય રાખના નથી. દેવકન્યાનું દુઃખ ટાળવા ઘણા આવા માણસોએ પ્રપંચો રચવા મંડયા. અશરફઅલી જમાદાર તો તૈયાર જ હતા તેમાં આવા માણસોએ પણ દેવકન્યાને દાટમાં ઘાલી.

અસારે દેવકન્યાને એક પુત્રનો જન્મ થયો. પુત્રનું લાલનપાલન કરી ઉછેરવામાં, ઘરની વ્યવસ્થા રાખવામાં, પતિની સેવા કરવામાં અને વૃદ્ધ સાસુની ચાકરી કરવામાં દેવકન્યા સમય વીતાવતી. સુંદરરાય થાકયો પાકયો નોકરીએથી ઘેર આવતો તે વખતે દેવકન્યા હસીને તેને આનંદ પમાડતી. સારી સારી વાતો સંભળાવી ચિંતાને ટાળતી. હરિશ્ચંદ્ર, રામ, પાંડવો અને નળરાજાને આવાં આવાં દુઃખ પડી ગયાં છે તો આપણે શા હિસાબમાં, એમ કહી ધીરજ આપતી તે કોઇને ઘેર કામ વગર જતી આવતી નહિ. બહાર ફરવાનો તેને શોખ નહોતો. દેવદર્શને પણ બેચાર બૈરાંનો સંગાત હોય તોજ પતિની આજ્ઞાથી જતી તે કોઇ પણ કામ પોતાના પતિની આજ્ઞા વગર કરતી નહિ.

એક વખતે બપોરના બેએક સ્ત્રીઓ તેને ત્યાં આવી, અને કેમ છો, દેવકન્યા બ્હેન, એમ કહી તેની પાસે બેઠી. તેમાની એક જણીએ કહ્યુ કેઃ બેન આજે અમે સોમનાથ મહાદેવનાં દર્શન જઇએ છીએ તમારે આવવુ હોય તો કહ્યું ..ગો સંગાત થાય, એમ ધારી તમને તેડવા ..ર્યાં છીએ." દેવકન્યાએ કહ્યુ કે "બેન, તમે જાવ, મારાથી તો નહિ અવાય. ઘેર કોઇ નથી, છોકરાની તબીયત જરા નરમ છે અને સાસુજી એકલાં સઈ ગયાં છે." આ સાંભળી તેમાંની એક મહાલક્ષ્મીએ કહ્યું કે "બેન, આજે તો શિવરાત્રી છે, ચાલોને હમણાંજ પાછાં આવીશું. વળી સાંભળ્યું છે કે ત્યાં એક મહાત્માજી પધાર્યા છે તેમનાં દર્શન કરવા જેવાં છે. તેમના આશીર્વાદથી તમારા જયંતીને પણ સારૂં થઈ જશે."

દેવકન્યા—'ના બ્હેન, ઈશ્વરે ધાર્યુ હશે તો તેને આરામ ઘેર પણ થઈ જશે પણ એ ઘેર નથી, એમને પૂછ્યા વગર તો નહિ આવું સાસુજી એકલાં છે ને છોકરૂં રડે. માટે તમે જઈ આવો.'

આ સાંભળી તે સ્ત્રીઓએ ઘણો આગ્રહ કર્યો અને કહ્યુ કે દીવાળીમાને પૂછી જુઓને, હમણાંજ પાછાં આવીશુ, કયાં આઘુ છે. આપણા આવતા સુધી તો તે જયંતીને રાખશે. વળી મહાત્માજી કાલે તો જવાના છે. આપણને તે જયંતી સાજો થાય તેવી દવા આપશે તો તે સાજો પણ થઇ જશે વળી મને તો લાગે છે કે તેને તો કંઇ વળગાડનું છે, નહિ તો આટલો બધો સુકાઈ ન જાય, એની આંખોજ જુઓને કેવી ટગટગે છે! બાવાજી એક ચપટી ભભ્મ આપશે તો તેને જે વળગ્યુ હશે તે ચાલ્યુ જશે અને છોકરો સાજો થઇ જશે આ પેલી જમનીને ભૂત વળગ્યું હતું તે રોજ ધૂણુ ધૂણુ કરતી હતી. પણ તે આ મહાત્માની વાત સાંભળી, તેમની પાસે ગઈ અને એક ચપટી ધૂળ આપી તેનાથી તે સાજી થઇ ગઈ. માટે બા, આવવુ હોય તો આવો નહિ તો તમારી મરજી."

આ સાંભળી દેવકન્યાને જવાનું મન થયુ. દીવાળી જે આ વાત સાભળતી હતી તેણે કહ્યુ કેઃ "બેટા, જાવ, હમણાં પાછાં આવશો, એ ખરી વાત કહે છે જયંતીને વળગાડનુંજ લાગે છે, નહિ તો આટલી બધી દવા કરાવીએ ને ફેર ન લાગે? હું કહું છુ ને જાવ."

સાસુના આગ્રહથી દેવકન્યા પેલી સ્ત્રીઓની સાથે સોમનાથ મહાદેવનાં દર્શન કરવા ગઇ. તેને ખબર નહોતી કે સોમનાથ મહાદેવ કયાં અને કેટલે દૂર છે તેથી તે પેલી સ્ત્રીઓ સાથે સાથે ચાલવા લાગી ગામથી થોડે દૂર ગયાં પણ મહાદેવ તો આવતા ન જણાયા, ત્યારે દેવકન્યાએ કહ્યુ કે "કેમ બેન હજુ કેટલે દૂર છે? તમે તો કહેતાં હતાં ને કે ગામથી તો નજીકજ છે અને આ તો આટલે આવ્યાં પણ કંઇ દેરૂં તો જણાતું નથી."

આ સાંભળી વીજળીએ કહ્યું કે "અરે આ પેલા ઝાડને ઓથે રહ્યુ. હવે તો આવીજ પહોંચ્યાં છીએ" આમ કહી આગળ ચાલ્યાં થોડે દૂર ગયાં એટલે એક ખંડેર જેવુ જણાયું. દેવકન્યાને ખબર નહોતી કે આતે મહાદેવનું દેવળ છે કે શું છે? તેને આટલે દૂર આવતાં ભય પેસી ગયો હતો, હૃદય ધડકતું હતું, પગ કંપતા હતા. પેલી બે સ્ત્રીઓમાંથી એક તો અધવચથી હું જરા દીવો ભૂલી ગઈ તે લઇ આવું કહી પાછી વળી

ગઇ હતી. હવે વીજળી એકલી હતી. વીજળી ચાલીસેક વર્ષની ઉમ્મરની હતી. તે બને જણુ અંદર ગયાં તો એક જુનું મહાદેવનું દેવળ ત્યાં જણાયું. પાસે ઓડાળીમાં એક માણસ શરીરે ભષ્મ લગાવી આસન વાળી બેઠો હતો. આજુબાજુ કોઇ માણસ નહોતું. મહાદેવનાં દર્શન કરી તે આ બાવા પાસે આવ્યાં

વીજળી તો જાણે તે બાવાની પરમભક્ત હોય તેમ કાલાવાલા કરતી પગે લાગવા માંડી. દેવકન્યા તો નમસ્કાર કરી તેની સાથે ઉભી રહી. વીજળીએ દેવકન્યાની ઓળખાણુ પાડી અને કહ્યુ કે, બાપજી, આ મારી બેનપણીના છોકરો માંદો છે તેને મટે તેવી દવા આપો.

આ સાભળી બાવાએ તેને કહ્યુ કેઃ "અચ્છા માઇ, અચ્છા હો જાયગા. જરા એ કુવેમેસે જળ તો લે આવ." કરેલા સંકેત પ્રમાણે વીજળી લોટો લઇ પાણી લવાની મીશે તે ખંડેરની બહાર નીકળી ગઇ. જતા જતાં બારણુ પણ અડકાવતી ગઇ દેવકન્યાએ તેની સાથે જવા કહ્યુ પણ તેણે કહ્યુઃ તમે અહીં ઉભાં રહો, હું હમણાં જ આવુ છુ કહી વીજળી ખસી ગઇ. હવે આ ખંડેરમાં રહ્યો બાવો અને દેવકન્યા. લગભગ પાંચેક વાગવા આવ્યા હતા. આજુબાજુ માણસનો જવર અવર બીલકુલ નહોતો એકાંત જોઈ બાવાએ કહ્યુ-"હું તમારૂં કામ કરૂં પણ તમારે અમારૂં કામ કરવું પડશે." એમ કહી ઉભો થયો અને અંદર ઓરડીમાં જઇ વેશ બદલી આવ્યો. તે આવ્યો કે તરતજ દેવકન્યાએ તેને ઓળખ્યો કે આ તો દુષ્ટ. અશરફઅલી. તેણે ધાર્યું કે નક્કી પેલી સ્ત્રીઓએ મને કપટથી અહીં આણી છે. હશે જે બને તે ખરૂં. એમ વિચાર કરતી નીચું મોં ઘાલી ઉભી રહી.

અશરફઅલીએ કહ્યુ, 'કેમ પ્યારી, હવે શી વાર છે ? હું તારે માટે તો દીવાનો બની ગયો છુ. હવે કેટલી વાર છે. આ ધન દોલત જે જોઇએ તે લે, તું સુખી થા અને મને સુખ આપ."

દેવકન્યાએ હિંમત આણી કહ્યું " જુઓ મીયાં, વિચાર કરીને બોલો. તમારા પૈસામાં પૂળા મૂકો મને આમ છેતરપડી કરીને અહીં બોલાવી મંગાવી પણ તેથી તમારી ઇચ્છા પુરી થવાની નથી. હું પતિવ્રતા છુ. દુઃખમાં પણ પતિના સંગે સુખી છું. માટે મને જવા દો." આમ કહી તેણે બહાર નીકળવા માંડયું.

આથી ઝટ અશરફઅલીએ તેનો હાથ ઝાલી જતાં અટકાવી અને કહ્યું કેઃ "જાય છે ક્યાં ? રાજી ખુશીથી નહિ માને તો જોરજુલમથી હા કહેવરાવવી પડશે. માટે રાજીથી આવ અને સુખનો લ્હાવો લે આ રૂપીયા તારે માટે આણ્યા છે. તે તું લઈ જા અને ગરીબ મટી સુખી થા. એમાં છે શું ? કોણ જોવા બેસી રહ્યું છે ?" દેવકન્યાએ મીયાંનો હાથ તરછોડી નાંખી કહ્યું—" હે દુષ્ટ ! ખબરદાર જો મને અડકયો તો ? પારકી સ્ત્રીને અડકતાં શરમ આવતી નથી ? યાદ રાખજે કે તું મને છેડી આજે સુખી થવાનો નથી ભલભલા રાવણુ જેવા બળવાન રાજાઓ પણુ પારકી સ્ત્રીને છેડી સુખી થયા નથી તો તું કોણુ ? જરા સમજ ! ઈશ્વરનો ડર રાખ, અને મને જવાદે. પારકી સ્ત્રી ઉપર દાનત બગાડનાર પુરુષનો સર્વદા નાશ થાય છે. તે સંભાળ. પારકી સ્ત્રીને છેડી કોણુ સુખી થયો છે ? હું સતી છુ. તારા રૂપીયાથી લલચાઉં તેવી નથી. માટે છાનો માનો મને જવા દે, અને નાહક સતાવ નહિ."

આમ છતાં અશરફઅલી માને તેમ નહોતું. તે જુવાન ત્રીસેક વર્ષનો હતો. તેણે જમાદારી કરી હતી ભલભલાની આબરૂ લેવી એ તો તેનો ધંધો જ થઈ પડયો હતો. તેણે કહ્યું: "અરે વ્હાલી, ગુસ્સે શું કામ થાય છે ? મારૂં માન અને આ સેવકના દુઃખને ટાળ. તને આ રૂપીઆ ઓછા પડતા હોય તો બીજા લાવી આપું. પણ આમ ટટળાવ નહિ. હા, ના કરવાથી શો ફાયદો ? તું અત્યારે મારા પંઝામાં સપડાઇ છે. ખુશીથી માની જા અને સુખ ભોગવ, નહિ તો પછી નાહક બળાત્કાર કરવો પડશે તે સારૂં નહિ."

દેવકન્યા—" અરે દુષ્ટ ! જરા જીભ કબજે રાખ, તું મને એકલી ધારી અહીં જબરજસ્તી વાપરવા માગતો હોય તો તે વાત ભૂલી જા. હું એકલી નથી, મારી વ્હારે ચઢનાર પરમાત્મા મારી સાથે છે સતી સ્ત્રીની લાજ ઈશ્વર રાખનાર છે. તેણે ઘણી સતીઓની લાજ રાખી છે અને મને પણ તેજ સહાય કરનાર છે. મને છેડી સુખી થવાનો નથી માટે જવા દે મિથ્યા મોંમાં પાણી શું કામ લાવે છે ! " (અપૂર્ણ.)

# प्रासंगिक-नोंध.

ભાગ્યોદયનું આઠમું વર્ષ પૂર્ણ થઇ આ માસથી તેનો નવમા વર્ષમાં પ્રવેશ થશે દર વર્ષ માફક આ વર્ષમાં પણ પરમાત્મા તેમાં ઉત્તમ વિષયો લખાવાની પ્રેરણા કરશે એવી અમને આશા છે. ભાગ્યોદય દ્વારા સદ્વિચારોનો ફેલાવો કરી મનુષ્યોને સન્માર્ગે વાળવાનો ઉચ્ચ હેતુ રખાયલો છે આ વર્ષમાં ભાગ્યોદયના ગ્રાહકો વધારવા અમે અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ. તેના ગ્રાહકો વધારવા એ પણ સદ્વિચારોનો ફેલાવો કરી જનસમુહની સેવા કરવા તુલ્ય છે. જ્યા સુધી પ્રજાના વિચારો ઉચ્ચ ન બને ત્યાં સુધી તે સુધરી પોતાની ઉન્નતિ કરી શકે નહિ. માટે સૌથી પ્રથમ કામ જનસમૂહને સન્માર્ગે વાળવા તેમના વિચારોને ઉચ્ચ કરવા પત્ન કરવાની જરૂર છે.

ભાગ્યોદયનું લવાજમ રૂ ૩—૦ હતું તેમાં અમને બીલકુલ પાલવતું નથી અને દરવર્ષે ખોટ ખાવી પડે છે. જેથી આ વર્ષથી તેનુ લવાજમ રૂ ૪—૦ કરવામાં આવ્યું છે. છતાં પણ જેમની સ્થિતિ રૂ ૪—૦ ભરવાની ન હોય અને માત્ર રૂ ૧—૦ ના વધારા માટે ગ્રાહકમાંથી કમી થઇ જવુ પડતું હોય તેવા માટે તો રૂ ૩—૦ રાખ્યુ છે પણ જેમની સ્થિતિ હોય તેમણે તો જરૂર અમને વધારાનો રૂ ૧—૦ મોકલી આપવો. આમ છતાં પણ આવા સદ્વિચારોનો ફેલાવો કરનાર ઉપયોગી માસીકનું લવાજમ ન વધારવા માટે જો કોઈ ગૃહસ્થ સારી રકમ અમને મોકલી આપશે તો તે પણ ઉપકાર સાથે સ્વિકારવામાં આવશે.

ભાગ્યોદયના દરેક ગ્રાહક બંધુ અમને આ વર્ષમાં એક બે ગ્રાહકો વધારી આપી મદદ કરશે એવી આશા છે. માત્ર તમારે તો તમારા મિત્રોને ગ્રાહક થવા ભલામણુ જ કરવાની છે. આવી ભલામણ કરી તેને ગ્રાહક બનાવવાથી તમે તેનું હિત જ સાધો છો. તેનો ગ્રાહક સદ્વિચારનું સેવન કરનાર, શુદ્ધ વર્તનને સેવનાર, સત્યનું પાલન કરનાર, શાંત અને આનંદી જીવન ભોગવનાર થઇ શકવાનો. આ પ્રમાણે તમે તેના ગ્રાહક વધારી એક રીતે જનસેવા કરી શકો છો. અને બીજી રીતે ગ્રાહકો વધવાથી અમને જનસેવાના કાર્યમાં મદદ કરી શકો છો દરેક ગ્રાહક એક બે ગ્રાહકો આ વર્ષમાં વધારી આપશે એવી અમને આશા છે

શું દરેક ગ્રાહક એટલું પણ કામ નહિ કરી શકે ? જો તમને ભાગ્યોદયમાં પ્રેમ હોય, તેના પ્રતિ મમતા હોય, તેના લેખોમાં પ્રીતિ હોય, તો જરૂર તમે આ મહિનામાં નવા ગ્રાહકો વધારી આપી તેને મદદ કરવાના જ. નવા થનાર ગ્રાહકે આ મહિનામાં જ નામ નધાવવાં, કારણ કે તેની ગ્રાહકો પુરતી જ નકલો છપાવાય છે, એટલે પાછળથી થનાર ગ્રાહકને પાછલા અંકો મળી શકતા નથી. માટે આ માસમાં ગ્રાહક થનારને આ માસથી અંકો મોકલવામાં આવશે.

જુના ગ્રાહકો પાસે લવાજમ રૂ. ૪—૦ ને બદલે અમે રૂ. ૩—૦ લેવાનો ઠરાવ કર્યો છે તેથી દરેક ગ્રાહકને આ અંક મળ્યા પછી દશે દિવસે ભેટનું પુસ્તક સુખીદમ્પતી લવાજમ માટે રૂ ૩-૨-૦ નું વી. પી. કરીને મોકલવામાં આવશે. તેમણે તે વી. પી. સ્વિકારી લેવાની કૃપા કરવી. વી. પી. આવ્યા પછી પાછુ મોકલવુ એ અમને જાણી જોઈ નુકશાન કરવા જેવુ છે. કારણ દરેક વી પી. રજીસ્ટર્ડ કરવું પડતું હોવાથી દર વી. પી. એ ૦-૪-૦ ખર્ચ આવે છે તેથી વી પી પાછું વાળી અમને નુકશાન ન કરવા દરેકને ભલામણુ છે.

આ વર્ષની ભેટનું પુસ્તક લગભગ પચાસો પાનના આશરાનું છે. તે દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને વાંચવા યોગ્ય છે. તેમાં શું શું વિષયો આવેલા છે તે પુસ્તકના પહેલા પાન ઉપર વાંચી ખાત્રી કરવી. તેથી સમજાશે કે ભેટનું પુસ્તક એકલું જ લવાજમ તો વાળી દે તેવુ છે વળી ખાત્રી તો તમે જ્યારે તેને વાંચશો ત્યારે જ થશે. જેથી આશા છે કે દરેક ગ્રાહક આવેલું વી. પી. રૂ ૩-૨-૦ આપી સ્વિકારી લેશે.

# निष्कलंक महादेव
## अने
## मुग्ध तपस्विनी.

લેખક શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા. બી. એ.

—૧—

વસંતતિલક.

જે દેવ સાગરવિષે, ઠરીને રહીને,
નિર્લેપ ભાવ જગના, જનને જણાવે,
તે દેવને હૃદયમંદિરમાં ઠરાવી,
અધ્યાત્મભાવ વિરલ જન કોઈ સાધે.

—૨—પ્રહર્ષિણી

મુગ્ધે આ, હૃદય સુરમ્ય વાટિકામાં,
ખોળે શું, નયન ઠરાવી નાડીપંથે,
હા હા મેં, સુમધુર ગોષ્ઠને જ જાણી,
શોધે તું, રતિપતિપાદલાંછનોને.

—૩—

ધ્યાની આ, તવ વદનારવિન્દમુદ્રા,
યોગીનાં, અમચિત માન મોહ ત્રોડે,
હાં જે તું, પ્રશમ પયસ્વિનીતરંગે,
લીના થૈ, પતિમુખરમ્યબિમ્બ સોહે.

---

આ કાવ્યની ઉર્મિના ઉદ્ભવનો પ્રસંગ નીચે પ્રમાણે છેઃ—

ગોપામાં એક વખતે મહાશિવરાત્રિએ મારો મુકામ હતો. તે પુણ્યપર્વના દિવસે શ્રીસદાશિવનાં દર્શન કરવા ભાવનગર દરબારના કોળીઆક નામના પાંચ ગાઉ ઉપર આવેલા ગામપ્રતિ જવું થયું હતું. આ ગામથી એક માઈલ ઉપર સમુદ્રના રેતાળ કાંઠાઉપર નિર્જન પ્રદેશમાં એક નાની ધર્મશાળા છે, અને પાસે એક વાવ છે. તે સ્થાનમાં કોઈ રહેતું નથી. એક બાવો ધુણી કરી પડી રહે છે, પણ તેન ભિક્ષાઅર્થે ગામમાં જાય તો રોટલો મળે તેવું છે. આ સમુદ્રના કાંઠાથી બે ખેતરવાના અંતરે સમુદ્રની અંદર શ્રીમહાદેવજીનું સ્વયમ્ભૂ બાણ છે. લોકો તેને "નકલંક" મહાદેવ કહે છે, પણ ખરું નામ "નિષ્કલંક" છે તે શિવલિંગ બે હાથ ઉચું છે, અને જો કે તે સ્વયમ્ભૂ છે તો પણ તેના અવ્યક્ત ભાવને વ્યક્ત રૂપ આપવા ગૌરીપટ્ટમાં અથવા યોનિપિંડમાં તેને સ્થાન આપ્યું હોય એવું જણાય છે. આ ગૌરીપટ્ટની વિલક્ષણતા એ છે કે તેમાં શિવલિંગપ્રતિ કવળગવાને ધસતા સર્પની આકૃતિ છે. શૈવાગમની રહસ્યપ્રબોધક સર્પની આકૃતિ પાછળના સમયમાં આપણા શિવાલયોમાં લુપ્ત થવા લાગી છે, પણ આ સ્થાન ઘણું પુરાતન હોવાથી સર્પમુદ્રા દેખાય છે. શિવલિંગની આગળ પાછળ પંદર વીસ મનુષ્યો બેસી શકે તેવો ચોતરો છે, પણ તેની કીનારી તુટી ગઈ છે. ગૌરીપટ્ટસ્થ શિવલિંગદ્વારા અમૂર્ત વસ્તુનું ભાન કરાવવાની નૈસર્ગિક યોજના નહિ સમજાયાથી પાછળથી કોઈ ભાવિક મનુષ્યે આરસપહાણની શ્રીપાર્વતીની મૂર્તિ પાસે ઉભી કરી છે, પરંતુ જાણે પ્રભુને અમૂર્તભાવ પ્રકટ કરવાનો સંકેત હોય તેવા હેતુથી તે મૂર્તિના હાથપગ ખંડિત થયા છે, અને થોડા વર્ષમાં મને લાગે છે કે તે પોતાનું મૂર્તસ્વરૂપ ત્યજી અમૂર્તભાવને પામશે.

આ શિવલિંગઉપર કોઈપણ પ્રકારનું આવરણ અથવા ગર્ભમંદિર નથી, અને તેથી તે ગગનદર્શિ હોવાથી ચિદાકાશમાં અવ્યક્ત તત્ત્વની વ્યક્ત દશાનું સ્ફુરણ કરાવી શકે છે. આ શિવલિંગ હજારો વર્ષથી સમુદ્રની ભરતીમાં દબાઈ જાય છે, અને ઓટ થવાની સાથે બહાર આવે છે. તેમનાં દર્શન દૂરથી થાય છે, અને ઓટના સમયે કાદવ ઓળગી જઈએ તો પૂજન વગેરે થઈ શકે તેમ છે. આ શિવલિંગ સમુદ્રનાં અનંત

કાલનાં મોજાંથી સ્પર્શ પામ્યા છતાં, અને કાદવ, કાંકરા વિગેરે સાથે અથડાયા છતાં જેવું ને તેવું કલંકવિનાનું સ્થાણુરૂપે ઉભુ છે, અને તેથી તેમનું "નિષ્કલંક" એવુ નામ પડયું છે અહો! આ નૈસર્ગિક તીર્થપાસે રહેલા ગામના લોકો તે તરફ ભાગ્યે જ આવે છે મહાશિવરાત્રિનો પ્રસંગ હોવાથી મે જાણ્યું કે ત્યાં ભીડ હશે, પણ તેવુ કંઈ જ નહતું. એક ભાવિક બ્રાહ્મણ શિવલિંગ ઉપર અભિષેક કરી એટના સમયે પાછો આવતો હતો, અને તેને આવતો જોઈ મને પણ કચરામાં થઈ "નિષ્કલંક" ના દર્શનની ઇચ્છા બલવતી થઇ. મને ત્યાં કોઇ ઉપાધિવાળા અમલદારતરીકે ઓળખતું નહતું. મે મારા કોટપાટલુન ઉતાર્યા, હાથમાં મોટી લાકડી ટેકાસારૂ લીધી, અને મારી આ પ્રવૃત્તિ જોઈ મારો નોકર જે કચરો ખુંચવામાં સંકોચ ધરતો હતો તેણે પણ લુગડાં ઉતાર્યા.

અમારી આ સર્વ ચેષ્ટા જોનાર મનુષ્યવર્ગમાં માત્ર રેતીના રમ્ય કાંઠા ઉપર બે જણ હતાં. એક પાશુપતવ્રતનું ધારણ કરનારી સતર અઢાર વર્ષની તપસ્વિની હતી. તે બાઇએ વિરજા દીક્ષા લીધેલી જણાતી હતી. તેનું વર્ણ ગૌર હતું, શરીરે તદ્દન શ્વેત વસ્ત્ર વીંટાળેલાં હતાં. તેના ભવ્ય કપાલમાં ભસ્મનું ત્રિપુંડ હતું, બને હાથે રુદ્રાક્ષનાં કંકણ હતાં, હાને ત્રિમૂર્તિની ભાવના પ્રકટ કરનારી મરચીઓ હતી; તેનો અંબોડો આપણી સ્ત્રીઓની પેઠે પાછળ વાળેલો નહતો, પરતુ બ્રહ્મરંધ્રઉપર વાળેલો હતો, અને તેમાં એક અત્યંત શુભ્ર શંખ ઊર્ધ્વમુખે હતો, અને તે સાથે કેશપાશ વીંટાળેલા હોવાથી "શંખચૂડ"રૂપે તેનો અંબોડો હતો. બાવાજીઓની પેઠે તેણે કૃત્રિમ વાળ ઘાલી જટાનું રૂપ આપ્યુ નહતું, પણ તેનો નૈસર્ગિક કેશપાશ એક વહેંત શંખચૂડમાં ઉંચો રહી શકયો હતો તે શંખચૂડમાંથી એક ઝીણી દોરીથી રુદ્રાક્ષનો એક મુખી મોટો મણિ તેના વિશાલ ભાલપટ્ટઉપર રમ્યા કરતો હતો. તેના ઉપસ્કરમા તેની પાસે એક કમંડલુ હતું, અને એક કામળી હતી

તે બાઇની સાથે એક પચાસ પંચાવન વર્ષનો અતીત રક્ષક તરીકે હતો. તેની પાસે એક મોટી ડાંગ હતી. ઘણું કરીને આ મનુષ્ય તે બાઇનો જનક અથવા ધર્મપિતા હતો;

તે બાઇને રક્ષકે પૂછ્યું કે શિવલિંગ જોવા જાઈશુ ? તે બાઇએ ઉત્તર આપ્યું –"એ સંસારીઓકુ દેખને આને દો, ફીર અપન દેખેંગે" એમ કહી તે બાઈ નિર્નિમેષ દૃષ્ટિથી કાંઠાઉપરથી અમારી પાછળ રહી નિષ્કલંકના બાણુને જોયા કરતી હતી. અમે અરધા કલાકે પાછા આવ્યા ત્યારે તે બાઈ આસન માંડી ધ્યાનસ્થ થયેલી હતી. અમે "નિષ્કલંક"નાં દર્શન કરી આવતાં કાદવથી પગે સકલંક થયા હતા, તેથી વાવઉપર જઈ પગ ધોવાની પ્રવૃત્તિ કરવા લાગ્યા. બાઇનો રક્ષક મારા નોકરસાથે "ગોપનાથ" અહિંથી કેટલે છે તેની પુછપરછ કરતો હતો. આ પ્રવૃત્તિ કરવાની સાથે મેં પેલી તપસ્વિનીની ધ્યાનમુદ્રા જોઇ હતી, અને મને લાગ્યુ કે તે બાઈ લગભગ પંદર મિનીટ સુધી સંયમ સાધી સ્થિર રહી હતી. ત્યારપછી તે બાઇએ ઉઠી ચાલવા માંડ્યું, અને સમુદ્રના કાંઠે કાંઠે તે અને તેનો રક્ષક ગોપનાથતરફ ગયા, અને અમે અમારા સંસારી રૂપમાં ગોધે પાછા આવ્યા. મને આ તપસ્વની જાણે વર વરવાને તપ કરતાં પાર્વતીની ભૂલોકવાસિની સહચરી હોય એમ જણાતું હતુ.

આ પ્રસંગને લઇ ઉપરનું કાવ્ય માક્તિકરૂપે ઉદ્‌ભવ્યુ છે.

પહેલા શ્લોકમાં "નિષ્કલંક" મહાદેવનું બાણ સમુદ્રના વચમાં અપ્રકટરૂપે ઘણા કાળથી સમુદ્રનાં મોજાં, અને કાદવ, કાંકરા, છીપો વગેરેથી સંબંધમાં આવ્યા છતા નિર્લેપ રહેલું છે તેનું ભાન કરાવ્યુ છે, અને તે વડે સંસારી જનોને સંસારસમુદ્રમા રહ્યા છતાં શી રીતે નિર્લેપભાવ જાળવવો તેનું ભાન કરાવ્યું છે, અને તે રહસ્યને હૃદયમાં ઠરાવી દહરાકાશમાં જીવને નિષ્કલંક શિવરૂપે શી રીતે અનુભવવા તેના યોગની સરલતાથી સ્ફૂર્તિ કરાવી છે.

આ અધ્યાત્મયોગને "મુગ્ધતપસ્વિની"દ્વારા બીજા શ્લોકમાં વ્યક્ત કર્યો છે. આ યોગના જાણનાર જનો વિરલ જ છે. તેવા જનોને સંસારસમુદ્રમાં રહ્યા છતાં શી રીતે નિર્લેપભાવ જાળવવો તેનું ભાન કરાવ્યું છે, અને તે રહસ્યને

હૃદયમાંહેરાવી દહરાકાશમાં જીવને નિષ્કલંક શિવરૂપે શી રીતે અનુભવવા તેના યોગની સરલતાથી સ્ફૂર્તિ કરાવી છે.

આ અધ્યાત્મયોગને "મુગ્ધતપસ્વિની" દ્વારા બીજા શ્લોકમાં વ્યક્ત કર્યો છે. આ યોગના જાણનાર જનો વિરલ જ છે. તેવા જનોને સંસારના માર્ગમાં રમનારા ઓળખી શકતા નથી કદાચ દેખે છે તો ગાંડા, મૂર્ખ; ઢોંગી વગેરે ઉપનામોથી હસી કાઢે છે. આવાં ઉપનામોની ઉપેક્ષા કરનારી નિરભિમાનપણે સ્વારાજ્યની શોધ કરનારી આ યોગિની ખરેખર "મુગ્ધા" હતી. ખરેખર તેની મુગ્ધમુદ્રા આ સંસારની પાંપાંચરણો કેવાં હશે તેના અનુભવ અને કલ્પનાથી પર હતી. તેનો વડીલ રક્ષક તેને બાહ્ય પાશમાંથી બચાવનાર હતો, અને તેનો આંતર રક્ષક પશુપાશના વિમોચક શ્રીસદાશિવ હતા. આ "મુગ્ધા" પોતાના હૃદયની રમણીય વાડીમાં જઈ નીચાં નેત્ર ઢાળી તે વાડીમાં પ્રસરેલી હિતા નામની નાડીના માર્ગો શોધે છે. શાની શોધ કરે છે એ પ્રશ્નનું ઉત્તર બીજા શ્લોકના અંતિમ પાદમાં છે. શૈવાગમમાં શ્રીમહેશ્વરને કામેશ્વર એવી સંજ્ઞા આપવામાં આવે છે, કારણ કે તે પોતે કામનો-ઇચ્છાના વેગનો-ઉદય કરે છે એટલું જ નહિ, પણ તેને અંકુશમાં રાખે છે. શ્રીમહેશ્વર જીવોના સર્વ કામને આપનાર હોવાથી "કામેશ્વર" કહેવાય છે આ વાસનાના નિયંતા પ્રભુ "અનંગ" છે, અને તેથી તેમના "પગલાં" સામાન્ય માર્ગોમાં પડેલાં જણાતાં નથી, પરંતુ દહરાકાશની વાડીમાં હિતા નામની-જીવનું પરમહિત પ્રવર્તાવનાર-નાડીમાં તે કામેશ્વરનાં "પગલાં" (પાદ લાંછનો) છાયારૂપે પડેલાં અનુભવાય છે. જેમ આકાશમાં ઉડતાં પક્ષીઓની ગતિ ભૂમિઉપર પડેલી તેની છાયાવડે આપણે કલ્પી શકીએ છીએ, તેમ અંતર્યામી પ્રભુની વાસનાપ્રેરક ગતિને-પગલાંને-આ યોગિની હૃદયની વાડીમાં હિતા નામની નાડીના સ્વચ્છ માર્ગમાં પ્રતિબિંબરૂપે જુએ છે.

અંતર્યામી "કામેશ્વર"નાં વાસનાપ્રેરક પગલાંને પ્રતિબિંબરૂપે જોઇ આ યોગિની અટકતી નથી, પણ ભોંયઉપર પડેલી પક્ષીની છાયાને લઇ જેમ આપણે આકાશમાં નજર નાંખી મૂલ પક્ષીને જોઈએ છીએ, તેમ "પાદ લાંછન"વડે "મુખબિંબ" જોવા આ તપસ્વિની પ્રયત્ન કરે છે. સવિકલ્પમાંથી નિર્વિકલ્પ પામવાના તેના યોગબલને-પ્રતિબિંબદ્વારા બિંબભૂત પોતાના શિવરૂપ પતિમાં અનન્ય ભાવે ઠરવાના આવેશને-ત્રીજા શ્લોકમાં પ્રકટ કર્યો છે. આ યોગિનીની મુખમુદ્રા ઇતર યોગિજનો કરતાં વિલક્ષણ હતી. ઇતર યોગિઓના હઠયોગનાં કષ્ટ આ નિસર્ગ યોગિનીને વેઠવાં પડ્યાં નથી. તેનો પતિસાથેનો યોગ સ્વભાવસિદ્ધ થઈ ચૂક્યો છે એટલે કૃત્રિમ યોગિઓના કૃત્રિમ સાધનોવડે ઉત્પન્ન થનારા સિદ્ધિઓના અભિમાનને આ યોગિની ત્રોડે છે. "નિસર્ગ રાજયોગ" કેવો હોય તેનું આ બાઈ સત્વર ભાન કરાવે છે.

વળી ઇતર યોગિઓને મનોજય અને વાસનાક્ષય કરવામાં પરસેવો ઉતરે છે, અને નિષ્ફલતાના પ્રસંગે તેમને ખેદ થાય છે, પરંતુ આ યોગિનીને પતિસાથેનો નિત્યસિદ્ધ યોગ "પ્રશાન્તવાહિતા"નું રૂપ પકડે છે, અને તે પોતે વિરહિણી મુગ્ધાનું રૂપ તજી પતિસાથે અખંડ સંયોગિની થઈ રહેલી છે. પોતે જ **ઉમાકુમારી** રૂપ ધારણ કરી **સદાશિવ પતિવ્રતા** થઈ સંસારીજનોને અધ્યાત્મયોગના નિષ્કલંક મહાદેવસમક્ષ કુંચી દર્શાવે છે. (દમ્પતી મિત્ર.)

---

# હિસ્ટીરીયા.

( લે. શ્રીમતી ડૉ કુમારી ૪. મડાની એલ. એમ. એસ. )

આજકાલ સ્ત્રીઓમાં હિસ્ટીરીઆનો રોગ વધુ વધેલો જણાય છે. આ રોગને માટે મે ૧૬ વર્ષથી ઘણી સ્ત્રીઓની ચિકિત્સા કરી છે. જેથી તે વિષે મારો અનુભવ હું પ્રકટ કરૂં છું.

"કારણ—હિસ્ટીરીયાને કોઈ અપતન્ત્રક, મૂર્ચ્છા, અપસ્માર, વાઈ વિગેરે કહે છે. કેટલાક મનની દુર્બળતા અથવા તો અત્યત કામેચ્છા હોવાને લીધે આ રોગ થાય છે એમ કહે છે, પરંતુ તે ઉપરાંત, બહુ ફરફર કરવું, વજન માથે ઉપાડવુ, વ્રત કે ઉપવાસ કરવા, રાત્રે જાગવુ, ભયકર નાટકો કે બનાવો જોવા, અત્યત અશ્લીલ પ્રેમપૂર્ણ નવલકથાઓ વાંચવી, માદક પદાર્થોનું સેવન કરવુ, લુચ્ચાઈ, તડકામાં ફરવુ, અકસ્માત શોક થવો, દુઃખ, ભય, આઘાત, અત્યંત ક્રોધ, ચિન્તા, પ્રદર, ગરમી, સોજા વિગેરે રોગ થવો. સ્ત્રીઓને ઋતુ વખતે કમરથી પેટ સુધીમાં શરદી લાગી જવી, ગર્ભપાત થવો, વિષપાન કરવુ, પૌષ્ટિક ખોરાક ન મળવો, જરાયુ સબંધી રોગ, માસિક અટકાવ બંધ થવો, વધુ લોહીનુ જવુ, રક્તગુલ્મ, (ગોળો) ઋતુ વખતે ગુપ્ત ભાગમાં ચેળ કે કમ્પ થવો, પતિએ કરેલું અપમાન, કોઈ વ્હાલાજનનો વિયોગ, કામોન્માદ, હિસ્ટ્રા, બળાત્કાર, વૈધવ્ય, અયત મહેનત, આળસ, દુર્બળતા, અજીર્ણ, બંધકોષ્ઠ, કૃમિ વિકાર, વિગેરે કારણોથી હિસ્ટીરીઆ લાગુ પડે છે ૧૨ વર્ષની ઉમ્મર પહેલાં આ રોગ કોઈ-પણ સ્ત્રીને થતો નથી તેમ ૫૦ વર્ષની ઉમ્મર પછી તે રોગ રહેતો નથી.

ઘણી છોકરીઓને મોટી ઉમ્મરે લગ્ન કરવાથી ઘણી વાર આ રોગ લાગુ પડે છે.

પૂર્વરૂપ—રોગ થતા પહેલાં છાતીનું ધડકવું, વારંવાર છીંકો કે બગાસાં આવવાં, આળસ ચડવી, શરીર ઢીલું ઢીલું જણાવું, મનમાં અપ્રસન્નતા થવી, આંખે અંધારાં આવી માથું જાણે ફરતું હોય તેમ ચક્કર આવવાં અને તે પછી ભાન જતું રહેવું એ ચિન્હો હિસ્ટીરીઆ લાગુ પડતાં પહેલાં થાય છે.

લક્ષણ—હિસ્ટીરીઆનાં લક્ષણ એક સરખાં હોતાં નથી. ઘણી સ્ત્રીઓ મનોવિકાર અને બુદ્ધિનો ભ્રમ એ સાધારણ લક્ષણો હોવા છતાં પણ કોઈ સ્ત્રી હસે છે, કોઈ રડે છે, કોઈ જોરથી બુમો પાડી બબડયા કરે છે, કોઈને શ્વાસ લેતાં દુઃખ થાય છે, કોઈને શ્વાસોશ્વાસ લેવા મૂકવાની ખબર પડતી નથી, દાંત બીડાઈ જાય છે, કોઈ દાંત કચકચાવે છે, મોંઢામાંથી ફીણ નીકળે છે, આંખો ફાટી જાય છે, હાથની મુઠ્ઠીઓ બંધ થઈ જાય છે, ઘો ઘો કે હું હું એવો અવાજ કરે છે, તેમ જ નિર્લજ્જ થઈ પડવું, માથું ફરવું, શરીર કંપવું, હાથ પગ પછાડવા વિગેરે અનેક પ્રકારના ઉપદ્રવો થાય છે. કોઈ કોઈ રોગી તો નિશ્ચેષ્ટ થઈ જાય છે, કોઈનું શરીર ધનુષ્યની માફક વાંકું વળી જાય છે કોઈનું શરીર ગરમ અને કોઈનું ટાઢું પડી જાય છે. કોઈને ઉલટી થઈ સાઈ જાય છે, કોઈ ચત્તાપાટ પડી રહે છે, કોઈ હાથ પગ ગમે તેમ પડયા રહેવા દે છે, કોઈને થોડો વખત મૂર્છા આવે છે, કોઈ બહુવાર સુધી મૂર્છિત રહે છે. ભાન આવતા પહેલાં રોગીની માફક જણાય છે, જાણે તે સ્થિર રહીને કર્યા કરતી હોય તેમ કરે છે, જ્યારે બરોબર ભાન આવે છે ત્યારે શરમાઈ કપડાં લતાં સંભાળે છે.

મૂર્છા મટયા પછી કોઈને ઝોકાં આવે છે, કોઈને શરીરે પરસેવો વળી જાય છે, તરસ લાગે છે, પવન માર્ગે લાગે છે, આંખોની સામે જાણે રંગબેરંગી નાના પ્રકારની કલ્પિત મૂર્તિઓ જણાય છે. મૂર્છા વખતની હાલત તેને યાદ રહેતી નથી. એ વખતે માથાની અંદર અને તાલુમાં દાહ થાય છે. ઘણે ભાગે હિસ્ટીરિયાનો રોગ ધનવાન અને ગૃહસ્થ કુટુંબોની છોકરીઓ અને વહુઓને થાય છે સાધારણ સ્થિતિના માણસોની સ્ત્રીઓને ઓછો થાય છે અને મજુર જેવા હલકા મનુષ્યોની સ્ત્રીઓને તો તે રોગ થતોજ નથી. એથી એમ જણાય છે કે મહેનત મજુરી કરવાની ન હોય અને બેઠાં બેઠાં વિલાસમાં દહાડા ગાળવાના હોય તેવી સ્ત્રીઓને આ રોગ થાય છે.

ઘણી સ્ત્રીઓ આ રોગને ભૂત કહે છે અને ભૂત વળગ્યું છે એમ માની તેની દવા કરવાને બદલે બાધા આખડી, ફરી ભૂવાઓના ઘર ભરે છે. ઘણી સ્ત્રીઓ સાસરામાં પજવણી કરવા ખાતર હિસ્ટીરીઆ થયો છે એમ જણાવા ઢોંગ પણ કરે છે.

ઉપાય—હિસ્ટીરિયાના યોગ્ય ઉપાયો ડાક્ટરી મતથી જોતાં તો થોડા છે તે ઉપાયોની તો ઘણી દરદીઓને અજમાયશ કરી પણ બરોબર ફાયદો થયો નથી. હિસ્ટીરીઆ લાગુ પડતાં, શરીરને માલીશ કરવું, હૃદય, નેત્ર, મો અને માથા ઉપર ટાઢું પાણી છાંટવું, એમોનિયા સુંઘાડવો, પક્ષિયોનાં પીંછાંની ધુણી દેવી, પવન નાખવો. આથી આ રોગનો વેગ ઓછો થાય છે. તેને શાંતિ રખાવવી, સમજાવવી, આશ્વાસન આપવું, ઇચ્છિત પદાર્થો આપવા, ઉત્તમ પાષ્ટિક ભોજન આપવું, થોડી મહેનત કરાવવી, નિયમસર મળશુદ્ધિ થાય તેવું ઔષધ આપવું, ટાઢા પાણીથી સ્નાન કરાવવું, માનસિક વૃત્તિયોની ઉન્નતિ, માનસિક ધર્મ નિયમસર આવે તેવી દવા આપવી તેથી આ રોગમાં થોડો ઘણો ફાયદો થાય છે.

રોગીને અજીર્ણ મટે તેવી દવા આપવી, ઝાડાનો ખુલાસો રહેવો જોઇએ. હિસ્ટીરિયાવાળી સ્ત્રીને 'ચૈતસ્ઘૃત' અમૃતની માફક ગુણ કરે છે. મેં ઘણી સ્ત્રીઓને આ ઘૃતથી સાજી કરી છે. માથાને માટે નારાયણ તેલ ઉપયોગી છે. કેટલીકવાર હિસ્ટીરીયાવાળી સ્ત્રીઓને બાળક જન્મ્યા પછી એ રોગ ફરી થતો નથી. કેટલીક સ્ત્રીઓને ડિરમેને રયા પીવ, અશોકચૂર્ણ, કમળની જડ અને મરચાનાં ડીંટાં વિગેરે દવાઓનું સેવન કરાવવાથી આ રોગ મટ્યો છે. હિસ્ટીરિયા વારંવાર થતું હોય તો તેને ત્રણ કલાક પછી સેન્ટોનાઇન કે વાવડીંગનું ચૂર્ણ, ખજુરીનાં પાનનો ક્વાથ, પલાશ પીતપાપડાનું ચૂર્ણ સેવન કરાવવાથી સારૂં ફળ મળે છે. ઘણાને સેન્ટોનાઇન કરતાં વાવડીંગના ચૂર્ણથી સારો ફાયદો થાય છે. તે ખાવામાં પણ સારૂં છે.

કેટલીકવાર બાધા આખડી રાખવાથી આ રોગ મટે છે તેમાં દરદીની તે દેવ ઉપર જેવી શ્રદ્ધા હોય છે તે પ્રમાણે રોગ મટવા ન મટવામાં કારણ હોય છે. કુવાવેલી હિંગ કે હિંગનો ઉપયોગ કરવાથી મૂર્છા નાશ પામે છે. અને અંતે હિસ્ટીરીયા મટી જાય છે. (વૈદ્ય.) અપૂર્ણ.

---

# रसायन प्रयोग.

ચિન્તામણિ રસ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રક ભસ્મ એ સર્વે સરખે ભાગે લેવુ, વછનાગ પારાથી અધા ભાગે લેવો, શુદ્ધ નેપાળો ત્રણ ભાગ લેવો પછી તેમાંથી પ્રથમ પારા અને ગંધકને ઘુટી કજ્જલી બનાવી તેમાં અભ્રક, વછનાગ, નેપાળાનાં બીનું ચૂર્ણ મેળવવુ. પછી તેમાં લીંબુનો રસ નાખી ખલમાં ઘુટવુ. ગોળો બનવા જેવું થાય ત્યારે નાગરવેલના પાનમાં લપેટીને પછી જમીનમાં ખાડો ખોદી કુકુટપુટ દીને ભઠ્ઠી મુકી પાકુ થયે બહાર કાઢી પાનાં સહીત તે દવાને ખલમાં ઘુટવી. પછી તેમાં શુદ્ધ નેપાળો અર્ધો ભાગ અને શુદ્ધ વચ્છનાગ અર્ધો ભાગ મેળવીને તૈયાર કરવું. પછી તેમાંથી ૧ રતીભાર દવા સુંઠ, મરી, પીપર, સીંધાલુણ એ સર્વના ચૂર્ણની સાથે ખાવાથી સર્વ પ્રકારનો તાવ, શુળ, સંગ્રહણી, ઉદરરોગ મટે છે. દહી ભાતનું પથ્ય પાળવુ. તેને ચિંતામણી રસ કહે છે.

ચિન્તામણિ રસ (૨) પારો, ગન્ધક, વછનાગ, ટંકણખાર, તાંબાની ભસ્મ, જવખાર, સુંઠ, મરી, પીપર, નેપાળાનાં બી સર્વે એક એક ટંકભાર લઈ ખલમાં મધ સાથે ૧૦૦ વાર ઘુટી એક રતીની ગોળીઓ બનાવી પછી તેમાંથી સુંઠના ચૂર્ણ સાથે રોજ એક ગોળીથી ૩ ગોળી સુધી ખાઈ ઉપર નારીયેળનો રસ પીવો, અને જુલાબ લાગ્યા પછી ભાત અને છાસ ખાવી. તેમાં મીઠાલુણ નાખવુ હોય તો નાખવું તેથી સન્નિપાતજ્વર, જીર્ણજ્વર, વિષમજ્વર, ગુહ્યરોગ, આમવાતવાયુ, ખાસી, શ્વાસ અને મન્દાગ્નિ મટે છે

પીવાથી ઘોર સન્નિપાત જ્વર, વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર એનો નાશ થાય છે.

પ્રતાપતપન રસ—ગંધક, હીંગળોક, હરતાલ, પારો, ટંકણ, લોહભસ્મ, ખાપરીયુ, સાજીખાર, મણ્ડુર, એ સર્વે સરખે ભાગે લઈ તેને નગોડના રસમાં ઘુટી જ્યારે ગોળો બંધાય એવું થાય ત્યારે કાચની શીશી (અગનશીશી) માં ઘાલી વાલુકાયંત્રદ્વારા આઠ પહોર સુધી પકાવીને પછી કહાડવું, તેમાંથી ૧ રતીભાર રસ આદાના રસ સાથે ખાવાથી સન્નિપાતને મટાડે છે. દહી, ભાત, દુધ ખાવું.

ત્રિપુર સુન્દર રસ—સિન્દુર, અભ્રક, સોનામુખી, મોતી, સોનું એ સર્વને સરખે ભાગે લઈ ઘુટી કુવારપાઠાના રસમાં સાત દિવસ સુધી ચણોઠી જેવડી ગોળીઓ બનાવવી તેના સેવનથી આમાશય મટે છે. બળ, વીર્ય અને બુદ્ધિ મટે છે.

મહામૃત્યુંજય લોહ—શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, અભ્રક ભસ્મ, એ સર્વે સરખે ભાગે લઈ ગંધકથી બમણા વજને લોહભસ્મ લેવી અને ચારગણા વજને તાંબાની ભસ્મ લેવી પછી જવખાર, સાજીખાર, સીંધાલુણ, લવણ, કોડીભસ્મ, શંખભસ્મ, સીનક, શુદ્ધ મનશીલ, શુદ્ધ હરતાલ, કુલાવેલી હીંગ, કાયફળ, રોહીડો, નસોતર, આમળી, નાગરમોથ, પીસ્તા, એરંડાના મુળ, તાડ, આમળાં, હરડે, દાડમનું દર, માલકાંકણી, ઇંદ્રજવ, હરડે, અજમોદ, અજમો, ગોખરૂ, શરપંખો, સ્નનરોહીડા, એ સર્વ ચાર ચાર માસા લઈ પછી એ સર્વના ચૂર્ણને આદાના રસમાં અને ભાંગરાના રસમાં ભાવના ૬૮ મધ તોલા ૮ ગોળની ઘુટી ગોળીઓ વળાય તેવું કરી ૭ ૭ રતી·

# वैद्यक टुचका संग्रह.

શૂળ—કરીયાતું, લીંબડાની અંતરછાલ, કડુ, ગળો, હરડે, મોથ, ધમાસો, ત્રાયમાણુ, રીંગણી, કાકડાશીંગી, પિતપાપડો, ધઉંસા, કુકડવેલાનાં ફળ, પીપર, કચુરો, સોળે ભાગે સરખે ભાગે લઈ ચુર્ણ કરી ખાવાથી સર્વ જાતના શૂળ અને તાવ મટે છે.

બુદ્ધિવર્ધક પ્રયોગ—ઉપલેટ, આસન, સિંધાલુણ, અજમો, જીરૂ, શાહજીરૂ, સુંઠ, મરી, પીંપર, કાળીપાટ, શંખાવળી સરખે ભાગે લઈ તે સર્વની બરાબર ઘોડાવજ મેળવી ચુર્ણ કરી કપડે ચાળી આમળાના રસની ૭ ભાવના દઈ તૈયાર કરવુ. ઘી અને મધ સાથે રોજ ૧ તોલો આ ચુર્ણ ૪૯ દિવસ ખાવાથી મૂર્ખની બુદ્ધિ વધે, યાદશક્તિ ઘણીજ વધારે છે.

ગર્ભવાળી સ્ત્રીના સોજા—લીંડીપીંપરને આદાના રસમાં ઘુટી પી જવું, ઉપર ઘી, દુધ અને ગોળ ત્રણે મેળવીને પીવું તેથી ગર્ભીણી સ્ત્રીના સોજા અને પિત્તનો વ્યાધિ મટે છે.

અનેક રોગ—હરડેદળ ૧૨ તોલા, ચિત્રકમૂળ ૧૨ તોલા, એલચી, તજ, તમાલપત્ર, મોથ દરેક બબે તોલા, સુંઠ, મરી, પીંપર, પીપરીમૂળ, વછનાગ, નાગકેસર, એ દરેક એકેક તોલો, રેણુકા બે તોલા, ગંધક, પારો બબે તોલા લેઈ પ્રથમ પારા ગંધકની કજલી કરી તેમાં વછનાગ અને મરી ભેગાં વાટી તેમજ બીજી સર્વ દવા ભેગી વાટી ચુર્ણ કરી પછી બધુ એકત્ર કરી તે સર્વના વજન બરાબર ગોળ નાંખી ઘુંટી ૩૬૦ ગોળીઓ બનાવવી.

આ ગોળીને વિજયાદિ ગુટિકા કહે છે. રોજ સવારે એકેક ગોળી ખાય ઇચ્છા પ્રમાણે આહાર કરવાથી પ્રથમ મહિને વૃદ્ધાવસ્થા ને પળીયાં મટે છે. બીજે મહીને જઠરાગ્નિ પ્રદીપ્ત કરે, ત્રીજે મહિને વીર્યને વધારે, બળ અને વર્ણ વધારે, કોઢ, પ્રમેહ, ક્ષયરોગ, બરોળ, શ્વાસ, અંડવૃદ્ધિ, અરૂચી, ૮૦ જાતના વાયુ, મૂત્રકૃચ્છ, ગળાનું પકડાઈ જવું, સર્વ પ્રકારની મૂર્છા, સ્થાવર વિષ, જંગમ (વીંછી, સર્પના) વિષ, યોની દોષ, વાંઈ, દીવાનાપણું, વિષમજ્વર, સર્વ મટે છે. બળવાન, ચાલવામાં વેગવાળો, વીર્યમાં બળવાન, આંખોના તેજવાળો અને પરાક્રમી થાય છે. તેમાં ચરી પાળવી પડતી નથી. એક વર્ષ સુધી જો કોઈ ખાય તો ઘણોજ ફાયદો કર્તા છે.

સફેદ કોઢ—ઉમરડાનાં મૂળ, ચિત્રકમૂળ, લીંબડાનાં મૂળ, બાવચી એ સર્વ સરખે ભાગે લઈ ખાંડી, કપડે ચાળી, તેમાંથી હમેશાં એક તોલો ઉના પાણી સાથે ખાવું. કેવળ દુધ ભાતનો ખોરાક આપવો જેથી કુષ્ઠના જંતુ, સામાન્ય કૃમી તથા ધોળા કોઢને મટાડે છે.

કોલેરા—ત્રિફળાં, ત્રિકટુ, કણજીના બી, હળદર, દારૂહળદર સર્વ સરખે ભાગે લઈ વાટી દાડમના દાણાના રસમાં કે બીજોરાના રસમાં ઘુટી ચણા જેવડી ગોળીઓ વાળવી તેનું સેવન કરવાથી કોલેરા મટે છે.

ગંડમાળા—ગોરખમુંડીના મૂળને ગોરખમુંડીના રસમાં ઘસી ચોપડવાથી તથા ગોરખમુંડી (બોડીયો કલ્હાર)ના મૂળનો રસ પીવાથી ગંડમાળા—(ગળે ગાંઠિ નીકળવી) મટી જાય છે.

મૂત્રકૃચ્છ—જવખાર અને સાકર વાટી પીવાથી સર્વ પ્રકારના મૂત્રકૃચ્છ મટે છે.

રક્તપિત્ત—હીમજ, ત્રિફળા, નસોતર અને ગરમાળાનો ગોળ એકત્ર વાટી ખાવાથી નાક અને મુખમાંથી પડતો લોહીનો સ્ત્રાવ બંધ થાય છે, અને રક્તપિત મટે છે.

મસા—સાકર, કમળનાં કેસર અને માખણ એકંદર મિશ્ર કરી ખાવાથી હરસના દુઝતા મસા મટી જાય છે.

અજીર્ણ—સુંઠ ૫ ભાગ, પીંપર ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, અજમો ૨ ભાગ, હરડેદળ ૧૬ ભાગ સર્વે એકત્ર ખાંડી ચુર્ણ કરી તેમાંથી ૦॥ તોલો ખાવાથી અજીર્ણ મટે છે.

બંધકોશ—ઇંદ્રવરણાં ૧ ભાગ, એળીઓ ૧ ભાગ એલચી ૧ ભાગ, હરડે ૪ ભાગ અને પીંપર ૨ ભાગ એકત્ર કરી વાટી ચુર્ણ કરી તેમાંથી પાવલીભાર ફાકી પાણી સાથે પીવાથી બંધકોશ મટે છે.

# श्रीचरक-संहिता-चिकित्सास्थान.

જ્વર અધ્યાય ચાલુ.

( અનુસંધાન ગયા અંકથી. )

## ઘૃતનો નિષેધ.

પરંતુ દશ દિન ગયા પછી પણ જો કફની અધિકતા હોય અને ઉપવાસ સારી રીતે ન થયા હોય તો વૈદ્યે ઘી પાવું નહિ પરંતુ ઉકાળાવડે ચિકિત્સા કરવી. ૧૬૦

## જ્વરમાં દુધનો નિર્દેશ.

દાહ તથા તૃષાવાળા પુરુષના અધિક વાતપિત્તવાળા રોકાયલા અથવા નહિ રોકાયના દોષવાળા આમરહિત જ્વરને દૂધ પાઈ શાન્ત કરવો

## જ્વરોમાં વિરેચનાદિનો નિર્દેશ.

જો આ ક્રિયાઓથી જ્વર શાંત ન થાય તો બલ તથા માંસ ક્ષીણ થયા વગરના પુરુષને વિરેચન (જુલાબ) આપીને જ્વરને શાંત કરવો. ૧૬૩

## બસ્તિકર્મનો નિર્દેશ.

જે રોગી જ્વરથી ક્ષીણ થઈ ગયો હોય તેને વમન તથા વિરેચન હિતકારક થતાં નથી એથી તેમને બહુજ દૂધ પાઈને અથવા નિરુહ બસ્તિ આપીને મળ કઢાવવા જોઈએ. ૧૬૪

દોષોના પચી ગયા પછી આપેલી નિરુહ બસ્તિ, બળ, અગ્નિ, હર્ષ તથા રૂચિને જલ્દી વધારે છે અને જ્વરને નષ્ટ કરે છે. ૧૬૫

પિત્તાશયમાં સ્થિત પિત્તને અથવા કફ પિત્ત બંનેને વિરેચન ( જુલાબ ) કહાડે છે, અને બસ્તિ પક્વાશયમાં સ્થિત ત્રણે દોષોને બહાર કાઢે છે.

જુના જ્વરમાં કફ તથા પિત્તની ક્ષીણતા થતાં રૂક્ષ તથા બંધાયલા મળવાળા અને દીપ્ત અગ્નિવાળા પુરુષોને અનુવાસન બસ્તિ આપવી જોઈએ. ૧૬૭

## શિરોવિરેચનનો નિર્દેશ.

જીર્ણજ્વરમાં શરીર ભારે થાય તો, માથે શૂળ થાય તો, અને ઇન્દ્રિયો બંધાયલા જેવી જણાય તો શિરો વિરેચન ( નાસ ) આપવો જોઈએ એથી રોગીને ભોજનમાં રૂચિ થાય છે.૧૬૮

## અભ્યંગાદિ અન્ય અનેક જ્વરનાશક ચિકિત્સા.

વૈદ્યે જીર્ણજ્વરમાં વિચારપૂર્વક ઉષ્ણ અથવા શીત અભ્યંગ તેલ આદિ ચોળવું, લેપ તથા અવગાહન [ જળ આદિનો લેપ કરવો ] કરાવવું.

આ ઉપાયોથી બહારના માર્ગોમાં પ્રાપ્ત જ્વર જલદી શાન્ત થઈ જાય છે. અંગોમાં સુખ પ્રાપ્ત થાય છે અને બળ તથા વર્ણની વૃદ્ધિ થાય છે.

જે જીર્ણજ્વર કેવળ ત્વચામાંજ બાકી રહે છે અથવા જેમાં આગન્તુક કારણોનો સંબંધ રહે છે તે ધુપ તથા અંજન [ આંજવાના ] ના પ્રયોગથી થાય છે ૧૭૧

આ પ્રકારે જ્વરનાશક અનુભવ કરેલી ક્રિયાઓનો ક્રમ પ્રકાશિત કર્યો છે. ૧૭૨

એ ઉપરાંત જે વસ્તુઓવડે આ ક્રમ થાય છે તેને સાંભળો ૧૭૩

## જ્વરમાં અન્ન.

જ્વરવાળાને માટે યવાગૂ. ભાત તથા ખીર બનાવવાને માટે જુના લાલ રંગના શાળના ચોખા અથવા સાઠીના ચોખા હિતકર હોય છે. કેમકે એ જ્વરને નષ્ટ કરે છે. ૧૭૪

## જ્વર નાશક ખટાશ.

જે જ્વરવાળાને ખટાશ ખાવાની ઇચ્છા હોય તેણે યવાગૂમાં દાડિમ તથા સુંઠ નાંખીને ખાવી, જે જ્વરવાળાને મળ પાતળો થય અથવા પિત્ત વધુ હોય તેણે મધ નાંખીને ટાઢી યવાગૂ પીવી.

## જ્વર નાશક અનેક પીણું.

જો મંદાગ્નિ જ્વરવાળાને ભૂખ લાગે તો પહેલાં પીપળ તથા સુંઠ નાંખીને પકાવેલી પાતળી ખીર ( ચૌદગણા પાણીમાં ભાત વિગેરે અન્ન નાંખીને જે પાતળી ખીર બનાવવામાં આવી છે તે. ) પીતાં એ સુખપૂર્વક પચે છે અને જ્વરને નષ્ટ કરે છે. ૧૭૬

જે જ્વરવાળાને પાંસળી, બસ્તિ તથા માથામાં પીડા થાય તેણે ગોખરૂ તથા ભોંયરીંગણીની સાથે પકાવેલી જ્વરને હરનાર લાલ શાલિધાન [શાલના ચોખા] ની યવાગૂ પીવી. ૧૭૭

અપૂર્ણ.

# वनस्पति-विज्ञान.

( અનુસંધાન આગલા વર્ષના અંક ૧૨ ના પૃષ્ઠ ૪૦૫ થી. )

## આકડો—आकडो.

આકડો બે પ્રકારનો થાય છે ધોળો અને લાલ. ધોળા આકડાનાં સંસ્કૃત નામ નીચે પ્રમાણે છે.

સંસ્કૃત—श्वेतार्क-अलर्क, गुणरुप, मन्दार, वसुक, श्वेतपुष्प, सदापुष्प, सदालार्क. प्रतीपस, એ સફેદ આકડાના નામ છે.

તેને સંસ્કૃતમાં—श्वेतार्क.

| | | |
|---|---|---|
| હિં.—सफेदआक मदार. | બં.—श्वेत आकन्द | म. पांढरी रुई. |
| ગુ—ધોળો આકડો. | કર્ણા.—બિળેયક્કે. | તે.—તેલ જીલેડે. |
| ફા.—દુધ. | અરબી—उषर. કહે છે, | |

रक्तार्क લાલ આકડાનાં નામ.

તેને સંસ્કૃતમાં—रक्तार्क. अर्कपर्ण, विकीरण, रक्तपुष्प, शुक्लफल, स्फोट અને જેટલાં સર્યનાં નામ છે તેટલા લાલ આકડાનાં નામ સમજવાં.

| | | |
|---|---|---|
| સં.—रक्तार्क. | म.—तांबडीरुई. | તે—તીલ્લા જીલ્લેડે. |
| હિં.-लाल आक | ગુ.-રાતો આકડો. | ફા.-રવુર્ક. |
| बं.-आकन्द. | ક.-યક્કે. | अ. Gigontic swallow-wart. |
| લા.-Calatropis Gigentea. | | (જાયગેંટિક-સ્વાલોવર્ટ.) |

( કેલોટ્રોપિસ જાયગેંટિયા )

બંને પ્રકારનો આકડો દસ્તને લાવનાર, વાત, કોઢ, ખસ, વિષ, વ્રણ, પ્લીહા, ગુલ્મ, હરસ, કફ, ઉદરરોગ અને મળના કૃમિને મટાડનાર છે.

આકડાના છોડ જંગલમાં નદી કિનારે કે તળાવ કિનારે ઘણા થાય છે. તે ત્રણ ચાર ફુટ ઉંચા થાય છે. તેનાં પાન વડની માફક મોટાં મોટાં થાય છે. તેની ડાળી અને પાનમાંથી દુધ નીકળે છે. તેની શાખાઓમાં લીલા રંગનાં ફળ થાય છે. ફળ સુકાતાં તેમાંથી કાળા દાણા અને રૂ નીકળે છે. તેની માત્રા ૨ રતીથી ૨ માસાની છે.

સફેદ આકડો અત્યંત ગરમ, તિક્ત, મળશોધક છે. મૂત્રકૃચ્છ, વ્રણ અને કૃમિરોગને મટાડનાર છે. લાલ આકડો કટુ, તિક્ત, ઉષ્ણ છે તથા કફ, મેદ, વિષ, વાતકુષ્ટ, વ્રણ, સોજા, કન્ડુ અને વિસર્પ રોગને મટાડનાર છે.

તેનાં ફુલ, કૃમિદોષ, શૂળ અને ઉદર રોગને મટાડનાર છે.

સફેદ આકડાનાં ફુલ વીર્યવર્ધક, હલકાં, અગ્નિને દીપન કરનાર, પાચનકર્તા, અરૂચિ, કફ, હરસ, ખાંસી અને શ્વાસને મટાડનાર છે.

લાલ આકડાનાં ફુલ મધુર, કડવાં ગ્રાહી છે. કૃમિ, કફ, હરસ, વિષ, રક્તપિત, ગુલ્મ અને સોજાને નષ્ટ કરનાર છે.

તેનાં ફુલને આકડાનાં રરેયાં કહે છે. તે ફુલમાં મરી અને મીઠું મેળવી ખાંડી ગોળી બનાવી આપવાથી ઉદરસ મટે છે અને અજીર્ણ મટાડે છે.

આકડાનું દુધ—તેનું દુધ ઝેરી છે માટે શુદ્ધ કર્યા વગર તેમ વૈદ્યની સલાહ વગર વાપરવું નહિ, કડવું, ગરમ, ચિકણું, ખારૂં, હલકું છે અને કોઢ, ગુલ્મ, તથા ઉદરરોગને મટાડનાર છે.

જુલાબને માટે ઉત્તમ છે. તે ઝેરી છે. ધાતુ મારવામાં કામ આવે છે. તે પીવાથી ઝાડો ને ઉલ્ટી થાય છે. આંખે અડવાથી સોજો આવે છે. અભ્રકભસ્મ બનાવવામાં તેનું દુધ વપરાય છે.

આકડાના મુળની છાલ—પરસેવો લાવે છે, શ્વાસને મટાડે છે, ગરમ છે અને ઉપદંશને મટાડનાર અને ઉલ્ટી કરાવનાર છે જલોદર, હીરસ; ખાસી, અને ચામડીના વિકારોને મટાડનાર છે.

આકડાનો અર્ક—વાત, કુષ્ઠ, દાદર, વ્રણ અને વિષને મટાડનાર છે. ને બરોળ, ગોળો, હરસ, સળેખમ, ઉદરરોગ અને કૃમિને મટાડનાર છે. ધોળા આકડાને ધોળાં ફુલ થાય છે અને લાલ આકડાને લાલ ફુલ થાય છે.

તેનાં મુળને ઉનાળામાં ખોદી લાવી તેની છાલ ઉતારીને સુકવી દેવી. તેનું ચુર્ણ કરી રાખવું. તેનો ગુણ અંગ્રેજી દવા ઈપીકાકયુઆના જેવો છે. તેનુ મુળનું ચુર્ણ અને જેઠીમધ નવ નવ ગ્રેન લઈ મિશ્ર કરીને ત્રણ પડીકાં કરી દિવસમાં ત્રણ વખત ખાવાથી ખાસી, શ્વાસ ને ત્વચા રોગ મટે છે. તે છાલનું ચૂર્ણ આમવાત, લોહી પડતા ઝાડા અને ઉપદંશને મટાડે છે

છાણાંની રાખને આકડાના દુધની ભાવના દઈ તે રાખ સુંઘવાથી તંદ્રા, માથાંનું દરદ, મૂર્છા અને અપસ્મારમાં ફાયદો કરે છે.

અંડવૃદ્ધિ—આકડાના મૂળની છાલને છાશમાં વાટીને ચોપડવાથી અંડવૃદ્ધિમાં ફાયદો થાય છે.

હીસ્ટીરીઆ—રાતા આકડાનાં તાજા ફુલ તથા મરી સરખે વજને વાટી ગોળીઓ પાંચ પાંચ ગ્રેનની કરી આપવાથી હીસ્ટીરીઆ, દમ અને અપસ્માર (વાઈ) મટે છે. મૃગીવાયુ તેથી મટે છે. તેમજ તેનાંથી ખાસી તથા દમ મટે છે. તેમાં જઠરાગ્નિને વધારવાનો ગુણ છે તે અરૂચી, ઝાડા તથા હરસમાં ફાયદો કરે છે.

રાતા કોઢ—આકડાનાં દુધમાં રાત્રે બાજરી પલાળી મૂકી સવારે ખાવાથી મટે છે.

સંધીવા—તેના પાન બાફીને સાંધા ઉપર બાંધવાથી મટે છે.

મેદવાયુ—બરોળ—તેના પાન તથા સીંધાલુણને હાંડલીમાં બંધ કરી તળે અગ્નિ સળગાવી રાખ કરી દેવી તે રાખ મધ સાથે દહીંના પાણી સાથે ચાટવાથી પેટનો વાયુ, ચેળ, વ્રણ, ગોળા, હરસ, બરોળ, પેટનો દુખાવો મટે છે

વાળો—વાળા ઉપર આકડાના પાનને દીવેલ ચોપડી જરા ગરમ કરીને બાંધવાથી વાળો બહાર નીકળી જાય છે, વાળા ઉપર આકડાનું દુધ ચોપડવાથી મટે છે.

કાનના ચસ્કા—તેનાં પાકાં પાનને ઘી ચોપડી દેવતા ઉપર સેકી રસ કાઢી તે રસ કાનમાં નાંખવાથી કાનના ચસ્કા તથા અવાજ થતો બંધ થાય છે.

સંધીવા—તેનાં પાન બાફીને સાંધા ઉપર બાંધવાથી મટે છે.

મેદવાયુ—બરોળ—તેનાં પાન તથા સીંધાલુણને હાંડલીમાં બંધ કરી તળે અગ્નિ સળગાવી રાખ કરી દેવી. તે રાખ મધ સાથે કે દહીંના પાણી સાથે ચાટવાથી પેટનો વાયુ, ચેળ; વ્રણ, ગોળા, હરસ; બરોળ, પેટનો દુખાવો મટે છે.

વાળો—વાળા ઉપર આકડાના પાનને દીવેલ ચોપડી જરા ગરમ કરીને બાંધવાથી વાળો બહાર નીકળી જાય છે વાળા ઉપર આકડાનુ દુધ ચોપડવાથી મટે છે.

કાનના ચસ્કા—તેનાં પાકાં પાનને ઘી ચોપડી દેવતા ઉપર સેકી રસ કાઢી તે રસ કાનમાં નાંખવાથી કાનના ચસ્કા તથા અવાજ થતો બંધ થાય છે.

શરીરના સણકા—આકડાનાં પાનને દીવેલ ચોપડી તે શરીર ઉપર મુકી શેક કરવાથી વાયુથી થતા સણકા મટે છે. (અપૂર્ણ)

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] એપ્રીલ સને ૧૯૨૨. [અંક ૨ જો.

## कोण छे ब्रह्मरसना भोगी ?

( ઓ જીવડા, જાગીને જોતાં જગ ખોટું રે જી, એ લય. )

આ વિશ્વમાં, તેજ છે બ્રહ્મરસના ભોગી રેજી,
સર્વ સ્થિતિ, સર્વ દેશને કાલમાંહિ, અખંડ છે જે હરિસ યોગીરે; આ૦
જેના હૃદયની વાટિકામાંહિ, અનુભવ પુષ્પો રહે ખીલ્યા રે જી,
સદ્ગુરુ-શાસ્ત્રતણી બોધવૃષ્ટિનાં જેણે, ઝાપટા સંતત ઝીલ્યાં રે; આ૦
જેના ચિત્ત-આકાશમા મોહ કેરૂં, નાનું પણુ અભ્ર ના જણાયે રે જી,
વિષયની પ્રાપ્તિ કે વિષય અભાવ કાલે, નિર્વિક્ષિપ્ત જે સદાયે રે, આ૦
મૂર્ધમાં વિલસતા ચિદ્ ભાનુને જેના, નયનકમલ સદા ન્યાળે રે જી,
અંતઃ સત્વ સિન્ધુ ચિતિચન્દ્ર જેનો, અખંડ અત્યંત ઉછાળે રે; આ૦
જ્વલંત વિરાગરૂપી મદને ઝરતો જેનો, મનમાતંગ મસ્ત ડોલે રે જી,
સૂક્ષ્માત્સૂક્ષ્મ પરાત્પર તત્ત્વમાં, બુદ્ધિ વૃત્તિને જે ઝબોળે રે, આ૦
સ્વલ્પમા, જેના અંતરથી સર્વની, સાથેના સમ્બંધ છૂટ્યા રે જી,
ઉપેન્દ્ર સ્વરૂપે જેની લગની રહે લાગી, બ્રહ્મના રસને તેણે લૂંટ્યા રે, આ૦

મી૦ ઠ૦

---

## श्री इष्टप्रति वृत्तिना विविध भावो.

( સાચી વિદ્યાની દેવી શારદા, એ લય. )

તમે અમારા, અમે આપનાં રે, પ્રભુ! સદૈવ છઈએ, હાં હા રે પ્રભુ! સદૈવ છઇએ,
તમે અમમા અમે આપમા રે, પ્રભુ! સદૈવ રહીએ, હાં હા રે પ્રભુ૦
તમે કુસુમ અમે પાખડી રે, તમ સંગે ખીલીએ; હા હા રે તમ૦
અમે કાજળ તમે આંખડી રે, તમમા ઓગળીએ, હાં હાં રે તમમાં૦
તમે શ્રીફળ અમે કાચલી રે, રહીએ તમ સંગે; હાં હાં રે રહીએ૦
તમે વેલી ને અમે ડાખળી રે, રહીએ તમ અંગે; હાં હા રે રહીએ૦
તમે આકાશ અમે વાદળી રે, અમે તમમાં ભળીએ, હા હાં રે અમે૦
તમે વાદળ અમે વીજળીરે, તમમાં ઝગઝગીએ, હાં હાં રે તમમાં૦
તમથી અમે શોભાઇએ, તમથી પોષાઇએ, હા હા રે તમથી૦
તમમાં અમે શમાઈ રે, તમથી ઉદ્ભવીએ; હાં હા રે તમથી૦
ન્યારાં ન અમને જાણુશો, અમે છીએ તમારા, હાં હાં રે અમે૦
ઉપેન્દ્ર કરુણા આણુશો, તમે થઇને અમારા; હાં હાં રે તમે૦

मी. ठ.

## राम नामनी धून लगाववा प्रबोध.

(तमे एक वार मारे घेर आवजोरे, ए लय.)

तमे एक वार धूनने लगावजो रे रामनामनी,
तमे धूनथी त्रिलोकने डोलावजोरे, तमे०
वैखरी नहि मध्यमाने, पश्यंती परामां, बोलावजोरे,
कंठ कूपेथी नहि पण ब्रह्मरंध्रेथी
रामध्वनि..........गर्जावजो, तमे०
धूनथी एकलो वायु न भेदशो, अंड कटाह आ भेदावजोरे,
गगनने भेदीने पार वळी जाजो,
सूक्ष्म विषे— छवरावजो, तमे०
शब्दाकारथी अर्थाकारमा, लक्षणामां राम लावजोरे,
स्थिर त्यां थईने क्रमे ध्याने प्रवेशी,
एक मेकने— ओळखावजो; तमे०
उरमा राम रमाडी रहेजो, जूदा तमे न पछी का'वजोरे,
भान आ विसारी राममा विराम पामतां,
रामरूपे— सोहावजो, तमे०

भो. ड.

---

## आरूढ ज्ञानदशानो अनुभव.

गझल

अमे जाग्रत थयां हावे, गयुं संसारनुं स्वप्नुं,
हतुं जे सत्य ते जोयुं, गयुं अज्ञाननुं स्वप्नुं,
निहाळी स्वप्न सुखोने, अमे राच्यां, लही साचां,
रडयां, दुःख जोई मानीने, खरूं संसारनुं स्वप्नुं.
कंई विग्रह अने क्लेशो, कर्या भ्रममांहि भूलीने,
कर्युं मारूं अने तारूं, जोई संसारनुं स्वप्नुं.
गइ निद्रा, हवे उरमां, उग्यो चैतन्यनो भानु,
थयुं छे सत्यनुं दर्शन, जता संसारनुं स्वप्नुं.
नथी भोक्ता अने भोगो, नथी आ दृश्य के द्रष्टा,
न कार्यो ने वळी कर्ता, जणातुं ते हतुं स्वप्नुं.
अरे निद्रित जनो जगना! उठोने सत्य जोवाने,
अनुभवथी अमे कहीए, जगत् साचुं न, पण स्वप्नुं.

श्री ज० वेदी.



# योग महिमा.

( લે. મહાત્મા શ્રીમન્ નથુરામ શર્મા. )

( અનુસંધાન ગતાંકથી. )

વિવેકખ્યાતિનો વા અંતઃકરણથી આત્માના સ્વરૂપણાના સ્પષ્ટ અનુભવનો લાભ થયે યોગાભ્યાસી પુરુષ કૃતાર્થ થાય છે. અહિં સંપ્રજ્ઞાતયોગ સમાપ્ત થાય છે. અંતઃકરણની આ સ્થિતિમાં તે અંતઃકરણ વૃત્તિઓવાળું હોય છે ખરું, પણ તેની વૃત્તિઓ તે એકાગ્રતાકાળે આત્માને આકારેજ થયા કરે છે, ને યોગીને તે જ્ઞાત હોય છે. આ સ્થિતિ પામેલો યોગી અભ્યાસ ને વૈરાગ્યની વૃદ્ધિથી આત્માકાર થતી તે વૃત્તિઓને ક્રમથી ઘણીજ સૂક્ષ્મ સ્થિતિએ પહોંચાડે છે. આ સ્થિતિને અંતઃકરણની નિરોધદશા વા સંસ્કારશેષાવસ્થા કહેવામાં આવે છે. આજ 'અસંપ્રજ્ઞાતયોગ' છે. આ નિરોધદશામાં અંતઃકરણ પોતાના અધિષ્ઠાનરૂપ આત્માને આકારે થઈ ગયું હોય છે. તેમાંથી વૃત્તિઓરૂપ બહુ સૂક્ષ્મ પરિણામ થયા કરે છે, પણ તે વૃત્તિઓ તે વેળા તે યોગીને જ્ઞાત હોતી નથી, વ્યુત્થાન થયા પછી તેને પોતાના અંતઃકરણની વૃત્તિઓ આત્માને આકારે થઈ હતી એવું સ્મરણ થાય છે.

બાહ્ય સ્થૂલ પદાર્થોને આકારે થયેલું ચિત્ત સ્થૂલ છે, બાહ્ય સૂક્ષ્મ પદાર્થોને આકારે થયેલું ચિત્ત સૂક્ષ્મ છે, વિષયોને ગ્રહણ કરનાર ઇંદ્રિયોને આકારે થયેલું ચિત્ત સૂક્ષ્મતર છે, ને અંતઃકરણસહિત આત્માને તથા અંતઃકરણરહિત આત્માને આકારે થયેલું ચિત્ત વધારે સૂક્ષ્મતર તથા પરમસૂક્ષ્મ છે. અજ્ઞાનથી સ્થૂલ પદાર્થોને આકારે થયેલા પોતાના ચિત્તને ક્રમથી પરમસૂક્ષ્મ કરવાથી જ મનુષ્ય દુઃખ રહિત પરમાનંદવાળી સ્થિતિ સંપાદન કરી શકે છે.

શ્રુતિ, સ્મૃતિ, વેદાંતદર્શન, યોગદર્શન, સાંખ્યદર્શન, બૌદ્ધદર્શન ને આર્હતદર્શન અંતઃકરણની પરમસૂક્ષ્મતારૂપ અસંપ્રજ્ઞાતયોગ વા અંતઃકરણની નિરોધસ્થાને સ્પષ્ટરીતે પરમપ્રાપ્તવ્યના મુખ્યસાધનરૂપ માને છે; અને ઉપાસકો, ન્યાયદર્શન, વૈશેષિકદર્શન ને પૂર્વમીમાંસાદર્શન પ્રકારાંતરે આ સ્થિતિને પરમપ્રાપ્તવ્યના મુખ્યસાધનરૂપ માને છે.

"तावदेव निरोधव्यं यावद्धृदिगतं क्षयम् ।
एतज्ज्ञानं च ध्यानं च शेषो न्यायस्य विस्तरः"

( તે અંતઃકરણનો ત્યાંસુધી નિરોધ કરવો કે જ્યાંસુધી તે હૃદયદેશમાં સ્થિત બ્રહ્મમાં ક્ષય પામે. આ જ્ઞાન અને આ ધ્યાન છે, બાકી તો તે અર્થ સમજાવવા યુક્તિનો વિસ્તાર છે. ) ઇત્યાદિ શ્રુતિઓ અને "शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया । आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत् ॥" ( ધીરજવડે ગ્રહણ કરેલી બુદ્ધિથી ધીરે ધીરે–ક્રમથી–વિષયોથી ઉપરામ પામે, આત્માને વિષે અંતઃકરણને સારી રીતે સ્થિર કરીને કંઇ પણ ન ચિંતવે. ) ઇત્યાદિ સ્મૃતિઓ આત્માનો સાક્ષાત્કાર અંતઃકરણની પરમસૂક્ષ્મતાવડે જ પ્રાપ્ત કરી શકાય છે એમ કહે છે. વેદાંતદર્શનમાં નિદિધ્યાસના પરિપાકવડે પરમ તત્ત્વનો સાક્ષાત્કાર માન્યો છે, તેથી તે દર્શનમાં પણ અંતઃકરણની પરમસૂક્ષ્મતા બ્રહ્મપ્રાપ્તિના મુખ્યસાધનરૂપે સ્વીકારી છે. યોગદર્શનમાં તથા સાંખ્યદર્શનમાં અંતઃકરણની એકાગ્રતા તથા નિરોધનેજ, આત્માની સ્વસ્વરૂપમાં સ્થિતિ થવામાં મુખ્ય સાધન માનવામાં આવે છે, તેથી તે દર્શનમાં તો ઉઘાડી રીતે અંતઃકરણની ઉત્તરોત્તર પરમસૂક્ષ્મતા કરવાનો સ્વીકાર છે. બૌદ્ધદર્શનમાં વિષયોને, ઇંદ્રિયોને અને વિજ્ઞાનને ( બુદ્ધિને ) ક્રમથી મિથ્યા ગણવાનો અર્થાત્ પોતાના અંતઃકરણને શૂન્ય, મહાશૂન્ય ને અતિશૂન્યની સ્થિતિએ પહોંચાડી તે અંતઃકરણને સર્વના શૂન્યભાવરૂપ બ્રહ્મમાં વિરામ પમાડવાનું કહેલું હોવાથી તે

દર્શનમાં પણ અંતઃકરણની પરમસૂક્ષ્મતા સંપાદન કરવાનો મુખ્ય ઉદ્દેશ છે આર્હતદર્શનમાં (જૈન સિદ્ધાંતમાં) પણ અંતઃકરણને આઠ કર્મરહિત કરી જીવને સિદ્ધસ્થિતએ પમાડવાનું કહેલું હોવાથી તે દર્શનમાં પણ અંતઃકરણની પરમસૂક્ષ્મતા પરમપ્રાપ્તવ્યના મુખ્યસાધનરૂપ મનાય છે. ઉપાસકાદિના સિદ્ધાંતમાં પણ પોતાનું જે પરમપ્રાપ્તવ્ય છે તે અંતઃકરણની સૂક્ષ્મતાવિના પ્રાપ્ત થઈ શકે એવું ન હોવાથી તેમના સિદ્ધાંતમાં પણ અંતઃકરણની સૂક્ષ્મતા પ્રાપ્ત કરવી અગત્યની માની છે.

અશુદ્ધ અંતઃકરણ ઘણા સમયથી પ્રાપ્ત થયેલો પોતાનો સ્થૂલ ભાવ તજી સૂક્ષ્મ થઈ શકે નહિ, તો તે પરમસૂક્ષ્મ તો ક્યાંથી જ થઈ શકે? નજ થઈ શકે, માટે મોક્ષેચ્છુએ તે અંતઃકરણની અશુદ્ધિ પ્રથમ દૂર કરી જોઈએ. અંતઃકરણની અશુદ્ધિ દૂર કરવામાટેજ વૈદિકસિદ્ધાંતમાં સંધ્યાદિ નિત્યકર્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે, ને અન્ય દર્શનમાં તે દર્શનને અનુકૂળ અન્ય કર્મોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. યોગદર્શનમાં જે અહિંસાદિ યમો, શૌચ આદિ નિયમો, સિદ્ધાદિ આસનો, પ્રાણાયામ ને પ્રત્યાહારનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તે અંતઃકરણની અપવિત્રતા, સ્થૂલતા ને ચંચળતા દૂર કરી તેને પવિત્ર, સૂક્ષ્મ ને સ્થિર કરવામાટે કરવામાં આવ્યો છે.

શાસ્ત્રોક્ત શુભ કર્મોવડે અંતઃકરણને પવિત્ર કર્યા પછી મોક્ષસાધકે તેની સૂક્ષ્મતા કરવામાટે તેને કોઈ પણ શુભ વિષયમાં એકાગ્ર કરવા માંડવું જોઈએ. અંતઃકરણની એકાગ્રતા સંપાદન કરવાના યત્નનો આરંભ તે ધારણા. ધારણાનો અભ્યાસ કરતી વેળા મોક્ષસાધકનું ચિત્ત વારવાર ધ્યાનના વિષયનો ત્યાગ કરી અર્થાત્ તેમાં એકાગ્ર નહિ રહેતાં અન્ય પદાર્થોને આકારે થઈ જાય છે, વા નિદ્રાજેવી સ્થિતિમાં જતું રહે છે વિષયોમાં રહેલા અસત્યપણું, તુચ્છપણું ને દુઃખરૂપપણું એ દોષોનું મનમાં વારંવાર સ્મરણ રાખી વિષયોમાં રહેલો રાગ દૂર કરવાથી તથા લેશ પણ કંટાળ્યાવિના આદરપૂર્વક નિરંતર તે અભ્યાસ ચાલુ રાખવાથી અંતઃકરણની સ્થૂલતા ને ચંચળતા દૂર થવા માંડે છે, ને તે ધ્યાનના વિષયમાં તે એકાગ્ર રહેવા લાગે છે. અંતઃકરણ ધ્યેય એટલે ધ્યાનના વિષયમાં કેટલોક સમય એકાગ્ર રહે, અર્થાત્ તે પ્રમાણથી જણાતા અન્ય વિષયોને આકારે, મિથ્યા પદાર્થોને આકારે, ને વિકલ્પના વિષયોને આકારે ન થાય, ભૂતકાળમાં અનુભવેલા વિષયોનું સ્મરણ ન કરે, અને નિદ્રાને વશ ન થાય, એવી અંતઃકરણની સ્થિતિ થાય તેને ધ્યાન કહેવામાં આવે છે. આ વેળા હું ધ્યાન કરનારો છું, અમુક ધ્યેયનું હું ધ્યાન કરું છું, ને મારા અંતઃકરણની વૃત્તિ ધ્યેયને આકારે સ્થિર થઈને રહી છે એવું સાધકને સ્પષ્ટ ભાન હોય છે. ધ્યાનનો આદરપૂર્વક અભ્યાસ ચાલતો રહેવાથી અંતઃકરણની એકાગ્રતા ને સૂક્ષ્મતા વધતાં વધતાં તે સમાધિનામની સ્થિતિને પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં હું ધ્યાન કરું છું, ને મારા અંતઃકરણની વૃત્તિ ધ્યેયને આકારે સ્થિર થઈને રહી છે એવું ભાન શિથિલ થાય છે, ને માત્ર ધ્યાનના વિષયની સ્ફુર્તિ રહે છે. આ સમાધિના પરિપાકને સંયમ કહેવામાં આવે છે. સંયમનો પરિપાક થવાથી અંતઃકરણ આગળ કહેલા સંપ્રજ્ઞાતયોગને પામે છે. સંપ્રજ્ઞાતયોગને વિવેકખ્યાતિ પણ કહેવામાં આવે છે, કેમકે તે સ્થિતિમાં તે યોગીને આત્મા અને અંતઃકરણના બીજાના પૃથક્પણાનો સ્પષ્ટ અનુભવ થયો હોય છે. સંપ્રજ્ઞાતયોગનો પરિપાક ધર્મમેઘસમાધિ (પુણ્યપાપરહિત આત્માને આકારે થનારી વૃત્તિઓની જેમાં વૃષ્ટિ થાય છે એવો યોગ) કહેવાય છે. આ ધર્મમેઘસમાધિમાં યોગીના અંતઃકરણની વધારે સૂક્ષ્મ ને અતિ પવિત્ર થયેલી વૃત્તિઓ ક્રમપૂર્વક પુણ્યપાપરહિત અસંગસ્વભાવવાળા આત્માનેજ વિષય કર્યા કરે છે. જેમ મેઘની ધારાઓ પૃથિવીપર પડે તેમ આ વેળા આત્માનેજ વિષય કરનારી વૃત્તિઓનો પ્રવાહ અંતઃકરણોપહિત ચૈતન્યપર પડ્યા કરે છે, ને આત્માના ઉપાધિરૂપ અંતઃકરણના ઉંડાણમાં રહેલા અહંતામમતારૂપ સૂક્ષ્મ મેલને ધોઈ નાખે છે. પછી વૈરાગ્ય ઘણો બળવાન્ થવાથી તે યોગી અસંપ્રજ્ઞાતસમાધિને પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં અંતઃકરણમાંથી જે નામમાત્ર પરિણામો થાય છે તેને યોગીઓ વૃત્તિ એવું નામ આપતા નથી. અંતઃકરણની આવી લગભગ વૃત્તિરહિત સ્થિતિને અંતઃકરણની સંસ્કારશેષાવસ્થા કહેવામાં આવે છે. આ દશામાં અંતઃકરણ પોતાના અધિષ્ઠાન આત્માસાથે અત્યંત સૂક્ષ્મ, પવિત્ર, એકાગ્ર ને બાહ્યવેગશૂન્ય થઈને મળી ગયેલાજેવી સ્થિતિમાં હોય છે. (અપૂર્ણ.)

# સામર્થ્યનો ગુપ્ત ભંડાર.

( લે. શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન. )

( અનુસંધાન ગતાંકથી. )

પૃથ્વીમાં ફરનાર પૃથ્વીના અંતને જુએ છે, પણ તેના પગના સામર્થ્યના અંતને તે જોઈ શકતો નથી. જોવાની વસ્તુઓ ખૂટે છે પણ સામર્થ્યવાન્ મનુષ્યની આંખનું જોવાનું સામર્થ્ય ખૂટતું નથી. શબ્દો ખુટે છે પણ વાણીનું સામર્થ્ય ખુટતું નથી. શ્રવણ કરવાનું ખુટે છે પણ કાનનું શ્રવણ કરવાનું સામર્થ્ય અખુટ રહે છે. ખાવાના અને પીવાના પદાર્થો ખુટે છે પણ મનુષ્યનું ખાવા-પીવાનું સામર્થ્ય ખુટતું નથી. અનંત સમય વીતે છે–કાળ ખુટી જાય છે–પણ સામર્થ્યવાન્ મનુષ્યનું જીવન ખુટતું નથી. જાણવું માત્ર ખુટે છે, પણ મનુષ્યને જાણવાનું–જ્ઞાતવ્યનું સામર્થ્ય અખુટ જ રહે છે. અહો ! સામર્થ્યવાન્ મનુષ્યના સામર્થ્યની શી ગણના કરવી ! શું માપ બાંધવું ! ખરેખર, સામર્થ્ય એ જ ચૈતન્ય વા આત્મા છે અને આત્મા વા ચૈતન્ય એ જ સામર્થ્ય છે એ આથી નિશ્ચયપૂર્વક સિદ્ધ થાય છે. નહિ તો ચૈતન્યાવના આવો પ્રભાવ બીજા કોનો હોય ?

જે કાન ભીંતઆડે થતી વાત નથી સાંભળતા, તે કાનમાં હજારો ગાઉ દૂર થતી વાત શ્રવણ થાય, બે ગાઉ ન સંભળાતો શબ્દ હજારો ગાઉ સંભળાય, અંધાર કે ઓગણીશ ઇંચથી જરા પણ લાંબો ન થનાર હાથ હજારો ગાઉ લાંબો થાય–આ સર્વ તે પ્રત્યેકમાં ચૈતન્યરૂપ સામર્થ્યનો પ્રકાશ થયાવિના બીજી કેવી રીતે બને ! ના જ બને.

જેમાં જેમાં ચૈતન્યનો અધિક પ્રકાશ થાય છે, તેમાં તેમાં સામર્થ્યનો વિશેષ વિકાસ થતો હોવાથી સામર્થ્ય મેળવવું એ ચૈતન્યને જ મેળવવા–પ્રકાશમાં આણવા–બરાબર છે. આથી નવીન નવીન ઉત્તમ બળ અથવા સામર્થ્ય મેળવવું એને કેટલાક પાપરૂપ, બંધનરૂપ, મમત્વની વૃદ્ધિરૂપ, દેહાત્માધ્યાસરૂપ અથવા એવા જ કોઇ હાનિ કે અવનતિના કારણરૂપ માને છે. પણ તે બરાબર નથી. સામર્થ્ય એ દેહમાં આત્મબુદ્ધિ પ્રકટાવતું નથી. પણ વાસ્તવ આત્માંમાં જ આત્મબુદ્ધિ પ્રકટાવે છે, કારણ દેહમાં કે ઇન્દ્રિયમાં પ્રકટેલું મહાસામર્થ્ય એ તે ઇન્દ્રિયનું કે દેહનું નથી પણ આત્માનું જ છે. અને દેહ તથા ઇન્દ્રિય તો આત્માના સામર્થ્યને પ્રકટ કરવાના જડજેવાં સાધન-માત્ર જ છે, એમ તે યથાર્થ રીતે જાણે છે, અને તેથી તેને દેહમાં આત્મબુદ્ધિ પ્રકટી હાનિ કદી થતી નથી. અંતઃકરણમાં–હૃદયમાં–ચૈતન્યનો પ્રકાશ કરવો–ચૈતન્યના સામર્થ્યને પ્રકટ કરવું–એને મનુષ્યો પાપરૂપ કે હાનિકારક જાણતા નથી, અને હાથમાં, પગમાં, વાણીમાં કે કાનમાં તે જ ચૈતન્યના સામર્થ્યને પ્રકટાવવું એને હાનિકારક જાણે છે એ તેમનું અજ્ઞાન નથી, તો બીજું શું છે ! અંતઃકરણ જે ચૈતન્યથી સામર્થ્યવાન્ થાય છે તે જ ચૈતન્યથી હાથપગ સામર્થ્યવાન્ થાય છે, તો પછી અંતઃકરણ કે હૃદય એકલામાં જ ચૈતન્યના સામર્થ્યનો પ્રકાશ કરવો અને હાથ પગ કે શરીર તથા ઇન્દ્રિયમાં ન કરવો, એનું શું કારણ ? શું ચૈતન્યને સામર્થ્ય પ્રકટ કરવાનું હાથ પગ કે શરીર સાધન નથી ? છે જ. જો તે ન હોત તો તેમાં એ ચૈતન્ય રહેત જ નહિ. પોતાના સામર્થ્યનો પ્રકાશ કરવા ચૈતન્ય હાથ પગ કે શરીરનું અવલંબન લેત જ નહિ, પરંતુ તે લીધું છે એ જ બતાવી આપે છે કે ચૈતન્યનું હાથ વગેરેમાં સામર્થ્ય પ્રકટાવવું એ હાનિકારક અથવા દેહમાં

આત્મબુદ્ધિ કરનાર નથી, પણ હાથપગ વગેરે આખા શરીરને ચૈતન્યરૂપ અર્થાત્ ચૈતન્યમય બનાવનાર ઉત્તમ ક્રિયા છે હાથ પગ વગેરેમાં સામર્થ્ય મેળવનાર એ હાથ પગને ચૈતન્ય માનતો નથી, પણ ચૈતન્ય હાથપગરૂપે થયું છે એમ તે જાણે છે અને તેથી તેની આત્મદૃષ્ટિનો જ વિકાસ થાય છે, દેહાત્મબુદ્ધિનો નહિ.

ચૈતન્યનો સર્વત્ર પ્રકાશ તથા વૃદ્ધિ થાય છે અને તે સામર્થ્યરૂપે જ થાય છે હાથમાં જે ચૈતન્ય હાથના સામર્થ્યરૂપે પ્રકટે છે તેજ ચૈતન્ય પગમાં પગના સામર્થ્યરૂપ, કાનમાં કાનના, નાકમાં નાકના, આંખમાં આંખના અને એ જ પ્રમાણે સર્વ અવયવમાં તથા સર્વત્ર તેને અનુરૂપ સામર્થ્યમાં પ્રકટ થાય છે. અને તેથી ચૈતન્યના સામર્થ્યનો હૃદયમાં જ પ્રકાશ કરવા ઇચ્છનાર અથવા હૃદયસિવાય અન્ય સ્થૂલમાં તે જ ચૈતન્યના સામર્થ્યને જોવા ન ઇચ્છનાર અથવા સ્થૂલમાં પ્રકટેલા ચૈતન્યના સામર્થ્યને ચૈતન્યના સામર્થ્યરૂપે ન માનનાર ચૈતન્યને એકદેશી માની તેમની મોટામાં મોટી અવગણના કરે છે.

જાબુડાના ઝાડમાં તેની ટોચઉપર, મધ્યમાં કે છેક નીચેના ભાગમાં ગમે ત્યાં જાંબુ થાય પણ તે એ ઝાડના પોષક રસનો જ પરિણામ છે, તેમ ... કે સૂક્ષ્મ ગમે તે ઇન્દ્રિયમાં, બુદ્ધિમાં, વૃત્તિમાં ચિત્તમાં કે ગમે તેમાં સામર્થ્યનો પ્રકાશ થવો ! તેમાં રહેલા ચૈતન્યનો જ પરિણામ છે, અને ... ઉપરની ડાળનાં જાંબુ એ જ ખરા અને નીચેનાં હાથ પહોંચે અને પ્રત્યક્ષ દેખાય તથા તરત તોડીને ખવાય એવી ડાળનાં ખોટાં એ કહેવું ભૂલ છે, તેમ સૂક્ષ્મથી સૂક્ષ્મ ઇન્દ્રિય, વૃત્તિઆદિમાં ચૈતન્યનું જે સામર્થ્ય પ્રકટે તે જ ખરું ચૈતન્યનું સામર્થ્ય છે, અને સ્થૂલ ઇન્દ્રિયમાં પ્રત્યક્ષ અનુભવાય તેનું જે સામર્થ્ય પ્રકટે તે ચૈતન્યનું નહિ, એ કહેવું અથવા માનવું એ ચૈતન્યના પ્રભાવનું અજ્ઞાન જ સૂચવે છે

હાથ પગ કે મન, બુદ્ધિ, વગેરે સૂક્ષ્મ ઇન્દ્રિય એ કોઇ પણ સામર્થ્યરૂપ નથી. સામર્થ્યરૂપ તો એક ચૈતન્ય જ છે. એ બધાં તો સામર્થ્યરૂપ ચૈતન્યને પ્રકટવાનાં સાધનો-દ્વારો જ છે. કોઈ દુર્બળ અથવા અલ્પ અંશમાં સામર્થ્ય બહાર પ્રકટાવનાર સાધન છે, કોઈ અધિક અંશમાં પ્રકટાવનાર સાધન છે. અને તેથી તે સર્વમાં ચૈતન્યના સામર્થ્યને પ્રકટવાની અનુકૂળતા આપણે કરી આપવી જોઇએ.

એક પ્રદેશમાં ચૈતન્યના સામર્થ્યને પ્રકટાવવું, અને બીજાં દ્વારો બંધ કરી દેવાં એ અયોગ્ય છે. જેઓ ચૈતન્યને સર્વ પ્રદેશમાં પ્રકટ કરવા પ્રયત્ન કરતા નથી, તેઓને જ દેહબુદ્ધિ, જગત્બુદ્ધિ વગેરે ભેદ રહે છે. તેઓ ચૈતન્યને માત્ર હૃદયમાં જ વ્યાપેલું છે, અને શરીરઉપર કે જગત્ ઉપર તેમની કશી સત્તા જ નથી અને તે ઉભયને પરસ્પર કશો સંબંધ જ નથી, એમ માનતા હોય છે. પરંતુ તે સત્ય નથી. સર્વત્ર ચૈતન્યની જ સત્તા છે, અને ચૈતન્યને પ્રકટવાને માટે જ સ્થૂલ સૂક્ષ્મ સર્વનું પ્રકટવું છે. આથી ચૈતન્યની સત્તાથી ભિન્ન કશાને ન જાણતા ચૈતન્ય મુખ્ય તથા તેના પ્રકટાવાનાં સાધનરૂપ સર્વને ગૌણ માનીને સર્વમાં ચૈતન્યના વિવિધ સામર્થ્યને પ્રકાશવાનો અવકાશ આપવો, એ સર્વત્ર ચૈતન્યને ચૈતન્યના પ્રભાવને જોવાની ઇચ્છાવાળાનું કર્તવ્ય છે.

આ પ્રમાણે સર્વમાં સામર્થ્ય પ્રકટાવવા શું કરવું તેનો વિચાર કરવાનો નિર્ણય પૂર્વે આપણે ઉપસ્થિત કરેલો, તેનો હવે આરંભ કરીશું.

સામર્થ્યને પ્રકટાવવાના સ્થૂલ સાધનોઉપર સૂક્ષ્મ સાધનોની સત્તા છે સ્થૂલ સાધનોકરતાં સૂક્ષ્મ સાધનો અધિક બળવાન્ છે. સૂક્ષ્મ સાધનોના નિયમમાં સ્થૂલ સાધનો રહે છે. સૂક્ષ્મ સાધનો સ્થૂલ સાધનોને વશ વર્તાવે છે. સૂક્ષ્મ સાધનો સ્થૂલ સાધનોને જેમ પ્રેરે છે તેમ તે પ્રેરાય છે. ચૈતન્યનું સામર્થ્ય-વિશેષ સામર્થ્ય-સૂક્ષ્મ સાધનોવડે સ્થૂલ સાધનોમાં પ્રવેશે છે. માળાના મણકામાં પરોવેલા સૂત્રની પેઠે સર્વ સ્થૂલ સાધનોમાં સૂક્ષ્મસાધનોની સત્તા પ્રવર્તી રહી છે. સૂક્ષ્મ સાધનની સાહાય્યવડે સ્થૂલ સાધનોમાં અમર્યાદ બલ ઉપજાવી શકાય છે. જેઓ સૂક્ષ્મ સાધનોને બલવાન્ કરે છે, તેમનાં સ્થૂલ સાધનો સૂક્ષ્મ સાધનોની અધિક સાહાય્ય મળતાં અલ્પ પ્રયત્ને અધિક સામર્થ્યને ધારણ કરી શકે છે. સૂક્ષ્મ સાધનો બલનો સંગ્રહ કરનાર ભંડાર છે, ત્યારે સ્થૂલ સાધનો બળને અધિક અંશે વાપર-

નારં ઉપભોગ તથા ક્ષય કરનાર છે, સૂક્ષ્મ સાધનોમાં સામર્થ્ય પડયુ રહે છે અને જ્યારે તેનો ઉપયોગ કરવાનો હોય છે ત્યારે તે સ્થૂલ સાધનોમાં પ્રવેશે છે ગાય ઉદરમાં દુધને ભરી રાખે છે અને કાઢવાની વખતે આંચળમાં આણે છે, તેમ સૂક્ષ્મ સાધનોમાં સામર્થ્ય ભરાઈ રહે છે, અને તેને વાપરવાના-બહાર દર્શાવવાના-વખતે તે સ્થૂલ સાધનોમાં પ્રવેશે છે

અમુક સામાન્ય પ્રમાણમાં તો સ્થૂલ સાધનોમાં બલ નિત્ય રહે છે જ, પરંતુ તે પણ આપણા અજાણપણામાં આપણાં સૂક્ષ્મ સાધનો તેમાં તે બલને અમુક નિયમથી સ્થાપ્યા કરે છે. સ્થૂલ સાધનો તેનો સત્વર વ્યય કરી નાખે છે તો તેમાં જોઇએ તેટલું સામર્થ્ય એમ ને એમ સૂક્ષ્મ સાધનો આપતાં નથી. સ્થૂલ સાધનોમાં સૂક્ષ્મ સાધનો કુદરતી નિયમ કરતાં અધિક સામર્થ્ય ત્યારે જ નાંખે છે કે જ્યારે તેમ કરવાની સૂક્ષ્મ સામર્થ્યોને આપણે ફરજ પાડીએ છીએ સૂક્ષ્મ સાધનોમાં રહેલા સામર્થ્યના પ્રવાહનો નળ આપણે જો સ્થૂલ સાધનોસાથે બરાબર જોડી આપીએ છીએ તો સૂક્ષ્મ સાધનોમાંથી જેટલું બળ આણવું હોય તેટલું સ્થૂલમાં આણી શકીએ છીએ સ્થૂલ સાધનો જેમ અધિક નિર્મળ તેમ તેમાં સૂક્ષ્મ સાધનો અધિક સામર્થ્યને સ્થાપે છે. તેથી સ્થૂલમાં અધિક સામર્થ્યનો પ્રવેશ કરાવવાને તેને અને તેટલાં નિર્મળ રાખવાની જરૂર છે. તે નિર્મળ નથી હોતાં તો સૂક્ષ્મ સાધનોમાંથી સામર્થ્યના જે પ્રવાહ આવે છે તેમાંનો મોટો ભાગ સ્થૂલ સાધનોની મલિનતા તથા પ્રમાણમાં તેની જડતા ટાળી તેને નિર્મળ કરવામાંજ વપરાઈ જાય છે અને તેથી સૂક્ષ્મમાંથી આવતા સામર્થ્યના સ્થૂલ સાધનોવડે બ્હાર પ્રતીતિ થઈ શકતી નથી. જો સ્થૂલ સાધનો સ્વચ્છ જ હોય તો જેટલા પ્રમાણમાં સૂક્ષ્મ સાધનોમાંથી સામર્થ્ય આવે છે તેટલા બધા જ પ્રમાણમાં બહાર પ્રકટ કરી શકાય ઘણા મનુષ્યો દુર્બલતાની-કોઈ પણ ક્રિયા કરવાના આ સામર્થ્યની-બૂમો પાડે છે તેનું કારણ આજ છે તેઓ સ્થૂલ સાધનોને એવાં તો મલિન રાખે છે કે જેમાંથી સૂક્ષ્મ સાધનોમાંથી આવતો સામર્થ્યના પ્રવાહનો મોટો ભાગ તે સ્થૂલ સાધનો જ ખાઈ જાય છે, જેથી બીજા કરવાનાં કામોમાં સામર્થ્યની ન્યૂનતા જણાયા જ કરે છે સૂક્ષ્મ સાધનોમાંથી સામર્થ્ય તો આવ્યા જ કરે છે, પણ તેનો મોટો ભાગ સ્થૂલ સાધનોની શુદ્ધિમાં જ ખપી જતો હોવાથી સ્થૂલ સાધનો કરવાના કામોમાં તે આવતો નથી, જેથી તેને માટે સદા ખોટની ખોટ જ રહ્યા કરે છે. આમ ન થાય તે માટે સ્થૂલ સાધનોને પ્રથમ શુદ્ધ રાખવાની અગત્ય છે.

જોઇએ તેથી વિશેષ આહાર કરવાથી મગજને પોષણ આપનાર તથા બીજાં વિવિધ બળને ઉપજાવનાર લોહી, આહારને પચવવામાં તથા જઠરની વ્યવસ્થા કરવામાં જતું રહે છે, અને તેથી તે લોહી બીજા ઉપયોગમાં આવતું નથી. જેથી જોઇએ તેટલું લોહી હૃદય વગેરે સાધનો પૂરું પાડવા છતાં બીજા મગજ વગેરેનાં કામોમાટે લોહીનો ખૂટકો જ જણાયા કરે છે. બધકોશ થવાથી તેમાં સૂક્ષ્મ સાધનમાંથી આવતો સામર્થ્યના પ્રવાહનો અધિક ભાગ ક્ષય પામે છે શરીરમાંથી કુદરતી રીતે કચરાને કાઢી નાંખનાર શરીરનાં છિદ્રો કોઈ કારણસર પૂરાઈ જાય છે, તો તેને શુદ્ધ કરવા, સૂક્ષ્મ સાધનમાંથી આવતા સામર્થ્યના પ્રવાહનો નાશ થાય છે. તેજ પ્રમાણે યકૃત્ પ્લીહા, ફેફસાં, શ્વાસનલિકા, કંઠ, નાની મોટી આંતરડાં વગેરે મલિન રહેતાં તેમાં પેલા *સૂક્ષ્મ સાધનોમાંથી આવતા બળનો ક્ષય થઇ* જાય છે આમ થવાથી એ બધાની અથવા તે માંના અમુક ભાગોમાંની શુદ્ધિ કરવામાં જ સામર્થ્યનો મોટો ભાગ ખપી જતો હોવાથી બીજા કાર્યોમાં બળની હંમેશાં તાણ રહે છે આખા શરીરની અથવા શરીરના કોઈ કોઈ ભાગોની તગ અવસ્થા થતાં તેમાં પણ સામર્થ્યનો ઘણો ક્ષય થઈ જાય છે એ વગેરે કારણોથી મનુષ્યને હમેશાં સામર્થ્યના પુષ્કળપણામાં તંગીજ રહ્યા કરે છે જો આ સાધનોને પ્રયત્નવડે શુદ્ધ રાખવામાં આવે છે તો સૂક્ષ્મ સાધનોમાંથી આવતા સામર્થ્યની કદી ખોટ પડતી નથી, તેથી તેને સ્વચ્છ અને સતેજ રાખવા જરૂર છે.

(અપૂર્ણ.)

# अंतरना बळने प्रकटाववानी कळा.

મનુષ્ય માત્રને સુખી થવું ગમે છે. મનુષ્ય માત્રને બળવાન થવું ગમે છે. કોઈ પણ મનુષ્ય દુ:ખી રહેવા ઇચ્છતો નથી. ધન કમાવું, વૈભવ ભોગવવા, સ્ત્રી પુત્રોનો આનંદ લેવો એ સર્વને સુખના સાધનરૂપ માનવામાં આવે છે. એક માણસને ધનવાન જોઈ બીજાને ધનવાન બનવાનું મન થાય છે. અનન્તબળને મેળવવાની, દરેકને ઇચ્છા છે, છતાં પણ ઘણાને સુખ મળતું નથી, અને દુ:ખના ઉદ્ગારો કાઢતા જોવામાં આવે છે.

ઘણા મનુષ્યો સવારથી સાંજ સુધી પ્રયત્ન કર્યા કરે છે, ઝંપીને ઘડીવાર વિશ્રાંતિ પણ લેતા નથી છતાં પણ તેમને યથાર્થ સુખ મળતું નથી તેઓ હંમેશાં નિરાશાના ઉદ્ગારો કાઢયા કરે છે. ઘણા શારીરિક મહેનત ન કરવા છતાં પણ જ્યારે જોઈએ છીએ ત્યારે સુખ અને આનંદને ભોગવતા જણાય છે. ઘણા મનુષ્યો જે કામ હાથમાં લે છે તેને સિદ્ધ કરી શકે છે ત્યારે કેટલાકને પોતાના કામમાં વારંવાર નિષ્ફળતા જ મળે છે.

સુખ અને દુ:ખ પ્રાપ્ત થવામાં મનુષ્ય પોતેજ કારણભૂત છે. એક મનુષ્યનું કાર્ય સિદ્ધ થવામાં અને બીજાનું કાર્ય નિષ્ફળ જવામાં પણ તેજ કારણરૂપ છે. એવી રીતે સુખ કે દુ:ખ મળવામાં મનુષ્ય પોતે જ કારણરૂપ છે. તો શાથી મનુષ્ય સુખી થઈ શકે, શાથી તે પોતાનું કાર્ય સિધ્ધ કરી શકે તેનો વિચાર કરવો ઘટે છે. બે બાળકો સાથે જન્મે છે, સાથે નિશાળે જાય છે, સાથે વિદ્યાભ્યાસ કરી સરખુંજ ભણે છે છતાં તેમાંથી એક માણસ ભવિષ્યમાં મહાન પુરૂષ તરીકે ગણાય છે. અને બીજો સાધારણ મનુષ્ય તરીકેજ રહે છે આમ થવાનું કારણ પણ તે પોતે જ છે.

મનુષ્યનામાં અનન્ત બળ વિદ્યમાન છે, તે બળનો તે પોતાનામાં પ્રકાશ કરીને સુખી થઈ શકે છે. ત્યારે કેટલાક પોતાનામાં તેવું બળ શી રીતે હોય, એવી શકા કરતા હોય છે ત્યાંને ત્યાંજ પડી રહે છે. મનુષ્યે સુખી થવા માટે પોતાના અંતરના બળને જાગ્રત કરવાની જરૂર છે. તેણે જો આ સસારમાં સુખ, શાંતિ અને આનંદ મેળવવાં હોય, વ્યવહાર અને પરમાર્થની ઉત્તમ પ્રકારે સિધ્ધિ કરવી હોય તો આ બળનો પોતાનામાં પ્રકાશ કરવો જોઈએ. જે માણસો પોતામાં રહેલા આ અનન્ત બળને બહાર પ્રકટાવી શકવાની કળાને જાણે છે તેને સર્વ કાર્ય સિદ્ધ થાય છે સુખ મેળવવું, દ્રવ્ય મેળવવું, વ્યવહારના અનેક પદાર્થો મેળવવા એ રમત બરાબર છે. જે માણસો સુખ મેળવવા માટે પ્રથમ પોતામાં રહેલા આ અનત બળને જાગ્રત કરે છે તે માણસો જ આ સસારમાં મહાન બની શકે છે. જે માણસોને પોતાનામાં રહેલા આ બળનું ભાન નથી હોતું, અથવા તો તે બળને પોતામાં પ્રકટ કરવાનું જ્ઞાન હોતું નથી તે માણસો હમેશાં હોય છે તેની તે જ સ્થિતિમાં પડયા રહે છે.

જે માણસો અંતરના બળને જાગ્રત કરે છે તેજ ખરા વીર પુરુષો છે. જેઓ પોતાના અંતરના બળ ઉપર આધાર ન રાખતાં બહારના બળને મેળવવા ફાંફાં મારે છે તેઓ પોતાની ઉન્નતિ કરી શકતા નથી. મનુષ્યમાં રહેલું આ બળ સર્વ કરવાને સમર્થ છે. તેને જેઓ પ્રાપ્ત કરી શકે છે તેમને મન કોઈ પણ કાર્ય અશક્ય જણાતું નથી.

જે માણસો દુ:ખી હોય, ધન ન મળવાથી દરિદ્રતામાં પડયા રહેતા હોય, તે માણસો ગમે તેવી ડાહી ડાહી વાતો કહેનારા હોય છતાં પણ તેમણે પોતાના અંતરનું બળ મેળવેલું હોતું નથી. તેમને પોતાના અંતરના બળ ઉપર શ્રદ્ધા

હોતી નથી. અમુક કાર્ય કરવાનું મારામાં બળ છે એવું તે માનતો નથી. દરેક કાર્ય કરવામાં શંકાશીલ હોય છે તેને બીજાની સલાહ લેવી પડે છે. તેનો વિચાર ફરી જતાં વાર લાગતી નથી. આવા શંકાશીલ માણસો ભાગ્યેજ આ જગતમાં સિદ્ધિ મેળવી શકે છે.

તમારે તમારામાં રહેલા આ અનન્તબળમાં અવિશ્વાસ રાખવાનું કાંઇ પણ કારણ નથી. તે ઈશ્વરી બળ છે. ઈશ્વરના અંશરૂપ તમે છો એમ જો તમે માનતા હો તો આ બળમાં પણ તમારી શ્રદ્ધા હોવી જ જોઇએ. તમે દુઃખી હો, દરિદ્રિ હો તો આજથી જ તમારા વિચારને બદલો. તમે અલ્પ સામર્થ્યવાળા છો એવો વિચાર છોડી દો. તમે દુઃખ ભોગવવા જન્મ્યા નથી પણ સુખ ભોગવવા માટે જ જન્મ્યા છે. સુખ મેળવવાના તમે અધિકારી છો. ચિંતા, શોક, દુઃખ, ભય અને નિરાશાનો ત્યાગ કરો. હિંમત આણી તમારા આત્મસામર્થ્યમાં શ્રદ્ધા રાખી ઉત્સાહને ધારણ કરો.

તમે ગમે તેટલા દુઃખથી દબાઇ ગયા હો, છતાં પણ ગભરાવાનું કારણ નથી. તે દુઃખનો ત્યાગ કરવા માટે તમારે તમારા અંતરના બળને જાગ્રત કરવાની જરૂર છે. આ બળ એ તમારૂં અલ્પ સામર્થ્યવાળું નથી પણ સર્વ કરવાને સામર્થ્યવાળું દૈવિબળ છે. તે તમારામાં નવું લાવવાનું નથી. તમારામાં તે છે જ, પણ તમારા દુઃખના, શોકના, અશ્રદ્ધાના અને ભયના વિચારોથી તમે તેને ગુમાવી બેઠા છો તેને પ્રકટ કરવા આજથી નિશ્ચય કરો. અશ્રદ્ધાનો ત્યાગ કરો. તમે સર્વ કરવાને સમર્થ છો એવું માની ઉત્સાહવાળા બનો.

આ બળને પ્રકટ કરવા માટે તમારે સદ્‌વિચારોનું સેવન કરવું જોઇએ. જેમ સોનું તાંબા સેળું મળેલું હોય છે તો તે જાસીયું અને હલકી કિંમતનું ગણાય છે, પણ તેને અગ્નિમાં તપાવી તેની અંદરના તાંબા વિગેરેના સેળને બાળી દેવામાં આવતાં શુદ્ધ કંચનરૂપ બની શકે છે તેમ તમારા શુદ્ધ આત્મબળમાં તમારા મનુષ્યત્વના વિચારો, અશ્રદ્ધા, ભય, અસંતોષ, અને નિરાશાના વિચારો ભળી તેમાં સેળ થયો છે તેથીજ તમે તમારા કાર્યમાં નિષ્ફળતાને મેળવો છો. તમે તમારા આત્મસંયમવડે, મનની એકાગ્રતાવડે અશુદ્ધ વિચારોને બાળી દઇ શુદ્ધ આત્મબળને પ્રકટાવી શકો છો.

આત્મબળ જેવું એકે સમર્થ સામર્થ્ય નથી. જે માણસોએ તેને મેળવ્યું, જેમણે પોતામાં તેનો આવિર્ભાવ કર્યો છે તે જ ખરા વીર પુરુષો છે. તે જ આ જગતમાં અસંભવિત કાર્યને પણ સંભવિત કરી શકે છે. પૂર્વે ઘણા માણસોએ પોતાનામાં આત્મબળને જાગ્રત કરીને ધાર્યું સર્વ મેળવ્યું છે. અને આજે પણ જેમણે આત્મબળ પોતાનામાં જાગ્રત કર્યું હોય છે તે મહાન કાર્યો કરી ભલભલાને હફાવી શકે છે. આ અનન્તબળ મેળવી તમે સુખ મેળવી શકતા નથી? જો તમે હવે દુઃખી રહો, ભાગ્યોદયનું લવાજમ ખર્ચવામાં પણ નિર્બળતા બતાવતા હો, અને પૈસા માટે હાય વરાળ કરતા હો તો જાણજો કે તમને તમારા આત્મબળમાં વિશ્વાસ નથી. આત્મબળ જેમણે મેળવ્યું હોય છે તે પૈસાને ક્ષુદ્ર સમજે છે, તેને પૈસો મેળવવો એ રમત છે, સુખ તો તેના હાથમાંજ હોય છે.

જે પુરુષો આત્મસંયમવડે, પોતાના ચારિત્ર્યને શુદ્ધ અને પવિત્ર બનાવી શકે છે. તે જ પોતામાં આત્મબળને પ્રકટાવી શકે છે. તેને આ જગતના અન્ય મનુષ્યો પોતારૂપ જણાય છે કોઇની પણ તે નિંદા કરતો નથી. કોઇનો પણ દ્વેષ કરતો નથી, કોઇનું પણ અહિત કરવાની તેને વૃત્તિ થતીજ નથી. તે સર્વને પોતાના આત્મા સમાન માની સર્વનું ભલું કરવાની ઇચ્છા રાખે છે દુઃખી મનુષ્યોને મદદ કરવી એ પોતાનો ધર્મ માને છે, કોઇ પણ માણસને મનથી, વાણીથી કે કર્તવ્યથી દુઃખ થાય તેવી ક્રિયા તે કરતો નથી. સર્વના ઉપર પ્રેમ રાખે છે. સર્વની સાથે સ્નેહથી વર્તે છે. અજાણ્યા પુરુષની સાથે પણ મમતાપૂર્વક ચાલે છે.

આત્મબળને મેળવવા ઇચ્છનાર મનુષ્યનો શત્રુમિત્ર ભાવ છુટી જાય છે. કોઈ પણ મનુષ્યને તે વેપારમાં છેતરી શકતો નથી, કોઇની પણ હિંસા કરતો નથી, કોઇના પણ દોષ જોતો નથી. તેને પોતાના અને પારકા સરખા જ જણાય છે. હંમેશાં સત્ય વાત બોલે છે અને સત્યથી જ

ચાલે છે. ઇશ્વરના અંશરૂપ બની ઈશ્વરનો ડર રાખી ઇશ્વરના ગુણોને પોતાનામાં ધારણ કરે છે તે પોતાના નિશ્ચયથી ડગતો નથી. પોતે કરવા ધારેલા કાર્યમાં નિષ્ફળતા મળશે એવો સ્વપ્ને પણ તેને વિચાર આવતો નથી. તે ધારેલું કાર્ય સિદ્ધ કરે છે ત્યારે જ ઝંપે છે.

જે માણસોને સુખની ઇચ્છા હોય તેણે બીજાં ફાંફાં મારવાને બદલે પોતાના આત્મબળને જાગ્રત કરવાની જરૂર છે. તેને કાંઈ માલ મશાલા ખાઇ નવું મેળવવાની જરૂર નથી તે તમારામાં છેજ. માત્ર તેને તમારે શુદ્ધ વિચારનું સેવન કરી, શુદ્ધ વર્તન રાખીને જાગ્રત કરવાની જરૂર છે. તે તમારામાં છેજ એવા દઢ વિશ્વાસપૂર્વક હમેશાં મનને કબજે રાખી થોડો થોડો વખત અંતરની એકાગ્રતા સાધતા જવુ. તે બળ તમારી રગેરગમાં વહે છે એમ માની તેનો તમારામાં આવિર્ભાવ થાય તે માટે હમેશાં એકાંત જગ્યામાં થોડીવાર બેસી નેત્રો મીચી, શાંત થઈ વૃત્તિને તમારા હૃદયમાં સ્થાપો અને ત્યાં વ્યાપ્ત અનન્ત બળ જાણે તમારી રગેરગમાં વહે છે—તમારામાં પ્રકટ થયું છે એવી ભાવના કરો.

હમેશાં શાંત રહેવુ. કદી પણ ઉકળી જઇ ચિડાઇ જવું નહિ કે ક્રોધ કરવો નહિ. જે માણસો ક્રોધી હોય છે, વૈર બુદ્ધિવાળા હોય છે તેમનામાં આ બળ પ્રકટ થઇ શકતું નથી. સર્વ ઉપર દયા દૃષ્ટિ રાખવી, અંતર હસતું રાખવું કોઇના ઉપર રોષ કરવો નહિ

આત્મબળ મેળવવાની ઇચ્છા રાખનારાએ તો ચિંતા કે ઉદ્વેગના વિચારો કરીને નિરાશ થઇ બેસી રહેવુ નહિ. હંમેશાં પ્રસન્ન રહેવું જેના મુખ ઉપર હમેશાં આનંદ તરવરી રહે છે તેજ પોતાના અંતરના બળને જાગ્રત કરી શકે છે. તેને કશાનો ભય થતો નથી. કોઈ પણ કાર્ય અશક્ય જણાતું નથી. હવે આ કામ શી રીતે કરીશું ? આ કામમાં નિષ્ફળતા તો નહિ મળે' એવા વ્હેમને તે રાખતો નથી. આળસ તો તેનામાં હોતીજ નથી. એકએક ક્ષણનો તે સદુપયોગ કરે છે એક ક્ષણ પણ નવરા બેસી રહેવામાં ગુમાવતો નથી. તેને સર્વ કાર્ય શક્ય જણાય છે.

આત્મબળ મેળવવા ઇચ્છનારે પોતાનું વર્તન શુદ્ધ અને પવિત્ર રાખવું. લોભ લાલચથી વશ થઈ અયોગ્ય માર્ગે જવું નહિ. અનીતિનો રસ્તો તો તે ભૂલેચૂકે પણ પસંદ કરતો નથી. હમેશાં ઉચ્ચ વિચારમાં રમ્યાં કરે છે. જેમ તેવી સ્થિતિમાં તે સુખનો જ અનુભવ કરે છે. દુઃખ જેવી વસ્તુ જ તેને માટે નથી હોતી. તેના મુખ ઉપર આત્મબળનો ઝળકારો ઝળકી રહેલો હોય છે ચોવીસે કલાક તે પોતાનું જીવન અન્યનું ભલું કરવામાં ગાળી શકે છે. જે મનુષ્યને સુખ મેળવવાની ઇચ્છા હોય તેણે બીજા ફાંફાં મારવા કરતાં પોતાના આત્મબળને જાગ્રત કરવા પ્રયત્નશીલ થવું જોઇએ.

એવું એક પણ કાર્ય નથી કે જે આત્મબળ મેળવ્યા પછી સિદ્ધ ન કરી શકાય, એવું એક પણ સુખ નથી કે જે આત્મબળ પ્રાપ્ત કર્યા પછી ન મળે, આત્મબળમાં શ્રદ્ધા રાખનાર સર્વ કાંઇ સિદ્ધ કરી શકે છે. તેનુ વર્તન જ તે જણાવી શકે છે. તેના તેજ આગળ આત્મબળ વગરનો અન્ય મનુષ્ય ઝાંખો પડી જાય છે. જેમ લોહચુંબક પ્રતિ લોહ આકર્ષાઇ આવે છે, તેમ તેના તેજથી સર્વ તેના પ્રતિ આકર્ષાઈ આવે છે. તેને ઉદ્યોગ શો કરવો તેની ચિંતા હોતી નથી, ધન શી રીતે કમાવું તેની પડી હોતી નથી. તે તો માત્ર એક એવી વસ્તુને પ્રાપ્ત થતાં સર્વ આવી મળે છે.

જે જે મહાન પુરુષો થઇ ગયા છે તેમણે આત્મબળથી આ જગતને સિદ્ધિ મેળવી હતી. આજે પણ મનુષ્યો આત્મબળને પોતામાં પ્રકટાવી અસાધ્ય જણાતાં કાર્યોને સાધ્ય કરી શકે છે. દુઃખને ટાળવા માટે અને સુખને મેળવવા માટે આત્મબળને પ્રકટાવ્યા વગર છૂટકો નથી. જે માણસો આત્મબળને પ્રકટાવ્યા સિવાય સુખ મેળવવાની ઇચ્છા રાખે છે તેમને જ નિષ્ફળતા મળે છે તેવા માણસો જ દુઃખી રહી નિરાશાના ઉદ્ગારો કાઢયાં કરે છે. તેવા માણસોનેજ કામ ધંધો સુઝતો નથી, તેવા માણસો જ શું કરવું એવા વિચાર કરતા નિરૂદ્યમી થઇ હામ હારી બેસી રહે છે.

મનુષ્ય માત્રને સુખ મેળવવાનો અધિકાર છે જન્મીને જે માણસ સુખ મેળવી શકતો નથી

તેનું ઉત્તર મિથ્યા છે. જેણે પોતાના આત્મ બળને પોતામાં પ્રકટાવ્યું નથી તેનું જીવ્યું સાર્થક થતું નથી. તેને સંસારમાં એક કામમાં સફળતા મળે છે તો બીજા કાર્યમાં નિષ્ફળતા મળે છે. આત્મબળમાં જેને શ્રદ્ધા હોય છે તે દુઃખ આવી પડતાં હતાશ થઇ હાથ પગ ઢીલા કરી નાંખી નિરાશાના ઉદ્‌ગારો કાઢતો નથી. જેમ સમર્થ તારો અગાધ જળને પણ ઝપાટાબંધ તરી જઇ સામે કિનારે જઈ શકે છે તેમ જે મનુષ્યને પોતાના આત્મબળમાં વિશ્વાસ હોય છે તેને દુઃખનો ભય થતો નથી. દુ:ખને દૂર કરવું તે તેને મન રમત છે.

દુઃખમાં, નિર્ધનતામાં નિરાશ થઇ જનારમાં આત્મબળ પ્રકટેલું હોતું નથી. તે દુઃખનો ત્યાગ કરવાને બદલે ચિંતા, ખેદ, ભવિષ્યનાં દુઃખ અને એવાજ ભયના વિચારોનું સેવન કરીને જન્મારા સુધી દુઃખમાં ને દુઃખમાં દબાતો જાય છે. તેને પોતાનાથી બની શકે તેવું કાર્ય પણ અઘરૂં લાગે છે. તે પોતાને એક હલકા ક્ષુદ્ર મનુષ્ય તરીકે ગણે છે. કદાચ દુઃખમાંથી ઉગરવાનો કોઇ માર્ગ તેને સુઝી આવે છે તો તે વખતે તે માર્ગ કંટકવાળો તો નહિ હોય, વધુ દુઃખ ભરેલો તો નહી હોય એવા નિષ્ફળતાના વિચારો કરીને ગુમાવી બેસે છે. અને હોય છે તેવીજ સ્થિતિમાં જન્મારા સુધી પડી રહે છે.

જે મનુષ્યને સુખની ઇચ્છા હોય તેણે તો હમેશાં આશાવાદી બનવું. પોતાના આત્મબળમાં દૃઢ શ્રદ્ધા રાખીને સુખ મેળવવાને પોતે લાયક છે એમ માની સુખના માર્ગે વળવું ઉત્સાહ વગર કોઈપણ કાર્ય સિદ્ધ થતું નથી. માટે દરેક કાર્યમાં ઉત્સાહ રાખવો. કેટલીક વખતે પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ રાખી બેસી રહેવાથી પણ મનુષ્ય નિરુત્સાહી બની જાય છે. આ ઇશ્વરના રાજ્યમાં નિરુત્સાહી મનુષ્ય જીવવા છતાં પણ મરેલો જ છે. તેનાથી કોઈપણ દૂર રહે છે. આત્મબળને જાગ્રત કરવાની ઇચ્છાવાળા મનુષ્યે તો હમેશાં ઉત્સાહ રાખવો. પોતાના કાર્યમાં કદાચ એકાદ વખત નિષ્ફળતા મળે તો તેથી ગભરાઇને નિરુત્સાહી બની જવું નહિ.

આત્મબળ જેવું બળવાન એકે બળ નથી. શરીર ગમે તેવું હોય છતાં પણ આત્મબળવાળો એકજ માણસ આખા સૈન્યનાં સૈન્યને હરાવી શકે છે. ગમે તેવા વીર સૈનિકોને હરાવવા માટે માત્ર તેનો હુંકારો જ બસ છે. પૂર્વે તેવો સમર્થ પુરુષોએ આત્મબળને પોતામાં જાગ્રત કરીને મોટા મોટા સૈનિકોને પાછા પાડયા છે. તેમની આગળ ક્રૂર અને હિંસક પશુઓ પણ નિર્બળ બની જાય છે. આત્મબળવાળો પુરુષ જે ધારે છે તે કરી શકે છે. તેનું દૃષ્ટાંત આજના જમાનામાં મહાત્મા ગાંધીજી છે. તેમને જેણે પ્રત્યક્ષ જોયા હશે તેને ખબરજ હશે કે એક સુકલકડી શરીરવાળો, નિર્બળ જણાતો મનુષ્ય માત્ર એક આત્મબળ વડે અત્યારે કેવાં મહાન કાર્ય કરી રહ્યો છે.

તેમના આગળ મોટા મોટા વિદ્વાનો પણ તાબે થઇ જાય છે. આ આત્મબળ જેમણે મેળવ્યું છે તેમને પોતાના આત્મબળમાં એટલો બધો વિશ્વાસ છે કે તે કહે છે કેઃ "હું 'આ કાર્ય સિદ્ધ કરી શકીશજ,' તો તે કાર્ય ગમે તેવું કઠીન હોય છે છતાં પણ તે સિદ્ધ કરી શકે છેજ. તેમણે આ આત્મબળ શી રીતે મેળવ્યું એવો પ્રશ્ન એક વખતે તેમને આ પત્રના તંત્રીએ પૂછેલો. તો તેમણે કહેલું કેઃ જે માણસો કામ, ક્રોધાદિનો જય કરી શકે છે અને યમનિયમાદિનું પાલન કરી પોતાની ઇંદ્રિયોને વશ કરી શકે છે તે તમામ માણસ આ આત્મબળને મેળવી શકે છે.

તે પોતાના આત્મબળથી અત્યારે ધારે છે તે કરી શકે છે. સરકારની અનીતિ તે ખુલ્લે ખુલ્લી જાહેર કરી તેને તોડી પાડવા માટે હિંમતથી કહી શકે છે તેમને કોઇનો ભય લાગતો નથી. તેમનું અહિંસાનું વ્રત એવું જબરૂં છે કે તેના આગળ ભલભલા પોતાના ક્રુર સ્વભાવનો ત્યાગ કરી દે છે. જેમ આપણે શાસ્ત્રોમાં વાંચીએ છીએ કે મહા પુરુષો આગળ ક્રૂર હિંસક પશુઓ પણ તેમને વશ થઈ જઇ હિંસક સ્વભાવને છોડી દે છે એનો દાખલો આ લેખકે તેઓશ્રીના પ્રસંગમાં પ્રત્યક્ષ અનુભવ્યો છે. તેમનો આશ્રમ સાબરમતીના કિનારે જંગલમાં છે. ત્યાં ઝેરી સર્પો વારવાર તેમના આશ્રમમાં આવ્યા જ કરે છે. એક વખતે અજવાળી રાત્રે સાતવાગે તે તથા તેમના

આશ્રમવાસીઓ પ્રાર્થના કરી રહ્યા પછી કોઇ વિષયની ચર્ચા કરતા હતા તેવામાં એક મોટો કાળો નાગ સડસડાટ કરતો તેમની પાસે આવ્યો. તેને આવતો જોઇ બીજા માણસો ગભરાયા પણ પોતે તો જાણે કંઇ જ ન હોય તેમ નિર્ભય થઇ પલાંઠી વાળી બેઠા હતા તેમજ બેસી રહ્યા. સાપ આવી તેમના ખોળામાં બેઠો, થોડીવારે આમતેમ ફરી તેમના ખોળામાંથી ઉતરી પાસે પડેલી ચાદરમાં ગુંચળુ વળી બેઠો.

આ વખતે કયા માણસને ભય ન થાય, કયો માણસ સાપને પોતાના ખોળામાં આવતો જોઇ બેસી રહે? ખરેખર મહાત્મા ગાંધીજી આવી નિર્ભયતાથી ત્યાં બેસી રહ્યા. જ્યારે ખોળામાંથી સાપ નીચે ઉતરી ચાદરમાં પેસી ગુચળુ વળી બેસી ગયો એટલે પછી ગાંધીજીની આજ્ઞાથી તે ચાદર સાપ સાથે તેમના માણસોમાંથી એક ઉપાડી બહાર ખંખેરી તો સાપ રેલાની માફક ત્યાંથી જંગલમાં ચાલ્યો ગયો. આમ ગાંધીજી આગળ ઝેરી સર્પો પણ શાંત થઇ કરડ્યા વગર બેસી રહે એ શું તેમના આત્મબળનો પ્રભાવ નથી? તેજ પુરુષ અત્યારે પોતાના આત્મબળના વિશ્વાસથી સ્વરાજ્ય મેળવવા કટી કસીને અસહકારની લડત ચલાવી રહે?

આ પ્રમાણે જે માણસોએ પોતાના આત્મબળને સંયમવડે પોતાનામાં પ્રકટ કર્યું છે તેમને મન કોઇપણ કાર્ય કઠીન જણાતું નથી. તે ધારે છે તે તમામ કાર્ય સિદ્ધ કરી શકે છે. સુખ મેળવવું એ સ્હેલ છે. તમે દુ:ખી હો, દરીદ્રિ હો, સંસાર વ્યવહારના દુ:ખથી કંટાળ્યા હો તો ગભરાતા નહિં, ચિંતાનો ત્યાગ કરી ઇશ્વર ઉપર ભરોસો રાખી આજેજ આત્મબળને મેળવવા સંયમશીલ બનો. તમારામાં સર્વ કાર્યને સિદ્ધ કરવાનું બળ છેજ એમ માની પ્રયત્નશીલ બનો. જરૂર તમે આત્મબળ મેળવી તમારા દુ:ખને ટાળી સુખને મેળવી શકશો. તમારા અંતરમાં રહેલું આ બળ સર્વોપરી બળ છે. તે મેળવતા તમે ગમે તેવાં કઠીન કાર્યોને પણ સિદ્ધ કરી શકશો.

તંત્રી.



## आगळ शी रीते वधी शकाय ?

( અનુસંધાન ગતાંકથી. )

ઉત્તમ કામ કરવા માટે તો નિયમસર કામ કરવુ જોઇએ. નિયમસર કામ કરવાની ટેવથી જ સારૂં કામ થઇ શકે છે. જે મનુષ્ય નિયમસર કામ કરતા નથી તે હંમેશાં શિથીલ, દુ:ખી અને ચિન્તિત રહે છે, તેમના મો ઉપર હંમેશાં ઉદાસીનતાની છ્વાઇ રહેલી હોય છે. તમારે કોઇ પણ કાર્ય પુરૂં કરી નાંખવું હોય તો હમેશાં નિયમસર તે કામ કરો તો તે થોડા જ વખતમાં પુરૂં થ એવું તમને જણાશે મુસાફરી કરતા ઇચ્છનાર એક ગામથી બીજે ગામ જવાનો વિચાર કરે અને હોય ત્યાંને ત્યાં બેઠો બેઠો વિચાર કર્યા કરે કે શી રીતે જવું, ક્યારે જવું, ઠીક, આજે મોડું થયું છે, વળી કાલે જઇશું, વળી ઘરમાંથી નીકળે ગાઉ બે ગાઉ જાય ને પાછો ત્યાં જ બેસી રહે, વિચારમાં ને વિચારમાં સમય ગાળે, વળી કંઇ ભૂલી ગયો છું કહી પાછો આવે, વળી પાછો જાય, આમ જો કર્યા કરે તો ધારેલે સ્થળે પહોંચી શકતો નથી. પણ દરરોજ નિયમસર ચાલ્યાં કરે છે તો તે થોડા જ વખતમાં ધારેલે સ્થળે પહોંચી જાય છે. તેમ તમે પણ કોઇ કામ કરવા ધાર્યું તો તેને માટે વિચાર કર્યા ન કરો, કટીકસી પ્રયત્ન કરો અને તે દરરોજ નિયમસર કર્યા જ કરો તો જ તેના અન્તિમ ફળને મેળવી શકશો.

મનુષ્ય ધારે તો તે પોતાની ઉન્નતિ કરી શકે છે તેમ સાથે સાથે બીજાની ઉન્નતિ પણ કરી શકે છે. આપણે આપણા જ પ્રયત્નથી શ્રેષ્ઠ થઇ

શકીએ છીએ તેમ અન્યને પણ શ્રેષ્ટ બનાવી શકીએ છીએ. પણ તેને માટે આપણે વિવેક અને જ્ઞાનનો ધૈર્યપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. ઘણા લોકોમાં અનેક પ્રકારની યોગ્યતાઓ અને શક્તિઓ હોય છે. પણ તે સર્વનો ઉપયોગ કરવાનેમાટે ધૈર્યપૂર્વક શ્રમ કરવાની જરૂર હોય છે. આગળ થઇ ગયેલા મહાપુરુષોનાં જીવન જુઓ, હાલ દેશના આગેવાનોનાં જીવન તપાસો. તેઓ કેટલું કાર્ય નિડરપણે કર્યાં કરે છે તેનું અવલોકન કરો. સ્વામી વિવેકાનંદ, રાનડે, ગોપાળકૃષ્ણ ગોખલે, લોકમાન્ય તિલક, હાલના મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી એઓનાં જીવન તપાસો, તેઓ નિડરતાથી કેવું કામ કરતા, અને હાલ પણ કરે છે એક સાધારણ મજુર કરતાં પણ ઘણું જ વધુ કામ તેઓ કર્યાં કરે છે. ત્યારેજ તેમને આખો દેશ અત્યારે પૂજે છે. તેમનાં કાર્યોએ જ જગતની દષ્ટિએ તેમને અત્યારે ઉચ્ચ બનાવી દીધા છે. જ્યાં સુધી મનુષ્ય ધૈર્યપૂર્વક, અને હંમેશાં ખૂબ પરિશ્રમ નથી કરતો ત્યાં સુધી તે વિજ્ઞાન, રાજનીતિ અને સાહિત્ય વિગેરેમાં કદી પણ પારંગત થઇ શકતો નથી.

મહાન પુરુષોમાં સર્વથી ઉત્તમ ગુણ એ હોય છે કે તેઓ મહાન ધીર અને પરિશ્રમી હોય છે. તેઓ કદી પોતાના કાર્યથી વિમુખ થતા નથી તેમ કદી થાકતા પણ નથી, તે એકેએક ક્ષણનો સદુપયોગ કરે છે. જે મનુષ્ય ધૈર્ય અને વિચારપૂર્વક પ્રત્યેક વસ્તુનું નિરીક્ષણ કરે છે અને તે સંબંધી સર્વ વાતોનું જ્ઞાન પ્રાપ્ત કરે છે તે મહાન ભારે આવિષ્કારક થઇ જાય છે. તે પ્રત્યેક વસ્તુનું મૂળ તત્ત્વ જાણી લે છે દરેક મનુષ્યે યથાસાધ્ય એવો પ્રયત્ન કરવો જોઇએ કે જેથી તે કોઇ વાતને જોઇને તેના મૂળતત્ત્વને જાણી શકે. જ્યાંસુધી કોઇ પ્રશ્નની પૂર્ણ રૂપથી મીમાંસા ન થઇ શકે ત્યાંસુધી તેને પોતાના ધ્યાનમાં રાખી તેના ઉપર વિચાર કરવો એ મહાપુરુષનું કામ છે. આપણું શરીર એક બાગરૂપ છે, અને આપણું ઇચ્છાબળ તેના માળીરૂપે છે. આપણે જો તેમાં બાવળ વાવીશું તો કાંટા થશે અને આંબા વાવીશું તો સ્વાદિષ્ટ કેરીઓને મેળવીશું. જો આપણે અકર્મણ્ય અને સુસ્ત થઇશું તો આપણા બાગની જમીનને ખરાબ કરી દઇશું અને પરિશ્રમી થઇશું તો તેમાં ખાતર નાખી ઉત્તમ જમીન બનાવી શકીશું તે સર્વ આપણી ઇચ્છાશક્તિ ઉપર આધાર રાખે છે. ખરી રીતે ઇચ્છાશક્તિ એ એવી જ ચીજ છે તોપણ તેને માટે ધૈર્ય અને સાહસની આવશ્યકતા છે. જે વખતે અડચણો કે વિઘ્નો આવી પડે તે વખતે પણ દઢતાપૂર્વક આપણા કામમાં મચ્યા રહેવાની ઘણી જ જરૂર હોય છે. જેને આપણે અધ્યવસાય કહીએ છીએ. કાર્યકારિણી શક્તિનો નિરંતર ઉપયોગ કર્યાં કરવો તેને જ અધ્યવસાય કહે છે.

જો બરોબર અધ્યવસાયપૂર્વક પરિશ્રમ કરવામાં આવે તો તે જ આગળ જતાં પ્રતિભાનુરૂપ ધારણ કરી શકે છે. મશીનમાં જેટલું વધુ બળ હોય છે તે પ્રમાણે જ તે સામે આવનાર રોકાવટને સરળતાથી દૂર કરી શકે છે, અને આગળ જઇ શકે છે. એ જ સિદ્ધાન્ત મનુષ્યને પણ લાગુ પડે છે. આપણી સામે આવનાર વિઘ્નોને દૂર કરવામાં આપણે જેટલું બળ વાપરીશું તેટલી જ સરળતા થવાની. જીવનના આરંભમાં મનુષ્યને પોતાની પ્રતિભાનું જ્ઞાન હોતું નથી તેમ બીજા માણસો પણ તેનાથી પરિચિત હોતા નથી. લાગલાગટ અનેકવાર પ્રયત્ન કર્યા કરવાથી જ તેને જણાય છે કે હું આ કામને યોગ્ય થઇ ગયો છું કે જેને સિદ્ધ કરીને બીજા માણસો આગળ વધેલા છે. જે ઝરણું કોઇ પહાડપરથી માત્ર એક પાતળી નાની સરખી ધારના રૂપમાં નીકળે છે તે માત્ર હંમેશાં દઢતાપૂર્વક આગળ વધ્યા કરવાને લીધે જ પ્રથમ નદી રૂપે બની જાય છે અને પછી આગળ ચાલતાં મહાન નદીરૂપે અને અંતે મહાન સમુદ્રના એક અંગરૂપ બની શકે છે. ભાઇ, તમે પણ પ્રયત્નથી તમારી ઉન્નતિ કરી શકો તેમ છો, નિરંતર નિયમસર પ્રયત્ન કર્યા કરો, તો જરૂર તમારી ઉન્નતિ થવાની જ.

તમે સુખને ઇચ્છનાર છો, વ્યવહારને સર્વોત્તમપણે સાધવાની ઇચ્છા રાખો છો, વ્યવહારના પદાર્થો, ધન, વૈભવ આદિ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખો છો, તો આજથી જ તમારે તમારા સમયનો સદુપયોગ કરવો. એક ક્ષણ પણ નકામી ન ગુમાવતાં હંમેશાં નિરંતર પ્રયત્નશીલ બનો.

# सत्य विना वीजुं कशुं नथी.

( લેખક:—મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

( અનુસંધાન ગયા અંકથી )

## પ્રકરણ ૬ ઠું.

શિવદયાળ આમ વિચાર કરતો કરતો ચાલ્યો જાય છે. અંતે એક ગામડું આવ્યું ત્યાં આરામ લેવાનો વિચાર કર્યો. એક ઘરમાં રાતોરાત સુવાની રજા માગી ઘરધણીએ તેને પોતાના ઘરમાં સુવાની સોઇ કરી આપી.

શિવદયાળ બીછાનામાં પડ્યો પડ્યો જોયા કરે છે. ઘરધણીએ ઘર લીપીને સાફ કરેલું છે. હવે કેટલીક છબીઓ સાફ કરે છે. એક મેલા લુગડાવડે તે છબીના કાચ લુછે છે, એક બાજુથી લુછે છે—કાચ અસલ જેવાજ મેલા દેખાય છે. મેલા લુગડાના લીસાટા તેની ઉપર પડી રહ્યા છે. બીજી બાજુએથી તે લુછે છે—કેટલાક ડાઘ જાય પણ બીજા નવા ડાઘ પડી રહે છે. વળી મેલું લુગડું ઘસે છે. એક ડાઘ જાય છે તો બીજો ડાઘ પડી જાય છે.

શિવદયાળ આ જોયા કરતો હતો તે બોલી ઉઠ્યો "ભાઈ, આ શું કરો છો?"

"જુઓની ભાઇ, દીવાળીના દિવસ પાસે આવ્યા છે, આ છબીઓના કાચ સાફ કરૂં છું, પણ એક ડાઘ કાઢું છું ત્યાં બે બીજા નવા પડે છે. હું તો થાક્યો, પણ આ છબીઓ સાફ થતી નથી." ઘરધણીએ જવાબ દીધો.

"આ લુગડાના કટકાને પહેલાં ધોઇને પછી છબીના કાચ ઘસશો તો હમણાં તે સાફ થઇ જશે" શિવદયાળે શીખામણ આપી.

ઘરધણીએ તેમ કર્યું એટલે કાચ સાફ થઇ ગયા. મહેમાનની સલાહથી પોતાનું કામ થયું તેથી ઘરધણી બહુ રાજી થયો અને તેનો પાડ માન્યો.

વળતી સવારે શિવદયાળે ઘરધણીની રજા લઇ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં એક જંગલમાં આવ્યો. ત્યાં કેટલાક મજુરો પૈડાંને ચઢાવવા સારૂ લોઢાના પાટા વાળતા હતા. તે પાસે આવ્યો ત્યારે જોયું તો જણાયું કે પાટા વળતા નથી. વધારે નજીક આવતાં જણાયું કે જે ચક્કર ઉપર પાટા વળતા હતા તે છુટું હતું તેથી પાટા વાળતી વખતે તે ખસી જતું હતું. શિવદયાળે આ જોઇ પૂછ્યું "શું કરો છો, ભાઇ?" તેમણે જવાબ આપ્યો: "અમે પાટા વાળવા માંડ્યા પણ એ તો વળતાજ નથી, ને અમે તો હવે થાકી ગયા." શિવદયાળે સલાહ દીધી કે "ભાઇઓ, જો પહેલાં આ ચક્કરને એક બાજુએ મજબુત કરશો તો તમારા પાટા તુરત વળી જશે." ઉપર પ્રમાણે કરવાથી કામ બરોબર ચાલવા માંડ્યું. મજુરોએ શિવદયાળને રાતે પોતાનો મહેમાન કરીને રાખ્યો. બીજી સવારે પરોઢીએથી તેણે ફરી ચાલવા માંડ્યું.

એક દિવસને રાત ચાલતાં એક જંગલમાં કેટલાક ભરવાડો આરામ લેતા હતા ત્યાં આવી પહોંચ્યો. ભરવાડો ઢોરને ચરવા મુકી અગ્નિ સળગાવતા હતા. તેમણે સુકી ડાંખળીઓ લઇને તેને સળગાવી. તે ડાંખળીઓ સળગી ન સળગી ત્યાં તો એની ઉપર બીજાં લીલાં ભારે લાકડાં ખડક્યાં. લાકડાંના ભારથી સળગેલી ડાંખળીઓ બુઝાઇ ગઇ. ભરવાડોએ ફરી પ્રયત્ન કર્યો પણ દેવતા સળગીને બુઝાઇ ગયો. ત્યારે શિવદયાળ બોલી ઉઠ્યો, "ડાંખળીઓ સળગાવીને તુરતજ જાડાં લાકડાં તેની ઉપર ન મુકો. જ્યારે તે બરોબર સળગે પછી લાકડાં નાખશો તો તુરતજ અગ્નિ ચાલુ થશે." ભરવાડોએ ખુબ ડાંખળીઓ એકઠી કરી. તેમને બરોબર સળગવા દીધી. પછી લાકડાં નાખ્યા, એટલે દેવતા સારી રીતે સળગવા માંડ્યો. શિવદયાળ ત્યાં થોડીવાર રોકાઇ આગળ ચાલવા

માંડયો. ચાલતાં ચાલતાં વિચાર કરે છે, "આ મે જેયું તેનો શું અર્થ હશે !" પણ તેનાથી તેનું રહસ્ય ન સમજી શકાયું.

## પ્રકરણ ૭ મું.

સાંજ સુધી ચાલ્યા કીધું ત્યારે વનમાં એક ભોંયરા પાસે આવી પહોંચ્યો. તેનો દરવાજો ઠોકતાં "કોણ છે" કરી અવાજ આવ્યો. "એક મહાપાપી. પારકાનું પાપ માથે લઇ લેવાથી હવે તેને ધોવા જાઉં છું." એવો શિવદયાળે નમ્રપણે જવાબ દીધો.

ભોંયરામાંથી મહાત્મા બહાર આવ્યા અને પૂછ્યું, "બીજાનાં એવાં ક્યાં પાપ તું તારે માથે લઇ ફરે છે?" શિવદયાળે બધી વાત કહી.- સસવાનને મળ્યાની, રીંછણ અને તેનાં બચ્ચાંની, બધ ઓરડાની રાજગાદીની, સત્યવાનની આજ્ઞાની, રસ્તાના ખેડુની અને વાછરડું તેની પાળનાર બાઇના સાહથી કેવું બહાર નીકળી આવ્યું તેની વાત કહી. અંતે તે બોલ્યો, "દુનિયામાં પાપે પાપ ઠેલાતું નથી, ને વળી પાપ કેમ જાય એ વાત મારાથી સમજાતી નથી. મને આપ શીખવો."

મહાત્માએ કહ્યું "બેટા, તે બીજું શું જોયું એ મને કહે."

શિવદયાળે મેલાં લુગડાં વડે છબી સાફ કરનાર ઘરધણીની વાત કહી. લોઢાના પાટા વાળનાર મજુરો વિષે તેમજ ભરવાડો વિષે પણ બધી હકીકત કહી.

વાત સાંભળીને મહાત્મા ભોંયરામાં ગયા અને ત્યાંથી એક બુઠી કુહાડી લઇ આવ્યા. તે શિવદયાળને આપી બોલ્યા "ચાલ મારી સાથે." ભોંયરાની બીજી બાજુએ એક ઝાડ બતાવી કહ્યું "આને કાપી નાખ."

શિવદયાળે તેને કાપી નાંખ્યું ઝાડ પડી ગયું "હવે તેના ત્રણ કટકા કર." મહાત્માએ વધુ આજ્ઞા કરી

શિવદયાળે હુકમ બજાવ્યો. ત્યારે મહાત્મા ભોંયરામાંથી થોડા દેવતા લાવ્યા અને તે વડે એ ત્રણે કટકા સળગાવી દેવાનું શિવદયાળને કહ્યું. તેણે દેવતા સળગાવ્યો અને ત્રણે કટકા બળીને ત્રણ ઠુંઠાં રહ્યાં. મહાત્માએ એ ઠુંઠાને જમીનમાં અરધાં દાટવાનો હુકમ કર્યો. તે હુકમ શિવદયાળે પાળ્યો.

"હવે અહીં જો. આ પહાડની તળેટીમાં નદી વહે છે, તેમાંથી તારા મોઢામાં પાણી ભરીને આ ઠુંઠાને પાણી પાજે. આ પહેલા ઠુંઠાને પાણી પાઇને પેલા ઘરધણીને શીખામણ દીધી તે યાદ કરજે, આ બીજાને પાણી પાતા પાટા વાળનાર મજુરોને આપેલી સલાહ યાદ કરજે, તથા ત્રીજાને પાણી પાતાં ભરવાડને આપેલી અક્કલ યાદ કરજે. એમ પાણી પાતાં પાતાં જ્યારે આ ત્રણે ઠુંઠામાંથી આંબાના ઝાડ ઉગે, ત્યારે દુનિયામાંથી પાપ કેમ ઘટે તે તું સમજી શકીશ અને ત્યારે તારાં પાપ સાફ થઈ જશે."

આ પ્રમાણે હુકમ કરી મહાત્મા ઝુપડામાં ચાલ્યા ગયા. શિવદયાળ મહાત્માની વાતોનો વિચાર કર્યાજ કરે પણ કંઇ સુઝે નહીં. તોપણ તેણે મહાત્માના હુકમને બરાબર અમલમાં મુકવા માંડયો.

## પ્રકરણ ૮ મું.

શિવદયાળે નદીએ જઇ મોઢામાં પાણી ભર્યું અને પેલા ઠુંઠાને પાણી પાયું. વારે ઘડીએ નદીએથી મોઢામાં પાણી લઈ આવીને બધાં ઠુંઠાંને પાણી પાય. અંતે એ થાકી ગયો અને બહુજ ભુખ્યો થયો. તેથી પેલા મહાત્મા કને કંઇ ખાવાનું માગવા તે ભોંયરામાં ગયો. બારણું ઉઘાડી અંદર પેઠો તો તે મહાત્માને મરેલા દીઠા. જમીનમાં ખાડો ખોદી દાટવાનો વિચાર કરે છે એવામાં પાસેનાં ગામડાંમાંથી કેટલાક માણસો ખાવાનું લઇ ત્યાં આવી પહોંચ્યાં. તેમણે મહાત્માને મરેલા જાણી દાટવાના કામમાં મદદ કરી અને ખાવાનું શિવદયાળને આપ્યું. તેમણે બધાએ ત્યાર પછી શિવદયાળને મહાત્માની ગાદી સોંપી. શિવદયાળ તે સ્થાન કબુલ કરી મહાત્માના ભોંયરામાં રહ્યો અને લોકો જે ખાવાનું લાવતા તેટલેથી પોતાનો નિર્વાહ ચલાવતો તથા નદીએથી મોઢામાં પાણી લાવી રોજ પહેલા ઠુંઠાને પાતો. આ આજ્ઞા તેણે બરાબર પાળી.

આ પ્રમાણે એક વરસ પસાર થયું. ઘણા જણ તેની પાસે આવવા મંડયા, અને તેની પવિત્રતાનાં વખાણ થવા મંડ્યાં. મોઢામાં પાણી ભરી પહાડ ચઢીને બળેલાં ઠુંઠાંને પાણી પાય છે. આવી રીતે તે આત્મહિત કરે છે. મોટા મોટા વેપારીઓ તેની પાસે આવી કીંમતી ભેટો મુકવા મંડયા. શિવદયાળ પોતાને જરૂર હોય તેટલુંજ લેતો. વધારે જે કાંઇ તેને આપવામા આવતું તે એ ગરીબોને વહેંચી દેતો. આમ શિવદયાળના દિવસ પસાર થવા માંડયા. અરધો દિવસ પાણી પાવામાં જતો ને અરધો દિવસ તેના દર્શને આવતા તેમની સાથે વાત કરવામાં જતો. પોતે આ પ્રમાણે રહેવાથી પાપો ધોવાશે એમ શિવદયાળ માનતો હતો.

બે વરસ પસાર થયાં. એક દિવસ પણ નિયમ પ્રમાણે પાણી પાયા વિના પસાર ન થવા દીધો. તોપણ પેલા ઠુંઠામાંથી ફણગો ફુટયો નહીં. એક દિવસ તે બેઠો છે એવામાં કોઇ ઘોડેસ્વાર ગીત ગાતો ગાતો જતો હતો, તે તેને કાને પડયું. આ કોણ હશે એ જાણવા તે બહાર આવ્યો. સુંદર કપડાં પહેરેલો, અને તેજી ઘોડા ઉપર સોનેરી જીન ઉપર બેઠેલો મજબુત માણસ તેની નજરે પડયો. તેને ઉભો રાખી શિવદયાળે પુછ્યું "ભાઇ, તમે કોણ છો, અને ક્યાં જાઓ છો?"

"હું લુંટારો છું" તેણે ઉભા રહી જવાબ આપ્યો. "માણસોને મારી હું તેમનો માલ લુંટી લઉં છું. જેમ વધારે માણસો મારૂં ને વધુ લુંટ કરૂં તેમ મને વધુ આનંદ થાય છે."

શિવદયાળ ભયભીત થઇ ગયો ને વિચારવા લાગ્યો કે "આ માણસનાં પાપ કેમ ધોવાય? મારી પાસે આવી જેઓ પોતાનો દોષ વગર-પુછે કહે તેમને શિખામણ આપવી એ સહેલુ છે, પણ આ માણસ તો પાપમાં આનંદ માને છે."

શિવદયાળ ત્યારે તો કંઇ બોલ્યો નહીં. મનમાં વળી વિચારવા લાગ્યો કે "હું શું કરૂં? જો આ ઠેકાણે રોજ આ લુંટારો આવશે તો અહીં આવનારા માણસો બ્હી જશે અને આવશે નહીં. આથી તેમનું અજ્ઞાન દુર કરવાનો સંજોગ દુર થશે અને વળી મારો ગુજારો કેમ કરવો એ મુશ્કેલી ઉભી થશે." આવો વિચાર કરી તે ચોરને ફરી કહેવા લાગ્યો. "મારી પાસે આવી માણસો પોતાનાં પાપનો પસ્તાવો કરે છે, અને તેની ક્ષમા માગે છે. ઇશ્વરથી બ્હીને તુ પણ પસ્તાવો કર. જો તારે પાપમાંથી નીકળવું ન હોય તો અહીંથી જતો રહે, અને ફરી આવીશ નહીં તારી ધાકથી બીજા માણસો આવતાં અટકે એવું ન કરીશ. મારૂં કહેવું નહી માને તો પ્રભુ તને સજા કરશે."

લુંટારો તો આ સાંભળી હસી પડયો. અને તે બોલ્યો "મને કંઇ ઇશ્વરની બ્હીક નથી, ભાઇ, તું કાંઇ મારો ધણી નથી કે હું તારૂં કહેવુ માનું. હું લુંટનો ધંધો કરી ગુજારો કરૂં છુ, તો તું પવિત્ર રહી ગુજારો કરે છે. આપણે જેમ તેમ કરી ગુજારો કરવો એટલો નિયમ છે જે ઘરડી ડોશીઓ આવે તેને તારો ઉપદેશ કરજે પણ મને તારે શીખવવુ નહીં. તેં ભગવાનનું નામ લીધું છે તો કાલે વળી બે વધુ માણસો મારીશ હું તને પણ આજે તો મારી નાખત પણ જવા દઉં છું. મારી આડે બીજીવાર આવીશ માં."

લુંટારો તો આમ ધમકાવીને ચાલ્યો ગયો. તે પાછો આવ્યો નહીં. એમ કરતાં શિવદયાળનાં આઠ વરસ સુખ શાંતિમાં પસાર થઇ ગયાં.

---

# स्वामी विवेकानंद.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૦ થી. )

સ્વામી વિવેકાનંદે પરમહંસ રામકૃષ્ણની પાસે જતા પહેલાં અંગ્રેજી કાવ્યો, સાહિત્ય, ઇતિહાસ અને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરેલો હતો. પાશ્ચાત્ય કેળવણીના સંસ્કારો તેમના મગજમાં ઠસી ગયા હતા. તેમને તર્કવિતર્ક કરવાની ટેવ હતી આપણાં શાસ્ત્રોની સત્યતા માટે તે શંકાશીલ હતા. તે માનતા કે મનુષ્યનો વળી મનુષ્ય ગુરુ શો? તેમના પિતાના પાશ્ચાત્ય શિક્ષણના સંસ્કારો તેમનામાં જામી ગયેલા હતા. તે બાઇબલ અને હાફેઝની કવિતાઓ વાંચતા, તેજ નરેન્દ્રને વાંચવા આપતા. સને ૧૮૮૧માં નરેન્દ્રે એફ એ ની પરીક્ષા આપ્યા પછી પાશ્ચાત્ય વિજ્ઞાન અને દર્શન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેમના મનમાં સત્ય વસ્તુનો નિર્ણય કરવાની ઇચ્છા હતી. તેમણે ડાર્વિનના, શોપનહોરના, પુસ્તકોનો અભ્યાસ કરી શારીરવિજ્ઞાનનો પણ અભ્યાસ કર્યો હતો. તેમની કુતુહલ બુદ્ધિથી તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાના ઉપાય ન જડવાથી તેમના મનમાં અશાંતિ થવા લાગી.

સમન્વય વગર કોઈ પણ સિદ્ધાંત સ્વિકારી લેવો એ તેમને પસંદ નહોતું પાશ્ચાત્ય ગ્રંથોના આધારે સત્યની શોધ કરવામાં તે નિષ્ફળ નીવડયા. તે સને ૧૮૮૪ માં બી એ. ની પરીક્ષામાં પાસ થયા. તેમના પાસ થતા પહેલાંજ તેમના પિતા હાર્ટડીસીઝથી મરણ પામ્યા. તે વખતે નરેન્દ્ર પોતાના મિત્રને ત્યાં વરાહનગર ગયા હતા. ત્યાં તેમને પિતાના મરણની ખબર મળવાથી તરતજ કલકત્તે આવ્યા અને બીજે દિવસે તેમના પિતા વિશ્વનાથને અગ્નિસંસ્કાર કર્યો અત્યારસુધી નરેન્દ્રને ઘરમાં શું થાય છે તેની ખબર નહોતી. તેમના પિતાએ દ્રવ્ય મુકયુ નહોતું અને આવક કરતા ખર્ચ વધારે કરવાથી દેવુ થઈ ગયું હતું. આથી ઘરનો કારભાર નરેન્દ્રને માથે પડયો. જેથી સુખમાં ઉછરેલો નરેન્દ્રે હવે નોકરી શોધવા માંડી.

તેમણે આ વખતે ઘણી તપાસ કરી પણ નોકરી મળી શકી નહિ તેમને પિતાના મરી ગયા પછી ભૂખ્યે અને તરસ્યે ઉઘાડે પગે નોકરી મેળવવા અરજીઓ લઇને ઘણી જગ્યાએ જવુ પડતું. તેમને સર્વ તરફથી તે વખતે નિરાશા મળી અત્યાર સુધી તે સુખ અને વૈભવમાં ઉછર્યા હતા, પૈસો કમાવાની તેમને દરકાર નહોતી, તેમને આમ એકાએક પિતા મરણ પામવાથી કુટુંબનો ભાર માથે પડતાં નોકરી શોધવા વખત આવ્યો. તેમની સુખી સ્થિતિ વખતના કેટલાક મતલબીયા મિત્રોએ હવે તેમની સોબત છોડી દીધી હતી. કેટલીકવાર તો ઘરમાં ખાવાને અનાજ પણ ન મળે, તેથી તે ઘેર ખાધા વિના જ બહાર ચાલ્યા જતા અને ભૂખે નોકરી શોધવા ફરતા હતા. તેમના ધનવાન મિત્રોને પણ તે શરમથી પોતાની નિર્ધનતાની વાત કહી શકતા નહોતા.

કેટલાક માણસો દ્રવ્યની વિપત્તિથી અવળે રસ્તે ચઢી જાય છે. તેવા કેટલાક માણસો તેમને પોતાની માફક અનીતિથી પૈસો કમાવાનુ કહેતા હતા. પણ નરેન્દ્રને તે માર્ગ પસંદ નહોતો. એક વખતે તો તેમની નિર્ધનાવસ્થા જોઈ એક ગૃહસ્થ ઘરની યુવતિએ તેમને કહેવરાવ્યુ કેઃ તમારી સાથે રહેવા હુ તૈયાર છુ. મારો પૈસો એ તમારો જ માનીને મારી સાથે સંબંધ બાંધો.' આ માગણીને નરેન્દ્રે ધિક્કારી કાઢી હતી. વળી કોઈ બીજી સ્ત્રીએ તેમના રૂપ ઉપર મોહિત થઇ તેમને પોતાની સાથે સબંધ રાખવા જણાવ્યું હતું ત્યારે તેમણે કહ્યું હતું કે 'હે સ્ત્રી, આ ક્ષણભંગુર દેહના ક્ષણિક આનંદને માટે તું ભ્રષ્ટતાનો વિચાર કેમ કરે છે? ઇશ્વરનો ડર રાખી જીવન સાર્થક કરવા યત્ન કર કે ભલુ થાય.'

આ પ્રમાણે નરેન્દ્રે દુઃખી જીંદગી ગાળવા માંડી. છતાં તે બ્રાહ્મસમાજના સસર્ગથી ઇશ્વરને માનતા હતા. ઇશ્વરનું હમેશાં સ્મરણ કરતા હતા. દરરોજ દ્રવ્ય મેળવવાનો કોઈ માર્ગ હાથ કરવા તે ભટકતા. એક વખતે સવારમાં ઉઠીને ભગવાનનું સ્મરણ કરતા હતા તેવામાં તેમની માતાએ કહ્યું કે. " બેસ હવે જોયા તારા ઇશ્વર! જો ભગવાન હોય તો તને આટલુ બધું દુઃખ પડવા છતાં સહાય ન કરે ? " આ સાંભળી નરેન્દ્રના મનમાં શંકા થઈ કે શું ત્યારે ઇશ્વર જગતમાં નહિ હોય ? જો હોય તો હું તેમની રોજ પ્રાર્થના કરૂં છું છતાં કેમ મદદ નહિ કરતા હોય? આ પછી ઇશ્વર છે કે નહિ એ શંકાએ તેમના હૃદયને હચમચાવી નાંખ્યું તે જે જે તત્ત્વજ્ઞાની, વિદ્વાન, યોગી વિગેરે મળે તેમને એજ પ્રશ્ન પૂછતા, અને તેનું પ્રમાણ માગતા આથી નરેન્દ્રની ગણના નાસ્તિકમાં થવા લાગી વળી કેટલાક તો તેમને માટે એવી વાતો ઉડાવી કે: તે ખરાબ સોબતે ચઢી મદ્યપાન કરવા અને વેસ્યાઓને ઘેર જવા લાગ્યો છે. આથી તેમને તેમના હિતસ્વી ઘણા માણસો આવી શીખામણ આપવા લાગ્યા.

કેટલાક તો વાત ખરી કે ખોટી તેનો નિર્ણય કરવા તેમને મળવા લાગ્યા. તે પણ દરિદ્રતાથી કંટાળી ગયા હતા. ઇશ્વરનુ સ્મરણ કરવા છતાં પણ તેમણે તેમને કાંઇ મદદ કરી નહિ તેથી તેમણે ઘણાની સાથે ઇશ્વર છે જ નહિ, ઇશ્વરનુ આસ્તિત્વ સ્વિકારવુ એ તો દુર્બળતા છે એમ કહી પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયો દર્શાવી જેની અને તેની સાથે વાદવિવાદ કરવા લાગ્યા. જો કોઈ મહાત્મા, તત્ત્વજ્ઞાની કે વિદ્વાન મળે તેમની પાસે જઇ તે પૂછતા કે તમે ઇશ્વરને માનો છો ? ઇશ્ર છેજ ક્યાં ? ઇશ્વરના અસ્તિત્વનુ પ્રમાણુ કઇ છે ? તમે ઇશ્વરને જોયો હોય તો બતાવો ? આ પ્રમાણે પ્રશ્નો પૂછી વાદવિવાદ કરતા. ઘણા તો તેમના આ પ્રશ્નોના જવાબ જ આપી શકતા નહોતા આ વખતે નરેન્દ્રને પાશ્ચાત્ય દર્શનશાસ્ત્રની આધ્યાત્મિક મિમાંસાનો અધિક અંશ અયુક્તિકર જણાવા છતાં પણ જડવિજ્ઞાનના આવિષ્કારની અને પાશ્ચાત્યોની પૃથકરણ પ્રણાલીની તેઓ અતિશય પ્રશંસા કરતા હતા. પરમહંસ રામકૃષ્ણના જીવનમાં જણાતા અસાધારણ ચમત્કારોની તે આજ દૃષ્ટિથી પરીક્ષા કરવા ઇચ્છતા.

સત્ય જાણવાની તેમના હૃદયમાં અત્યંત ઇચ્છા પ્રકટ થઇ હતી. તોપણ વગર સમજે કોઈના કહેવાથી તેમના સિદ્ધાંતને સ્વિકારી લેવો એ તેમને ઠીક લાગતું નહિ લોકો તેમનો આવા વિચારથી નાસ્તિક કહેતા તો પણ તેમને તેની દરકાર નહોતી. તેઓ સત્યનું શોધન કરવા પાશ્ચાત્ય શિક્ષણનુ અનુસરણ કરવા લાગ્યા. આ વખતે તેઓ પાશ્ચાત્ય મતના પક્ષપાતી હતા.

બાપ મરી જતાં કમાવાની ઇચ્છા થતાં નરેન્દ્ર નોકરી માટે રખડવા લાગ્યા તેઓ રખડી રખડી થાકી ગયા, તેમને સંસાર ઉપર કંટાળો આવ્યો જેથી હવે આ સસારને છોડી દેવાનો નિશ્ચય કરવા લાગ્યા. એવામાં ખબર મળી કે પરમહસદેવ કલકત્તે આજે એક ભકતને ત્યાં આવવાના છે, તે સાંભળી તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. પરમહંસ તેમના ઉપર અત્યંત સ્નેહ રાખતા, તે સર્વજ્ઞ હતા. નરેન્દ્ર તેમનાં દર્શન કરવા લાગ્યો, તે વખતે તેમણે તેમને કહ્યું કે. 'આજે તારે મારી સાથે દક્ષિણેશ્વર આવવુ પડશે.' તેમણે આનાકાની તો કરી પણ પરમહસદેવના આગ્રહથી તેમને દક્ષિણેશ્વર જવું પડયું.

દક્ષિણેશ્વર પહોચ્યા પછી તેઓ ઓરડામાં બેસી બીજા ભકતો સાથે વાતો કરવા લાગ્યા. તેવામાં તેમને સમાધિ થઇ અને એકાએક નરેન્દ્ર પાસે આવી તેમનો હાથ પકડી કહેવા લાગ્યા કે. "વાત કરતાં મને ભય થાય છે કે કદાચિત તું અહિંથી ચાલ્યો જાય." આ સાંભળી નરેન્દ્રને લાગ્યું કે સ્વામીજીએ પોતાના મનની વાત જાણી લીધી લાગે છે. રાત્રે તેમણે નરેન્દ્રને પોતાની પાસે બોલાવી કહ્યું કે " હું જાણું છું કે તુ મા ના કામને માટે જ આવ્યું છુ, તું સસારમાં રહેવાનો નથી પણ હું જેટલી દિવસ છુ તેટલા દિવસ તો મારી ખાતર પણ તારે રહેવુ પડશે." આમ કહેતાં તો તેમની આંખોમાં આંસુ ચાલવા લાગ્યાં. નરેન્દ્રને પણ આંસુ આવી ગયાં, બીજે દિવસે નરેન્દ્ર રજા લઇ ઘેર

થયો અને ઘેર જતાં પાછી ઘરની ચિન્તાએ તેમના હૃદય ઉપર અધિકાર જમાવી દીધો.

તે પ્રથમની માફક નોકરી શોધવા લાગ્યા. એક એટર્નીની ઓફીસમાં કેટલાંક પુસ્તકોની નકલો કરીને સાધારણ દ્રવ્ય કમાવા લાગ્યા. પણ કોઇ કાયમની નોકરી ન મળી. જુજ આવકથી ઘર કુટુંબનું પોષણ પણ પુરી રીતે થવા ન લાગ્યું. તેમનું મન તો સંસાર ઉપરથી કંટાળી ગયું હતું પણ પરમહંસદેવ ઉપરની પ્રીતિથી તે જેમ તેમ નિભાવ કરવા લાગ્યા. પરમહંસ દેવનો તેમના ઉપર અત્યંત પ્રેમ હતો. ત્યાર પછી નરેન્દ્ર વારંવાર દક્ષિણેશ્વર આવતા. કોઇ વખતે નરેન્દ્ર મોડા આવે તો તેથી પરમહંસ અધીરા થઇ જતા હતા, અને સંદેશા કહેવરાવી પોતાની પાસે તેડાવી મંગાવતા.

પરમહંસદેવ પોતાની અંતર્દૃષ્ટિથી નરેન્દ્રને પ્રથમવાર મળતાં જ જાણી ગયા હતા કે તેના જેવો ઉચ્ચ અધિકારી વિરલ છે. સનાતન ધર્મનું સંસ્થાપન કરવાને માટે જ શ્રીજગદમ્બાએ તેમને નીમ્યા છે તેમાં વિશેષ સહાય કરવા માટે જ નરેન્દ્રનાથનો જન્મ થયો છે. નરેન્દ્રને નાનપણમાં સુતી વખતે આંખ મીંચતાં જ બંને ભમરોની મધ્ય ભાગમાં ભ્રકુટિમાં એક અપૂર્વ જ્યોતિર્બિન્દુ જણાતું. તે બિન્દુ ક્રમે ક્રમે બિમ્બાકાર થઇ ફાટી જઈ તેમાંથી સફેદ જ્યોતિરૂપે થઇ તેમને ઢાંકી દેતી. તેમ થતાં તે ચૈતન્યહીન બની ઉંઘી જતા. મોટી ઉમ્મરે ધ્યાનાભ્યાસ કરવા લાગ્યા ત્યારે પણ આંખો બંધ કરતાં ભ્રકુટિમાં પ્રથમની માફક જ્યોતિર્બિન્દુ ઉપસ્થિત થતું અને તેમાંજ તે એકાગ્ર થતા. મહર્ષિ દેવેન્દ્રનાથના ઉપદેશથી તેમના અનુયાયીઓ ધ્યાનાભ્યાસ કરતા. તેમની સાથે નરેન્દ્ર ધ્યાન કરતો તેમાં પણ તેને તેવો અનુભવ થતો.

તેમને દક્ષિણેશ્વરમાં આવી પરમહંસ દેવનો સમાગમ થયા પછી તેમના ઉપર દિવસે દિવસે શ્રદ્ધા ચોંટતી ગઇ. છતાં પણ તે એકદમ તેમને તેમના આચરણની પરીક્ષા કરવાનો વિચાર કરવા લાગ્યા. પરમહંસદેવને તો નરેન્દ્ર તેમનું અનુકરણ કરી તેમના જેવાં અધ્યાત્મિક તત્વોનું જ્ઞાન પ્રાપ્ત કરે તેની ઇચ્છા હતી તે નરેન્દ્રના તરફ આકર્ષાયેલા રહેતા. તે પોતાનો જાણે નજીકનો સગો હોય તેવી રીતે તેમને ચહાતા. નરેન્દ્રના વિરહ સમયે પરમહંસ દેવને વ્યાકુળતા થતી અને તેમને મેળતાં આનંદ થતો. તેમનો તેમના ઉપર નિઃસ્વાર્થ પ્રેમ હતો. જો કોઇવાર નરેન્દ્રને મળતાં વિલંબ થતો તો પુત્રના વિરહથી માતાને જેમ આંસુ આવે છે તેમ પરમહંસદેવ પોતાનું મન વશ રાખી ન શકતાં રડી પડતા. તેમને જોયા વગર તેમને શાંતિ થતી નહિ.

એક વખતે પરમહંસદેવની જન્મતિથિ હતી તેનો ઉત્સવ હતો. પરમહંસદેવને ભક્તોએ નવાં વસ્ત્રો પહેરાવી ચંદન પુષ્પાદિ અર્પી, તેઓ તેમની પુજા કરતા હતા. અને બહાર ઓટલા ઉપર ભજન કિર્તન ચાલી રહ્યું હતું. તે વખતે પરમહંસ દેવ ઘણીવાર ભાવાવિષ્ટ થઇ જતા. કેટલીકવાર તે વખતે નરેન્દ્ર નહિ આવ્યાંથી આમ તેમ જોતા "નરેન્દ્ર ન આવ્યો ?" આમ બોલી આનંદમાં વિક્ષેપ કરતા હતા. તેવામાં બપોરના નરેન્દ્ર આવી પહોંચ્યો તેને જોઇ તેમના આનંદનો પાર રહ્યો નહિ. તરતજ તે કુદીને તેમના ખભે ચઢી ગયા હતા અને ભાવાવસ્થ બની ગયા હતા. પછી ચૈતન્ય આવતાં તેમની સાથે આનંદવાર્તા કરી આહારાદિ કરવામાં રોકાયા.

નરેન્દ્રને તેમના ઉપર શ્રદ્ધા હતી છતાં પણ તેમની પરીક્ષા કરવા યત્ન કરતા છતાં પણ રામકૃષ્ણ તેમના ઉપર ગુસ્સે થતા નહિ, તે તો શિષ્યના કલ્યાણને માટે તેમને પોતાની પરીક્ષા આપી સર્વ આધ્યાત્મિક વિષયો સમજાવવામાં આનંદ માનતા પરમહંસદેવ તેમને પોતાનું બાળક છે, સખા છે, બંનેનું જીવન ચિરકાલને માટે પ્રણયી યુગલની માફક પ્રેમબંધનથી બંધાઇ રહ્યું છે એમ માનતા. નરેન્દ્રને તેમનાં બાહ્ય આચરણો જોઇ કેટલાક વિચિત્ર સ્વભાવના, દાંભિક, ઉદ્ધત અને અનાચારી માનતા, પણ પરમહંસદેવ તેમને તેવા માનતા નહિ. તે જાણતા કે નરેન્દ્રનો દમ્ભ, ઉદ્ધતતા, એ તેના અંતરમાં રહેતી માનસિક શક્તિયોના ફળ સ્વરૂપ વિશાળ આત્મ વિશ્વાસમાંથી જ ઉદય પામ્યાં હતાં. તેનું નિરંકુશ સ્વતંત્ર આચરણ એ તેના સ્વાભાવિક આત્મસંયમનો પરિચય આપનાર હતું.

પરમહંસદેવ જાણી ગયા હતા કે સમય આવતાં નરેન્દ્રનો અસાધારણ સ્વભાવ, સહસ્રદળ-કમળની માફક વિકસિત થઇ અનુપમ ગૌરવયુક્ત થઇ રહેશે તેમનું દમ્ભ અને ઉદ્ધતપણું અસીમ કરૂણાના આકારમાં બદલાઇ જશે. તે હમેશાં નરેન્દ્રની પ્રશસા કરતા.

નરેન્દ્રનાથ કેશવચન્દ્ર સેન પાસે ઘણીવાર જતા. અને બ્રાહ્મસમાજમાં વારવાર ભાગ લેતા. રવિવારે તો તે ત્યાં ભજન કિર્તન પણ ગાતા. એકાદ અઠવાડીયા સુધી નરેન્દ્ર પરમહંસદેવને ન મળવાથી તેમણે કલકત્તે જવાનો નિશ્ચય કર્યો. તે દિવસે રવિવાર હતો તેથી સન્ધ્યા વખતે નરેન્દ્ર બ્રાહ્મસમાજમાં ભજન ગાવા જરૂર આવશે એમ ધારી તેમણે કલકત્તે જવાનો નિશ્ચય કર્યો, તેઓ નરેન્દ્રને મળવા એટલા બધા ઉત્સુક થઈ ગયા હતા કે તેમને બ્રાહ્મસમાજમાં જવાથી અપમાન તો કદાચ નહિ થાય તેનો પણ વિચાર ન આવ્યો.

પરમહંસદેવ ત્યાં ગયા ત્યારે બ્રાહ્મસમાજીઓ ઉપાસના ધ્યાન વિગેરે સમાપ્ત કરીને વેદી ઉપર ઉભા રહીને આચાર્ય ઉપદેશ આપતા હતા તે સાંભળતા હતા. પરમહંસ મંદિરમાં જઇ આચાર્ય પાસે જવા લાગ્યા. તેમને આવેલા જોઇ કેટલાક તેમને જોવા ઉભા થયા અને ગરબડ થવા લાગી. નરેન્દ્રે પરમહંસદેવને જોયા કે તે તરતજ તેમની પાસે આવ્યા આ વખતે પરમહંસદેવનો આચાર્ય કે કોઇ સભાસદે પણ આદરસત્કાર કર્યો નહિ. પરમહંસદેવ તો વેદીની પાસે ઉભા રહ્યા અને સમાધિસ્થ થઇ ગયા તેમની આવી દશા જોઈ ગરબડ વધી ગઇ અને શાંતિમાં ખલેલ પહોંચ્યુ તેથી મંદિરના ગ્યાસના દીવા ઓલવી નાખવામાં આવ્યા.

અંધારૂં થતાં ગરબડ વધી પડી. પરમહંસદેવનો કોઇએ સત્કાર કર્યો નહિ તેથી નરેન્દ્રને ઘણોજ ખેદ થયો તે પરમહંસ દેવને સમાધિ ઉતરતાં પાછલે બારણેથી બહાર કાઢી ગાડીમાં બેસાડી દક્ષિણેશ્વર લઈ ગયા હતા. નરેન્દ્રને લાગ્યુ કે મારે માટે પરમહંસદેવે કેવું અપમાન સહન કર્યું હતું અને તેથી તેમને અત્યંત ખેદ થયો હતો. નરેન્દ્ર તેમને કહેતા કે. જેમ ભરત રાજાને મરતી વખતે હરિણનો વિચાર આવ્યો હતો અને તેથી હરિણનો જન્મ લેવો પડયો હતો, તેમ આપ મારે માટે આટલી બધી ચિન્તા કરો છો પણ તેનો વિચાર કરજો. ત્યારે પરમહંસદેવ તેમને કહેતા કે પણ હું તો તને જોયા વગર રહી શકતો નથી, તેનું કેમ ?

પરમહંસદેવ આહાર, વિહાર, જપ, ધ્યાનાદિ વિષયોમાં જુદા જુદા નિયમો પાળતા અને પોતાના ભક્તો પાસે પળાવતા. છતાં તે કહેતા કે નરેન્દ્ર એ સર્વ નિયમોનું ઉલ્લંઘન કરશે તોપણ કશી અડચણ નથી. તે તો નિત્ય સિદ્ધ, અને ધ્યાન સિદ્ધ છે તેનામાં જ્ઞાનાગ્નિ હમેશાં પ્રજ્વલિત રહેતો હોવાથી સર્વ પ્રકારના આહાર દોષને તે ભસ્મભૂત કરી દેતા. (અપૂર્ણ.)

---

## अभिमानीनो स्वस्वरुपथी अभेदानुभव.

(મારા અંતરે પધારો, એ લય.)

મારા સ્વરૂપવડે બહિર—અન્તરાલ, સદાકાલ,
વિલસી રહ્યો હું બ્રહ્માંડમા.
મારા માંહિ 'હું' સમગ્ર તણું ઉદ્‌ભવે,
રહું વ્યાપ્ત સર્વ શૂન્યમા ને વૈભવે,
હું મા અનુભવું આ સર્વ કાંઈ સૂક્ષ્મને વિશાલ; વિલસી૦
મારા ઉપર નામ–રૂપ આ કલ્પાય છે,
મારા બલથી સર્વ ચેષ્ટિત જણાય છે,
મારા અંશરૂપ મધ્ય, આ આકાશ ને પાતાલ, વિલસી૦
જડ–ચેતન એ ભેદ સ્થૂલ દૃષ્ટિના,
સત્ય, અન્ય કાંઈ છે નહિ મારા વિના,
મારા હુંપણામા આવી શમનાર થતા ખ્યાલ; વિલસી૦ (ક્રી.જo)

# महुवानी कोयल.

( લે. શ્રીયુત કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ. )

શિષ્ય—ગુરુજી ! આજકાલ જ્યાં જોઇએ ત્યાં અદિલનની ચર્ચા ચાલી રહી છે.

ગુરુ—એટલુંજ નહિ પણ અદિલન શબ્દ, જેને પચીસ વર્ષ પહેલાં કોઇ ઓળખતું ન હતું, તે આજે ઘેરઘેર જેવો થઇ પડ્યો છે

શિષ્ય—એ અદિલનનો સિદ્ધાંત કૃપા કરી મને સમજાવશો ?

ગુરુ—વત્સ ! તારી જિજ્ઞાસા પ્રસંશનીય છે ધ્યાન રાખ. હું રમતમાં એ પ્રક્રિયા તને સમજાવી દઇશ.

શિષ્ય—આપના અનેક ઉપકારોમાં એથી વૃદ્ધિ થયેલી માનીશ.

ગુરુ—પ્રિય બંધુ ! તમારી જન્મભૂમિ કઇ ?

શિષ્ય—મારી જન્મભૂમિ આર્યભૂમિ–ભારત–છે તે આપને અજ્ઞાત નથી.

ગુરુ—આર્યભૂમિ વિષે તારા મમત્વને લીધે તને ધન્યવાદ હો, પરંતુ આર્યભૂમિના ક્યા ભાગમાં, ક્યા શહેરમાં કે ગામમાં તારો જન્મ થયેલો છે એમ હું પુછવા માગું છું.

શિષ્ય—મારો જન્મ મહુવામાં થયલો છે.

ગુરુ—મારી યાદદાસ્ત જો બરાબર હોય તો મહુવા બે છે; એક ગુજરાતમાં નવસારીપાસે આવેલું ગાયકવાડ સરકારને તાબે, અને બીજું કાઠિયાવાડમાં આવેલું બંદર ભાવનગર દરબારને તાબે છે.

શિષ્ય—ભાવનગર તાબાના મહુવા બંદરમાં મારો જન્મ થયલો છે.

ગુરુ—એ મહુવા બંદર ક્યા માટે પ્રસિદ્ધ હશે ?

શિષ્ય—એ શહેરની ભૂમિ બહુ રસાળ છે વાડીઓ ફળથી ભરપૂર છે અને મનોહર છે, જ્યેષ્ઠ રોપણ મોટા પાયાઉપર ત્યાં કરવામાં આવ્યું છે, જે કારણથી મહુવાને કાઠિયાવાડનું કાશ્મીર કહેવામાં આવે છે.

ગુરુ—મહુવાની બીજી કઇ ખુબી છે ?

શિષ્ય—હા જી. મહુવામાં અનેક તરેહનાં રમકડાં બને છે, બનાવટી બદામ, સોપારી, દરાખ, એલચી, ખારેક વિગેરે વિવિધ ફળો આબેહુબ સાચાં લાગે એવાં તૈયાર કરવામાં આવે છે..

ગુરુ—રમકડાંથી મુખ્યત્વે કરીને કોને આનંદ આવતો હશે ?

શિષ્ય—બાળકોને.

ગુરુ—તો બાળકોને વિશેષ આનંદ આપે એવાં મહુવામાં બનતાં એક બે રમકડાંનાં નામ દેશો ?

શિષ્ય—બાળકને માટે કોયલ બનાવવામાં આવે છે.

ગુરુ—એ કોયલ શેની બનતી હશે ?

શિષ્ય—એ કોયલ ઘણું કરીને સીસમના લાકડાની બનાવવામાં આવે છે, પરંતુ ક્વચિત્ શોભા માટે હાથીદાંત પણ એની બનાવટમાં વપરાય છે.

ગુરુ—કોયલને કવિઓએ અતિશય સતાવી છે તેથી તેને ઓછામાં ઓછો પચીશ વર્ષનો આરામ આપવો જોઇએ એવો વિદુષી સૌ. વિદ્યાગૌરીનો અભિપ્રાય છે. એ અભિપ્રાયને હું તદ્દન મળતો આવું છું, છતાં તેં અદિલનનો વિષય ઉપાડ્યો છે તેથી મારે એ બિચારીને સતાવવી પડશે. પરંતુ ફિકર નહિ, કારણ કે એ કોયલ બનાવટી છે અને એને સતાવનાર કવિ નથી. વત્સ ! હું ધારું છું કે એ કોયલ પણ ટહુકાર કરતી હશે !

શિષ્ય—દોરી, જિભવાળું ગેડું અને આર એ કોયલના ભાગ હોય છે. દાંડીઉપર દોરી વીંટવા-

માં આવે છે, એ દોરીને બંજકળથી એ ચા લેવાથી કોયલ આરઉપર ફરે છે અને સુદર ઘુઉઉઉ અવાજ કરે છે

ગુરુ—ત્યારે તમારી કોયલ તો હું ધારતો હતો તે કરતાં પણ મને વધારે ઉપયોગી થઇ પડશે આપણો વિષય સમજવા માટે કોયલને આપણે લોઢાની કલ્પીએ તો તમારે કઈ હરકત છે ?

શિષ્ય—ના જી, હું આપને અધીન છુ

ગુરુ—ત્યારે ધારો કે એવી એક કોયલ લોઢાની બનાવેલી છે અને તેની દાંડીઉપર દોરીને બદલે મજબુત તાર વીંટવામાં આવ્યો છે તમે સમજ્યા ?

શિષ્ય—હા જી.

ગુરુ—વળી એમ ધારો કે એ કોયલ એક ક્ષણમાં બે આંટા ફરે છે

શિષ્ય—ખરી કોયલ તો ક્ષણમા અનેક આંટા ફરે છે.

ગુરુ—આપણી કોયલ ક્ષણમાં કેટલાક આંટા ફરે છે તે આગળ ઉપર તમે જોશો આપણી કાલ્પનિક કોયલ મહાપ્રાણ છે, પરતુ તેની પાસે આપણે ઘણું સખત કામ લેવાનું છે તેથી શરૂ ...તમાજ એને પરસેવો છુટી જાય એ ઇષ્ટ નથી. ... વિચાર તમને પસદ છે કે નહિ ?

શિષ્ય—આપની યોજના ઉત્તમ જ છે

ગુરુ—ધ્યાન રાખો. આપણી કોયલ પહેલી ક્ષણે બે આંટા ફરે છે. ધારો કે તેનો વેગ વધતાં બીજી ક્ષણે તે ચાર આંટા ફરે છે, ત્રીજી ક્ષણે આઠ આંટા ફરે છે, ચોથી ક્ષણે સોળ આંટા ફરે છે. હવે એ પ્રમાણે વેગ વધતો રહેતાં પાંચમી ક્ષણે તે કેટલા આંટા ફરશે ?

શિષ્ય—એમ બમણો થતો રહે તો બત્રીશ આંટા ફરશે

ગુરુ—અહિં આપણે જરા અટકીશુ ચોથી ક્ષણસુધી કોયલની માત્ર વધની જતી ગતિ આ પણે જોઈ પાંચમી ક્ષણથી એક નવુ તત્ત્વ ઉમેરાય છે. કોયલ જ્યારે એક ક્ષણમાં ૩૨ આંટા ફરશે ત્યારે ગતિઉપરાંત ધ્વનિનું આપણને ભાન થશે.

શિષ્ય—એ ધ્વનિ કેવો હશે ?

ગુરુ—અવાજની શરુઆત જેવો અવાજ, અર્થાત્ આપણા કાનથી સાભળી શકાય એવો મદતમ એટલે ધીમામાં ધીમો અવાજ.

શિષ્ય—ત્યારે ૧૬ આંટા ફરતી વખતે અ વાજ નહિ થતો હોય ?

ગુરુ—ધન્ય છે તારી સૂક્ષ્મ બુદ્ધિને ! અવાજ થતો તો હોવો જોઇએ, પરતુ મનુષ્યોનો કાન તે અવાજ સાંભળી શકતો નથી તેથી મનુષ્યપરત્વે તે અવાજ નથી એમ કહીએ તોપણ ચાલે.

શિષ્ય—ત્યારે બીજું કોઈ પ્રાણી એ અવાજ સાંભળી શકતુ હશે ?

ગુરુ—હા, મનુષ્યથી હલકુ ગણાતું કોઇ પ્રાણી એ અવાજ સાંભળી પણ શકે, એટલુ જ નહિ પણ યોગાભ્યાસથી મનુષ્યને પણ એ સૂક્ષ્મ શબ્દ સાંભળવાની શક્તિ પ્રાપ્ત થાય

શિષ્ય—આ પ્રમાણે તો બે આંટા ફરવા વખતે પણ કોઇ પ્રકારનો અવાજ થતો હોવો જોઇએ.

ગુરુ—એમાં લેશ પણ સશય નથી. વત્સ ! આ સૂત્ર યાદ રાખ કે ગતિ વિના સૃષ્ટિ નથી, અને શબ્દ વિના ગતિ નથી. આ આદિ શબ્દને અથવા શબ્દના સૂક્ષ્મતમ સ્વરૂપને આપણા પ વિત્ર ગ્રંથોમા પ્રણવ અથવા શબ્દ બ્રહ્મ કહે છે

અપૂર્ણ.

---

# देवकन्या.

[ અનુસંધાન ગતાંકથી. ]

## પ્રકરણ ૨ જું.

### સુખ અને વિપત્તિ.

આમ છતાં અશરફઅલીએ ન માન્યુ અને દેવકન્યાને પકડવા ગયો. દેવકન્યાએ કશો ઉપાય ન જોતાં નાસાનાસ કરી બૂમરાણ કરી મૂકયુ પણ અહીં નિર્જન વનમાં તેની બૂમ સાંભળનાર કોઈ નહોતુ. અશરફઅલીએ ધાર્યું કે આ તો શુ કરવાની છે, હવે એમને એમ માનવાની નથી માટે પકડયા વગર છુટકો નથી. તેણે દેવકન્યાને પકડી અને ઘસડીને અંદર એક કોટડી હતી તેમાં લઈ ગયો. દેવકન્યાએ ધાર્યું કે હવે મરવા વગર છુટકો નથી. છેવટે કંઈ ઉપાય ન જોતાં મરવા તૈયાર થઈ. તેના કાલાવાલાની નિર્દયને દયા ન આવી. તેણે બૂમરાણ કરવા માંડયુ.

અશરફઅલી જેવો દેવકન્યાને ઘસડી પલંગ તરફ જવા તૈયાર થાય છે તેવી દેવકન્યાની નજર ખીંટીએ ભરવેલી મિયાંની તરવાર ભણી ગઈ. તેણે તરતજ તેનો હાથ તરછોડી નાખ્યો. તેણે હવે મરવાનો નિશ્ચય કર્યો હતો. તેણે ધાર્યું કે પાપીના હાથમાં કસાઈ જુલમના ભોગરૂપ થવુ તેના કરતાં તો મરવુ સારૂં તેનો જીવ તેના પતિમાં હતો. દુષ્ટ પુરુષના હાથમાં તે અત્યારે કસાઈ હતી ખરી, છતાં પણ તેને તેનું શિયળવ્રત તેના પ્રાણ કરતાં પણ અધિક હતું તેણે વિચાર કર્યો હતો કે મિયાં બળાત્કારથી શિયળને ભ્રષ્ટ કરવા જાય તો તરતજ પ્રાણનો ત્યાગ કરવો પણ ભ્રષ્ટ તો થવુંજ નહિ. હવે તેને મન મરવુ તો એકવાર છે એમ હતું.

તેણે મિયાનો હાથ છોડવી પાસે પડેલો એક મોટો પથ્થર ઉંચકી તેના કપાળમાં માર્યો, જેવો તે કપાળ પંપાળે છે તેની સતીએ ખીંટીએ ભરવેલી તરવાર લઈ ખેંચી કહ્યું કે. હે દુષ્ટ, તું જોઈ લે કે આ અબળા છે કે સબળા ! હું તો મરીશ પણ તારો પ્રાણ પહેલાં લઈ પછી મરીશ. એક મરણીઓ સોને ભારે, જે માણસ જીવ ઉપર આવરી બેસે છે તે ધારે તે કરી શકે છે. તેને પછી મરણનો ભય હોતો નથી. દેવકન્યા પણ જીવ ઉપર આવરી મિયાંની સામે થઈ ગઈ હતી. ચંડિકાદેવી જેમ રાક્ષસનો વધ કરવા ક્રોધાયમાન થઈ ધ્રુમે છે તેમ દેવકન્યા પણ અત્યારે સામી થઈ ગઈ.

મિયા તેની પાસેથી તરવાર ઝુંટવી લેવાનો યત્ન કરવા લાગ્યો પણ દેવકન્યાએ કહ્યું કે: "ખબરદાર ! દુષ્ટ તારાં દુષ્કર્મોને સંભાળી લે ! જો આઘો આવ્યો તો હમણાંજ તારો વધ કરી નાખીશ." મિયાં કામવિવશ થઈ ગયો હતો. તે મરવા માટે આવ્યો નહોતો તેને તો પ્રાણ વ્હાલો હતો. દેવકન્યાએ તો જીવ આપવાનોજ નિશ્ચય કર્યો હતો એટલે તેને હવે કશો ડર રહ્યો નહોતો. મિયાંએ જાણ્યું કે નક્કી આ સ્ત્રી મારો પ્રાણ લેશે. હવે થઈ તે ન થઈ, પણ જીવ બચાવવો જોઈએ. જે માણસો પરદારા લંપટ હોય છે તેઓ હમેશાં બીકણ હોય છે અને સ્ત્રીને જોતાંજ કામથી વિહ્વળ બની જતાં તેનાં સર્વ ગાત્રો ઢીલાં ઢબ બની જાય છે મિયાંભાઈ પણ થરથર ધ્રુજવા લાગ્યા. તેણે ધડકતા હૃદયે બે હાથજોડી દેવકન્યાને કહ્યું: "મા, હું તારો પુત્ર છું. તું મને જીવતદાન આપ. હવે પછી હું તારૂં નામ નહિ દઉં."

દેવકન્યાએ આ સાંભળી તેને જવા દીધો અને કહ્યું કે: "જા, આજ તો હું તને જીવતો જવા દઉં છું પણ હવેથી કોઈ વખતે મારૂં નામ દીધું તો મર્યોજ સમજજે. વળી મારા આગળ તું

પ્રતિજ્ઞા કર કે આજથી કોઈ પણ વખતે હું પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરીશ નહિ, તોજ હું તને જીવતો છોડીશ." આ સાંભળી જીવ બચાવવાની આશાએ મિયાં અશરફઅલીએ પગે પડી, કોઈપણ સ્ત્રીની આબરૂ ઉપર હાથ ન નાંખવાની પ્રતિજ્ઞા લીધી, એટલે તેને જીવતો છોડયો અને દેવકન્યા ત્યાંથી બહાર નીકળી. તેના હાથમાં તરવાર તો હતીજ.

અંધારી રાત્રે તે હાથમાં તરવાર લઈ સડસડાટ ગામ તરફ ચાલી આવી. ભાગોળે કુવો આવ્યો તેમાં તરવાર નાંખી, કપડાં બરોબર પહેરી તે પોતાને ઘેર આવી તો માંદુ વધારે થઇ જવાથી પુત્ર રડયાં કરતો હતો. સ્વામી હજુ ઘેર આવ્યા નહોતા. પોતાનાં સાસુ તેની વાટ જોઈ બેસી રહ્યાં હતાં. તેણે ઘેર આવતાં સાસુએ કેમ મોડું થયુ એ પૂછયુ એટલે તેનું હૃદય ભરાઇ આવ્યુ તે ડુસકે ડુસકે રડવા લાગી. તેણે બનેલી સર્વ વાત સાસુને કહી. સાસુ પણ તેના દુઃખથી દુખી થઇ તેને શાંત પાડવા લાગી.

થોડીવારે ખબર આવી કે શેઠને ત્યાં સુંદરરાય મેડેથી પડવાથી ઘણુ વાગ્યું છે, તેથી આવ્યો નથી. બિચારી દેવકન્યાના આ સાંભળી હોશકોશ ઉડી ગયા. તે પુત્રને ધવરાવી છાનો રાખી તરત [illegible] ખબર કહાડવા ગઈ તેણે જોયુ તો સુંદરરાયના માથામાં વાગ્યુ હતુ હજુ લોહી જતુ હતુ. તેણે તરતજ વૈદ્યને બોલાવી દવા લગાવરાવી પછી પોતાને ઘેર લઈ ગઇ. પતિસેવા કરવામાં હમેશાં તેનું ચિત્ત લાગેલુ હતુ. પતિની આજ્ઞાનું પાલન કરવુ એ તે પોતાનો ધર્મ સમજતી. પતિને સુધારી સારે રસ્તે ચઢાવવા તે યત્ન કરતી. તેણે ઘેર આવી પતિનો ઘા રૂઝાઇ જાય તેવી દવા કરવા માંડી, જાતે ઘા ધોવો, પરૂ કહાડી નાંખવુ, દવા ચોપડી પાટો બાંધવો એ સર્વમાં કાળજી રાખતી. થોડા દિવસે તેને મટયુ. અશરફઅલીની વાત પણ તેણે તેને મટયા પછી કહી હતી, તેને અવળું સમજાવીને લઈ જનાર પેલી સ્ત્રીએ તો તેને ફરી કોઇ વખતે મોં બતાવ્યુ જ નહિ.

સુંદરરાય મટયા પછી નોકરીએ જવા લાગ્યો. તેના હવે જુના મિત્રો તેના સાસું પણ જોતા નહોતા. પૈસા હતા ત્યાં સુધી લક્ષચના માર્યા તે તેનો કેડો છોડતા નહિ, તેજ અત્યારે સુંદરરાય સુખી છે કે દુઃખી તે જોવા સરખા પણ આવતા નહિ. સુંદરરાયે જાણ્યું કે સુખ અને દુઃખમાં ખરી સહાયક અને મિત્ર તો તેની સ્ત્રી જ છે. સ્ત્રીવડે જ અત્યારે દુઃખમાં પણ તે સુખનો અનુભવ કરતો. આમ છતાં પણ ઘણા વખતના સંસ્કારોથી તેનો મિજાસ જતાં વાર લાગતી નહિ. દેવકન્યાને જો કોઇ કામ કહ્યું હોય અને તે કરવાનુ માંડુ થતુ તો બેચાર ગાળો ભાંડવામાં કે એક બે લાતો લગાવી દેવાને તે ચૂકતો નહિ. આમ છતાં પણ દેવકન્યા તે સહન કરતી. તે તો જાણતી કે લાતો ખાતાં પણ જો તે સારે રસ્તે ચઢશે તો સુખ છે. તે કદી પણ પતિના ઉપર રોષ કરીને મોઢુ ચઢાવી બેસી રહેતી નહિ, કદી પણ પતિના સામું બોલતી નહિ, હમેશા પતિ ઉપર અસંત પ્રેમ રાખીને વર્તતી.

તેણે પતિને સ્નેહથી ધીમે ધીમે વશ કરી લીધો તેના અત્યંત સ્નેહથી તેના કઠોર હૃદયનો પતિ પણ તેના ઉપર હવે પ્રેમ રાખવા શીખ્યો. તેને ખબર પડી કે મારી ખરી હિતસ્વી તો આ સ્ત્રી જ છે. સુખ દુઃખની ભાગીયણ પણ તેજ છે. તેની સલાહ પ્રમાણે સુંદરરાય ચાલવા લાગ્યો. તેણે હવે ઘેર ધીમેધીમે અભ્યાસ વધારવા માંડયો. નોકરીમાં કાળજી રાખવા લાગ્યો. તેને ઘણીવાર તેના શેઠ તેના ઉપર ગુસ્સે થતાં નોકરીનો કંટાળો આવી જતો, પણ દેવકન્યાની સલાહથી ધીરજ રાખી સહન કરતો. તેણે છુટે હાથે પૈસો ઉડાવેલો તેથી કોઈ કોઇવાર શેઠના પૈસાનો દુરૂપયોગ કરવાનુ, અને અનીતિથી પૈસા પેદા કરવાનું મન થઈ જતું પણ દેવકન્યા તેને કહેતી કે. "વ્હાલા, ખરા પરસેવાનો પૈસો જ ટકે છે. અનીતિનું દ્રવ્ય, આપણી પાસે હોય છે તે દ્રવ્યને પણ સાથે ઘસડતું જાય છે. માટે નીતિને રસ્તે ચાલી, પ્રમાણિકપણે જે મળે તેમાં જ સંતોષ રાખવાથી ઇશ્વર આપણા ઉપર રાજી રહે છે માટે નોકરીમાં પણ પ્રમાણિકપણું જાળવવું તેજ આપણા ઉપર શેઠનો વિશ્વાસ બેસે અને આપણી આબરૂ વધે."

તે કહેતી કે જે માણસની સારી આબરૂ

નથી તેના જીવતરને ધિક્કાર છે, તેના ઉપર કોઈનો વિશ્વાસ રહેતો નથી. શેઠને આપણી અપ્રમાણિકતાની ખબર પડતાં, તે રજા આપે છે અને બીજે કોઈ નોકરીએ રાખતો નથી. જો પ્રમાણિકપણે નોકરી કરીએ તો શેઠ આપણા ઉપર વિશ્વાસ રાખી પગાર વધારે છે. બીજાઓ પણ આપણા કામથી રાજી થઈ વધુ પગારે રાખવા ખુશી જણાવે છે. આ સાંભળી સુંદરરાયનો વિચાર પાછો નીતિને રસ્તે ચાલવાનો થતો.

દેવકન્યાએ આવી રીતે પતિને પોતાના સ્નેહથી વશ કરી નીતિને રસ્તે ચઢાવ્યો. તે પ્રમાણિકપણે નોકરી કરવા લાગ્યો. ધીમે ધીમે જુના મિત્રોની સોબત છોડી દીધી. વ્યસનનો પણ તેણે ધીમે ધીમે ત્યાગ કર્યો. પોતાને જે મળે તેમાં જ સંતોષ રાખવા શીખ્યો. તે હવે ઘેર આવી ખાઇ પી, દેવકન્યા પાસે અભ્યાસ કરવા લાગ્યો. દેવકન્યાને પણ હવે પતિસેવા કરી પતિને પ્રેમથી વશ કરવાનો લાભ મળ્યો તે પહેલાં જે વ્યભિચારમાં ફસાયો હતો, તે વખતે જે સ્ત્રીઓને તે પોતાની માનતો તે અત્યારે તેને ધિક્કારવા લાગી. તેને હવે જ ખબર પડી કે સંસારમાં દેવકન્યા જ તેને ખરૂં સુખ આપનારી છે. બીજાં સર્વ પૈસાની મતલબથી તેની સોબત રાખતાં અત્યારે તો દેવકન્યા જ તેના સુખ દુઃખની ભાગીયણ બની હતી.

ધીમે ધીમે દેવકન્યા ઉપર તેની પ્રીતિ વધવા લાગી. તેને પૈસા સિવાય થતા ખેદ વખતે દેવકન્યા હિંમત આપીને ધીરજ આપતી. પતિને ઉદ્વેગ ન થાય તેને માટે કાળજી રાખતી પોતાના હાસ્યવિનોદથી તેનું સર્વ દુઃખ ભૂલાવી દેતી. તે પ્રમાણિકપણે ખંતથી નોકરી કરવા લાગ્યો, તેથી શેઠની પ્રીતિ તેના ઉપર વધવા લાગી

સુંદરરાયનો પગાર પણ વધ્યો. ધીમે ધીમે તેની પ્રમાણિકતાની ખાત્રી થતાં શેઠે તેને પૈસા ધીરી ભાગથી જુદી દુકાન કરાવી. તેમાં સુંદરરાયને સારી કમાણી થવા લાગી. દેવકન્યા હમેશાં તેને સારે માર્ગે ચાલવા સલાહ આપતી, કદી કદી તેને નાનપણની ટેવથી પૈસા ઉડાવવાનું મન થઈ જતું પણ દેવકન્યા તેને કહેતી કે "વ્હાલા, આપણે જ્યાં સુધી ગૃહસ્થાશ્રમમાં રહેવું છે ત્યાં સુધી પૈસાનો આપણને ડગલે અને પગલે ખપ પડવાનો. આપણી સ્થિતિ જેવી હતી તેવી જો આપ સાચવી ચકયા હોત તો આપણને પૈસા વગર રવડવું પડત નહિ હાલ પણ પ્રમાણિકપણે બે પૈસા પેદા કરી તેનો જો થોડો ઘણો પણ સંગ્રહ કરીશું તો ભવિષ્યમાં કામ આવશે આવક હોય તેનો વિચાર કરીને દરેક માણસે ખર્ચ કરવું જોઇએ. કેટલાક દેખાદેખી આવક કરતાં દેવું કરીને વધુ ખર્ચ કરે છે તેમને ઘણીવાર પાછળથી પસ્તાવું પડે છે. માટે આપ અત્યારે જ કમાઓ છો તેમાંથી થોડું ઘણું પણ ભવિષ્યને માટે બચાવવા ઉપર ધ્યાન આપો તો ભવિષ્યમાં આપણને સુખ થશે.

સુંદરરાય નફાના જે રૂપિઆ આવતા તે લાવી દેવકન્યાને આપતો. દેવકન્યા હમેશાં તેમાંથી જોઇએ તે પ્રમાણે ખર્ચ કરી બાકીનો સંગ્રહ કરતી. થોડા ખર્ચમાં પણ ઘરની ઉત્તમ વ્યવસ્થા રાખતી ઘરના ખર્ચની સુંદરરાયને કાંઇ પણ ચિંતા નહોતી. જે વસ્તુ ખાસ જરૂરની હોય તેજ ખર્ચ કરતી. ધીમે ધીમે સુંદરરાયની વર્તણૂક બદલાતાં તેની આબરૂ વધી, બે પૈસા સારા મેળવ્યા પણ ખરા. દેવકન્યા અને સુંદરરાય રાત્રે ઘર દુકાનની સઘળી ચિંતા છોડી દઇ શાંત થઇ સુબોધક વાર્તાલાપ કરી ઇષ્ટ ભજન કરતાં દેવકન્યાની સોબતથી સુંદરરાય હવે ઈશ્વર ઉપર આસ્થા રાખતાં શીખ્યો. આ વખતે તેની મા વૃદ્ધ થઇ હતી તેથી જાત્રા કરવાનો તેને વિચાર થયો. પાસે પૈસા પણ સારા થયા હતા તેથી દેવકન્યાએ સાસુને જાત્રા કરાવવાની સુંદરરાયને ભલામણ કરી.

સુંદરરાયનો પણ જાત્રા જવાનો વિચાર થયો હતો તેથી દુકાનનો કારભાર એક વિશ્વાસુ મુનિમને સોંપી સુંદરરાય પોતાની પત્ની, પુત્ર અને માતાની સાથે જાત્રા કરવા નીકળ્યો.

તેમણે પ્રથમ નર્મદાજીમાં સ્નાન કરવાનો વિચાર કર્યો. ત્યાંથી સતી અનસુયા, વ્યાસ, કુબેરભંડારી વિગેરે પવિત્ર તિર્થોના દર્શન કરી નર્મદામાં પનાઇમાં બેસી સરપાણેશ્વરમાં મહા શિવરાત્રી ઉપર મેળો ભરાય છે તેથી તે મેળા ઉપર ત્યાં જવાનો વિચાર કરી તે ચાણોદ આવ્યાં. ત્યાંથી પનાઇમાં

બેસી સતી અનસુયા, વ્યાસ વિગેરે પવિત્ર તિર્થોમાં દર્શન કરી આવી બીજે દિવસે સુરપાણેશ્વર જવા પનાઇ ભાડે કરી અને તેમાં સુંદરરાય, દેવકન્યા, તેમની વૃદ્ધ માતા રેવાબાઇ અને નાનો પુત્ર એટલાં બેઠાં.

ચાણોદના ઓવારે આવેલા તિર્થોના દર્શન કરી કુબેરભંડારી, કુબેશ્વર વિગેરે સ્થળે દર્શન કરતાં તેમણે સુરપાણેશ્વર તરફ જવા માંડયું. આ વખતે બેએક દિવસ ઉપર માવઠું થયું હતું તેમાં વરસાદ વધારે પડવાથી નદીમાં પાણી વધ્યું હતું. આજે પુર આવેલું જણાતું હતું. ત્રણ ચારેક ગાઉ ગયાં હશે તેટલામાં ફરી વાદળ ચઢયું પવન સુસવાટા મારવા લાગ્યો. થોડીવારે વરસાદ પણ પડવા લાગ્યો. વરસાદ બહુ નહોતો પણ પનાઇમાં બેઠેલાં સર્વ પલળી ગયાં. પણ આગળ વરસાદ આગલે દિવસે વધારે પડેલો હોવાથી નદીમાં પાણી વધવા લાગ્યું. કંઇક તોફાન પણ થવા માંડયુ. પવન પણ અવળી દિશામાં વ[illegible] લાગ્યો તેથી પનાઇ ચાલવી મૂશ્કેલ થઇ પડી.

ઇશ્વરની ગતિ ગહન છે. માણુસ ધા[illegible] છે કંઇ અને થાય છે કંઇ. [illegible] સયોગે તોફાન વધતાં પનાઇ ઉછાળા મારવા લાગી, શઢ ફાટી ગયો. માછીઓએ બચ[illegible]વાની આશા છોડી. દેવકન્યા અને સુંદરરાયના જીવ પડીકે બંધાઇ ગયા. તેમને અત્યારે બચ[illegible]વાની આશા રહી નહોતી તેથી ઇશ્વર ઉપર ભરોસો રાખી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યાં બીજી પનાઇઓ પણ સાથે હતી તે લોકો પણ ગભરાવા લાગ્યાં. પનાઇ વધુ ને વધુ ઉછાળા મારવા લાગી. નદીનું પાણી જોસબંધ ઉછળતું વહેતું હતું. એવામાં એક પવનનો જબરજસ્ત ઝપાટો આવ્યો તેને લીધે હોડી એક બાજુ નમી જતાં પાણી ભરાઇ ગયું. અને જો જોતામાં તો હોડી ઉંધી વળી ગઇ. અપૂર્ણ

# शरीर संपत्तिनो वधारो अने तेनी संभाळ,

( લે. પ્રોફેસર માણેકરાવ. )

( અનુસધાન ગતાંકથી. )

સ્વચ્છ હવામાં ઝડપથી ચાલવાનો, દોડવાનો અને દીર્ઘ શ્વસન કરવાનો, વ્યાયામ પણ ઉત્તમ છે. આ વ્યાયામથી ફેફસાં, રક્તાશય અને પચનેંદ્રિયોને સારી રીતે શ્રમ થાય છે. વ્યાયામથી ઘણે ભાગે ત્રણ ઇંદ્રિયોને સારી રીતે મહેનત થવી જોઇએ. હાથ, પગ વગેરે બીજા અવયવો બળવાન હોય, પરંતુ આ ઇંદ્રિયો જો બળવાન ન હોય તો તેનો કાંઇ ઉપયોગ થવાનો નથી. જેના આ અવયવો મજબુત છે એવો મનુષ્ય ટાઢ તડકો આદિ હવામાંના ફેરફારોથી અને કોઇ પણ શારીરિક મહેનતથી હારી જતો નથી. એટલા માટે બીજું કાંઇ ન થાય તો પણ ચોખી હવામાં લાંબા વખત સુધી અને ફેફસાં પુરેપુ[illegible] ભરાય એવો દીર્ઘ શ્વાસોશ્વાસ હંમેશાં લેવો જોઇએ અને દોડવાની અથવા પાંચ સાત માઇલ ચા[illegible]વાની મહેનત કરવામાં કોઇએ પણ કસર કરવી જોઇએ નહિ પગને થતા પ્રત્યેક વ્યાયામથી ફેફસાંને વ્યાયામ થાય છે અને તેથી તે બળવાન થાય છે

નિયમીતપણું અને દૃઢપણું એ વ્યાયામની મુખ્ય બાબતો છે. વ્યાયામ હમેશાં ઠરાવેલ[illegible] વખતે અને તે પહેલાં ધીમે ધીમે કરતાં વધાર[illegible] જોઇએ. સવાર અને સાંજ એ બે વખત વ્યાયા[illegible] માટે સારો છે. સવારે ૪ થી ૧૦ વાગ્યા સુ[illegible]

અને સાંજે ૬ થી ૯ સુધી જ્યારે ફાવે ત્યારે વ્યાયામ કરવો; પરંતુ બને ત્યાં સુધી બીજા દિવસે પણ તેજ વખતે બરોબર રીતે તે કરવો જોઇએ.આથી અવયવોને નિયમીત રીતે કામ કરવાની ટેવ પડે છે વ્યાયામ કર્યા પછી ઓછામાં ઓછું અર્ધા કલાક સુધી જમવું નહિ જમ્યા પછી ઓછામાં ઓછું બે કલાક સુધી વ્યાયામ કરવો નહિ. વ્યાયામ કર્યા બાદ પેશાબ કરવા અવશ્ય જવુ. તે પહેલાં કાંઇ પણ ખાવુ અથવા પીવુ નહિ. પેશાબ મારગે તમામ ગરમી નીકળી જવા દેવી જોઇએ. વ્યાયામ કર્યા બાદ પરસેવો લુછી નાંખવો અને પછી ટાઢા અથવા ગરમ પાણીથી સ્નાન કરવું. ઉનાળામાં ટાઢા પાણીનુ સ્નાન વધારે હિતકર છે. બારે માસ ટાઢા પાણીથી સ્નાન કરવાની ટેવ પાડવાથી પ્રકૃતિ હમેશાં નિરોગી રહે છે. ટાઢના દિવસમાં ટાઢા પાણીએ સ્નાન કરી તરતજ જોરથી વ્યાયામ કરવો. વ્યાયામ કર્યા બાદ ઉનાળામાં ગળું સુકાઇ જાય છે તે વખતે સાકરનો ગાંગડો અને એક બે એલચીના દાણા મોઢામાં રાખવા. પણ પાણી તરતજ કદી પણ પીવું નહિ. પાણીના કેટલાક કોગળા કરવાથી પણ ગળુ સુકાઇ જતું મટે છે. વ્યાયામ બાદ નીચે દર્શાવ્યા મુજબ કોઈ પ્રકારનું શરબત જો મળી શકે તો વધારે સારૂ.

વ્યાયામ કરતી વખતે ચિત્તની એકાગ્રતા હોવી જોઇએ. આથી જે, સ્નાયુ તરફ આપણે ધ્યાન દઇએ છીએ તે સ્નાયુ તરફ લોહીનો પ્રવાહ જોરથી વહે છે. બીજુ વ્યાયામ કરવાની ઢબ પણ સારી જોઇએ. વ્યાયામ કરતી વખતે શરીરની જે ઢબ અથવા આકૃતિ હોય છે તેજ વ્યાયામ પછી પણ ધારણ કરવાની શરીરને ટેવ પડે છે એટલા માટે વ્યાયામ કરતી વખતે સામે અરીસો રાખવો, જેથી આપણો જે લાભ અથવા ચહેરો વાંકો થાય તે આપણા ધ્યાનમાં આવે છે.

વ્યાયામ અવિવાહિત (કુંવારા) લોકોએજ કરવો અને વિવાહિતો (પરણેલા) એ કરવો નહિ એ સમજુત ભુલભરેલી છે. ૨૫-૩૦ વરસની ઉમરના વિવાહિત લોકો " ઉમર ઘણીજ થઈ, સંસારમાં પડયા ત્યારે વ્યાયામ કરીને શુ ઉપયોગ ? " એવો સવાલ કરતા જોવામાં આવે છે. તેઓને અમારો એ એકજ પ્રશ્ન છે કે ઉમર થઇ ત્યારે જમીને પણ શું ઉપયોગ ! શરીર વૃદ્ધિ માટે વ્યાયામ એ મુખ્ય સાધન છે. તેને ઉમર અને સ્થિતિનો બાધ કેવી રીતે હોઈ શકે ? જ્યાં સુધી અન્ન ખાવાનું કામ ચાલુ છે ત્યાં સુધી તે સારી રીતે પચાવવાની પણ જરૂર છે જ. વ્યાયામથી, જુવાની, ઘડપણ એ અવસ્થાઓ મોડેથી આવે છે. અને જુવાનીનું જોર કેટલાક વરસ કાયમ રહી આયુષ્ય વધે છે. આ વ્યાયામની આ લોકોને એટલી બીક લાગે છે એ મોટું આશ્ચર્ય છે ઉમરના પ્રમાણમાં વ્યાયામનું પ્રમાણ થોડું ઘણું બદલવું એટલે બસ છે. અતિશય જોરનો અને સપાટાનો વ્યાયામ ૩૫-૪૦ વરસની ઉમર પછી ઓછો કરવો.

## બ્રહ્મચર્ય.

વ્યાયામ જેટલુંજ અથવા તેના કરતાં પણ અધિક મહત્વનુ શરીર સંપત્તિ મેળવવાનુ અને તે સાચવી રાખવાનું બીજું ઉત્તમ સાધન બ્રહ્મચર્ય છે વ્યાયામ કરનારા તેમજ ન કરનારા, વિવાહિત અને અવિવાહિત, સર્વને તેની સરખી જરૂર છે. આપણી જુવાન મંડળીની શારીરિક તથા માનસીક દુર્બળતાનું મુખ્ય કારણ બ્રહ્મચર્યનો અભાવ એજ છે. જુવાન લોક લગ્ન પહેલાં ન કરવાનું ઢોંગ તો બહુજ કરે છે. પરંતુ પોતાના નિંદ્ય અને કલંકિત આચરણ વડે અવિવાહિત સ્થિતિમાંજ વિવાહિત સ્થિતિનો અનુભવ લે છે ! એથી શોચનીય સ્થિતિ બીજી કઇ હોય ! વ્યાયામ એ શરીર રૂપી ખેતરનું ખાતર છે એમ ઉપર કહેલુંજ છે, પરંતુ દુરાચાર દુર્વ્યસન અને વિષયાસક્તતા વિગેરે રૂપી લુટારૂઓથી ખેતરનું રક્ષણ કરવામાં ન આવે તો તે ખાતરનો કાંઈ પણ ઉપયોગ થવાનો નથી. હાલમાં તો ઉગતા બાળકો જુવાનીમાં પરિપક્વ દશામાં આવતાં પહેલાંજ શરીરમનિા રાજા જે વીર્ય તેનો ઉડાવપણાથી ખર્ચ કરી ૨૦-૨૫ વર્ષની ઉમરમાંજ દીવાળુ કાઢી આ શરીર રૂપી દુકાનને તાળું ઠોકે છે. તેમના માબાપ અને પાલકો એમ સમજે છે કે શિક્ષણનો બોજો, ઘરની ગરીબ સ્થિતિ, અને કાંઈ પણ અંતસ્થ રોગ એ

પોતાના બાળકની અશક્તિનું કારણ છે, અને ગમે તેવા ઉપાય કરી પોતાનું અજ્ઞાન બતાવે છે અયોગ્ય લજ્જા અને મર્યાદાને લીધે ઘણા માબાપ આ બાબત પોતાના બાળકોને પુછતા પણ નથી. તેમનુ શરીર જાણે એક ખરાબ અને અમંગળ વસ્તુ હોય એમ સમજી કદી પણ તપાસી જોતા નથી. અને આખરે પોતાની બેપરવાઈને લીધે તેમનો પ્રાણાંત થતો જોવાને કમનશીબવાન બને છે. આ બેદરકારીથી ઉછરેલા જુવાન છોકરાઓની શું સ્થિતિ હોય છે ? જે પ્રમાણે તળાવમા પહેલા વરસાદનું પાણી પણ પુરતુ આવ્યું નથી તેટલામાજ તેના બંધારા ફુટી જાય અને પાણી વહી જવાના માર્ગ તૈયાર થાય છે અથવા તો પાણી ગળક કરી નાખનાર પાતાળમગ્રી કુવા ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે શરીરમાં હજુ વીર્યનો સંચય તો પુરતો થયો નથી તેટલામાંજ તેનો નિરવશેષ ક્ષય થવાના માર્ગ તૈયાર થાય છે. આવી સ્થિતિમા શરીર કેટલી વખત ટકી શકે ? આપણા લોક એક બે નહિ પણ પાંચસો સુધારાની પછવાડે લાગેલા છે, પરંતુ સર્વ સુધારાનું મૂળ જે બ્રહ્મચર્ય છે તેનું રક્ષણ આપણા જુવાનીઆથી કેવી રીતે થાય તેનો બીલકુલ વિચાર કરતા નથી. તેમને એટલું સમજાતું નથી કે આ એક બાબતમાં સુધારો થયા સિવાય તમામ બાબતો લગડી પડવાની છે. આ બાબતમાં સુધારો કરવો હશે તો આપણે આપણા બાળકોને નાટક, રાશબરી અને બીજી શૃંગારિક વાર્તા વાચવા આપવી ન જોઇએ, તેમજ નાટક અને તમાશા જોવાથી તેમને નિવૃત્ત કરવા જોઇએ કેટલાક સામાજીક અને ઐતિહાસિક નાટકોથી ઘણો ફાયદો થવા સંભવ છે. પરંતુ આવા નાટકોમાં પણ શૃંગારિક ભાગ ઘણો આવવાથી તે જોવાથી જુવાન મંડળીને ફાયદાને બદલે નુકસાન વધારે થાય છે બીજુ ખરાબ છોકરાઓની સંગતમાં આપણા છોકરાઓ ન આવે એ વિષે માબાપે સાવચેતી રાખવાની છે કોલેજમાં પણ દુર્ગુણી વિદ્યાર્થીઓનો જથ્થો વધારે હોય છે, અને તેમની સંગતમાં બીજા વિદ્યાર્થીઓ પણ બગડે છે. તેમજ હાયરકુલ અને પ્રાથમીક શિક્ષણની નિશાળમાં તેવો પ્રકાર બને તો તેમાં શું આશ્ચર્ય છે ? બીજું તેમના વર્તન પર તેમને ખબર ન પડે તેમ હંમેશાં નજર રાખવી. તેમની પ્રકૃતિમાં જરાપણ ફેરફાર માલુમ પડતાંજ કોઇ પણ પ્રકારની બીક મર્યાદા રાખ્યા શિવાય—જો સંશય આવતો હોય તો—તેમનું શરીર તપાસી લેવું. આ પ્રમાણે જો કાળજી રાખવામાં આવે તો બ્રહ્મચર્યની બાબતમાં આપણે પાછા પડેલા છીએ તેમ રહીશું નહિ એવી મારી ખાત્રી છે.

આહાર હંમેશાં સાત્વિક અન્નનો હોવો જોઇએ લોહી અન્નનું બને છે અને આપણા શરીરમાંના પ્રત્યેક અણુ લોહીના બનેલા છે આ ઉપરથી આપણા શરીરમાંના પ્રત્યેક અણુ અન્નમાંથી બનેલા છે એમ સિદ્ધ થાય છે. સર્વ વિચારશક્તિનુ જે સ્થાન મગજ, તેમજ વિચાર અને સ્પર્શાદિ જ્ઞાનની મગજથી આખા શરીરમાં અને આખા શરીરમાંથી મગજ સુધી, લઇ આવવા જવાની ક્રિયા કરનારા જ્ઞાનતંતુ એ પણ અન્નમય છે. એટલા માટે જે અન્ન આપણે ખાઇએ છીએ તેનાથી અને તેના ગુણોનુંજ આપણે આપણું શરીર, મગજ અને જ્ઞાનતંતુ બનાવીએ છીએ. સાત્વિક અન્નથી મનુષ્ય પણ સાત્વિક વિચારનો તેજસ્વી અને બળવાન બને છે. તામસી અન્ન મનુષ્યનો સ્વભાવ તામસી બનાવે છે. ફળનોજ આહાર તે ઉત્તમ છે કેમકે ફળમાં પાચકપણું વિશેષ હોય છે. તે ખોરાક પૌષ્ટિક પણ છે ફળમાં નારંગી, અનેનાસ, ફણસ, સફરજન, દાડમ, સંત્રા, દ્રાક્ષ, કેળાં ઇત્યાદિ ફળો ઉત્તમ કહેવાય છે. ફળ જો કાચા, હોય તો તેના જેવુ પૌષ્ટિક અને પાચક બીજુ ખાદ્ય કવચીત જ હશે. સુકા ફળમાં ખજુર, અંજીર, સુકા કેળા એ પણ સરસ છે. રસવાળા પદાર્થોમાં ચાહ કોફી નહિ, પણ શરબત કે છાશ સરસ છે. શરબતોમાં ગુલાબ, લીંબુ, કેવડો, ખાણા વગેરેના શરબતો છે ગરીબ સ્થિતિના લોકો માટે ગરમી નાશ કરનાર અને ઠંડાઇ ઉત્પન્ન કરનાર દહીની તરત બનાવેલી છાશ એ ઉત્તમ વસ્તુ છે.

આરોગ્ય મેળવવા માટે અને તે સાચવી રાખવા માટે બીજા સાધનો સાથે મનને આનંદમાં રાખવાનો સ્વભાવ અતિશય જરૂરનો છે, એટલુંજ નહિ પરંતુ બીજા સાધનો છતાં પણ

આનંદી સ્વભાવના અભાવથી કેટલાક માણસો હમેશાં લુખ્ખા ચહેરાના રહે છે. એટલા માટે તો આનંદી સ્વભાવ બહુ કિમતી હોવો જોઇએ શરીર અને મન એનો કેટલો નિકટ સંબંધ છે, એ હમેશાં જાણવાની જરૂર છે. મન હંમેશાં આનંદી હશે તોજ વ્યાયામથી ફાયદો થશે. જે લોક ફક્ત વ્યાયામ કરે છે અને માનસિક કામ બીલકુલ કરતાજ નથી તેમને મનમાં ખેદ, ગમગીની, ચિડિયાપણુ વગેરે હોવાનો અધિક સંભવ છે. એટલા માટે સારા પુસ્તકો વાંચી અને કોઇ વિષયનો અભ્યાસ કરી મનની ઉપર જણાવેલી સ્થિતિથી દુર રહેવા મહેનત કરવી જોઇએ. જેમ જેમ માણસ શરીર સંપત્તિ વધારતો જાય છે, તેમ મનના ઉપર જણાવેલા દુર્ગુણ દુર થતા જાય છે. સુશિક્ષિત લોકોએ પણ આરોગ્ય પ્રાપ્ત કરવા અને તે સાચવી રાખવા મનને હમેશાં આનંદમાં રાખવાનો યત્ન કરવો જરૂરનો છે.

સ્વચ્છતા અને પહેરવેશની નવી રીત સંબંધી એક બે શબ્દો કહી વાંચકોની રજા લઇશુ. સ્નાન હંમેશાં કરવાની રૂઢી આપણામાં છેજ, પરન્તુ તે સાથેજ સર્વ ત્વચા સાફ થઇ તેના છિદ્રોમાંથી તમામ મળ નીકળી શકે એવી રીતે ધીમેથી સર્વ અવયવ જોરથી ચોળીને સ્નાન કરવુ જોઇએ. અને સારા સ્વચ્છ રૂમાલથી સર્વ શરીર સાફ કરી નાંખવું જોઇએ. કપડાં હંમેશાં સ્વચ્છ જોઇએ. ઉપરનાં કપડાં આપણે વારવાર બદલીએ છીએ, પરન્તુ શરીરને ચોટેલું અને મેલ અને પરસેવાથી બગડેલું કુડતું, ગંજીફ્રાક અથવા તો બંડી બરાબર આપણે બદલતા નથી. આ કારણથી સ્નાન કરવાની અને ઉપરનાં કપડાં બદલવાની તકલીફ ફોકટ જ છે, એમ કહેવુ જોઇએ. 'ઉપરકી ખુબ બની હે અંદરકી તો રામ જાને' એવી આપણી સ્થિતિ બને છે। આથી શરીરને અતિશય નુકસાન સહન કરવું પડે છે, તેમજ આજકાલ કોલર, ટાઇ વગેરેથી પણ ઘણું નુકસાન થાય છે. કડક અને તંગ કોલરથી લોહી શરીરમાં બરાબર ફરી હરી શકતુ નથી. મગજ તરફ લોહી જોરથી જઇ શકતું નથી. એજ પ્રમાણે બુટ, મોજાં, પાટલુન અને કોટ વગેરેથી શરીર દિવસનો મોટો ભાગ ઢાંકેલું રહેવાથી રોગનું ઘર બને છે. એટલા માટે કપડાંનો જો ફેરફાર થઇ શકતો હોય તો ત્યાં તે અવશ્ય કરવો, અને ન થતો હોય તો પણ શોખના તાપમાં સપડાઇ જઇ રાત દિવસ શરીરને અસ્વસ્થ્ય રૂપી કારાગૃહમાં પુરી ન મુકતાં તેને થોડો વખત પણ સ્વચ્છ હવા અને સૂર્ય પ્રકાશમાં ચામડી દ્વારા શ્વાસોશ્વાસ કરવાની દરેક માણસે છુટ આપવી જોઇએ.

# प्रमेह—परमीयो.

પ્રમેહની બે જાતો છે. એક સહજ અને બીજો અપથ્ય નિમિત્ત. જે પ્રમેહ માબાપના દોષથી થયો હોય તે સહજ પ્રમેહ કહેવાય છે અને જે પ્રમેહ અહિત આહારાદિકથી થયો હોય તે પ્રમેહ અપથ્ય નિમિત્ત પ્રમેહ કહેવાય છે. સહજ પ્રમેહવાળો માણસ કૃશ, રુક્ષ, થોડું જમનાર, બહુ તરસવાળો અને એક જગ્યાએ સ્થિર ન રહેતાં અહીંથી તહીં અને તહીંથી અહિં ફરવાના સ્વભાવવાળો હોય છે. અપથ્ય નિમિત્ત પ્રમેહવાળો માણસ ઘણે ભાગે જાડો, ઘણું જમનાર, સ્નિગ્ધ શરીરવાળો, પથારીમાં પડી રહેનાર, બેસી રહેવાના અને ઉંઘવાના સ્વભાવવાળો હોય છે.

પરેજી—જે માણસને પ્રમેહ થયો હોય તેણે દારૂ, આસવ, દુધ, તેલ, ઘી, શેરડીનો ગોળ, દહી, ખાટાં શરબતોનો ત્યાગ કરવો. પ્રમેહવાળાએ ચણા, કળથી, મગતુ ઓસામણ સાથે સરસીયું તેલ, જુના ચોખા, જુના જવ, જુના ઘઉ, કોદરી એ ખાવાં.

પ્રમેહવાળાને પ્રથમ વમન વિરેચન કરાવવુ પછી તેને મધ સાથે હળદરને મિશ્ર કરી આમળાના રસ સાથે પાવી, અથવા ત્રિફલા, ઇંદ્રવારણી, દેવદાર, મોથ એ સર્વનો ઉકાળો મધ અને આમળાના રસ સાથે પાવો. અથવા ઇંદ્રજવનાં ફુલ, રગતરોહીડાનાં ફુલ, બ્હેડાનાં ફુલ, સપ્તપર્ણનાં

ફુલ, સર્વનો કલ્ક મધ અને આંબળાના રસથી મિશ્ર કરીને પાવો. અથવા લીંબડો, ગરમાળો, સપ્તપર્ણ, મોરવેલ, ઇંદ્રજવ, ખેર અને ખાખરાની છાલ, પાન, મૂળ, ફુલ તથા ફળોનો કવાથ મધ સાથે અને આંમળાંના રસ સાથે પાવો. આ સર્વ પ્રકારના પ્રમેહને મટાડનાર ઉપાય છે.

ઉદક પ્રમેહવાળા માણસને પાડિરવાનો કવાથ પાવો, ઇક્ષુ પ્રમેહવાળાને અરણીનો કવાથ પાવો, સુરા પ્રમેહવાળાને લીંબડાનો કવાથ પાવો, સિક્તા પ્રમેહવાળાને ચિત્રકનો કવાથ પાવો, શને પ્રમેહવાળાને ખેરનો કવાથ પાવો, લવણ પ્રમેહવાળાને કાળી પાડનો ને અગરનો કવાથ પાવો, પિષ્ટ પ્રમેહવાળાને હળદર અને દારૂહળદરનો કવાથ પાવો. સાંદ્ર પ્રમેહવાળાને સપ્તપર્ણનો કવાથ પાવો. શુદ્ર પ્રમેહવાળાને ધરો, શેવાળ, વાળો, જલકુંભી નામની શેવાળની જાત વપરાશ વગરના તળાવમાં થાય છે તે, કરજ અને કસેરૂકદનો કવાથ પાવો અથવા કડાયો કે રર્તાજલીનો કવાથ પાવો. ફેન પ્રમેહવાળાને ત્રિફળા, ગરમાળો, દ્રાક્ષ એ સર્વનો કવાથ પાવો ઉપરના કવાથો કફજન્ય પ્રમેહોમાં મધ સાથે પાવાથી મટે છે.

નીલ પ્રમેહવાળા માણસને શાલસારાદિ ગણુનો કવાથ અને પીપળાનો કવાથ પાવો, હરિદ્રા પ્રમેહવાળાને ગરમાળાનો કવાથ પાવો, અમ્લ પ્રમેહવાળાને ન્યગ્રોધાદિગણુનો કવાથ પાવો, મજીષ્ટા પ્રમેહવાળાને મજીઠ અને રર્તાજલીનો કવાથ પાવો, શોણિત પ્રમેહવાળાને ગળો, ટીંબરૂના ઠળીયા, સીવણુનાં ફળ અને ખજુરનો કવાથ પાવો. પિત્તજન્ય પ્રમેહવાળાને ઉપરના કવાથો મધ સાથે પાવાથી મટે છે.

વાયુજન્ય ચાર પ્રમેહો—સર્પિ પ્રમેહવાળાને કઠ, ઇન્દ્રજવ, કાળી પાડ, હીંગ, કડુ એઓનો કલ્ક ગળો કે ચિત્રકના કવાથ સાથે પાવો, વસા પ્રમેહવાળા માણસને અરણીનો કવાથ અને સીસમનો કવાથ પાવો હસ્તિ પ્રમેહવાળાને ટીંબરૂ, કોઠ, સરસડીયો, ખાખરો, કાળીપાડ, મોરવેલ તથા ધમાસાનો કવાથ પાવો. ઉપરના કવાથો વાયુજન્ય પ્રમેહવાળાને મધ સાથે પાવાથી મટે છે.

જે પ્રમેહવાળાને બળતરા થતી હોય તો તેને જળમાં થયેલા કમળકંદ વિગેરે કંદોના કવાથથી પકાવેલી અથવા દૂધ અને શેરડીના રસથી મધુર કરેલી યવાગુ પાવી. સઘળા પ્રમેહવાળાને માટે—હરિતકી, ઉપલસરી, જુઈ, કસુંબો, ત્રાયમાણુ, મજીઠ, પીલુડી, દાડમની છાલ, શાલિપર્ણી, પદ્મક, પુન્નાગ, નાગકેસર, ધાવડી, ખેલસરી, શેમળો, ચંદરસ, મોચરસ. એ દવાના અરિષ્ટો, અપસ્મૃતિઓ, અવલેહો, આસવો કે કવાથો કરી પાવાથી મટે છે.

**દવા વગર-પ્રમેહ મટાડવા વિશે**—જે જાડા માણસને પ્રમેહ થયો હોય તેણે કસરત, મલ્લયુદ્ધ, મહેનત કરવી, હાથી કે ઘોડા ઉપર બેસી ફરવું, પગ પાળા ચાલીને ફરવા જવું અને અસ્ત્રોની કવાયત કરવી તેથી પ્રમેહ મટે છે પ્રમેહવાળો જો જોડા પહેર્યા વગર, છત્રી વગર, ભીખ માગીને જમવાનું અને એક ગામમાં એક રાતથી વધારે ન રહેવાનો નિયમ રાખીને જીતેન્દ્રિય થઈ પગે ચાલીને સો યોજન સુધી કે તેથી વધારે મુસાફરી કરે તો તેનો પ્રમેહ મટી જાય છે વળી જે માણસ માત્ર શામો કે બટી ખાધનેજ રહે અથવા આમળાં, કોઠાં, ટીંબરૂ અને આસોતરીનાં ફળો ખાઇને જંગલમાં રહી ગાયના મૂત્રને પીવાનું રાખી જંગલમાં રહી ગાયને ચારવાની સેવા કરે તેનો પ્રમેહ મટી જાય છે.

(અપૂર્ણ.)

---

# वनस्पति–विज्ञान.

(અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૦ થી.)

આકડાના ગુણ ચાલુ.

દમ—આકડાનાં મૂળ, ગાંઠ અને લીંડીપીંપરને ઘુંટી મધમાં ચણીબોર જેવડી ગોળીઓ વાળી ખાવાથી મટે છે.

સોજા—આકડાનાં પાન અને સોઢાનો કાટ-ખડો ભેંસના મુત્રમાં વાટીને લેપ કરવાથી સોજા, વાયુ અને ત્રિદોષ મટે છે. અથવા આકડાનાં મૂળ, સાટોડી, કડવા લીમડાની છાલ એકત્ર ઘસી તેનો લેપ કરવો અથવા તો તેનો ઉકાળો કરી તે પાવો અથવા તે ઉકાળાના પાણી વડે સોજો ધોવાથી સોજા મટે છે.

ગંડમાળા—આકડાના દુધમાં હીરાકસી ઘસી લેપ કરવાથી ગાંઠો મટે છે.

હરસ—આકડાનાં અને આબલીનાં લાકડાના કોયલા સળગાવી તે ઉપર અજમો નાંખી તેની ધુણી લેવાથી હરસ મટે છે.

વાતવિકાર—વાયુથી ગંઠાઈ ગયેલા અંગને આકડાના દુધનો લેપ કરી તે ઉપર રાઈનું પ્લાસ્તર મારી તે ઉપર આકડાનું પાન મૂકી પાટો બાંધવો તેથી જકડાઈ ગયેલા વાયુના સાંધા છુટી જાય છે.

રક્તગુલ્મ—આકડાનાં ફુલ તેલમાં તળી ખાવાથી સ્ત્રીઓનો રક્તગુલ્મ [ગોળો] ઓગળી જઈ લોહી વાટે સ્રવી જાય છે.

બદ—આકડાના દુધમાં કાથો અને રેવ-ચીનો શીરો ઘસી બદ કે ગાંડ ઉપર દિવસમાં બે વાર લેપ કરવો, ત્રણ દીવસમાં બદ મટી જશે.

જલ્દી પ્રસવ થવા—આકડાનાં મૂળ આકડાના પાનમાં વીંટાળી અંબોડામાં ખોસવાથી જલદી પ્રસવ થાય છે. પ્રસવ થતાં તે મુળ કાઢી નાંખવાં.

ઉધરસ—આકડાંના ફુલમાંના કાંટા અને મરી એકત્ર વાટી ગોળીઓ કરવી અને તે ખવ-રાવવી અથવા આકડાની કુપળો ને ફુલ એકત્ર વાટી તેનો ગોળમાં પાક કરી ખવરાવવાથી ઉધ-રસ ને દમ મટે છે.

આદાશીશી—આકડાના મૂળનો ધુમાડો નાકે સુંઘવાથી મટે છે.

કમળો—આકડાનાં મુળ ચોખાના ધોવણમાં ઘસી નાકમાં તેનું ટીપું પાડવાથી મટે છે.

માથું ચડવું—આકડાના દુધમાં છાણાંની રાખ પલાળી તે સુકવી પછી તેને છીકણી પેઠે સુંઘવાથી છીંકો આવી માથું ઉતરે છે. ચઢી જાય તો ઘી સુંઘવું

કફ અને શ્વાસ—આકડાનાં પાનનો રસ એક તોલો પીવાથી ઉલ્ટી થઈ કફ અને પિત્ત નીકળી જશે. ચઢી જાય તો ઘીને ભાત ખાવાં.

વીંછીનું ઝેર—આકડાનું મુળ ઘસીને ચોપડવાથી ઝેર ઉતરે છે

હડકાયું કુતરૂં કરડે તો—આકડાનું દુધ, ગોળ અને તેલનો લેપ કરવાથી મટે છે.

સાપનું ઝેર—આકડાનાં પાનને આકડાના દુધમાં વાટી ગોળીઓ કરવી અને દર ઘડીએ ઘડીએ ખવરાવવી અથવા તેનાં મુળ ઘસીને પા-વાથી ઝેર ઉતરે છે.

ઘુંટણનો વા—આકડાનું દુધ ત્રણ દીવસ ચોપડવાથી મટે છે.

ટાઢીયો તાવ—આકડાનાં કુમળાં પાન પા-નમાં ખાવાથી મટે છે. આકડાનું ઝેર ચડે તો આમલીનો પાલો વાટી લેપ કરવાથી ઉતરી જાય છે.

શ્લીપદ—હાથ પગ જાડાં થવા—આક-ડાનાં મુળ કાંજીમાં વાટી લેપ કરવાથી મટે છે.

મ્હોં ઉપરની કાળાશ—આકડાના દુધમાં હળદર વાટી લેપ કરવાથી મટે છે

મૂત્રાઘાત—આકડાના દુધમાં બાવળની છા-લનું ચુર્ણ મિશ્ર કરી તે ચુર્ણ ડુંટીની આસપાસ અને પેઢુએ ચોપડવાથી તરતજ મૂત્ર માર્ગ મોકળો થઈ પેસાબની શુદ્ધ થાય છે.

પેટ અને માથાનો દુખાવો—આકડાના પાનનું બંધારણ મુકવાથી દુખાવો મટે છે

અપૂર્ણ.

[ અનુસંધાન ગયા અંકથી ]

જે પુરુષને જ્વરાતીસાર હોય તેણે પૃશ્નિપર્ણી, બલદાણા, બીલી, સુંઠ, કડ, અને ધાણાની સાથે પેયા પકાવીને તેમાં ખટાઇ નાંખીને પીવી.

જે જ્વરવાળાને શ્વાસ, ખાંસી, તથા હિચકી આવતી હોય તેણે મોટા સમેરવાની સાથે પાક કરેલી યવાગૂ પીવી. આ યવાગૂ પરસેવો કઢાડનાર તથા દીપન હોય છે ૧૭૯

જે જ્વરવાળાનો મળ બંધાયલો હોય તેણે પીપળ તથા આંબળાની સાથે યવો [ જવ ] ની પેયા પકાવીને ઘી નાંખીને પીવી. એ યવાગૂ દોષોને પોતપોતાના માર્ગને અનુસાર કરે છે ૧૮૦

જે રોગીનો કોઠો બદ્ધ તથા પીડાવાળો હોય તેણે દ્રાક્ષ, પિપળીમૂળ, ચવક, આમળા તથા સુંઠની સાથે પેયા પકાવીને પીવી. ૧૮૧

જે જ્વરવાળાને ગુદામાં કરડ થાય તેણે બીલાં, વરીયાળી, આમલી, બોર, બલા, તથા પૃષ્ટપર્ણિની સાથે પકાવેલી કાંજી પીવી ૧૮૨

જે તાવવાળાને પરસેવો ન વળતો હોય, અને તરસ બહુ લાગતી હોય તેણે સુંઠ, તથા આમળાની સાથે પકાવેલી પેયા ઘી તથા સાકર સાથે પીવી તે જ્વરને મટાડનાર છે ૧૮૩

જ્વરમાં ઓસામણ.

જે જ્વરવાળાને ઓસામણ હિતકર હોય તેને મગ, મસુર અને કુલથી તથા ચણા મઠનું ઓસામણ આપવુ. ૧૮૪

જ્વરમાં શાક.

તાવમાં—પરવળનાં પાન, પરવળ, મકાઈ, કંકોડાં, તથા કારેલાંનુ શાક હિતકારક છે. ૧૮૫*

જે જ્વરવાળાને જમ્યા પછી તરસ લાગે તો ગરમ જળ પીવાને આપવુ અને જો તેને મદ્ય હિતકર હોય તો દેશ તથા બળનો વિચાર કરીને મદ્ય પાવુ. ૧૯૦

નવીન જ્વરમાં દોષોના પચી ગયા પછી ભારે, ગરમ, સ્નિગ્ધ, મધુર તથા કષેલી વસ્તુઓનો આહાર ઘણે ભાગે કરવો નહિ. ૧૯૧

કવાથો.

આ પ્રકારે જ્વરનાશક અનુપાનોનો ક્રમ પ્રકટ કર્યો. હવે એ ઉપરાંત જ્વરનાશક કવાથ કહેવામાં આવે છે ૧૯૨

જ્વરની શાન્તિને માટે નાગરમોથ તથા પિત્તપાપડાનો ઉકાળો પીવો, અથવા નાગરમોથ અને પીતપાપડાને સંધ્યાકાળે પાણીમાં પલાળી મૂકી સંવારમાં ગાળી લઇ તે પાણી પીવુ, અથવા સુંઠ, પિત્તપાપડા, તથા જવાસાનો ઉકાળો પીવો. કરીયાતું, નાગરમોથ, ગળો, સુંઠ, કાળીપાટ, ખસ તથા સુગંધીવાળો એ સર્વનો ઉકાળો પીવો.

એ ઉકાળા દીપન, જ્વરઘ્ન, દોષોને પચાવનાર અને તૃષા, અરુચી, તથા મુખની વીરસતાને નષ્ટ કરનાર છે. ૧૯૫

વિષમજ્વરનાશક પાંચ કવાથ

ઈન્દ્રજવ, પટોલનાં પાન, કડુનો કવાથ સતત જ્વરને મટાડે છે. પટોળપત્ર, ઉપલસરી, નાગરમોથ, કાળીપાટ અને કડુનો કવાથ સતત જ્વરને મટાડે છે લીમડો, પરવળ, ત્રિફળા, દ્રાક્ષ, નાગરમોથ, તથા ઇન્દ્રજવનો કવાથ એકાંતરીયા જ્વરને મટાડે છે ૧૯૬

કરીયાતુ, ગળો, રક્તચન્દન, સુંઠનો કવાથ તૃતીયક જ્વરમટાડે છે. ગળો, આમળાં, નાગરમોથનો કવાથ ચોથીયા તાવને જલ્દી મટાડે છે ૧૯૭—૧૯૮

વત્સકાદિ કવાથ

ઇન્દ્રજવ, અમલતાસ, કાળીપાટ, કસુરી, કડુ, મોરવેલ, અતીવીષ, લીમડાની અંતરછાલ, પટોળ, જવાસા, વજ, નાગરમોથ, ખસ, જેઠીમધ, હરડે બહેડાં, આંમળાં, વરીયાળી એ સર્વનો ઉકાળો કરી પીવો અથવા સર્વને રાત્રે પાણીમાં પલાળી સવારે તે પાણીને ગાળી પીવાથી તાવનો નાશ થાય છે. ૧૯૯—૨૦૦

શીતકષાય.

જેઠીમધ, નાગરમોથ, દ્રાક્ષ, સીવણનાં ફલ, ફાલસા, કરીયાતુ, ખસ, હરડે, બહેડાં, આમળાં, કડુ એ સર્વને ખાંડીને સાંજે પાણીમાં પલાળી સવારે મળીને પીવાથી જલ્દી જ્વર શાન્ત થાય છે

અપૂર્ણ.

* શ્લોક ૧૮૫ થી ૧૮૯–માંસના ઉપયોગ સંબંધી હોવાથી આપ્યા નથી.

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] . જુલાઇ સને ૧૯૨૨. [અંક ૫ મો.


## श्रीइष्टप्रति वृत्तिना विविध भावो.

( સાચી વિદ્યાની દેવી શારદા—એ લય )

તમે અમારા અમે આપનારે, પ્રભુ સદૈવ છઇએ. હાં હાં રે પ્રભુ ! સદૈવ છઇએ.
તમે અમમાં, અમે આપમા રે, પ્રભુ ! સદૈવ રહીએ; હાં હા રે પ્રભુ૦
તમે કુસુમ અમે પાંખડી રે, તમ સંગે ખીલીએ, હા હારે તમમાં;
અમે કાજળ તમે આખડી રે, તમમા ઓગળીએ; હા હાં રે તમમાં.
તમે શ્રીફળ અમે કાચલી રે, રહીએ તમ સંગે; હા હા રે રહીએ,
તમે વેલીને અમે ડાખળી રે, રહીએ તમ અંગે, હાં હા રે રહીએ.
તમે આકાશ અમે વાદળી રે, અમે તમમાં ભળીએ; હાં હા રે અમે,
તમે વાદળ અમે વીજળી રે, તમમા ઝળહળીએ, હાં હાં રે તમમા.
તમથી અમે શોભાઈએ, તમથી પોષાઇએ, હા હાં રે તમથી;
તમમાં અમે શરમાઇએ રે, તમથી ઉદ્ભવીએ, હાં હાં રે તમથી.
ન્યારા ન અમને જાણશો, અમે છીએ તમારાં, હા હાં રે અમે;
ઉપેન્દ્ર કરુણા આણશો, તમે થઇને અમારા; હા હા રે તમે.

ષી. ૩.

---

## कोण छे ब्रह्मरसना भोगी.

( ઓ જીવડા, જાગીને જોતાં જગ ખોટું રે જી,—એ લય ).

આ વિશ્વમાં તેજ છે બ્રહ્મરસના ભોગી રે જી,
સર્વ સ્થિતિ, સર્વ દેશને કાલમાંહિ, અખંડ છે જે હરિસયોગી રે; આ૦
જેના હૃદયની વાટિકામાંહિ, અનુભવ પુષ્પો રહે ખીલ્યાં રે જી,
સદ્ગુરુ—શાસ્રતણી બોધ વૃષ્ટિના જેણે ઝાપટાં સતત ઝીલ્યાં રે આ૦
જેના ચિત્ત—આકાશમાં મોહકેરૂં, નાનું પણ અભ્ર ના જણાયે રે જી;
વિષયની પ્રાપ્તિ કે વિષય અભાવ કાલે નિર્વિક્ષિપ્ત જે સદાયે રે; આ૦
મૂર્ધમાં વિલસતા ચિદ્ભાનુને જેના નયનકમલ સદા ન્યાળે રે જી,
અંતઃસત્વ સિન્ધુ ચિતિચન્દ્ર જેનો, અખંડ અત્યન્ત ઉછાળે રે. આ૦
જ્વલંત વિરાગરૂપી મદને ઝરંતો જેનો, મન માતંગ મસ્ત ડોલેરે જી,
સૂક્ષ્માત્સૂક્ષ્મ પરાત્પર તત્ત્વમા, બુદ્ધિ વૃત્તિને જે ઝબોળે રે, આ૦
સ્વરૂપમા, જેના અંતરથી સર્વની, સાથેના સમ્બંધ છૂટયા રે જી,
ઉપેન્દ્ર સ્વરૂપે જેની લગની રહે લાગી, બ્રહ્મના રસને તેણે લૂટયા રે; આ૦

ષી. ૩.

# ब्रह्मज्ञाननी प्राप्तिनां मुख्य चार साधनो.

લેખકઃ—પુજ્યપાદ મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્મા.

( અનુસંધાન ગતાંકથી. )

જિજ્ઞાસુએ ઉપર કહેલો મુખ્ય વિવેક મેળવવા તથા તેને પોતાના અંતઃકરણમાં સતત સ્થિર રાખવા નિરંતર આદરપૂર્વક દીર્ઘકાલ સુધી પ્રયત્ન કરવો જોઇએ. જેમ "રામ રામ" બોલવાથી પોપટ રામના સત્યસ્વરૂપને પ્રાપ્ત કરી શકતો નથી તેમ "ब्रह्म सत्यं जगन्मिथ्या" ને "આતમ અવિનાશી અચલ, જગ તાતે પ્રતિકૂલ, ઐસો જ્ઞાન વિવેક હૈ" એમ બોલવાથી જગતને સત્ય માનનારો અને બ્રહ્મને લગભગ અસત્ય માનનારો તથા દીર્ઘકાલથી મનુષ્યના હૃદયમાં નિર્ભયપણે નિવાસ કરીને રહેલો અવિવેક કદીપણ દૂર થતો નથી, અર્થાત્ એવો નમાલો વિવેક મનુષ્યના હૃદયમાં રહેલા બલવાન્ અવિવેકને લેશ પણ દૂર કરી શકતો નથી. દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક, બ્રહ્મના સત્યપણાનો ને જગતના અસત્યપણાનો વિચાર કરી મુખ્ય વિવેકને જ્યારે બલવાન્ કરવામાં આવે છે ત્યારે જ ચિરકાલથી મનુષ્યના હૃદયમાં વસેલો અવિવેક તેના હૃદયમાંથી નિરુપાયે વિદાય થઇ જાય છે.

જે હૃદય ગૌણવિવેકથી રહિત હોય તેમાં મુખ્ય વિવેકનો અવિર્ભાવ શી રીતે થઇ શકે? જે હૃદય ગૌણવિવેકના સ્વરૂપને જાણનારૂં તથા તેને અનુસરનારૂં હોય તે હૃદય સરલ તથા પવિત્ર હોવાથી મુખ્ય વિવેકને પ્રાપ્ત કરી શકવાના સામર્થ્યવાળું થાય છે, માટે પોતાને જિજ્ઞાસુ માનનાર પ્રત્યેક મનુષ્યે આદર ને સાવધાનતા રાખી જે ગૌણવિવેકની પોતાના હૃદયમાં પ્રાપ્તિ ને સ્થિરતા ન હોય તેની પ્રાપ્તિ ને સ્થિરતા કરવી જોઇએ

ઉઠવું, ચાલવું, ઊભા રહેવું, બેસવું, સૂવું, ખાવું, પીવું, પહેરવું, મલમૂત્રનો ત્યાગ કરવો, દાતણ કરવું, સ્નાન કરવું, પૂજવું, બોલવું, સાંભળવું, જોવું, સ્પર્શ કરવો, સુંઘવું, લખવું, વાંચવું, લેવું, મૂકવું, ઊઘાડવું, વાસવું અને પોતપોતાના પ્રાપ્તવ્યવહારને લગતું કોઇ પણ કામ કરવું આ સર્વમાં પોતાના દેશના ને પોતાના વર્ગના શિષ્ટ માણસો કેમ વર્તે છે, વા શાસ્ત્રાનુસાર શિષ્ટોએ એવાં કામોમાં કેમ વર્તવું જોઇએ, તેનો પૂરતો વિચાર કરી જિજ્ઞાસુએ તે પ્રમાણે વર્તવા ધૈર્ય ને સાવધાનતા રાખી આદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ વળી તેણે શુભ વિચાર તથા શુભ ક્રિયાનાં ને અશુભ વિચાર તથા અશુભ ક્રિયાનાં સ્વરૂપોને પણ જાણવાં જોઇએ. આ સર્વ બોલી જવામાં ને સાંભળવામાં લેશ પણ કઠણ હોય એમ જણાતું નથી, તેથી સામાન્ય બુદ્ધિવાળા મિથ્યાભિમાની માણસો આવાં કથનોને સાંભળી લે છે, ને આમાં પોતાને કાંઇ વિચારવા જેવું કે આચરણમાં મૂકવા જેવું નથી એમ ધારી તે કથનો ઉપર જેવા ગંભીરપણાથી તેમણે વિચાર કરવો જોઇએ, તથા તે કથનોમાં કહેલી રીતે વર્તવા પ્રયત્ન કરવો જોઇએ, તેવો વિચાર કે પ્રયત્ન તેઓ કરતા નથી. વેદાંતના પ્રકરણ, પ્રમેય કે આકાર ગ્રંથોના શબ્દોનો પ્રતિધ્વનિ કરી દેખાડનારા, ને માત્ર શબ્દોપરના નૃત્યથી પ્રસન્ન થનારા મનુષ્યોને આશ્ચર્ય ઉપજાવનારા, કેટલાક પુરુષો જ્યારે સામાન્ય વિવેકથી પણ રહિત જોવામાં આવે છે ત્યારે એક પણ રૂપીઓ જેની ગાંઠમાં ન હોય, ને જે પરાર્ધ રૂપીઆની મિથ્યા વાતો કરતો હોય તેના ઉપર વિવેકી શ્રોતાને જેવી ઉપહાસયુક્ત દયા ઉપજે તેવી ઉપહાસયુક્ત દયા આમના ઉપર પણ વિવેકી મનુષ્યોને ઉપજે છે.

જે નિરભિમાની જિજ્ઞાસુ મનુષ્ય મુખ્ય વિ-

વેકની પ્રાપ્તિ માટે ગૌણવિવેક પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તેણે જેમ વિદ્યા, અધિકાર ને ધન મેળવવા ઇચ્છનાર મનુષ્ય તે તે વસ્તુની પ્રાપ્તિ કરવા માટે આદર પૂર્વક પ્રયત્ન કરે છે તેમ મુખ્ય વિવેકને પ્રાપ્ત કરવાનો પોતાનો ઉદ્દેશ સતત સ્મરણમાં રાખીને સર્વ ગૌણવિવેકોને પ્રાપ્ત કરવા આદર પૂર્વક સતત પ્રયત્ન કરવો જોઇએ. ઘણા કાલથી પોષણ પામેલા ગાઢ અવિવેકો પણ જો જિજ્ઞાસુ કંટાળ્યા વિના આદરપૂર્વક પ્રયત્ન કર્યા કરે તોજ યોગ્ય સમયે માંડમાંડ દૂર થાય છે, પરંતુ તે અનાયાસે દૂર થઇ જતા નથી આવો પ્રયત્ન પોતાનું હિત *શામાં રહ્યું છે*, ને પોતાનું અહિત શામાં રહ્યું છે, તેના સમજરૂપ વિવેકવિના મનુષ્યથી થઈ શકતો નથી. પોતાના હિતનું ને અહિતનું સ્વરૂપ સમજવામાં પણ પોતાના અંતઃકરણની કેટલેક અંશે નિર્મલતાની તથા સદ્ગુરુના ને સત્શાસ્ત્રના વચનમાં પ્રમાણિકપણાના નિશ્ચયની અપેક્ષા રહે છે.

પ્રાયશઃ એવું જોવામાં આવે છે કે પારમાર્થિક સાધનોમાં શ્રદ્ધાની ને તે સાધનો સિદ્ધ કરવાના ઉત્સાહની ન્યૂનતાથી અને સંસારાસક્તિ વા મૂઢતાથી ઘણા મનુષ્યોનાં અંતઃકરણોમાં પારમાર્થિક સાધનોના ઉપદેશનું ગ્રહણ ધારણ થોડું થઇ શકે છે, ને તે ઉપદેશનું યથાયોગ્ય ગ્રહણ ધારણ ન થઇ શકવાથી તથા પડેલા કુસ્વભાવોની પ્રબલતાથી તે ઉપદેશને તેમનાથી આચરણમાં મૂકવાનું બનતું નથી, વા બને છે તો બહુજ થોડે અંશે બને છે. આમ હોવાથી જોકે આ ગૌણવિવેકને લગતા ઉપદેશનો ઉપયોગ પણ ઘણા મનુષ્યો નહિ કરી શકે એમ અનુમાન થાય છે, તો પણ જેઓ ગૌણવિવેક પ્રાપ્ત કરવા ન્યૂનાધિકપણે પ્રયત્ન કરી શકે એવા હોય તેમને તે ગૌણવિવેકની પ્રાપ્તિ કરવાના ઉપાયોનું દિગ્દર્શન ન કરાવવું તે અયોગ્ય જણાય એમ સમજી તેવા અધિકારીઓ માટે અહિં શિષ્ટોમાં સ્વાભાવિક રીતે રહેલા તે ગૌણવિવેકના સ્વરૂપનું તથા તેની પ્રાપ્તિના ઉપાયોનું દિગ્દર્શન કરાવવાનો સ્વલ્પ પ્રયત્ન થાય છે.

૧ પ્રાતઃકાલે શય્યામાંથી ઊઠતી વેળા મનને ભય, ચિંતા કે રાગને વશ ન થવા દેતાં પ્રસન્ન રાખવું, ને થોડો સમય તેને ઇષ્ટદેવના સ્મરણમાં ધ્યાનમાં કે સ્તુતિમાં જોડવું. તે વેળા ઉપરા ઉપર બગાસાં ખાધા કરવાં, આળસ મરડયા કરવી, કે શરડો પાડવા લાગવું એ યોગ્ય નથી. ૨ ધીમે ધીમે સન્મુખ નીચી દૃષ્ટિ રાખીને ચાલવું. આપત્કાલ વિના બહુ ઊતાવળા ચાલવું નહિ, વા દોડવું નહિ. ચાલતી વેળા આસપાસ કે પછવાડે જોવાની અગત્ય જણાય તો ઊભા રહીને જોવાયોગ્ય પ્રદેશ ભણી જોવું ગુરૂજનોની પછવાડે ચાલવું, પ્રયોજન વિના સાથે કે આગળ ન કરવું, ત્રાંસું ન થવા દેવું, તથા હાથ પગ કે મુખવડે કોઇ પણ પ્રકારના ચાળા ન કરવા ૪ *શ્રીસદ્ગુરુ, ઇષ્ટદેવની પ્રતિમા, માતપિતાદિ ગુરુ*જનો, કે અન્ય પૂજ્ય મનુષ્યોની અતિસમીપમાં કે તેમનાથી અતિ દૂર ન બેસવું. વળી તેમની સમીપ એક પગ બીજા પગ ઉપર ચઢાવીને, વસ્ત્ર કે હાથવડે ગોઠણો બાંધીને, તકીઆ આદિનું ઓઠીંગણ દઇને, પગ લાંબા કરીને, સહજ આડે પડખે થઇને, કે પોતાની પીઠ કે પડખું તેમના ભણી રહે એવી રીતે વા ડીંચણ ડોલાવતા બેસવું નહિ.' ૫ પગ લાંબા કરીને પડખાભર સૂવું, ચત્તુ કે ટુટીઆં વાળીને સૂવું નહિ. નિદ્રા વેળા મોઢું ખુલ્લું ન રહે, વસ્ત્રો યોગ્ય રીતે રહે, ને પથારીથી શરીર નીચે ન જાય એમ સાવધાનતા રાખવી. ૬ દ્વિજે પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસી પ્રાપ્ત થયેલા ભોજનના પદાર્થોનું મંત્રેલા જલવડે પ્રોક્ષણ કરી, પછી ધીમે ધીમે સારી રીતે ચાવીને જમવું. જમતી વેળા હાથના કાંડાપર દાળના કે કઢીના રેલા ન ઉતરે, મુખમાંથી તેના રેલા ન ઉતરે, ખાવાના પદાર્થો મુખમાંથી પાત્રમાં કે ભૂમિપર વારંવાર ન પડે, અવાજ ન થાય, તથા ભોજનપાત્ર ગંદુ ન થાય એમ સાવધાનતા રાખી પરિમિત, પથ્ય ને પવિત્ર પદાર્થો ખાવા. ભોજનવેળા પૂર્વાચમન તથા ઉત્તરાચમન લેવાં. પોતાની પંક્તિમાં કોઇ જમતું હોય ત્યાંસુધી ઉત્તરાચમન ન લેવું કોળીઆ મોંમાં લેતી વેળા કોઇની સાથે વાત ન કરવી. ૭ જલ આદિ પવિત્ર પ્રવાહી પદાર્થો ઉભા રહીને, ત્રાંસા રહીને, કે સુઇને ન પીવા, સ્વસ્થ ચિત્તે સીધા બેસીને પીવા અન્ય મનુષ્યે એંઠા કરેલા પાત્રને સ્વચ્છ કર્યાં વિના તે પાત્રવડે જલ આદિ ન પીવું પીતાં પીતાં શરીરપર પાણી ન

રૂાળામ તેની સાવધાનતા રાખવી. પીવા-યોગ્ય પદાર્થો પીતી વેલા કોઇની સાથે વાત ન કરવી. ૮ તુરત માણુસોની દષ્ટિ ખેંચાય એવાં વસ્રો ન પહેરવાં, આછકલાઇ કે અમર્યાદા જણાય એવી રીતે ન પહેરવાં, બહુ તડૌતડ કે બહુ પહોળી રીતે ન પરહેવાં, પ્રસગનો વિચાર કરીને તદનુસાર તે પહેરવાં, ને પોતાની સ્થિતિને શોભે એવાં પહેરવાં. ૯ મલમૂત્રનો ત્યાગ કરવાનો, દાતણ કરવાનો, ને સ્નાન કરવાનો શિષ્ટાચાર ચારે વેદોનાં આહનિક પ્રકારોમાં જણાવેલો હોવાથી અહિં તેનું પુન કથન કરવુ યોગ્ય ધાર્યું નથી. ૧૦ પ્રયોજન વિનાનું, સામા મનુષ્યના માનનો ભંગ થાય એવુ, સામા મનુષ્યને મિથ્યા બોલવાનો પ્રસગ પ્રાપ્ત થશે એવો સભવ જણાય એવુ, પોતાની શ્લાઘા સાંભળવાની ઇચ્છા આથી પૂરી થશે એવા અભિપ્રાયવાળું, ને પોતાની મહત્તા અન્ય મનુષ્યોમાં પ્રકટ કરવાના અભિપ્રાયવાળુ કોઇને કાંઇ ન પૂછવુ. વળી સાધારણુ પ્રયોજનવિના મારે વિષે અમુક શુ કહે છે, તે શુ કરે છે, તે શુ વાંચે છે, ને તે શું માને છે, એવા નિરર્થક પ્રશ્નો પણ કોઇને ન પૂછવા. ૧૧ કોઇનું અહિત ન થાય એવુ નિર્દોષ પ્રમાણુથી જેવુ જાણ્યુ હોય તેવુ, શ્રોતાને પ્રિય લાગે તથા તેનુ હિત કરે એવુ, શ્રોતાને ભય કે ચિંતાની પ્રાપ્તિ નહિ કરાવનારુ, ગુરુજનોની વાતચીતમાં ભંગાણુ નહિ પાડનારુ, પૂરતો વિચાર કરી નક્કી કરેલું, ને શ્રોતાને સહેલાઇથી સમજાય એવુ સંક્ષેપથી કે વિસ્તારથી પ્રસંગાનુસાર તથા ધર્માનુસાર બોલવું ૧૨ અધર્મની પ્રાપ્તિ નહિ કરનારુ, શુદ્ધ વ્યવહાર સાધવામાં કે પરમાર્થના સાધનો સાધવામાં ઉત્સાહ વધે એવુ, પોતાના પ્રાપ્ત વ્યવહારમાં કે પારમાર્થિક સાધનમાં ઉપયોગી હોય એવુ, ને ચિત્તની શાંતિમાં વધારો કરનારુ સમભાવ રાખીને સાંભળવુ ૧૩ કોઈ પણ પ્રકારના કુસંસ્કાર નહિ પાડનાર પણ સુસસ્કાર પાડનાર, ને અંત કરણ તથા ઇંદ્રિયોને અનુચિત ક્ષોભ નહિ ઉપજાવનાર પણ તેમને શાંત કરનાર હોય તે જોવુ, પણ તેથી વિપરીત હોય તે ન જોવુ. ૧૪ અંતઃકરણની પવિત્રતા, સૂક્ષ્મતા ને એકાગ્રતા વધારનારા પ્રાણિ પદાર્થોનો સ્પર્શ કરવો, તથા એવાં પદાર્થો સુંઘવા, પરંતુ અત:કરણની મલિનતા, સ્થૂલતા ને ચંચલતા વધારનારા પ્રાણિપદાર્થોનો સ્પર્શ કરવો કે તેવા પદાર્થોને સુંઘવા એ કામ ભૂલથી પણ ન કરવાં. ૧૫ પોતાની ને અન્યની યોગ્યતા ને સ્થિતિનો વિચાર કરીને, પ્રયોજનનો વિચાર કરીને, રાગદ્વેષાદિના પ્રબલ વેગોને વશ નહિ થઇને, ધાર્મિક બલને હૃદયમાં જાગ્રત્ રાખીને, ને પરિણામનો વિચાર કરીને, શુદ્ધ તથા સ્વચ્છ લખવુ. ૧૬ પોતાના અંત કરણમાં શુભ સસ્કારો પાડનારુ, પોતાના પ્રાપ્તવ્યવહારમાં કે ચાલતા અથવા આગળ ઉપર, આવનારા પારમાર્થિક સાધનમાં નવુ અજવાળુ પાડનારું, ને ધાર્મિકબુદ્ધિ તથા શુભગુણોમાં વૃદ્ધિ કરવાના કામમાં ઉપયોગી થઇ પડનારું વાંચવું, પણ સ્મરણશક્તિને બલહીન કરનારું અત:કરણ તથા ઇંદ્રિયોમાં અયોગ્ય ક્ષોભ ઉપજાવનારૂં, ધર્મભ્રષ્ટ કરનારૂં, શુભગુણોથી દૂર કરી દુર્ગુણોનુ પોષણ કરનારુ, તથા સ્વકર્તવ્યથી ભ્રષ્ટ કરનારું ન વાંચવુ ૧૭ કોઇપણ પદાર્થ લેવો હોય તથા મૂકવો હોય તો પોતાના હાથની પવિત્રતા તથા ભૂમિની પવિત્રતા જોઇને વા કરીને તે પદાર્થ લેવો તથા મૂકવો, તેમજ ધીરેથી તથા જોઇને તે લેવો તથા મૂકવો. ૧૮ બારી, બારણાં, કબાટ ને પેટી ઇત્યાદિ ધીરજ રાખીને ઉઘાડવાં, તથા ધીરજ રાખીને તે વાસવાં. ૧૯ ખેતી, બેપાર, ભિન્ન ભિન્ન પ્રકારની સેવા, વકીલાત, દલાલી અને આજીવિકા પ્રાપ્ત કરવાના અન્ય ધંધાઓને લગતુ જે જે કામ કરવું તે તે કામ પ્રામાણિકતાથી ને સાવધાનતાથી સારામાં સારુ ને અવસર કરવુ.

( અપૂર્ણ )

# अंतरनुं साचुं बळ.

આજે ઘણા માણસો વ્યવહારમાં રચીપચી રહેલા જણાય છે. તેમને જાણે વ્યવહારને સિદ્ધ કરવા સિવાય બીજું કોઈ કર્તવ્યજ નથી એવી રીતે વ્યવહારિક સુખના પદાર્થો મેળવવા માટે તનતોડ મહેનત કર્યા કરે છે, સવારથી ઉઠે છે ત્યારથી તે રાત્રે સુતા સુધી તે ધનાદિ પદાર્થો મેળવવા માટે પ્રયત્ન કર્યા કરે છે. ઘડીવાર નવરા બેસતા નથી અને કદાચ નવરાશ મળે છે તો તેમાં તેમનું મન વ્યવહારિક પદાર્થો મેળવવાના અનેક પ્રકારના વિચાર કર્યા કરે છે. આવા માણસો જન્મવું અને મરવું એ બેની વચ્ચેના ટાઇમનેજ પોતાનો ખરો ટાઈમ ગણે છે. તે વખતની અંદર સર્વથી વધુ સુખી થવા માટે ઇચ્છે છે. સુખી થવા માટે કામ કામને કામજ કર્યા કરે છે. તેઓ જો વેપાર કરતા હોય છે અને તેમાં સારૂ ધન મળી જાય છે તો જાણે દુનિયામાં આપણે જ સર્વથી મોટા છીએ એવા અહંકારમાં પોતાનાથી ઉતરતા દરજ્જાના માણસોની અવગણના કરતાં ચુકતા નથી. નોકરી કરતા હોય અને તેમાં જો સારી અમલદારી મળી ગઇ હોય છે, તો જાણે આખું રાજ્ય પોતાનાજ હાથમાં આવી ગયુ હોય તેવો દમામ રાખે છે.

આ પ્રમાણે વ્યાવહારિક ઉન્નતિનેજ આવા મનુષ્યો સર્વોત્તમ ઉન્નતિ માને છે. અને વ્યાવહારિક ઉન્નતિ સિવાય જાણે બીજું કશું મેળવવાનું જ ન હોય તેમ માની બેસે છે આવા માણસોમાંના કેટલાક તો આ પ્રમાણે વ્યવહારમાં ઉંચી સ્થિતિ મેળવી હલકી સ્થિતિના-માણસો તરફ ઉપેક્ષા બુદ્ધિ રાખે છે. તાબાના માણસોને હલકા માને છે અને પોતાને હવે આ દુનિયામાં બીજું કાંઇ કર્તવ્ય જ નથી એમ માની રાત દિવસ પોતાના ધંધામાં રચ્યા પચ્યા રહે છે. તમે ગમે તેવી સ્થિતિમાં હો, કદાચ ધનવાન હો કે ગરીબ હો છતાં પણ તમારે સમજવુ જોઇએ કે તે સ્થિતિ ઉપર તમારી ઉન્નતિનો આધાર નથી. એક માણસે વ્યવહારમાં પુષ્કળ ધન પેદા કર્યું, બીલો બનાવી, બંગલા બાંધ્યા, બાગબગીચા વસાવ્યા, ગાડી અને મોટરો વસાવી, સ્ત્રી પુત્રાદિ પણ પ્રાપ્ત થયાં છતાં તેને યથાર્થ સુખી કહી શકાશે નહિ. દૈવયોગે સટ્ટામાં કે અગ્નિમાં કે એવાજ કોઈ અકસ્માતથી તેનું ધન જતુ રહ્યું, સર્વ હતુ નહતુ થઇ ગયું તો તે વખતે તેના દુ:ખનો પાર રહેતો નથી. વળી સર્વ પ્રાપ્ત છતાં પોતે નવો મ્હેલ બંધાવ્યો, તેમાં પોતાને રહેવાની સર્વ અનુકુળતા કરી દીધી અને તેમાં રહેવા જતા પહેલાંજ પોતાને આ લોકનો ત્યાગ કરવો પડ્યો તે વખતે તેના મનની કેવી સ્થિતિ થવાની ? આથી તેના દુ:ખનો પાર રહેતો નથી. તે વખતે તેને એમ લાગે છે કે આ સર્વ મળીને જવા કરતાં ન મળ્યું હોતતો સારૂં. આમ થવાનું કારણ એ છે કે તેણે વ્યવહારના પદાર્થો મેળવવા એનેજ પોતાનુ 'કર્તવ્ય માન્યું હોય છે અને તે કર્તવ્યની સિદ્ધિ થતાં તેને આનંદ તો થાય છે પણ તે તે પદાર્થો નાશવંત હોવાથી જ્યારે તેનો નાશ થાય છે ત્યારે તેના દુ:ખનો પાર રહેતો નથી. આનું કારણ તેનામાં અંતરનુ સાચું બળ હોતું નથી એ છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાના અંતરનુ સાચુ બળ મેળવતો નથી ત્યાં સુધી તેનું સર્વ મેળવેલું નકામુ છે. તે જે જે પદાર્થો મેળવે છે તે સર્વ તેને અંતરના બળ વગર દુ:ખ કર્તા થઇ પડે છે. આમ છતાં પણ મનુષ્યો આ અંતરનું સાચુ બળ મેળવવા માટે દિવસના ચોવીસ કલાકમાંથી પા કલાક પણ પ્રયત્ન કરતા નથી. તેમને ખબર પણ હોતી નથી કે તેમનુ ખરૂં કર્તવ્ય વ્યવહારના પદાર્થો મેળવવામાં જ સમાયલું નથી, પણ ખરૂં કર્તવ્ય તો પોતાના અંતરનું સાચુ બળ મેળવવુ એમાં જ રહેલું છે જે માણસોએ આ બળને મેળવેલું હોય છે તેઓ નિર્ભય અને હિંમતવાળા હોય છે. તેમને વ્યવહારિક પદાર્થો જાય તેની ચિંતા હોતી નથી, તેમને વ્યવહારિક પદાર્થો પ્રાપ્ત થયાનો મદ હોતો નથી, સત્તા મળી

હોવા છતાં પણ તેનું ગુમાન હોતું નથી. અન્ય મનુષ્યોને તે પોતાનાથી હલકા માનતો નથી પણ તેમના પ્રતિ દયાળુ રહે છે. અન્ય મનુષ્યનું કલ્યાણ કરવાની વૃત્તિ તેમનામાં સદૈવ જાગ્રત રહે છે.

મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું ગણાય છે. તેમાં અત્યારે તો ૫૦ વર્ષની ઉમ્મર થઇ એટલે તેણે કાળના મુખમાં પ્રવેશ કર્યો એમ મનાય છે. તે ધનાદિ પદાર્થો મેળવવામાં દિવસનો તમામ ભાગ ગાળે છે તે એમ નથી સમજતો કે આ પદાર્થો પોતાને સુખ આપી શકશે કે કેમ, આ પદાર્થો મેળવવા એજ જો તેનું કર્તવ્ય હોત તો તે કર્તવ્યની સિદ્ધિ થતાં તેને શાંતિ અને આનંદનો લાભ થાત, પણ તેમ નથી. તે જેમ જેમ પદાર્થો મળ્યાં કરે છે તેમ તેમ વધુ મેળવવા યત્ન કર્યા કરે છે. અને છેક કાળના મુખમાં જતાં સુધી તો શું પણ મરણ પથારીએ સુતા સુધી અમુક પૈસા મળે તો સારૂં, અમુક વસ્તુ મળે તો સારૂં આવી ઇચ્છાથી કાર્ય કર્યા કરે છે. મનુષ્યોએ ધન, પુત્ર અને સ્ત્રીને સુખના પદાર્થો માનેલા હોવાથી તે મેળવવાનાજ રાતદિવસ વિચાર કર્યા કરે છે. પણ તેમને ખબર નથી કે હવે ઘડી પછી, વર્ષ પછી, પાંચ વર્ષે કે પચાસ વર્ષે જ્યારે આ લોકનો ત્યાગ કરવા વખત આવશે ત્યારે આ સર્વ પદાર્થો તેને કેવી રીતે સુખ આપી શકવાના છે ? આ શેઠાઇ, આ અમલદારી આ સાહ્યબી શું મરણ પછી પણ સુખ આપી શકશે ? સ્ત્રી પુત્રાદિ જ્યાં સુધી આ જન્મમાં સાથે રહીશું ત્યાંસુધી સબંધ રાખી શકશે પણ જ્યારે આ દેહનો ત્યાગ કરી જવું પડશે ત્યારે શું તે સર્વ સુખ આપી શકશે ? આવો વિચાર કરનારા ભાગ્યેજ મળી શકે છે.

મનુષ્યો જેટલી કાળજી આ દેહના સુખની રાખે છે તેટલી કાળજી આ દેહમાં રહેનારને માટે રાખતા નથી. આ જન્મમાં તે જે મેળવે છે તે સર્વ આ દેહનાં સુખો માટે હોય છે, પણ આ દેહમાં રહેનાર પોતાને માટે કાંઇપણ ચિંતા રાખતા નથી. આ દેહ કાંઇ આપણી સાથે કાયમ રહેવાનો નથી દેહ આત્માને માટે છે કાંઇ દેહ માટે આત્મા નથી. આજે લોકો તો આત્મા માટે દેહ છે એમ માની દેહમાં રહેનાર આત્માને ભૂલી જઇ માત્ર દેહનેજ પોતે હું છું એમ માની દેહને માટે ધનાદિ પદાર્થો મેળવવા રાત્રિદિવસ તનતોડ મહેનત કરી મથે છે પણ દેહમાં રહેનાર જે પોતે આત્મા અર્થાત જીવ છે તેને માટે કાંઇપણ કાળજી રાખતા નથી અને તેથી તે જેવા આવે છે તેવા જ ઠાલી હાથે વગર કમાણી કર્યે પાછા જાય છે.

મનુષ્ય માત્રે સમજવું જોઇએ કે આ જન્મમાં આપણે કાંઇ કમાણીતો અવશ્ય કરવાની છે. દેહ માટે નહિ પણ આત્મા માટે જે કમાવામાં આવે છે તેજ આત્માને સુખ આપી શકે છે, તેજ ખરી કમાણી છે. દેહને માટે વ્યવહારિક પદાર્થો મેળવવા માટે આત્માની અધોગતિ કરતાં પણ ચૂકતા નથી. દેહને માટે પદાર્થો મેળવવા માટે તે ખરા સુખથી ભ્રષ્ટ થાય છે. જેમ એક ઘડીના સુખને માટે આખી જીંદગીના સુખને લાત મારે છે તેવી રીતે માણસ આ ક્ષણભંગુર દેહના ત્રીસ ચાલીસ વર્ષ સુધીના સુખને માટે પોતાના આત્માના અનેક જન્મોના સુખને તિલાંજલી આપી દે છે. એટલું જ નહિ પણ આત્માની દરકાર કર્યા વગરજ માત્ર દેહનાં સુખો માટે અસત્યાદિ પ્રપંચો કરતાં પણ ડરતા નથી.

માણસ માત્રે સમજવું કે આ દેહ એ કાંઇ વેચાણ ઘર નથી પણ ભાડાનું ઘર છે. જેમ ભાડે રાખેલા ઘરને માટે તેમાં રહેનાર માણસ પુષ્કળ ખર્ચ કરે, તેને દુરસ્ત કરી મોટા બંગલા જેવું બનાવે, રંગ રોગાનથી રંગાવી ગાદીઓ જડાવે અને પોતાની અનુકુળતા માટે ખર્ચ કરે તે સર્વ નકામું છે તેવી જ રીતે આ દેહનાં સુખો મેળવવા માટે દેહમાં રહેનારના સુખને ધોઇ નાંખવા એ નકામો કાળ ગુમાવવા જેવું છે. ભાડાના ઘરમાં અમે તેટલા પૈસા ખર્ચ કર્યા છતાં પણ ઘરધણી આવીને કહે કે ' ભાઇ, હવે ખાલી કરો મારે તમને આ ઘરમાં રાખવા નથી, ' તો આપણે તે ઘરને ખાલી કરી ચાલી જવું પડે છે, અને માત્ર જે પોતાની માલકીનું હોય છે તેજ પોતાની સાથે લઇ જઇએ છીએ તેવી રીતે આ આપણું શરીર એ ભાડાના ઘર જેવું છે. આ દેહ જેવા તો કેટલાય દેહ ધારણ કર્યા હશે, અને

કેટલાક કરીશુ માટે તેનો વિચાર કરી દેહમાં રહેનાર જે આપણે તેને માટે-આપણા માટે જે કાંઇ મેળવવુ હોય તે આ જન્મમાં મેળવી લેવુ જોઇએ. તેને માટે આ દેહ સાધનરૂપ છે.

દરેક માણુસે સમજવુ જોઇએ કે આ દેહને માટે આપણે નથી પણ આપણે માટે દેહ છે. અને તેથી દેહના જ સુખ દુઃખમાં રચ્યા પચ્યા રહેવાની કાંઈ પણ જરૂર નથી. દેહનાં સુખો મેળવવા માટે આખો જન્મારો ગાળવો અને દેહનો ત્યાગ કરતી વખતે આત્માને માટે કાંઇ પણ કમાણી કર્યા સિવાય ચાલ્યા જવુ એ પાણી વલોવી માખણ મેળવવાની આશા રાખવા જેવુ છે. આથી મનુષ્યે સમજવુ જોઇએ કે આપણે માટે આપણે કાંઈ કમાણી કરવાની છે ખરૂ કર્તવ્ય પણ તેજ છે. નહિ કે દેહનાં સુખો માટે પ્રયત્ન કર્યા કરવો તે છે. મનુષ્ય પોતાના આત્માના સાચા બળને મેળવી શકે છે તો તે વડે પછી તે વ્યવહાર અને પરમાર્થ બને સાધી શકે છે. તેનું ખરૂં કર્તવ્ય અંતરના સાચા બળને મેળવવાનું છે. જે જે માણુસો આ બળને મેળવ્યા વગર બીજા પદાર્થોને મેળવવા મરી મથે છે તે સર્વની કમાણી આખરે ધુળમાં મળવાની છે. તેમને આખરે તેમણે મેળવેલા પદાર્થો જ દુઃખ દર્તા થઇ પડે છે. પણ જો તેઓએ અંતરના બળને મેળવ્યુ હોય છે તો તેમને પછી દુઃખ કદી પણ મળતું નથી. તે હમેશાં આનંદ અને સુખને મેળવી શકે છે.

અંતરનું બળ એ આત્માનું બળ છે. માણુસ માત્રે આ બળને મેળવવુ જોઇએ. જ્યાંસુધી તે પોતાના આત્માના જ્ઞાનને મેળવતો નથી ત્યાં સુધી તેનામાં આ બળ આવતું નથી માટે માણુસે આત્માનુ બળ મેળવવુ એનેજ પોતાના ખરા કર્તવ્ય તરીકે ગણીને તે મેળવવા માટે મુખ્ય પ્રયત્ન કરવાનો છે. જ્યારે દેહનાં સુખો મેળવવા માટે આટલુ બધુ કષ્ટ વેઠવામાં આવે છે ત્યારે દેહમાં રહેનાર માટે શું કરવાની જરૂર છે તેની અગત્ય દરેક માણુસે પોતે કરી લેવી ઘટે છે. આત્માનુસંધાન સાધ્યા વગર અંતરના બળને મેળવી શકાતું નથી માટે દરરોજ દરેક માણુસે પોતાના આત્માની સાથે એકાગ્રતા સિદ્ધ કરવા થોડો ઘણો પણ પ્રયત્ન કરવાની જરૂર છે. બહાર વાડી, ગાડીને બંગલા મેળવ્યા, સ્ત્રી પુત્ર અને નોકરાદિથી સન્માન પામ્યા છતાં પણ જો તેણે આત્માનું બળ મેળવ્યુ હોતું નથી તો તેને વ્યવહારના પદાર્થો મેળવ્યા છતાં પણ યથાર્થ શાંતિ અને સુખનો અનુભવ થતો નથી. જ્યાં સુધી માણુસને યથાર્થ શાંતિ ન મળે, જ્યાં સુધી તેને ખરા આનંદ અને સુખનો અનુભવ ન થાય, ત્યાંસુધી તેણે કાંઇપણ કમાણી કરી નથી એમ સમજવુ.

આ પ્રમાણે યથાર્થ શાંતિ સુખ અને આનંદને મેળવવા માટે કાંઇ ઘરબારનો ત્યાગ કરી ભગવાં પહેરી વનમાં જવાનું નથી, વ્યવહારના પદાર્થોનો ત્યાગ કરવાની કશી પણ જરૂર નથી. ભગવાં પહેરી વન સેવ્યાથી કાંઇ આત્માનુ કલ્યાણ થતું નથી. જે કરવાનું છે તે તો એજ છે કે ગમે તે સ્થિતિમાં પણ મનુષ્ય માત્રે પોતાના અંતરના સાચા બળને પોતામાં પ્રકટાવવાની જરૂર છે. જ્યાં સુધી અંતરનુ બળ મનુષ્યમાં જાગ્રત થતું નથી. ત્યાં સુધી તે જે જે કાર્યો કરે છે તે સર્વ મિથ્યા સમજવાં.

અંતરના સાચા બળને મેળવવા માટે તમે જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં રહેવા છતાં પણ માત્ર પ્રયત્નની જરૂર છે. આજ સુધી તમે દેહના સુખના પદાર્થો મેળવવા તેનેજ કર્તવ્ય માન્યું હોય તો હવે પછી તેને ખરૂં કર્તવ્ય ન માનતાં દેહમાં રહેનાર જે તમે પોતે તેના ખરા જ્ઞાનને મેળવવા પ્રયત્ન કરવો તેને ખરૂં કર્તવ્ય માનજો. અને તે પ્રમાણે માનીને તે જ્ઞાનને મેળવવા હંમેશાં જેટલો બને તેટલો વખત પ્રયત્ન કરજો. આ પ્રયત્ન કરવા માટે કાંઇ વ્યવહારના પદાર્થો મેળવવા માટે થતા પ્રયત્નનો ત્યાગ કરવાની જરૂર નથી તે કરવા છતાં પણ આ પ્રયત્ન થઈ શકે છે. આ પ્રયત્ન કરવામાં વ્યવહારિક કાર્યો કસોટી રૂપે છે. માત્ર વ્યવહારના પદાર્થો મેળવવામાં રચ્યા પચ્યા ન રહેવુ. તેના કરતાં આત્માના જ્ઞાનને મેળવવા માટે વધુ ઉત્સાહી થવુ અને એમ માનવુ કે જ્યાંસુધી આપણે આપણા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી ત્યાંસુધી આપણું જીવવું મિથ્યા છે.

મનુષ્ય અત્યારે જે પોતાના કામધંધા માટે રચ્યો પચ્યો રહે છે અને તેમાં જે પ્રીતિ રાખે છે તે જ્યારે જાણે છે કે આ સર્વ પ્રયત્ન માત્ર દેહના સુખો માટે છે અને તેમાં દેહમાં રહેનાર જે પોતે તેના સુખને માટે તો કાંઈ નથી મેળવતા, ત્યારે તે પછી દેહના કરતાં દેહમાં રહેનાર માટે વધુ કાળજી રાખે છે. તે જ્યાંસુધી પોતાના આત્માનું શોધન કરતો નથી, જ્યાંસુધી દેહમાં રહેનાર પોતાના સ્વરૂપનું જ્ઞાન મેળવતો નથી, જ્યાંસુધી તેનો સાક્ષાત્કાર કરી તેના સાચા બળને મેળવી શકતો નથી, ત્યાં સુધી તેને કાંઇ ગમતું નથી. તેનામાં જે વખતે આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી અંતરના સાચ બળને પ્રકટાવવાનો વેગ જાગ્રત થાય છે તે વખતે તેને બીજું સર્વ નકામું લાગે છે. તેને પછી દેહને સુખ આપનાર વ્યવહારિક પદાર્થો મળે કે ન મળે તેની પરવા રહેતી નથી તેને પછી અંતરના બળો પ્રકટાવવાનીજ દૃઢ ઇચ્છા થયાં કરે છે અને જેવી રીતે વ્યવહારના પદાર્થો મેળવવા તનતોડ મહેનત કરતો હતો તેવીજ રીતે તે આત્માના બળને પ્રકટાવવા અત્યંત મહેનત કર્યાં કરે છે.

જેને અંતરનું સાચું બળ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે તે માણસ પછીથી દેહના સુખના પદાર્થો મેળવવામાં પણ આત્માનુસંધાન સેવવાનો પ્રયત્ન કરી શકે છે. પછી તે શુદ્ધ અને પવિત્ર આચરણને સેવનારો બને છે. આત્માના સુખને મેળવવા માટે દેહને પવિત્ર બનાવી આચરણો શુદ્ધ બનાવે છે. શુદ્ધ વિચારને સેવનારો થાય છે. અસત્યથી તે કદીપણ પોતાના આત્માને કે પરને ઠગી શકતો નથી. હમેશાં નમ્ર, માયાળુ અને દયાળુ રહે છે. તે પછી તેનું હૃદય કોમળ માખણ જેવું બની રહે છે. કોઈપણ પ્રાણિને દુ:ખ દેવાની તેને ઇચ્છા થતી નથી કોઇનો રાગદ્વેષ તેનાથી થઇ શકતો નથી, પોતાના શત્રુનું પણ તે હિત કરનારો બને છે. આ ઇચ્છા જાગ્રત થતાં તેનો શત્રુ મિત્રભાવ છુપી જાય છે. તે કામ ધંધો કરે છે પણ પ્રમાણિકપણે માણસ ગાત્ર તરફ તેને પ્રેમ જાગ્રત થાય છે. અન્ય મનુષ્યોને તે પોતાના આત્મા તુલ્ય ગણે છે. કોઇનું પણ તે હિત કરી છુટે છે.

આ પ્રમાણે જે માણસને અંતરના સાચાં બળને પ્રકટાવવાની ઇચ્છા જાગ્રત થાય છે તે પછીથી સંયમશીલ બને છે આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરવું, અંતરના સાચા બળને મેળવવું તેજ પોતાનું ખરૂં કર્તવ્ય છે એમ માને છે. તેને પછી આ શરીરના સુખ દુ:ખોની ચિંતા રહેતી નથી, તે જાણે છે કે આ શરીર તો ભાડાના ઘર જેવું છે તેનો જેટલો સદુપયોગ કરી શકાય તેટલો કરી લેવો, પણ તેમાં જ રચ્યા પચ્યા રહેવું એ તો મૂર્ખાઇ છે. સંસારના ગમે તેવા વૈભવો પ્રાપ્ત થવા છતાં પણ તેને સંતોષ થતો નથી. તેને તો જ્યારે અંતરના સાચા બળને પોતાનામાં જાગ્રત કરે છે ત્યારેજ ખરી શાંતિ વળે છે. આવું સમજનાર માણસ જો અમલદારી કરતો હોય છે તો તે સમજે છે કે આ અમલદારી કાંઇ સાચી કમાણી નથી, એ વડે બીજા મનુષ્યોના ઉપર દાબ બેસાડી શેખ મારવો એમાં કાંઇ ખરૂં મહત્વ નથી, પોતાના કરતાં બીજાને હલકા માની તિરસ્કાર કરવો એ કાંઇ માણસાઈ નથી. પણ અમલદારીનો સદુપયોગ કરવો, પોતાની અમલદારી મારફતે અનેક માણસોનું કલ્યાણ કરવા પ્રેરાવું, અન્ય મનુષ્યો ઉપર દયા રાખી તેમનાં દુ:ખો દુર કરવા યત્ન કરવો એજ ખરૂં કર્તવ્ય છે. શેઠ હોય છે તો પછી તે પોતાના પૈસાટકાના મદમાં અહંકારી થઈ જઈ નાના માણસોના પૈસાને ડખાવી દેવા મથતો નથી પણ પોતાના પૈસાનો સદુપયોગ કરી પોતાના આત્માના કલ્યાણનો માર્ગ પકડે છે ગરીબ અને તવંગર ઇશ્વરની સૃષ્ટિમાં એકરૂપ છે. બંનેનો આત્મા એક છે. જેઓ પોતાનાં આત્માનાં કલ્યાણ માટે યત્ન કર્યા કરે છે તેઓજ ખરી કમાણી કરે છે એમ સમજવું.

મનુષ્ય માત્રે આ પ્રમાણે પોતાના ખરા કર્તવ્યને સિદ્ધ કરવા યત્ન કરવો એજ ખરૂં સુખ મેળવવાનો રસ્તો છે. નહિ તો લાખો રૂપિઆ પેદા કરો, બંગલામાં રહી મોટરોમાં ફરો પણ તે સર્વ અંતરનું સાચું બળ મેળવ્યા વગર કાંઇ પણ સુખ આપનારૂં નથી જો આ જન્મમાં આત્માનુસંધાન કરી આત્માના સ્વરૂપનું જ્ઞાન નહિ મેળવ્યું હોય તો પછી જીંદગી વ્યર્થ ગુમાવી એમ સમજવું ભલે ધન કમાઓ, તેની ના નથી,

પણ તે કમાવામાં તમે તમારા આત્માને અધોગતિમાં નાંખી ન દેશો તમે તમારા આત્માનુ કલ્યાણ કરવાનુ ભૂલી ન જશો તમારા દ્રવ્યનો સદુપયોગ કરજો, અને સાથે સાથે હમેશાં સત્યાદિનુ પાલન કરી તમારૂં ચરિત્ર શુદ્ધ નિર્મળ બનાવી તમારા આત્માની સાથે હમેશાં એકાગ્રતા સાધજો

તમે ઇશ્વરપૂજન કરતા હો તો માત્ર ઉપર ઉપરથી નહિ કરતા પણ સાચા દીલથી કરજો. તમારાં આચરણો શુદ્ધ રાખી મન પવિત્ર રાખીને કરજો ઇશ્વર સર્વ વ્યાપક છે એમ માની ગમે તે સ્થળમાં પણ પાપકર્મ કરતાં, અનીતિ કરતાં, અસત્ય બોલતાં ઇશ્વરથી ડરજો

એ સર્વ ઇશ્વરથી દૂર લઇ જનાર છે તમારે ઇશ્વરની પાસે જવુ છે, માટે ઇશ્વરના ગુણ ધર્મો સત્યાદિનું પાલન કરી ઇશ્વર તુલ્ય આચાર વિચારનું સેવન કરજો કદી પણ ક્રોધ કરશો નહિ મનમાં કામવિકારને ઉત્પન્ન થવા દેશો નહિ. પણ હમેશાં શાંતિને જાળવજો, દુઃખના પ્રસંગમાં પણ શાંતિ જાળવવી, આનંદમાં રહેવું એ તો જો અંતરના સાચા બળને મેળવ્યુ હોય છે તો જ બને છે

પ્રિયભાઇ, તમે અંતરના સાચા બળને પ્રાપ્ત કરવા આજથી જ પ્રતિજ્ઞા લ્યો. જ્યાં સુધી તમે તમારામાં તમારા અંતરના સાચા બળને પ્રકટાવી ન શકો ત્યા સુધી તમે કાંઇ પણ કાર્ય સિદ્ધ કર્યું છે એમ ન માનશો ભલે પ્રયત્નવડે તમે આ જગતમાં લક્ષાધિપતિ થયા હો કે, એક સાધારણ નિશાળના મહેતાજી કે કચેરીની કારકુની કરતા હો, અથવા તો મજુરી કરી પેટ ભરતા હો, તોપણ તમે કાંઇ કર્યું નથી એમ માનજો. તમારે ખરૂં કર્તવ્ય તો અંતરનું બળ મેળવવાનું છે, તે જો તમે પ્રાપ્ત કર્યું હશે તો તમે સર્વ મેળવ્યું છે એમ માનજો આજે તમને ભલે મહા વિપત્તિ આવી પડી હોય, લાખો રૂપૈઆ ગુમાવી બેઠા હો, કોઇ નજીકના સગાનું અવસાન થયું હોય છતાં પણ ગભરાશો નહિ હિંમત હારી જઇ ઢગલો બની જશો નહિ. પણ એ સર્વ તમને યથાર્થ સુખ આપી શકે તેમ નહોતું માટેજ તેનો તમને અત્યારે વિયોગ થયો છે વ્યવહારિક પદાર્થો આવવાથી હર્ષ રાખવો અને જવાથી શોક કરવો એ મિથ્યા છે કારણ તે તો માત્ર તમારા દેહની સાથેજ સબંધ રાખનારાં હતાં તમારા આત્માની સાથે સબંધ રાખનારને મેળવવા મથજો આત્મદ્રષ્ટિથી જોશો તો જે તમારાં છે તે સર્વ સ્થિતિમાં તમારાંજ રહે છે તેનો આત્મા અને તમારો આત્મા કાંઇ જુદા નથી. તે સર્વ તમે જ્યારે તમારા આત્માના બળને તમારામાં જાગ્રત કરશો ત્યારેજ સમજાશે, ત્યારેજ તમને યથાર્થ શાંતિ અને સુખનો અનુભવ થશે.

અંતરનું બળ પ્રાપ્ત કરવા માટે પવિત્ર જીવન ગાળી આજેજ આત્માનુસંધાન કરવા મચી પડો દિવસમાં જ્યાં સુધી તમે તમારા સ્વરૂપની શોધ કરવા, ઇશ્વરના જ્ઞાનને મેળવવા થોડો ઘણો પણ પ્રયત્ન નથી કરતા ત્યાં સુધી તમે બીજો કરેલો સર્વ પ્રયત્ન નકામો સમજજો. બધુ આ જ્યાંથીજ તમે તમારામાં વિરાજી રહેલ આત્માના શુભ બળને તમારામાં પ્રકટાવવા યત્ન કરો અને તેના ખરા ફળનો અનુભવ કરો એજ શુભેચ્છા છે.

---

# आत्मरहस्य.

( લેખક —ડૉક્ટર વેણુવિહારી. )

( અનુસંધાન ગયા અંકથી. )

જે મુર્ખ હોય છે તે પોતાની પ્રશંસા અને બીજાની નિંદા કરે છે પણ બુદ્ધિવાનો સ્વમુખે પોતાની નિંદા અને બીજાની સ્તુતિ કરે છે. શાંતિનો માર્ગ કાંઇ જગતમાં હોતો નથી, પણ બીચારો મુર્ખ માણસ સંસારની વિટંબણામાં મારા તારામાં વિટાયેલો હોવાથી પોતાનામાં રહેલો શાંતિનો ભંડાર સ્વાર્થપરાયણતાના અંધપણાને લીધે તેને જડતો નથી, તે બીચારો પામર એમ ધારે છે કે બીજાને હલકા પાડવાથી, બીજાનાં શુભ કાર્યોમાં વિઘ્નો કરવાથી પોતાને શાંતિ પ્રાપ્ત થશે લોકો પોતાને શાણો અને સજ્જન ધારશે પણ તેની આ ધારણા અંતે નિષ્ફળ નિવડે છે. માટે શાંતિની ઇચ્છા ધરાવનારે પોતાનાં કાર્યોને શુદ્ધ અને પવિત્ર બનાવવાં જોઇએ છે.

વાસનાથી વિંટાયેલો પામર પ્રાણી ઘણા ભાગે બીજાને સુધારવામાં મચી પડેલો જોવામાં આવે છે તે પામર બીજાના દુઃખો દુર કરવામાં જીવ જંતુઓના રક્ષણમાં હાંહોળો હાંહોળો અનેક સંસ્થાઓ સ્થાપનો ઉથાપતો પોતે અશાંતીનો ભરપુર અનુભવ લેતો રખડતો રઝળતો માલમ પડે છે પણ તે બીચારાને ખરી શાંતી ક્યાંએ શોધી જડતી નથી હવે તેની વિરૂદ્ધ દીશામાં તપાસતાં જ્ઞાની પુરૂષ પોતાને જ સુધારવામાં મશગુલ બનેલો હોય છે. જગતને સુધારવા ઇચ્છનારે પ્રથમ પોતે સુધરવુ જોઇએ, કેવળ વિષય વાંચ્છનાને તજવાથી મુમાન્ણા થઇ એમ ન સમજવુ, પણ જેમાં મેજ પણ અભિમાન ઉત્પન્ન થાય, માન મરતબો મેળવવાની લાલસા ઉત્પન્ન થાય એવા વિચારોનો પણ અંતઃકરણપૂર્વક ત્યાગ કરવો જોઇએ. હવે આવા ઉચ્ચસ્થાનની પ્રાપ્તિ થતાં પરિપૂર્ણ શુદ્ધતા પ્રકટી નિકળતાં એક જુદાજ પ્રકારની અડચણ અનુભવાશે માટે તે અડચણને પણ દુર કરવી જરૂરની છે.

મનુષ્યજન્મને એક જાતનો પર્વત ધારો અને વાસના એ તે પર્વતની તળેટી છે અને શાંતિ એ તે પર્વતનું શિખર છે. વાસનાને દુર કરતો કરતો જેમ જેમ તે શાંતિ શિખર સમિપ આવતો જાય છે તેમ તેમ વાસના એ એક આકર્ષક શક્તિ હોવાથી તેના વિયોગનુ દુઃખ જણાવા લાગે છે અને ઘડી ઘડી વાસના તરફ મન દોરાય છે તેને ન ગણકારતાં જે માણુસ ધીરજથી શાંતિનું શિખર પકડી પાડે છે તો પછી તેને વાસના મુદ્દલે દુઃખ દેતી નથી. પણ તેનામાં રહેલી શક્તિ ઇચ્છાશક્તિના રૂપમાં બદલાઇ જઇ સુખ મેળવવાના સાધનરૂપ બને છે. પણ તેજ ઇચ્છા એ અશુદ્ધ વાસનારૂપ બને છે તો માણસને દુઃખી બનાવે છે આ ઇચ્છાશક્તિ તીક્ષ્ણ તરવાર જેવી સુખ દુઃખના દરવાજા આગળ રખેવાળ તરીકે રહેલી હોય છે. શુભ ઇચ્છાશક્તિ શુભ કાર્યોને પ્રાપ્ત કરે છે અને દુર્વાસાના રૂપી ઇચ્છાશક્તિ પતિત બનાવે છે. માટે હંમેશાં શુભેચ્છાઓનો વધારો કરતા રહો તો જગતને શુભ બનાવી અંતે સ્વર્ગ પ્રાપ્તિ કરી લેશો.

જેને પોતાના અજ્ઞાનની જાણ થતી નથી તેને મુર્ખ સમજવો. તે પોતાની ઇચ્છાઓનો ગુલામ બની દુર્વાસનાઓને આધિન થાય છે, અને અંતે કલેશ, દુઃખ, અને કષ્ટ પામે છે. પણ બુદ્ધીવાન માણસ દુર્વાસનાઓને ઓળખી કાઢે છે અને તેવા અજ્ઞાનને આધિન થતાં વિચાર કરી તેવી વાસનાઓને દબાવી દે છે.

મુર્ખ આ પ્રમાણે અજ્ઞાનની ઘોર ખાઈમાં પડી સડે છે ત્યારે બુદ્ધિવાન માણસ વિવેકવીચારે કરી અજ્ઞાન અંધકારને જ્ઞાનના પ્રકાશવડે દુર કરી શ્રેષ્ટ પદ્દિને પામે છે. મુર્ખ ઇચ્છાઓ કરે છે, યાતનાઓ ભોગવે છે, મરે છે, ને જન્મે છે; ત્યારે બુદ્ધિવાન ઉચ્ચાભિલાષાઓ ધારણ કરે છે, હમેશાં પ્રસન્ન ચિત્ત રહે છે અને અંતે મોક્ષ પદને પામે છે.

આત્મોન્નતિનો અભિલાષ ધરાવનારા વીર યોદ્ધાઓ માનસિક ઉન્નતી કરી જ્ઞાનમાં મગ્ન રહી શાંતિના શીખરે દ્રષ્ટિ રાખી ક્રમે ક્રમે શાંતિના શિખરે પહોચી પરમાનંદનો અનુભવ લે છે

---

## ૨–શુભ મહત્વાકાંક્ષા.

માણસ જ્યારે પોતાના અજ્ઞાનના સ્વરૂપને જાણે છે, ત્યારે તેના હૃદયમાં સુભેચ્છા ઉત્પન્ન થઇ ઉન્નતિના માર્ગે લાગવાની મહત્વાકાંક્ષા ઉદ્ભવે છે. આવી મહત્વાકાંક્ષાના પરિણામે માણસ પૃથ્વીને સ્વર્ગ બનાવી મુકે છે. અજ્ઞાનરૂપી અંધકારના કુવામાંથી જ્ઞાનરૂપી પ્રકાશમય મંદિરમાં પ્રવેશ કરે છે. પણ શુભ મહત્વાકાંક્ષા વિનાનો મુર્ખ માણસ અજ્ઞાનરુપી અંધારા કુવામાં ઉંડોને ઉંડો ઉતરતો જાય છે અને વિષયોમાં લપટાઇ બેહોશ બની પશુ સમાન વર્તન કરે છે. ત્યાં ઉન્નતિના ચિન્હો કાલભયે સ્વપ્ને પણ અનુભવવાં મુશ્કેલ છે.

શુભ મહત્વાકાંક્ષા અને દુર્વાસનામાં ઘણોજ તફાવત છે. દયા, પ્રેમ, સત્યતા, પવિત્રતા વગેરે દિવ્ય ગુણો શુભ મહત્વાકાંક્ષામાં સમાયેલા હોય છે જેથી કરીને અંતે અધ્યાત્મિક સુખના અભેદ માર્ગની પ્રાપ્તિ થાય છે. પણ વાસનામાં સાંસારીક વિષયવાસના, કામાદિક ભોગવિલાસ સમાયેલા હોવાથી અનેક જન્મો ધારણ કરી અંતે અધોગામી કટક બને છે.

જેવી રીતે પાંખ વિનાનું પક્ષી ઉડી શકતું નથી તેવીજ રીતે શુભ મહત્વાકાંક્ષા વિનાનો માણસ પ્રાણી પોતાની ઉન્નતી કરી શકતો નથી. તેમજ તે પોતાની વિષયવાસનાઓને પણ કબજામાં રાખી શકતો નથી તે પોતાની વાસનાઓ ને, ઇંદ્રિયોનો દાસ બને છે તેના વીચારો કદીજ સ્થીર હોતા નથી. સંસારમાં ઉત્પન્ન થનારાં અનેક જાતનાં વિઘ્નોથી તેનું મન હમેશાં ચંચળ અને ભટકતું રહે છે.

જ્યારે માણસને આત્મોન્નતીની ઇચ્છા ઉત્પન્ન થાય છે, ત્યારે સમજવું કે તે પોતાની આધિભૌતિક સ્થિતિથી કંટાળ્યો છે, અને તેથી હવે તે સ્થિતિને તજવા ચાહે છે તે હવે વિષય વાસનાની ગાઢ નિંદ્રામાંથી જાગૃત થયો છે અને હવે તેને સત્ય જીવત્વનો બોધ થયો છે.

શુભ મહત્વાકાંક્ષાના બળે સઘળુ સાધ્ય થાય તેમ છે, ઉન્નતિનો માર્ગ હમેશાં સઘળા માટે ખુલ્લો છે, અને જેટલી જેટલી શુભ કલ્પનાઓ દોડી શકે તે સઘળી સાધ્ય થઇ ઉત્તમોત્તમ ગતી અને ઉંચામાં ઉંચી પદ્દિો પણ હસ્તગત થઇ શકે તેમ છે. એટલુંજ નહિ પણ જ્ઞાન અને મોક્ષ પદને પણ મેળવી શકાય તેમ છે એવી આ બ્રહ્માંડમાં એક પણ વસ્તુ નથી કે જે વિચારમાં આવે અને મેળવી ન શકાય. વિચારસૃષ્ટિમાં ઉતરતાં તે કૃતિમાં પ્રગટ થઇ આકારને પ્રાપ્ત થાય છે.

શુભ મહત્વાકાંક્ષાથી ઈશ્વરનાં દર્શન થઇ પરમસુખની પ્રાપ્તિ થાય છે, આનંદનાં દ્વાર ઉઘડી જાય છે. માણસ જ્યાં સુધી સંસારિક શુષ્ક લાલચોમાં લપટાઇ રહેલો હોય છે ત્યાં સુધી તે આત્મોન્નતિની ઇચ્છાજ કરતો નથી; પણ જ્યારે તેને સંસારિક સુખોના કડુ ફળો ચાખવાનો સમય પ્રાપ્ત થાય છે, સંસાર માટે મરી ફીટવા છતાં પણ જ્યારે સંસારીયો તેને હાડમારીમાં આણી મુકે છે ત્યારે તેનાં અજ્ઞાન ચક્ષુઓ ઉઘાડી દિવ્ય દ્રષ્ટિ પ્રાપ્ત થતાં, જ્ઞાનનો પ્રકાશ થતાં અજ્ઞાન તીમીર દુર થાય છે ત્યારેજ તેને આત્મોન્નતિની એક મગખી ચટપટી લાગી રહે છે માણસ જ્યારે સંસારિક ભોગ વિલાસથી પૂર્ણ ધરાય છે ત્યારે તેને તે સુખના ઉભકાઓ આવે છે ત્યારે તેને સ્વર્ગ સુખની અને આત્માનુભવના પરમાનંદની ઇચ્છા થાય છે. પાપથી દુઃખનો અનુભવ થાય છે, ત્યારે જ તેનું મન

પુણ્ય માર્ગે વળે છે. દુઃખનો પુરેપુરો અનુભવ થતાં મન સુખની ઇચ્છા કરે છે, અને તેજ ઇચ્છા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ સુખના માર્ગે વધતી જાય છે. અને તેજ દુઃખથી મુક્ત થવાનો ખરો માર્ગ છે, અને ત્યારેજ મનુષ્યને સ્વર્ગ સુખનો પરમાત્મપદનો મોક્ષનો, આનંદનો ઉપભોગ લેઇ શકાય છે આત્મોન્નતિની અપેક્ષા કરનાર તેજ માર્ગે પ્રવર્તે છે, અને અંતે શાંતીના વિશાળ મંદીરમાં પ્રવેશ કરે છે. આ માર્ગે પ્રવર્તનારને અનેક સંકટો વિઘ્નો આવી નડે છે પણ તે સઘળાંને ન ગણકારતાં તેમની સાથે હિંમતથી બાથ ભીડી પાછાં ન ઓસરતાં જે દ્રઢતાથી આગળને આગળ કુચ કરે છે તે અવશ્ય એક દીવસે નિશ્ચયપૂર્વક શાંતીદેવીના મંદીરમાં પ્રવેશી શકે છે. જો માણસ હમેશાં પોતાના મનમાં આત્મસ્વરૂપનુ ચિંતન કરે, મોક્ષના વીચારો ચલાવે તો તે અવશ્યમેવ કોઇને કોઇ દીવસે મોક્ષના રંગમહેલમાં પ્રવેશ કરી નિજાનંદને પ્રાપ્ત થશે એમાં મુદલે સંશય લેવા જેવુ નથી.

માણસ જેટલી અપેક્ષા કરશે તેટલી તને તે પ્રાપ્ત થશે. માણસ શુ શુ કરી શકશે એવુ અનુમાન તેની અપેક્ષા પરથી આંકી શકાય છે કોઇ પણ વાતનો જ્યારે મનને નિદિધ્યાસ લાગે છે ત્યારેજ તે તેને પ્રાપ્ત થવાનો સંભવ રહે છે. માણસ જેવી રીતે જુદા જુદા બાબતનુ જ્ઞાન અને અનુભવ મેળવી શકે છે, તેવીજ રીતે ગહન બાબતમાં પણ મહેનત પૂર્વક મચી રહેતાં જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે. માણસ જેવી રીતે શુભ કર્મો કરતાં મનુષ્યત્વ મેળવી શકે છે તેવીજ રીતે ઇશ્વરત્વ પણ મેળવી શકે છે. મનને ઇશ્વર સબંધે રાત્ર દિવસ જ્યારે એક સરખી ચટક લાગી રહે છે ત્યારે તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે.

પવિત્રતા અને અપવિત્રતા એટલે શું ? વીચારોનુ નામ પવિત્રતા અને અપવિત્ર વિચારોનુ નામ અપવિત્રતા હોય છે તેટલાજ પ્રમાણમાં તેને પવિત્ર અગર અપવિત્ર ફળની પ્રાપ્તિ થાય છે બીજાના વીચારોની સાથે તેને મુદલે સબંધ નથી પ્રત્યેક ફળ પોતપોતાના વિચારોથીજ તેને પ્રાપ્ત થતું હોય છે

જો કોઇ માણસ એમ ધારતું હોય કે, પોતાનામાં જે અપવિત્રતા પ્રાપ્ત થયેલી છે, તેનું કારણ બીજા છે, તેવી સ્થિતી પ્રાપ્ત થવાનુ કારણ બીજાની પરિસ્થિતી નબળી હોવાને લીધે તેમ થયું છે, બાપદાદાના પાપના છાંટા પોતાને નડે છે, એવી ધારણા કેવળ ભ્રમ ભરેલી છે આવા આવા વીચારે તે પોતાનો ભ્રમ દુર કરી શકશે નહિ, અગર તો તે પોતાની અડચણો દુર કરી શકશે નહિ, કારણ કે આવા વીચારે પવિત્ર આકાંક્ષાઓ નષ્ટ થાય છે અને માણસ વિષય વાસનાને આધિન થઇ રહે છે.

મારામાં જે જે દોષો છે તેમજ મને જે જે મુસીબતો આવી નડે છે તે સઘળી મેંજ ઉત્પન્ન કરેલી હોવાથી તેના ઉત્પન્ન કરનારની જવાબદારી મારીજ છે. આ બાબતનો જ્યારે માણસને અનુભવ થાય છે, ત્યારેજ તે વાતને પોતાના તાબામાં લેવાની તેને ઇચ્છા થાય છે અને ઇચ્છા ઉત્પન્ન થતાં તે પૂર્ણ કરવા માટે માણસ ખંતથી વળગી પડે છે, અને તેથી તે ઇચ્છાને પૂરી કરી શકે છે. અને તે પૂરી કરવાના તેને રસ્તા પણ મળી આવે છે. પોતે ક્યાંથી આવ્યો અને ક્યાં જવાનો છે એનું પણ તેને સ્પષ્ટ જ્ઞાન પ્રાપ્ત થાય છે

વિષયમાં પછી તે ગમે તે પ્રકારનો હો તેમાં જ મશગુલ બનેલા માણસને માટે નિશ્ચિત અને સરળ માર્ગ હોતો જ નથી તેની આસપાસ ચોતરફ અંધકાર જ ફેલાયેલો હોય છે તે ક્ષણીક સુખની જાળમાં સપડાયેલો હોય છે, આ વાતની તેને પોતાને જાણ થવા છતાં તેમાંથી છુટવાને તે યત્ન જ કરતો નથી જેથી કરીને તેનો માર્ગ અસ્પષ્ટ, કંટકમય અને ચાલવાને મુશ્કેલ થઇ પડે છે, અને તેનુ મન શાંતિથી કેટલાક કોસ દુર ને દુર રહેતું જાય છે.

પણ જે માણસ શુભ મહત્વાકાંક્ષા ધારણ કરે છે તે માણસની સામેજ તેને માટે સ્વર્ગ અને મોક્ષના દરવાજા ખુલ્લા હોય છે. તેના માણસની પાછળ સુદાં સંસારિક ઇચ્છાઓનો દુર્ઘટ માર્ગ હોય છે તેજ માર્ગે તે અત્યાર સુધી ઠોકરે ચડ્યો હોય છે, પણ જ્યારે તે પોતાના જ્ઞાનને આત્મજ્ઞાન તરફ દોરે છે ત્યારે તેનો તે કંટકમય માર્ગ નિષ્કંટક થઈ સરળ બને છે અને પછી તે તે માર્ગે ચડતાં ધીમેધીમે તેના હૃદયમાં શાંતિ અને આનંદનો પ્રવેશક અનુભવ અનુભવવાની શરૂઆત થાય છે

સાંસારિક ઇચ્છાઓ ધરાવનારો માણસ યત્કિંચિત ક્ષુદ્ર બાબતના લાભ માટે જીવલેણ મહેનતો કરી પોતાની શક્તિને જલ્દીથી નષ્ટ કરી દે છે. જેથી તેનામાં પાછળથી સળી ઉપાડવા જેટલુ પણ સામર્થ્ય રહેતું નથી. પણ તેથી ઉલટુ શુભ મહત્વાકાંક્ષા ધરાવનારા માણસો ધર્મ, જ્ઞાન અને બુદ્ધિનો જેમાં જેમાં સબંધ હોય છે એવી પ્રત્યેક બાબતને મેળવવા માટે ધીમે ધીમે ઉદ્યોગ કરે છે. જેથી કરીને તેમની શક્તિ કદીજ નષ્ટ થતી નથી. કારણકે તે શક્તિ માણસ જાતના ઉત્કર્ષ માટે અને સુધારણા સારૂં હંમેશાં તૈયાર ખડી હોય છે.

એકાદો વેપારી જે પ્રમાણે હમેશાં મહા મહેનત કરી વેપારમાં જેવી રીતે વધારે પૈસા મેળવે છે તેવીજ રીતે જ્ઞાનસંપન્ન માણસ ઉચી શુભ મહત્વાકાંક્ષા રાખી ઉદ્યોગ કરી આત્મોન્નતીનો લાભ પ્રાપ્ત કરી લે છે. પહેલો વહેપારી વેપારમાં દક્ષ હોય છે ત્યારે બીજો જ્ઞાનમાં પરિપૂર્ણ હોય છે.

માણસ જેમ જેમ શુભ મહત્વાકાંક્ષાનો પોતાના અંત:કરણમાં અનુભવ લેતો જાય છે તેમ તેમ તેનું મન શુદ્ધ થતું જાય તેમાંથી અપવિત્રતાનો મળ સાફ થતો જાય છે. જ્યાં શુભ મહત્વાકાંક્ષા હોય છે ત્યાં અપવિત્રતાનો મુદ્દલે પગ પેસારો થઇ શકતો નથી. કારણકે પવિત્રતા અને અપવિત્રતા એ બન્ને કદી એક સ્થળે સંમિલન થઇ શકતી નથી. પણ શુભ મહત્વાકાંક્ષા પહેલાં પહેલાં તો ઘણેજ જુજ વખત જ રહે છે, જેથી કરીને તેની ગેરહાજરીમાં મન પાછું પોતાની પહેલી સ્થિતીમાં આવી જાય છે. માટે શુભ મહત્વાકાંક્ષાને કાયમ કરવા માટે અખંડ પ્રયત્નો સેવવા જોઇએ.

પવિત્રાચરણનો ભક્તિમાન મનુષ્ય પોતાના મનને દરરોજ ઉચા ઉંચા પ્રકારની આકાંક્ષાએ શુદ્ધ કરે છે. તે મોટા મળસ્કે ઉઠી દૃઢત્તર વીચારે અવિશ્રાંત શ્રમે મનને પ્રબળ કરે છે, મનનો સ્વભાવ એવો છે કે, તે એક ક્ષણ પણ સ્વસ્થ રહી શકતું નથી. આ વાતને પૂર્ણપણે જાણતો હોય છે. ઉચા વિચારો અને પવિત્ર મહત્વાકાંક્ષાએ કરીને જો તેને મારવામાં ન આવે તો તે અવશ્ય નિચ વિચારો અને કુત્સિત વાસનાઓને આધિન થઇ જશે.

અભ્યાસે કરીને જેવી રીતે સંસારિક ઇચ્છાઓ વધે છે તેવીજ રીતે શુભ મહત્વાકાંક્ષા પણ અભ્યાસે વધી શકે છે. જો અંત:કરણમાં શુભ મહત્વાકાંક્ષાને જગ્યા આપવામાં ન આવે તો તે સ્થળે કુત્સિત વાસના પોતાનો અમલ બેસારશે. માટે હમેશાં વખતમાં વખત કાઢી ગમે તે સમયે એકાંતમાં નિર્જન સ્થળે-અને તેટલી ખુલ્લી હવામાં જઇ પોતાના મનને ચોતરફથી ઘેરી ખુબ જોરથી એક સ્થળે લાવવું જોઇએ એમ કરવાથી મન આત્મસ્થાનમાં જય મેળવવા અને ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત કરવા તૈયાર થશે.

પવિત્ર વસ્તુ સાધ્ય કરવા માટે પહેલાં મનને અપવિત્ર વસ્તુ પરથી ઉઠાવી લેવું જોઇએ, અને તે માટેજ શુભ મહત્વાકાંક્ષાની જરૂર છે. શુભ મહત્વાકાંક્ષાને લીધે મન વેગ અને નિશ્ચયથી સ્વર્ગમાં જઇ શકે છે, ઇશ્વરી જ્ઞાનનો અનુભવ લેઇ શકે છે, જ્ઞાનની વૃદ્ધી કરી શકે છે તથા શુદ્ધ કેવળ જ્ઞાનના પ્રકારે સન્માર્ગે લાગી શકે છે.

સત્યતાની આકાંક્ષા, શાખની પવિત્રતાની ઇચ્છા ધરાવવી અને આત્માનંદમાં તદ્રુપ થઇ હુચી અને ઉંચી પદવીએ આગળને આગળ વધ્યાં જવુ એજ જ્ઞાન પ્રાપ્તિનો માર્ગ છે. શાંતી માટે અવિશ્રાંત શ્રમ અને ઈશ્વરી માર્ગના અવલંબનનો ઉદ્યોગ અત્યંત આવશ્ય તો છે.

---

## ૩—મોહ.

શુભ મહત્વાકાંક્ષા માણસને અમુક માર્ગે લેઇ જાય છે. પણ જો ત્યાં રહેવુ હોય તો માણસે પોતાના મનને હમેશાં સ્વર્ગનાં દિવ્ય પદાર્થોની ચટક લગાવવી જોઇએ, કારણકે લાલચુ માણસને લાલચ આકર્ષતી હોય છે. પવિત્રતાની લાલચ આકર્ષે છે. શુભ મહત્વાકાંક્ષા કરતાં તે વાસનાની લાલચ વધારે પોતાની તરફ આકર્ષે છે, જ્યાંસુધી જ્ઞાનમાં શુદ્ધતા અને વિચારોમાં પવિત્રતા હોતી નથી ત્યાંસુધી શુભ મહત્વાકાંક્ષાના દૃઢ લાભથી એ વાત કઠણ છે. પહેલી અવસ્થામાં લોભ પ્રબળ થાય છે અને શત્રુ પાછો હઠે છે. પણ આ ઠેકાણે એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે તેની અપેક્ષા

એજ શત્રુ છે અને તેજ તેનાથી લંપટ હોય છે. છતાં પણ તે માણસની નિર્બળતા અને અપવિત્રતાનો પત્તો મેળવી લે છે એ જે અપેક્ષા છે તે માણસની મિત્ર અને આત્મિક ઉન્નતીને માટે અવશ્ય કરી જરૂરીયાતની છે એ વાત ભુલી જવી ન જોઇએ. ખરાબ ટેવો તજવા અને સદ્‌ગુણો સંગ્રહવાના કામમાં પણ તે હમેશાં સાથેજ હોય છે કોઈપણ જાતની બુરી ટેવ તજવા માટે તે ટેવની પુરેપુરી બુરાઇની જાણ થવાની પ્રથમજ જરૂર હોય છે જ્યાંસુધી એમ ન જણાય કે તે બુરી છે ત્યાંસુધી તેને તજવાનુ મન કદીજ થતું નથી—એટલે કે બુરાઈ જાણવાના કામમાં લોભ અગર લાલચનો ઘણો સારી રીતે ઉપયોગ થાય છે

જ્યાંસુધી માણસ પોતાની વાસનાઓને પોતાના તાબામાં લેઇ શકયો નથી ત્યાંસુધી તે વાસનાઓને મોહ ફટાડે છે અને જ્યાંસુધી માણસ વાસનાઓને વશ કરી શકતો નથી ત્યાંસુધી મોહ તે માણસને પોતાના પાશથી બધ કરી દબાવી મુકે છે એટલે કે એક રીતે મોહ માણસને પોતાનો ગુલામ—કેદી કરી મુકે છે. પવિત્રતાના રાજ્ય ઉપર મોહ પોતાની મોહની ચલાવી શકે છે, પણ જ્યાં પવિત્રતા સાક્ષાત્ ખડી થઇ હોય ત્યાં તેનું કશુજ ચાલતું નથી. (અપૂર્ણ.)




[ અનુસંધાન ગતાંકથી. ]

## પ્રકરણ ૫ મું.

### ધર્મસંકટ.

સુંદરરાય બ્રાહ્મણનો વેષ ધારી દેવકન્યાની શોધ કરતો ફરતો હતો પણ કઇ દેવકન્યાનો પત્તો તેને ન મળ્યો. એક વખતે જંગલમાં તેને ખૂબ તરસ લાગી તેથી તે જળાશયની શોધ કરવા લાગ્યો. તેવામાં એક દિશામાં જળાશય હશે એમ ધારી તે તે તરફ વળ્યો તો ત્યાં એક તળાવ તેની નજરે પડયું તળાવનુ પાણી સ્વચ્છ પીવા જેવુ હતું તેથી તે તળાવમાં જઈ પાણી પીવા લાગ્યો એવામાં પાછળથી તેનો કોઇએ પગ ખેચ્યો અને તે ધડાક દઇને નીચે પડયો. ત્યાં આગળ પથ્થર સાથે માથુ અથડાવાથી તેને લોહિ નીકળ્યુ તે થોડે દૂર ખેચાતો જતો હતો તેવામાં એક અવાજ થયો અને તે ખેંચાતો ત્યાંજ અટકયો. પાછળથી તેને કોઇ ખેચતું હોવાથી કોણ ખેચે છે તે જોઈ શકતો નહતો પણ હવે તેણે પાછુ વળી જોયુ તો એક નહાર તેનો પગ પકડી પાછળથી ખેંચી જતું હતું તે જોયું. અત્યારે તે નહાર હહોઇ હહવાણુ થઇ ત્યાંજ પડયું અને તેની સાથે તેનું ખેંચાવાનું પણ અટકી પડયુ

થોડીવારે એક ક્ષત્રિય જણાતો વીર પુરુષ ત્યાં આવી પહોંચ્યો. તેણે સુંદરરાયના માથામાંથી લોહી જતું જોઈ તરતજ પોતાની કેડેથી વસ્ત્ર છોડીને તેને ફાડી પાણીમાં પલાળી પાટો બાધી દીધો તેણે કહ્યું કે આ નહાર તમને પાછલા પગે પકડી ખેંચી જતું મેં જોયું તેથી તમારો જીવ બચાવવા માટે મેં પીસ્તોલથી તેને ઠાર કર્યું છે. આપને ઘણુ વાગ્યુ હોય એમ લાગે છે માટે મ્હારે ત્યાં આપ પધારો, થોડા દિવસ રહીને આરામ થાય ત્યારે જ્યાં જવુ હોય ત્યાં જજો.' આ પ્રમાણે તેની વાત સાંભળી સુંદરરાયે પણ તેની સાથે જવા કબુલ કર્યું અને તેની સાથે ગયો. સુંદરરાયને ભગવાં વસ્ત્રધારી સાધુ માની પેલો ક્ષત્રિય પુરુષ પોતાને ત્યાં તેડી ગયો ઘેર જઇ તેની સારી રીતે સેવા ચાકરી કરવા લાગ્યો બે ત્રણ દિવસમાં તેને આરામ થઇ ગયો. પછી એક વખત રાત્રે બારેક વાગ્યાના સુમારે એકદમ

કોઇની પડવાનો અવાજ આવ્યો. અને પડતી પડતાં તે બોલતો જણાયો કે. ' અહા ! લાવ, લાવ, એક પ્યાલો ઔર લાવ ' આ સાંભળી સુંદરરાયે પેલા ક્ષત્રીય કે જેનું નામ વીરસિંહ હતું તેને પૂછ્યું કેઃ ' ભાઇ, આ કોનો અવાજ છે ? આ કોણ પડ્યું વારૂ ? આ સાંભળી વીરસિંહે કહ્યું કે " મહારાજ, એ મારા મોટા ભાઇ છે, આ ગામના અમે તાલુકદાર ઠાકોર છીએ. અત્યારે તે ગાદી ઉપર છે. તેમને નાનપણથી દારૂ પીવાની ખરાબ ટેવ પડી ગઇ છે તેથી તે અત્યારે બકી રહે છે. '

આમ વાત કરે છે તેવો વળી બીજીવાર અવાજ થયો અને તે સાંભળી દોડમદોડા થવા લાગી. આથી વીરસિંહ પણ પોતાના મોટાભાઇ ધીરસિંહના આવાસમાં શું થયું તે જાણવા ગયો ત્યાં જઇ જુએ છે તો ઠાકોર દારૂ પી બેભાનમાં મસ્ત થવાથી દાદરેથી ઉતરતાં લપડીયું આવવાથી નીચે પડી ગયેલા જોયા. તળે પથ્થર હોવાથી માથામાં ખૂબ વાગેલું ને લોહી નીકળેલું જોયું. વાગવાથી તે બહુ બેભાન થઇ જવાથી સર્વ સગાંવ્હાલાં ને નોકરોએ દોડાદોડ કરવા માંડી. વીરસિંહે પણ તરત પોતાના ભાઇને ઉપાડી પલંગ ઉપર સુવાડ્યા અને મોં ઉપર ઠંડુ પાણી છાંટ્યું પણ ભાન આવ્યું નહિ તેથી તે ગભરાયો અને પાછો પેર આવી મહારાજ (સુંદરરાય)ને ત્યાં તેડી ગયો. સુંદરરાય ત્યાં જઇ તેની સ્થિતિ જોઇ મનમાં વિચાર કરવા લાગ્યો કે,—આ બધું દારૂનું પરિણામ, અરે ભગવાન્ ! આમ છતાં આ લોકો દારૂ શું કરવા પીતા હશે ! ' આમ વિચાર કરી થોડીવાર જોઇ રહી તેણે કાંઇ પાંદડાં લાવી તેને વટાવી પાટો બાંધ્યો અને બીજા પાંદડાં લાવી વાટી તેનો રસ કાઢી તેને પાયો. થોડીવારે ઠાકોરને કાંઇક ભાન આવ્યું અને આંખ ઉઘડી. તેને બહુ દુઃખ થતું હોય એમ જણાયું

બીજે દિવસે વીરસિંહ પાછો સાધુ મહારાજને લઇ પોતાના ભાઇ પાસે ગયો. આ વખતે ધીરસિંહને ભાન આવ્યું હતું પણ વાગ્યાની વેદના ઘણી હતી. તેને મટાડવા મહારાજને કહેવામાં આવ્યું પણ તેમણે કહ્યું કેઃ તે દારૂ પીવાનું ના કહે તો હું દવા કરૂં. મારી દવાથી તેમને મટશે તો ખરૂં, પણ તેમાં દારૂ પીવાશે નહિ. આ વાત સાંભળી ધીરસિંહે કહ્યુંઃ મહારાજ, મારાથી દારૂ વગર તો ઘડી પણ રહેવાશે નહિ. ખાધા વગર ચાલે પણ દારૂ વગર તો મારાથી જીવાય જ નહિ, માટે તે વગરની જે વાત હોય તે કહો.

સુંદરરાયે કહ્યુંઃ ' ઠાકોર, જો તમારે સાજા થવું હોય તો દારૂ છોડવો જ પડશે. શરીરને માટે દારૂ તો શું પણ કોઇ પણ વ્યસનની જરૂર નથી. આજકાલ લોકો દેખાદેખી બીડી, તમાકુ, ગાંજો, ભાંગ અને દારૂ જેવાં વ્યસનને સેવનારા થઇ રહે છે. પણ તે સર્વ વ્યસનોની શરીરના પોષણ માટે કાંઇ પણ જરૂર નથી, તમે જ જુઓને દારૂના વ્યસનથી તમારા જુવાન શરીરને કેવું કરી મૂક્યું છે તમારા દારૂડીયા નોકરોએ પોતાનો સ્વાર્થ સાધવા માટે તમને આ રસ્તે ચઢાવેલા છે દારૂથી પૈસા બગડે છે, બુદ્ધિ જતી રહે છે, નીચ કામો કરવાનું મન થાય છે, આબરૂ પ્રતિષ્ટાની હાની થાય છે અને તે સાથે શરીર પાયમાલ થઇ ભરજુવાનીમાં જ મરણ થાય છે માટે તે વસ્તુ ખરાબમાં ખરાબ છે. આજે તમારી પાસે આટ-આટલી જાગીર હોવા છતાં દેવાનો પાર નથી એનું કારણ શું ? એજ કે દારૂનો તમે ત્યાગ કરતા નથી. જો જીવનનો ખપ કરતા હો તો દારૂ છોડો, હું દવા કરૂં ત્યાં સુધી તો દારૂ પીવાશે જ નહિ અને જો તે પીશો તો પછી કાંઇ ફાયદો નહિ થાય. આ વખતનો ઘા એવો છે કે તે જો દારૂ છોડી દવા નહિ કરો તો જીવન ગુમાવી દેવું પડશે. '

આ સાંભળી ઘણાની મરજીથી તેમણે તરત તો દારૂ છોડવાનું હા કહ્યું અને દવા શરૂ કરી. આઠેક દિવસમાં તેને આરામ થયો. સુંદરરાયે રોજ તેની પાસે ઘા અર્ધો કલાક બેસી તેને દારૂ પીવાથી થતા ગેરફાયદા સમજાવ્યા. રાજ્યને આબાદ કરવા માટે બુદ્ધિની જરૂર છે અને દારૂથી, બુદ્ધિ અને વીરતાનો નાશ થાય છે. આવી ભરજુવાન અવસ્થામાં વૃદ્ધ જેવું શરીર થવું એ દારૂનો પ્રતાપ છે. દારૂ વગર કાંઇ મરી જવાતું નથી માટે તેનો ત્યાગ કરવો જોઇએ. તેવી જ રીતે આજકાલ બીડી અને ચ્હાનું વ્યસન પણ દરેક માણસને પડેલું જોવામાં આવે છે શું બીડી

ન પીવે તો માણસ મરી જાય ! શું ચ્હા ન પીવે તો તેનું શરીર ન ટકે ? બીડી અને ચ્હા શરીરના આરોગ્યને નુકશાન કર્તા છે. તેમાં એક પ્રકારનું ઝેરી તત્ત્વ રહેલું છે તે શરીરની ધાતુને નુકશાન કરી શરીર નિસ્તેજ ને ફીકું બનાવી દે છે. માટે તેનો પણ ત્યાગ કરવો જોઈએ, જેનો બાપ બીડી અને ચા પીતો હોય તેનાં છોકરાં પણ વ્યસની બને છે. અને એથી દેખાદેખી વ્યસન વધ્યાં કરે છે માટે તેનો ત્યાગ કરવો જોઈએ. તેમાં દારૂ આદિ વ્યસનનો તો બિલકુલ ત્યાગજ કરવો જોઈએ ' આ પ્રકારે સુંદરરાય તેને રોજ શીખામણ આપતો. દારૂના જે જે દારૂડીઆ મિત્રો હતા તે સર્વને નોકરીમાંથી ડીસમીસ કરાવી કઢાવી મૂક્યા. વીરસિંહની સોબત કરવા કહ્યું પરિણામ એ આવ્યું કે ધીરસિંહ સુધર્યો દારૂનું વ્યસન છોડી દીધું. તેને શરૂઆતમાં બેચેની જણાવા લાગી પણ પછીથી કાંઈ લાગ્યું નહિ અત્યાર સુધી પોતાના તાલુકામાં શું બને છે તેની તેને ખબર નહોતી તે હવે જાતે વ્યવસ્થા કરવા લાગ્યો. દરબારમાં ઈશ્વરપુજન કરવાનો નિયમ કર્યો અને સુંદરરાયની સોબતે સારાં સારાં પુસ્તકો વાંચતા શીખ્યો. આ પ્રમાણે ધીરસિંહને સુધર્યો જાણી તેનો ભાઈ વીરસિંહ મહારાજ ઉપર અધિક પ્રીતિ રાખવા લાગ્યો.

એકાદ બે મહિના ત્યાં રહી પાછી સુંદરરાયને પાછી દેવકન્યા સાંભરી તેનો જીવ દેવકન્યામાં હતો. પોતાની ધર્મપત્નીની શી વખતે હશે તેની તેને ચિંતા થતી હતી તેણે હવે જવાની રજા માગી. ધીરસિંહ અને વિરસિંહ બંને ભાઈઓએ તેને રહેવાને ઘણો આગ્રહ કર્યો પણ વળી પાછો આવીશ એમ કહી તેણે રજા લીધી અને પાછો દેવકન્યાની શોધ કરતો રખડવા લાગ્યો.

સારા માણસોની સોબત શું નથી કરી શકતી ? માણસને બગાડનાર પણ બીજા માણસોની સોબત છે અને સુધારનાર પણ સોબત છે. સત્સંગનું માહાત્મ્ય કાંઈ ઓછું નથી. માણસે સત્સંગ રાખવો એવું જે શાસ્ત્રમાં કહ્યું છે તે ખોટું નથી. ધીરસિંહ જેવો દારૂડીઓ પણ સુંદરરાયની સોબતથી સુધરી ગયો અને ઈશ્વરપૂજન કરતા શીખ્યો. માટે સત મહાત્માઓનો સંગ કરવો, સારાં સારાં પુસ્તકો વાંચવા એ મનુષ્યના જીવનને સુધારનાર છે.

સુંદરરાય વળી ફરતો ફરતો એક મોટા ગામમાં આવી ચઢ્યો તેનું શરીર ગૌરવર્ણનું હતું કાંઈક પુષ્ટ પણ હતું, ભવ્ય લલાટ અને ભગવાં વસ્ત્રથી શોભી રહેતું. આજકાલ સ્ત્રીઓ ઘણી અંધશ્રદ્ધાળુ હોય છે તે જો કોઈ સાધુ સંતને જુએ તો તેની પરીક્ષા કર્યા વગર તેના ઉપર શ્રદ્ધા રાખી પુજવા તૈયાર થાય છે. સુંદરરાયે ગામની ભાગોળે આવેલા તલાવ ઉપરના મહાદેવમાં મુકામ કર્યો હતો. પાસેજ પાણી ભરવાનો કુવો હતો એટલે ગામની ઘણી સ્ત્રીઓ તે કુવે પાણી ભરવા આવતી સ્ત્રીઓએ આ ધર્મશાળામાં ભગવાં વસ્ત્રધારી સુંદરરાયને જોઈ વાતો ચલાવી કે એક મહાત્મા મહાદેવમાં ઉતર્યા છે. તે સાંભળી ઘણી સ્ત્રીઓ તેમનાં દર્શન કરવા આવવા લાગી. દેવદર્શન કરવાની વધુ શ્રદ્ધા સ્ત્રીઓને ઘણી હોય છે. મૂર્તિનો શરીર ભવ્ય અને તેજસ્વી તેથી સ્ત્રીઓ તેના તરફ આકર્ષાવા લાગી. પુરુષો પણ કેટલાક આવવા લાગ્યા.

ઘણા ભગવાં વસ્ત્ર ધારી સાધુઓ સ્ત્રીઓમાં રમનારા પણ હોય છે. કાંઈ બધા સાચા સાધુ હોતા નથી. તેઓ પુણ્યીવાર તો ભગવાં વસ્ત્રધારી ગૃહસ્થ પુરુષો કરતાં પણ વધુ કુકર્મ કરનારા હોય છે. ઘણા સ્ત્રીઓથી સેવાવામાં મહદ્ભાગ્ય માને છે. પણ પોતાના આશ્રમનાં કર્તવ્યને ભૂલી જાય છે. એ ગામમાં ચંચળ નામની એક બાઈ હતી તેને ત્રીસ વર્ષ થવા છતાં પ્રજા થઇ નહોતી. તે બીજી સ્ત્રીઓના કહેવાથી મહાદેવમાં નવા સંન્યાસીના દર્શન કરવા આવવા લાગી સુંદરરાયને જોતાંજ તેને તેના ઉપર મોહ થયો. હોના વતી બીજી સ્ત્રીઓએ મહારાજને કહ્યું કે: " મહારાજ, આ ચંચળબેન બહુજ ભલાં છે, પૈસે ટકે પણ સુખી છે છતાં સારો દહાડો હજુ આવ્યો નથી માટે આપ કાંઈ કૃપા કરી તેને કાંઈ સારો દહાડો આવે એવું કરો તો સારૂં. મહારાજે કહ્યું: " બેન, ઈશ્વરના હાથમાં તે વાત છે ઈશ્વરની ભક્તિ કરો, સર્વ સારાં વાનાં થશે. " આ સાંભળી તે દિવસે તો તે ઘેર ગઈ પણ રોજ ત્યાં આવવા લાગી. જ્યાં મહારાજને ચેતનાર સ્ત્રીઓ હોય ત્યાં તેમને ખાવાપીવાનો તોટો હોય નહિ, છતાં સુંદરરાય તો માત્ર ભિક્ષા માગીને જમતો.

એક વખતે ચંચળે પોતાને ત્યાં ભિક્ષા લેવા પધારવાનું તેને આમંત્રણ કર્યું. સુંદરરાયે હા પાડી અને તે દિવસે બાર વાગે તે તેને ઘેર ભિક્ષા લેવા ગયો. આજે ચંચળનો પતિ ઘેર નહોતો, અને બેચાર દિવસ પછી આવવાનો હતો. ચંચળે દૂધપાક, પૂરી, ભજીયાનું ઉત્તમ ભોજન બનાવ્યું હતું. ઘરમાં પણ સારી રીતે ઠાઠમાઠ જમાવ્યો હતો આ જોઈ સુંદરરાયે કહ્યું 'બેન, આ બધાની શી જરૂર ? મારે તો માત્ર રોટલો-ભાતજ જોઇશે.' આમ છતાં ચંચળના આગ્રહથી તે જમ્યો તો ખરો, પણ એક સંકટ આવ્યું.

જમી રહ્યા પછી તે જતો હતો ત્યારે ચંચળે કહ્યું કે 'મહારાજ, આ તડકામાં જરા આરામ લ્યો પછી ત્રણ પહોરે જજો' આ સાંભળી સુંદરરાયે કહ્યું. બેન, અમારે વળી તડકો શું ! હવે તો મને રજાજ આપો. એકાંત સ્થાનમાં રહેવું અમને હાનિ કર્તા છે. વળી આ ઘરમાં તમારા પતિ પણ નથી માટે મને જવાદ્યો.' ચંચળે કહ્યું: તે નથી તો શું થઇ ગયું ? હું છુ ને, સાધુ સંતોની સેવા કરેલી કયાં જવાની છે ? હું તો આપની સેવિકા છું. આપ જરા તાપમાં આરામ લ્યો, પછી જાવ. ચંચળના ઘણા આગ્રહથી સુંદરરાય બેઠો. થોડીવારે ચંચળ પાન બનાવી લાવી. તે જોઇ સુંદરરાયે કહ્યું બેન, મને તમારાથી પાન ન અપાય. સ્ત્રીઓએ પરપુરુષ સાથે વાત પણ ન થાય, વળી હું પાન ખાતો પણ નથી, માટે રહેવા દો.

ચંચળના મનમાં આ વખતે એકાંત જોઈ વિકાર ઉત્પન્ન થયો હતો. તેણે પતિની ગેરહાજરીમાં આ મહાત્માને પોતાને ત્યાં જમવા બોલાવવાનું પણ એજ કારણ હતું ઘણા સાધુ સન્યાસીઓ લંપટ હોય છે તેઓ ધર્મને બ્હાને આવી રીતે સ્ત્રીઓની સાથે અનીતિ કરતાં ડરતા નથી. એવું ચંચળ જાણતી અને આ મહાત્મા પણ તેવાજ હશે તેમ માની તેને ફસાવવા માટે નોતરૂં દીધું હતું.

થોડીવારે ચંચળ એક વસ્ત્ર પહેરી પંખો લઈ મહારાજને પંખો નાંખવા લાગી. આ જોઈ મહારાજે કહ્યું: બેન, એ તમારૂં કામ નહિ, તમારે તો પરપુરુષની સેવા કરવી એ પાપરૂપ છે માટે ત્યાંજ બેસો. મહારાજ તેના મનની વાત કળી ગયા હતા. હવે ફસાયા જેવી વાત થઈ હતી. તેમને વિચાર થયો કે: અરે, ભગવાન, ધર્મને નામે પણ આવી રીતે કેટલી અનીતિ ચાલતી હશે ? ભગવાં વસ્ત્ર ધારી અનીતિ કરવાનું કે ઇશ્વર ભજન કરવાનું ! આ બાઈ કોઈના કહેવાથી ભોળવાઇ લાગે છે. ને મને અનીતિમાં ફસાવવા માગે છે. એકાંત સ્થળ અને તેમાં રૂપવતી સ્ત્રી અને પુરુષે એકઠાં બેસવું એ સારૂં નથી. આ બાઇને કામવિકાર ઉત્પન્ન થયો છે. પ્રજા થવાની લાલસાથી તે અત્યારે ઘોર નર્કમાં પડવા તૈયાર થઇ છે તેના હાવભાવ અને હસવા બોલવાની રીતજ કહી આપે છે કે અત્યારે તેની ઇચ્છા જુદી છે. હું પણ આવા એકાંત સ્થળે આવ્યો તે ઘણુંજ ખોટું કર્યું છે. હવે શી રીતે બચવું અને આને અનીતિમાં ફસાતી બચાવવી ! આવા વિચાર કરવા લાગ્યો. અપૂર્ણ.

---

# जीवन दोरी.

( લે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

## પ્રકરણ ૧ લું.

એક શહેરમાં નથુ* નામનો મોચી રહેતો હતો જે ગરીબ સ્થિતિનો હતો શહેરમાં એક ઘર ભાડે રાખી તે પોતાની સ્ત્રી તથા છોકરાઓ સાથે રહેતો હતો પોતાના ધંધામાંથી જે કંઇ પેદાશ થતી તેમાંથી ભાગ્યેજ પોતાના કુટુંબનું તે પોષણ કરી શકતો. શહેરની અંદર મજૂરી અત્યત સસ્તી હતી, અને કામ ઘણુંજ થોડુ મળતું હતું વળી શહેરમાં મોંઘવારી પુષ્કળ હોવાથી પોતાના કુટુંબનુ પોષણ કરવું એ મહા મુશીબતનું કામ હતું પોતાને પોતાની સ્ત્રી અને છોકરાઓને માટે ભાગ્યેજ પુરતાં કપડાં પહેરવાનાં પણ ખરીદી શકતો જ્યાં ખાવાનાજ વાંધા પડે ત્યાં બીજી અગત્યતાનુ પુછવુંજ શું! પોતાની પાસે એક જુની બંડી લગભગ ત્રણ વરસની હતી, જે તદન હવે ફાટી ગઇ હતી, અને બીજી નવી ખરીદવાના વીચારમાં તે હતો. કારણ કે શિયાળાની ઋતુ આવી પહોંચી હતી શીયાળાની ઋતુ નજીક આવતી હોવાથી પોતાને માટે તથા પોતાની સ્ત્રી અને છોકરાઓ માટે કપડાં ખરીદવા વાસ્તે પૈસાનો સંગ્રહ અગાઉથી કરવાનો તેણે નિશ્ચય કીધેલો હતો, અને તે નિશ્ચય પ્રમાણે તે થોડા ઘણા પૈસા મહા મુશીબતે એકઠા કરી શક્યો હતો પરંતુ તે કપડાં લેવા માટે પુરતા તો નજ હતા શહેરની અંદર એક બે ઘરાકો પાસે તે પૈસા માગતો હતો, જેથી તેણે વિચાર કર્યો કે જો હું ઉઘરાણી લઇ શકું તો પુરતાં કપડાં ખરીદી શકીશ. આમ વિચાર કરી તે પોતાના ઘરાકોમાં ઉઘરાણી કરવા માટે નીકળ્યો તેની સ્ત્રીએ સવારમાં ખાવાનું કરી, તેને પોતાને માટે તેમજ છોકરાઓ માટે શું શું કપડાં લેવાં, તેની યાદી કરી આપી. તેમજ તે પૈસાનો કપડાં લેવા સીવાય બીજા કોઇ પણ કામમાં ઉપયોગ ન કરવો, એ વિષે સખત સુચના કરી કારણકે નથુ મોચીને દારૂ પીવાની ટેવ હતી, અને શીઆળામાં દારૂના વ્યસનીઓ તે વિશેષ પીએ છે. નથુ પોતાની સ્ત્રીની સલાહ સ્વીકારી શહેરમાં ઉઘરાણી નીકળી પડ્યો પ્રથમ એક ઘરાકને ઘેર ગયો, ત્યાં ઘરનો ધણી હાજર નહોતો, પરંતુ તેની સ્ત્રી ઘરમાં હતી તેણે કહ્યું કે આવતા અઠવાડીઆમાં પૈસા મોકલી આપશે. એટલે ત્યાંથી નિરાશ થઇ બીજા ઘરાક પાસે ગયો. તેણે સોગનપુર્વક કહ્યું કે તેની પાસે તે વખતે એક ફુટી બદામ પણ ન હતી નથુએ તેને ઘણોએ સમજાવ્યો કે પોતાને કપડાં લેવાં છે પણ ઘરાકે લાચારી બતાવી. આ ઉપરથી નથુ તદન નિરાશ થઇ ઘરાકને ત્યાંથી ચાલી નીકળ્યો કોઇ વેપારી ઉધાર માલ આપે એવું પણ નહતું કપડાં ખરીદવાનો મુખ્ય આધાર ઉઘરાણીના પૈસા પર હતો. પણ ઉઘરાણી બીલકુલ ન મળવાથી નિરાશ થઈ ગયો, અને રસ્તે ચાલતાં વિચાર કરવા લાગ્યો કે હવે શું કરવું? ચાલતાં ચાલતાં પોતાના ભાગ્યને દોષ દેવા લાગ્યો ને એક દારૂના પીઠા આગળ આવી ઉભો પુરતાં કપડાં ખરીદવાને પાસે પઇસા ન હોવાથી વીચારવા લાગ્યો. "મારી પાસે પઇસા છે એ જુજ છે, અને એમાંથી કપડાં ખરીદી શકાય એમ છે જ નહી માટે ઉત્તમ રસ્તો તો એ છે કે પીઠામાં જઇ દારૂ પી ઘેર પાછા ચાલ્યા જઇએ" અને એમ વીચાર કરી

* મહાત્મા ટોલ્સ્ટોયની એક વાર્તા ઉપરથી

ચોતાળી પાસે જે કુળ પઈસા હતા તે દારૂ પીવામાં વાપરી દીધા. અને ઘર તરફ પાછું ચાલવા માંડ્યું.

થંડી અત્યંત જોરથી પડતી હતી. પરંતુ દારૂ લેવાથી હવે તો શરીરમાં ગરમી આવતી હતી. જેથી નથુએ મનમાં ખ્યાલ કર્યો કે "હવે કપડાંની શી જરૂર છે ? હવે તો બંડી સિવાયે ગરમી થાય છે. માટે એજ ઉત્તમ રસ્તો છે કે વિશેષ થંડી હોય તે દીવસે દારૂ પીઇ લેવો, એટલે કપડાંની જરૂર રહેશે નહી, હવે તો આખી જીંદગી હું કપડાં સીવાય સુખશાંતિમાં ગાળી શકીશ. ફક્ત ઘરમાં સ્ત્રી છે, એ જરા મોં મરડશે. પણ તેને તો કમાવી દેઈશુ સ્ત્રીઓ એ બાબતમાં શુ સમજે ? કમાવાવાળો તો આપણેજ છીએને ! " નથુ દારૂની ધુનમાં આવા વિચારો કરતો રસ્તામાં એક ગલીની અંદર આવી પહોંચ્યો. અંધારૂ થવા આવ્યુ હતુ અને ગલીમાં બત્તીનાં કોઇ પણ જાતનાં સાધન ન હોવાથી ત્યાં બધે અંધકાર હતો, ત્યાં આગળ તેણે કેટલેક છેટે દીવાલની નજીક હવેલી પાસે કંઇક સફેદ આકૃતી જોઈ. નથુ આગળ વધતો અટકી બારીકાઇથી જોવા લાગ્યો પરંતુ તે શુ છે, તે જાણી શકયો નહી. તે રસ્તાથી પરીચયવાળો હોવાથી વીચાર કરવા લાગ્યો કે "આ જગાએ કંઇ પત્થર જેવું તો દીવસે જોવામાં આવતુ નહોતુ. આ શુ છે ? કાંઇ જાનવર છે ! એવુ તો કંઇ લાગતુ નથી. મસ્તક તો મનુષ્યના જેવુ લાગે છે. પરંતુ તે અત્યંત સફેદ લાગે છે. પરંતુ આ સમયે આવા અંધકારમાં અત્રે મનુષ્ય શા માટે આવે ?" નથુ ચાલતો ચાલતો હવે તો છેક નજીક આવી પહોંચ્યો, હવે તે એને ચોખી રીતે જોઈ શકતો હતો. હવે તેની ચોક્કસ ખાત્રી થઈ કે એ તો નક્કી કોઈ મનુષ્યજ છે. પછી મરી ગએલુ હોય કે જીવતું. વળી તે જોઈ શકયો કે તેના શરીરપર બીલકુલ વસ્ત્ર પણ નથી, અને તે નગ્નાવસ્થામાં છે અને તે માણસ ભીંતને અઢેલીને સ્તબ્ધ ઉભો રહ્યો છે. આ વિચીત્રતા જોઈ નથુ મનમાં ગભરાયો અને વિચાર કરવા લાગ્યો કે કોઇએ આ માણસને મારી નાખી તેને સાથે ટેકાવી ઉભો રાખ્યો છે. પણ એ વિચાર કરીને નથુ આખરે ત્યાંથી ચાલવા લાગ્યો અને થોડેક છેટે ગયા બાદ પાછું ફરી જોયુ તો તે માણસને બેસી ગયેલો અને આમ તેમ હાલતો જોયો. નથુ જરા નજીક પાછો આવીને જોવા લાગ્યો, તો તે માણસ પોતાના તરફ તાકીને જોતો માલુમ પડયો. નથુ અગાઉના કરતાં વધુ બીવા લાગ્યો. અને વીચાર્યું કે "શુ હુ ચાલ્યો જાઉં કે આ મનુષ્યની સાથે કંઇ બોલુ ? હુ એની પાસે જાઉં તો એ શુ કરશે ? પરમાત્મા જાણે કે એ કોણ છે, અને અત્રે આવા અંધકારમાં બેસીને શું કરે છે ? હુ ધારૂં છુ કે અહીંયાંથી ચાલ્યોજ જાઉં. આવા નગ્ન ભીખારી જેવા પાસે જઈ મારે શુ કરવુ ?" આમ વીચાર કરી તે પાછો ચાલવા લાગ્યો અને થોડેક છેટે ગયા બાદ પાછો ઉભો રહ્યો અને પોતાના અંતઃકરણ સાથે વીચાર કરવા લાગ્યો. " અરે હું શુ કરૂ છુ ? એક તદન નગ્નાવસ્થામાં અને ગરીબ ભીખારી નીરાધાર મનુષ્યની નજીક થઇને કંઇ પણ લાગણી સિવાય હું ચાલ્યો જાઉં ? શુ મનુષ્ય જાતિને માટે મારા અંતઃકરણમાં કંઇજ લાગણી નથી ? ગરીબ અને નીરાધારને મદદ કરવી એ શું મનુષ્ય કર્તવ્ય નથી ? જો એ મનુષ્ય કર્તવ્ય નથી ? જો એ મનુષ્યની ફરજ હોય તો મારી ફરજ છે કે તે મનુષ્ય પાસે જઈ તેને પુછું કે તે કોણ છે, અને શુ કરે છે." નથુનું અંતઃકરણ તે મનુષ્યની આવી સ્થિતી જોઈ પ્રેમ અને દયાથી ઉભરાઇ આવ્યું અને હીંમત ધરી તે પેલા માણસ ભણી ચાલવા લાગ્યો.

## પ્રકરણ ૨ જું.

નથુ હવે તે માણસની તદન નજીક આવી પહોંચ્યો અને તેને બારીકાઈથી જોવા લાગ્યો. તે મનુષ્ય તદન યુવાન અને મજબુત બાંધાનો હતો તેના શરીર ઉપર કંઈ પણ ઘા જેવુ લાગતું નહોતું. ફક્ત તે ભયભીત અને થંડીથી અકડાઇ ગએલો લાગતો હતો તે નથુના તરફ દ્રષ્ટિ પણ કરતો નહોતો. કેમ જાણે કે પોતાની આંખ ઉઘાડવાને પણ અશક્ત હોય. નથુ તેની એકદમ

નજીક આવ્યો, અને એકાએક તે મનુષ્યને જાગૃત થઈ ગએલો અને ગંભીરતાથી પોતાના તરફ જોતો જોયો. નથુના અંતઃકરણમાં તેને પોતાના તરફ અમીદ્રષ્ટિથી જોતો જોઇ અત્યંત સ્નેહ ઉપજી આવ્યો, પોતે પહેરેલી જુની બંડી ઉતારી નાંખી, પગમાંથી જોડા ઉતારી નાંખ્યા અને કહ્યું, "કંઇ પણ વ્યર્થ વાતમાં વખત ગુમાવવો એ નકામું છે, માટે જલદી કરો, અને આ બંડી અને પગરખાં પહેરી લો."

નથુએ તેનું નામ પુછતાં તેણે જણાવ્યું કે "મારૂં નામ દેવદુત છે." નથુએ તેને ઉઠાડવામાં મદદ કરી અને જોડા તથા બંડી પહેરાવ્યાં. દેવદુતની મુખાકૃતિ અત્યંત તેજસ્વી હતી, અને શરીર પણ મજબુત બાંધાનું હતું નથુને તેને જોતાંજ અંતઃકરણમાં અત્યંત સ્નેહ ઉત્પન્ન થઇ આવ્યો. નથુએ તેને પોતાનાં કપડાં બુટ પહેરાવ્યાં પછી કહ્યું. "ભાઇ દેવદુત હવે તારે કોઇ પણ જાતની ચિંતા રાખવી નહી. તું મારી સાથે ચાલી શકશે ?" નથુનું બોલવું દેવદુત સમજી શક્યો અને એક પણ શબ્દ બોલ્યા સિવાય તેની સાથે ચાલવા લાગ્યો. બંનેએ નથુના ઘર તરફનો રસ્તો લીધો.

નથુએ તેને પુછ્યું "ભાઇ દેવદુત, તું કેમ કંઈ બોલતો નથી, આપણે હવે ઘેર જઈએ છીએ જો તારાથી ચાલી ન શકાતું હોય તો આ મારી લાકડી લે અને એના ટેકાથી ધીમે ધીમે ચાલ."

દેવદુત લાકડી હાથમાં લઇ ધીમે ધીમે ચાલવા લાગ્યો. રસ્તે ચાલતાં નથુએ પુછ્યું "વહાલા ભાઈ દેવદુત, તું ક્યાં આગળથી આવે છે ?"

દેવદુતે જણાવ્યું "હું આ ભાગોમાંથી આવ્યો નથી."

નથુએ કહ્યું: "હા, આટલામાં તો હું બધાને ઓળખું છું. પણ પ્રથમ તું મારા જોવામાં કદી આવ્યો નહોતો. આ ગલીની અંદર હવેલી આગળ તું કેવી રીતે આવી ચઢયો ?"

દેવદુતે કહ્યું "તે હું કહી શકતો નથી."

નથુએ પુછ્યું "હું ધારૂં છું કે તને કોઇએ ઇજા કરી છે."

દેવદુતે કહ્યું: "કોઇ પણ મનુષ્યે મને ઇજા કરી નથી. પરંતુ પરમાત્માએ મને શિક્ષા કરી છે."

નથુએ કહ્યું. "હા, મનુષ્યની સ્થિતિ પોતાના કર્તવ્ય અનુસાર જ મળે છે, અને પરમાત્મા હમેશાં ન્યાયી અને દયાળુ છે, તારૂં જીવન હવે તું કેમ ગાળવા માગે છે, અને તું ક્યાં જવા ધારે છે ?"

દેવદુતે જણાવ્યું "મને બધું સરખું જ છે." નથુ જરા આશ્ચર્ય પામ્યો, અને પોતાના અંતઃકરણ સાથે વિચારવા લાગ્યો કે "આ મનુષ્ય કોઈ પણ પ્રકારે દુરાચારી લાગતો નથી. એનું બોલવું તદ્દન શાંતિ ભરેલું છે. પરંતુ પોતાની હકીકત કહેતાં એ ડરે છે. હરી, ગમે એ હોય. હું એને મારે ઘેર તો તેડીજ જઇશ" એમ વિચારી દેવદુતને કહ્યું: "ભાઇ, તું મારી સાથે મારે ઘેર ચાલ, અને ઠંડીથી તું અકડાઈ ગયેલો છે, માટે આગ પાસે બેસી જરા આરામ લે. પછી તારે જે કહેવા-કરવાનું હોય તે નીરાંતે મને કહેજે."

હવે નથુનું ઘર નજીક આવવા લાગ્યું એટલે તેને પોતાની સ્ત્રી સાંભળી આવી અને મનમાં વિચાર કરવા લાગ્યો "સ્ત્રી ને છોકરાં માટે હું કપડાં ખરીદવા ગયો. કમભાગ્યે પૈસા ન મળવાથી કપડાં લઇ ન શક્યો, અને પાસે જે જુજ પૈસા હતા તેનો આવી ઠંડીમાં દારૂ પી લીધો. રસ્તે ચાલતાં આ નગ્ન ભીખારીને સાથે ઉપાડી આવ્યો, ઘરમાં ખાવાનું પણ પુરતું નહીં હોય. એટલે સ્ત્રી ગુસ્સો તો કરવાની જ છે. હરી! હરી!! જે બને તે ખરૂં." નથુ જ્યારે જ્યારે દેવદુતના મોઢા સામું જોતો એટલે તેના અંતઃકરણમાં કુદરતી પ્રેમ ઉત્પન્ન થઇ આવતો હતો. તેથી બધા વિચારો તે ભુલી જતો હતો. આવી રીતે વિચારમાં ચાલતાં ચાલતાં દેવદુત સાથે નથુ ઘરની નજીક આવી પહોંચ્યો.

---

## પ્રકરણ ૩ જું.

નથુની સ્ત્રીએ ઘરનું સઘળું કામકાજ આટોપી લીધું હતું. પોતે બળતણ પાણી વિગેરે લઇ આવી હતી, અને છોકરાઓને ખવરાવી કામકાજમાંથી પરવારી હતી; અને પોતે પણ થોડુંક ખાઇને

વિચાર કરતી બેઠી હતી. "નથુ ગામમાં ગએલ છે. એટલે તેમે તે જગ્યાએ ખાઇનેજ આવશે. એટલે ખાવાનું તેના ભાગનું બાકી રહેશે તેથી આવતી કાલે બધાને ચાલી રહે એટલું ખાવાનું તો છે" આમ વિચારો કરી તે પોતાના ધણીનું એક જુનું કુડતું જે તદન ફાટી ગયું હતું તે સીવવા બેઠી, અને તરંગો કરવા લાગી, "મારો ધણી હમણાં આવશે અને મારે સારૂ તેમજ છોકરાંઓને સારૂ કપડાં લઇને જ આવશે. હું ધારૂં છું કે ઉઘરાણી મળી હશે, અને જરૂર કપડાં લઇ આવશે. પહેરવાનાં કપડાં ન હોવાથી મારાથી તેમજ છોકરાંઓથી બહાર પણ નીકળાતું નથી. જો ઉઘરાણી નહીં મળી હોય તો પાસે જે લુજ પૈસા છે, તે દારૂ પીવામાં તો ન ઉડાડી દે! આટલી જ મને ધાસ્તિ છે." આમ ઘોડા ઘડતી હતી તેવામાં બારણે, ઓટલા ઉપર પગથીનો અવાજ સંભળાયો. તે કુડતું એક બાજુએ મુકી ઉઠી. એટલે નથુને એક માણસ સાથે બારણામાં પેસતો જોયો.

પોતાના ધણીના જોડાં અને અંગરખુ પણ તે પુરૂષે પહેરેલાં જોઇ વીચાર વમળમાં પડી પોતાના ધણીની પાસે ઉભી રહેતાં તુરતજ તેને દારૂની વાસ આવી. નથુની પોસે કંઇપણ સામાન ન જોયો. તેનો ચહેરો ઉદાસીન અને ફીક્કો પડી ગએલો જોઇ વીચાર્યું કે પોતાની પાસેના પૈસાનો દારૂ પી ગયો છે, અને સાથે આ રસ્તે ચાલતા ભીખારી દારૂડીઆને પણ ઉપાડી આવ્યો છે. નથુ અને દેવદુત આગળ ઓરડા તરફ ચાલવા લાગ્યા અને સ્ત્રી પણ પાછળ વીચાર કરતી ચાલી. એણે પોતાનું અંગરખું આને પહેરાવ્યું છે, અને ટોટ નીચે કુડતું પણ એની પાસે દેખાતું નથી અને માથાપર ટોપી પણ નહોતી. દેવદુત ઓરડામાં પેઠો કે એક જગ્યાએ હાલ્યા ચાલ્યા સિવાય ફક્ત નીચી નજર રાખી ઉભો રહ્યો. નથુની સ્ત્રીએ વિચાર્યું કે એ સારો માણસ નથી અને પીધેલા જેવો લાગે છે. એમ વીચાર બાંધી પોતે રસોડામાં ગઇ, અને શું વાતચીત થાય છે તે સાંભળવા લાગી. નથુ પોતાની ટોપી ઉતારી બાંકડાપર બેસી ગયો તે સમજ્યો કે ઘરમાં સ્ત્રીનો મીજાજ ગયો છે. થોડીવાર પછી પોતાના સ્ત્રીને કહ્યું "અમને હવે કંઇ ખાવાનું તું આપશે?"

તેણે સાંભળ્યું જ ન હોય તેમ તે બરબડી અને રસોડામાંથી ચુલા પાસેથી ઉઠીજ નહીં. તે તો પોતાના ધણી તરફ જોઇ નીશ્વાસ નાંખ્યા કરતી હતી

નથુએ આ કંઇ બાબત ધ્યાનપરજ ન લીધી. તે દેવદુત પાસે જઇ કહેવા લાગ્યો: "ભાઇ અહીં એક બાજુએ શું કામ ઉભો રહ્યો? આવ, અને આ ખુરશીઆપર બેસ, આપણે હવે વાળુ કરીશું." પોતાની સ્ત્રીને પુછવા લાગ્યો: "કેમ કંઇ આજે રાંધ્યું છે કે નહીં?"

સ્ત્રીએ કહ્યું: "રાંધ્યુ છે, પરંતુ તમારે માટે તે નથી. દારૂ પી પીને તમે તમારી બુદ્ધીજ ગુમાવી છે! તમે શહેરમાં મારે સારૂ તેમજ છોકરાંઓ સારૂ કપડાં લેવા ગયા તે ન લાવતાં દારૂ પી પીને રસ્તે ચાલતાં આ નગ્ન રખડતા ભીખારીને સાથે ઉપાડી આવ્યા. તમને કંઇ શરમ નથી આવતી? તમારા જેવા પીધેલને માટે મારી પાસે ખાવાનું નથી."

નથુ જરા ગુસ્સાના આવેશમાં બોલ્યો: "હવે એટલું બસ થશે. જરા જીભને કુશી કર. પ્રથમ તું પુછ તો ખરી કે એ કેવો માણસ છે!"

સ્ત્રીએ કહ્યું: "તમે તે પૈસાનું શું કર્યું તે તો કહો!" દારૂ પીતાં થોડા પૈસા રહ્યા હતા તે નથુએ તેના તરફ ફેંકી દીધા અને જણાવ્યું કે ઉઘરાણી બીલકુલ મળી નહીં. આવતા અઠવાડીયામાં વાયદો કર્યો છે. ત્યારે કપડાં વિષે જોઇશું.

આ સાંભળી સ્ત્રી વધુ ગુસ્સે થઇ, અને એક નગ્ન ભીખારીને ઘરમાં આણેલો જોઇ તે નથુપર ગાળો વરસાવવા લાગી. પાસે પડેલા પૈસા લઇ તે નથુને કહેવા લાગી કે "મારી પાસે ખાવાનું નથી. આવા રઝળતા ભીખારીઓને તમે ઘરમાં લાવ્યા કરશો અને હું ખાવાનું ક્યાંથી આપીશ?"

નથુએ ગુસ્સાથી કહ્યું "તું એકદમ ચુપ રહે, અને મારે જે કહેવાનું છે તે સાંભળ."

સ્ત્રી કહેવા લાગી કે તમારા જેવા પીધેલ બેવકુફ પાસેથી શું અક્કલની વાત સાંભળવી હતી.

પૈસા લઈ કપડાં લેવા ગયા તેનો દારૂ પી, રસ્તામાંથી રઝળતા ભીખારીને ઉપાડી લઇ ઘેર આવ્યા, અને હવે મારૂં કર અને મારા પુનીયાનું પણ કર ! ! આ તમારી કુટેવો હું સહન કરી શકતી નથી." અત્યંત ગુસ્સાના આવેશથી તે સળગી ઉઠી હતી અને જેટલાં વેણ કહેવાય તેટલાં બધાં કહ્યાં.

નથુ આ સર્વ શાંત ચિત્તથી સાંભળી કારણ કે આ દેખાવ કંઇ નવો નહોતો. ગુસ્સાને ગુસ્સામાં સ્ત્રીએ ચાલી જવાનો ત્યાંથી કર્યો પરંતુ આ અજાણ્યો પુરૂષ કોણ હતો જાણવાની તેણીની ઉત્કંઠા હતી તેથી ત્યાંજ બેઠી.

( અપૂર્ણ. )

---

# स्वामी विवेकानंद.

( અનુસંધાન ગતાંકથી. )

પરમહંસદેવની સાધનાના સ્થળ પંચવટીમાંજ વિવેકાનંદ પણ ધ્યાન ધારણાનો અભ્યાસ કરવા લાગ્યા. રમતગમત પણ ત્યાંજ બેસી કરતા. પરમહંસદેવ પણ ત્યાંજ તેમની સાથે બેસી આનંદમાં દિવસ વિતાવતા ત્યાં તે નાનાં છોકરાંની માફક દોડાદોડ કરવી, ઝાડ ઉપર ચઢવું, વડની ડાળીઓ પકડી હીંચકા ખાવા વિગેરે આનંદની રમતો પરમહંસ સાથે રમતા.

પરમહંસદેવ બ્રાહ્મણ સિવાય બીજાનું જમતા નહિ છતાં પણ ત્યાં વિવેકાનંદની બનાવેલી રસોઈ જમતા અને કહેતા કે તારા જેવા વાસ્તવ ગુણીના હાથનું જમવામાં દોષ નથી. વિવેકાનંદના ના કહેવા છતાં પણ તે તેમના હાથનું જમતા.

ભવનાથ ચટ્ટોપાધ્યાય નામના સજ્જન પણ દક્ષિણેશ્વર પરમહંસદેવનાં દર્શન કરવા જતા ત્યાં તેમને નરેન્દ્ર સાથે મૈત્રિ થઈ હતી. ભવનાથ ઉપર પણ પરમહંસદેવની પ્રીતિ હતી. નરેન્દ્ર ઉપર અત્યંત પ્રેમ જોઇ તે ઘણીવાર કહેતા કે. ' તું કોઇ જન્મે નરેન્દ્રની જીવન સંગિની હશે. ભવનાથ નરેન્દ્રને ઘણીવાર પોતાને ત્યાં લઇ જઈ જમાડતા. આ પ્રમાણે નરેન્દ્રને દક્ષિણેશ્વર જવાનો હવે વધુ ચડસ લાગ્યો હતો. અને ત્યાં જઇ આનંદમાં દિવસો વિતાવવાનું તેને ઘણું મન થતું.

સ્વામી વિવેકાનંદને તે પછી ઇશ્વર પ્રાપ્તિ માટે ઘણોજ વેગ પ્રકટ થયો. તેમણે આહાર નિદ્રાનો ત્યાગ કરી રાતદિવસ ધ્યાન, જપ, સંયમ, વિગેરેમાં ઉત્સાહપૂર્વક કાળ ગાળવા માંડયો. પરમહંસદેવના અનુગ્રહથી થોડા માસમાંજ તેમને સમાધિ પર્યંતનો અનુભવ થયો. તે વખતનો તેમનો ઇશ્વર પ્રતિનો પ્રેમ, વ્યાકુળતા અને ઉત્સાહથી સાધન સાધતા જોઇ પરમહંસદેવ પણ તેમનાં વખાણ કરતા તેમને ધ્યાનમાં એક વિશાળ જ્યોતિર્મય આકૃતિ જણાતી અને તે જાણે ચૈતન્યવાળી હોય એમ લાગતું. આ વાત તેમણે પરમહંસદેવને જણાવી ત્યારે તેમણે કહ્યું કે પહેલાં મને પણ એવીજ આકૃતિનાં દર્શન થયાં હતાં, તને બ્રહ્મનાં દર્શન થયાં છે. તે આકૃતિ અપ્રત્યક્ષ બ્રહ્મને પ્રસવ કરતી હોય તેવું મને જણાતું હતું.

વિવેકાનંદની યોગ્યતા જોઇ પરમહંસદેવે એક દિવસે તેમને કહ્યું કે. ' મને યોગની સિદ્ધિ થતાં અષ્ટસિદ્ધિ પ્રાપ્ત થઇ છે મારે તેની કશી જરૂર નથી પણ તારે તેનું કામ પડશે, માટે હું તે તને આપું છું તે તું ગ્રહણ કર.' આ સાંભળી તેમણે કહ્યું કેઃ એ સિદ્ધિઓથી ઇશ્વર મળે કે ! ત્યારે પરમહંસે કહ્યું કે તે બીજા કામમાં આવે પણ ઇશ્વર પ્રાપ્તિના માર્ગમાં તેનાથી કાંઇ ફાયદો થશે નહિ. આ સાંભળી સ્વામી વિવેકાનંદે

સિદ્ધિઓ લેવાની ખાસ ના પાડી હતી. ગુરુદેવની કૃપાથી સ્વામીજીએ થોડા વખતમાંજ કોઇને સ્પર્શ કરતોજ તેના શરીરમાં ધર્મશક્તિનો સંચાર કરવાની શક્તિ પ્રાપ્ત કરી હતી. પરમહંસદેવે તેમને અદ્વૈત જ્ઞાનનો ઉપદેશ આપી વેદાન્તના સોહમ ભાવની ઉપાસના કરવાનો ઉપદેશ આપ્યો હતો.

પરમહંસદેવ સ્વામીજીને અષ્ટાવક્રગીતા અને અધ્યાત્મિક રામાયણ વાંચવાનું કહેતા તેમાં હું પોતેજ આત્મા છુ એવું જ્ઞાન હોવાથી સ્વામીજી પહેલાં તો તે વાંચવાનું ના કહેતા અને કહેતા કે હું ભગવાન છુ એવું કહેવું એ પણ પાપ છે તો એવુ આ પુસ્તકોમાં લખેલું હોવાથી તે કેમ વાંચી શકાય. આ સાંભળી પરમહંસદેવ કહેતા કે તોપણ તેને વાંચી સમજાવ. આ પ્રમાણે સમજાવી વિવેકાનંદ પાસે વેદાન્તનાં પુસ્તકો વંચાવી તેમને અધ્યાત્મજ્ઞાન આપતા. સ્વામી વિવેકાનંદના ઉપર પરમહંસદેવની વધુ પ્રીતિ હતી. તેમને સાધનક્રમનો ઉપદેશ આપી અનુષ્ઠાન કરવામાં સહાયતા આપતા, તે ઉપરાંત રોજ સાંજે તેમને પોતાની પાસે બોલાવી બે ત્રણ કલાક સુધી ઉપયોગી જ્ઞાનનું શિક્ષણ આપતા.

આ વખતે વિવેકાનંદનામાં પોતાના શરીરનો સ્પર્શ કરાવી અન્ય મનુષ્યનામાં ધર્મશક્તિનો સંચાર કરવાની શક્તિ આવી હતી. ઘણા માણસો આ વાત માનતા નહોતા કે સ્પર્શ કરીને અન્ય મનુષ્યના વિચારોને બદલી શકાય. એક વખત મહાશિવરાત્રીના દિવસે અપવાસ કરી રાત્રે દરેક પ્રહરે સ્વામી વિવેકાનંદ ધ્યાનમાં બેઠા હતા તે વખતે તેમણે પોતાનામાં આવી શક્તિ આવી છે કે કેમ તેની ખાત્રી કરવા સ્વામી અભેદાનંદને પોતાને સ્પર્શ કરવાનું કહ્યું અભેદાનંદ જમણો હાથ સ્વામીજીને અડાડી આંખો મીંચી બેઠા. થોડીવારે વિવેકાનંદે ધ્યાનમાંથી જાગ્રત થઇ અભેદાનંદને શું લાગ્યું તે પૂછ્યું તો તેમણે કહ્યું કે જાણે વીજળીની બેટરીને સ્પર્શ કરવાથી શરીરમાં ઝણુકારો થાય અને કોઈ વસ્તુનો આપણામાં પ્રવેશ થઇ હાથ કમ્પે છે તેવી રીતે આપનો સ્પર્શ કરવાથી આપના શરીરમાંથી, મારા શરીરમાં કોઈ શક્તિ પ્રવેશ કરતી હોય તેવો અનુભવ થયો.

તે પછી અભેદાનંદ ધ્યાનમાં બેઠાયા. સર્વે સમજી ગયા કે સ્વામીજીનો સ્પર્શ કરવાથીજ તેમનામાં ધ્યાન કરવાની શક્તિ આવી છે. તે પછી સ્વામીજી પરમહંસદેવ પાસે ગયા. તેમને જોઇ પરમહંસે કહ્યું કે: 'કેમ ભાઇ, થોડું મળ્યું છે તેમાંથી પણ ખર્ચ કરવા માંડયું કે? પહેલાં પૂર્ણ મેળવવુ પછી તેનો ખર્ચ કરવાનો વિચાર કર. આ સાંભળી તેમને ઘણું આશ્ચર્ય થયું કે પરમહંસદેવે આ વાત શી રીતે જાણી? ખરે ઇશ્વરના સ્વરૂપનું જેમને જ્ઞાન થયુ છે તે તો સર્વજ્ઞ હોય છે. પરમહંસદેવ પણ પોતાની સર્વજ્ઞ દૃષ્ટિથી આ સર્વ જોઈ શક્યા છે

વિવેકાનંદનામાં ધર્મપ્રતિ પ્રેમ, સાહસ, સંયમ, બ્રહ્મચર્ય અને સત્યનું પાલન કરી, આત્માનુસંધાન કરવાના મહાન સદ્‌ગુણો હતા તે વાત પરમહંસદેવ જાણતા હતા. પરમહંસદેવ જાણતા હતા કે તેનાથી અયોગ્ય કૃત્યો તો કદી પણ થઇ શકવાનાં નથી. તેઓ ઘણીજ સખ્ત રીતે સત્યનું પાલન કરતા. તેને પ્રમાદમાં પણ અસત્ય બોલતા નહિ. પરમહંસદેવ તેમને ઉત્સાહ આપવા કહેતા કે જે માણસ મન, વાણી અને કર્મથી સત્યનું પાલન કરે છે તે સત્યરૂપ ઇશ્વરનાં દર્શન થાય છે. બાર વર્ષ સુધી જે માણસ આ પ્રમાણે સત્યનું પાલન કરે છે તે સિદ્ધ સંકલ્પવાળો થાય છે તે પછીથી તેના મનમાંથી જે સંકલ્પ ઉઠે છે તે સત્ય થાય છે. તે કોઇને આશિર્વાદ આપે છે તે પણ ફળે છે.

સ્વામિ વિવેકાનંદને ઉપદેશ આપતાં પરમહંસદેવ કહેતા કે ભક્તનો સ્વભાવ ચાતક પક્ષી જેવો હોય છે. જેમ ચાતકપક્ષી પોતાની તરસ છીપાવવામાટે આકાશના સામે જોઇ રહી વરસાદની રાહ જુએ છે તેમ ભક્ત પણ પોતાની જરૂરીઆતને માટે ઇશ્વર ઉપરજ આધાર રાખે છે, આ સાંભળી નરેન્દ્રે કહ્યું કે 'ચાતક વરસાદના જળ વગર બીજું જળ પીતું નથી એ ખોટું છે તે નદી તળાવનું જળ પણ પીવે છે એમે નજરે જેયુ છે.' આ સાંભળી પરમહંસદેવે કહ્યું કે. હે, ખરી વાત, જ્યારે તે નજરે જેયુ છે એમ કહું છુ ત્યારે તો મારી ધારણા ખોટી પડી. 'આટલો બધો નરેન્દ્રના બોલવા ઉપર પરમહંસદેવને વિશ્વાસ હતો. એક દિવસે નરેન્દ્રે પરમહંસજીને

કહ્યું કે: 'અરે જુઓ મહારાજ પેલું ચાતક પક્ષી બંગાળમાં પાણી પીવે છે.' આ સાંભળી પરમ હંસ બહાર આવી જોવા લાગ્યા તો ચાતક પક્ષીને ન જોવાથી કહ્યું અરે, ક્યાં છે ચાતક પક્ષી ' એ તો ચામાચીડીયું છે. અરે, તેં ચામાચીડીયાને ચાતક જાણી મારી ધારણા તે દિવસે ખોટી પાડી હતી કે!'

નરેન્દ્રમાં જ્ઞાનનો પ્રકાશ થવા લાગેલો હોવા છતાં પણ તેનું હૃદય કોમળ અને ભક્તિભાવથી પૂર્ણ હતું. પરમહંસદેવ તેમના નેત્ર જોઈ કહેતા કે: આવી આંખો શુષ્કજ્ઞાનીની હોઈ શકે નહિ. એક વખતે પરમહંસદેવે નરેન્દ્રને એવી રીતે સ્પર્શ કર્યો કે તેથી તે થોડીવારમાં અચેતન થઈ ગયા. આ વખતે વિવેકાનંદને આ બ્રહ્માંડમાં ઈશ્વર સિવાય બીજું કાંઈ છેજ નહિ એમ લાગ્યું તે પ્રકારની દશા તેમને આખો દિવસ રહી, તે જે જે જોવા લાગ્યા તે સર્વ ઈશ્વરરૂપ જણાવા લાગ્યું, જમવા બેસતા તો જમવાના પદાર્થો અને જમનાર પોતે પણ ઈશ્વર સિવાય બીજું કાંઈ નથી એમ લાગ્યું. થોડીવાર જમે વળી થોડીવારે બેભાનવત બેસી રહે, વળી જમે. આવી સ્થિતિ રહી હતી. સુતાં, બેસતાં, વાત કરતાં, ચાલતાં સર્વ સ્થળે ઈશ્વરમય જણાવા લાગ્યું જાણે કાંઈ નિશો ચઢયો હોય એવી રીતે તે મસ્ત અને નિષ્કંપ જણાવા લાગ્યા. તેમને તે દિવસે સર્વ સ્થળે ઈશ્વર જણાતાં ભય માત્ર ક્યાંનો રહ્યો ન હતો. સામે દોડતો ઘોડો આવતો હોય તોપણ તે ભયથી વેગળે ખસતા નહિ પણ તેમના મનમાં એમ થતું કે હું છું તેમજ તે પણ છે. આહાર કરતાં જાણે કોઈ બીજુંજ જમે છે એમ લાગતું. આવી સ્થિતિ કેટલાક દિવસ રહી. કોઈક વખત જ્યારે તે નિશો કાંઈક ઉતરતો ત્યારે સ્વપ્ન જેવું લાગતું જ્યારે આવી સ્થિતિ કેટલાક દિવસ પછી મટી ગઈ ત્યારે સમજાયું કે આનું નામજ અદ્વૈત વિજ્ઞાન, આનું નામજ અદ્વૈત જ્ઞાન, અને આનું નામજ ગુરુદેવની કૃપા.

આ પ્રકારે ગુરુદેવ પરમહંસદેવની કૃપાથી સ્વામી વિવેકાનંદે આત્માનુસંધાન કરવા માંડ્યું તેમની ગુરુસેવા પણ અદ્ભૂત હતી. એક વખત તો તેમની પરીક્ષા કરવા પરમહંસદેવ જ્યાં વિવેકાનંદ તેમની પાસે આવ્યા ત્યારે બિલકુલ બોલ્યા નહિ, વળી ફરી આવ્યા તો પણ બોલ્યા નહિ, તેથી દર્શન કરી નરેન્દ્ર પાછા જતા. આમ બેચાર વખત બન્યું છતાં નરેન્દ્રની ગુરુ ઉપરની શ્રદ્ધા ઓછી થઈ નહિ ત્યારે પરમહંસ દેવે કહ્યું કે: હું તને બોલાવતો નથી છતાં કેમ વારંવાર આવે છે? ત્યારે નરેન્દ્રે કહ્યું કે હું કાંઈ આપની વાતો સાંભળવા આવતો નથી પણ મને આપના ઉપર પ્રેમ છે તેથી આપનાં દર્શનની ઈચ્છા થયા કરે છે તેથી જ આવું છું આ સાંભળી પરમહંસદેવ તેમના ઉપર ઘણા જ પ્રસન્ન થયા અને કહ્યું કે હું તારી પરીક્ષા કરતો હતો કે તને માન ન આપવાથી તું નાસી જાય છે કે રહે છે! તારા જેવો માણસ જ આવું અપમાન સહન કરી શકે, બીજો હોત તો ક્યારનોય આવવાનું બંધ કરત. આ પ્રકારની તેમની પોતાના ગુરુ ઉપરની શ્રદ્ધા અને ભક્તિ હતી.

---

# લિમ્બડો.

( વૈદ્ય દુર્લભદાસ હરજીવનદાસ. )

( અનુસંધાન ગતાંકથી )

ગુણ:—ગુલ્મ, અર્શ, સર્વ પ્રકારના હઠીલા તાવ, ક્ષય, પાંડુ, છાતીમાંથી લોહીનું પડવું, કૃમિ, ખસ, ખળ, ખરજવાં, કઠોતર, કંઠમાળ બધ કુષ્ટ વિગેરે મહાન અસાધ્ય અને હઠીલા રોગોને આ અથાણું ઘણું ચમત્કારી રીતે ફાયદો કરે છે.

વાપરવાની રીત—ખરજવાં ધુખમ ને ખમ જેવા વ્યાધિમાં આ અથાણું વાટીને ચોપડવુ તથા ખાવું તેથી જલદી આરામ થાય છે અ જીર્ણ, અતિસાર, કૃમિ, આફરો, જળોદર, કઠો કરવાળાએ દિવસમાં ત્રણ વખત લેવાથી થોડાક દીવસમાં અકશીર ફાયદો કરે છે, અર્શમાં પડતા લોહીવાળાને આ અથાણાની ધુમાડી આપવાથી આરામ થાય છે પ્લેગ અને વિષજન્ય જંતુરોગમાં હમેશાં આવા અથાણા વાપરવાથી જીંદગીનો ખરેખર ઉત્તમ પ્રકારે બચાવ કરે તેમ છે.

૩૭ લીંબોળીના બીજનો વર્ધમાન પ્રયોગ:—બીજ એકદાણા મુજબ વધતા જવુ તેવું ૨૧ દહાડે ૨૧ બીજ થયા પછી રોજ એક ઓછા પ્રમાણે ઉતરતા જવુ તે પ્રયોગ કરવાથી ક્ષય, હીસ્ટીરીઆ, ઝામરવા, આફરો, કૃમિનો રોગ, વિગેરે દરદોમાં અને અત્યંત કષ્ટ સાધ્ય વ્યાધિમાં આવા પ્રયોગ ઘણા અકશીર થઈ પડે છે.

૩૮ લીંબોળીનો મુરબ્બો—કાચી લીંબોળીઓ લઇ તેના છોતાં કાઢી સુકવવાં તે શેર ૧ માં ખાંડની ચાસણી શેર ૫ નાંખી મુરબ્બો તૈયાર થયે ચુલેથી ઉતારી તેમાં ત્રિકટુ તો ૫ નાંખવું મોઢું સખ્ત બંધ કરી બરણીમાં ભરી રાખવું.

ગુણ:—અંધકોપ, અજીર્ણ, મળાવરોધ, પાંડુ, તાવ, અર્શ, હરસ, ભગંદર, ઓરી માતા ફુટી નીકળતા દર્દો ઉપર એક ઔંસ રોજ વાપરવુ.

૩૯ લીંબોળીનો સીરપ:—પાકી લીંબોળીઓનો રસ તોલા ૪૦, આમળાને પીલી રસ કાઢવો તે તો. ૪૦, સાકર તોલા ૨૦૦, નાંખી મંદાગ્નિવડે પક્વ કરવું અને એક રસ થઈ જરા જાડું થાય એટલે ઉતારી તેમાં વ સલોચન તો. ૮, પીપર તો. ૪, જેઠીમધ તો. ૮, અભ્રખ તો. ૪, કક્ષાચ તો ૪, લોહ તો. ૪, નાગકેસર, એલચી તજ તોલા ૨, મધ તોલા ૧૦, નાંખી હલાવી બાટલી ભરવો.

ગુણ:—શોધક, પૌષ્ટિક, પિત્તશામક, કફ, રક્તપિત, ત્વકદોષ આ ઔષધપિત્તશામક હોવાને લીધે રક્તપિતમાં ઘણુ ઉપયોગી છે જ્યારે ગડખામાંથી, નાકમાંથી અગર ઉલટીમાંથી લોહી પડે છે ત્યારે "નિમ્બરસાયન અવલેહ" લેવો. ઘણો ઉપયોગી છે ક્ષય અને ઉરઃક્ષત જેવાં દરદમાં જંતુઓનો નાશ કરે છે એવો છે. હૃદયની નબળાઇને લગતા તમામ દોષને દુર કરે છે ક્ષયનાં દર્દમાં દરદી ઘણોજ કમકૌવત થઇ ગયો હોય છે ત્યારે મળરોગને ફાયદો કરવા ઉપરાંત દરદીને શક્તિ આપે છે. જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે અર્શ મસામાંથી લોહીનો ભરાવો થઇ પીડા થતિ હોય ત્યારે એક ઔંસ દીવસમાં લેવાથી ફાયદો કરે છે હરેક જાતના હૃદય દોષ, શ્લેષ્મ, પીનસ, ત્વકદોષ અને શરીરમાં દાહ થયાં કરે છે, તેમાં આ નિમ્બરસાયન અવલેહ ઘણો ચમત્કારી અસર કરે છે. ગર્ભાશયને સુધારનાર છે નષ્ટાર્તવ તથા અત્યાર્તવ તથા ઋતુદોષ વિગેરે દરદોમા એક આશીર્વાદરૂપ થઇ પડે છે

૩૦ લીંબોળીનો પાક:—સુકી લીંબોળીનાં બીજ તો. ૪૦, ગરમ પાણીમાં પલાળી રાતી ફોતરી કાઢી સફેત થયે ખાંડી બારીક કરી ઘી તો. ૬૦ માં મંદ અગ્નિમાં ગરમ કરી દાણો પાડવો. દગડી પાષણ ભેદની ભસ્મ તો. ૫, જીરૂ તોલા ૫, પીપર તોલા ૨, સાટોડીનું ચૂર્ણ તો. ૫, હરડે તોલા ૧૦, મુશલી તો. ૨, ચોપચીની તો. ૨, ચાતુરજાતિ તોલા ૨ ખસખસ વરાઆલી તોલા ૪, સુકુ ખમણેલ ટોપરું તો ૫, આ સર્વે ભેગું કરી સાકર શેર ૦॥ ની ચાસણી કરી તેમાં તો.

૧ કેશર નાંખી ખુબ ઘુંટવુ. તે પાછો ચાસણી થયે ઉતારી ઉપરની ચીજો મેળવી દેવી પછી હલાવી લાડુ તોલા રા પ્રમાણે બનાવવા.

ગુણ:—સમદણી, સોજા, કોઢ, પ્રમેહ, ક્ષય; રોગ, જીર્ણજ્વર, ક્ષીણતા, કૃશત્વ અર્દિતવાયુ મૂર્ચ્છા, તૃષા, દાહ, આ પાકના સેવનથી સ્ત્રીઓને બળ અને વીર્ય પ્રાપ્ત થાય છે.

છીંકણી—૩૧ લીંબોળી દુધવાલી નગ ૧૦૦ તેને એક એક લોટકામાં નાંખી ઉપર કોડીયું ઢાંકી કપડાથી મજબુત બાંધી એક તળાવમાં જ્યાં ભેસો બેસતી હોય તેવી જગ્યા ઉપર એક હાથ ખાડો ઉંડો ખોદી તેમાં દાટવું તે ૭ માસે કાઢવુ તીખાં નગ ૧૦૦ ખરસણ થોરમાં એક ડગળી ઉઘાડી ભરવાં તે પણ ૭ માસે કાઢવાં તે લીંબોળી તથા તીખાં બન્ને ભેગાં વાટી બારીક છીકણી બનાવવી જ્યારે વાઈ આવે ત્યારે તે છીંકણી માફક સુંઘવાથી વાઈનું દરદ અવશ્ય મટે છે.

લીંબોળીનું તેલ તેનો ઉપયોગ.

૩૨ લીંબોળીના તેલની ગોળીરૂપે બનાવટ. તેલ તો ૪૦ હરણની ચરબી તો. ૪૦ ચુનો તોલા ૨૦ લીબડાની સળીનો બારીક ભુકો તો. ૨૦, કવીનાઈન તો. ૨૦ આ સર્વે એકત્ર કરી ગોળીઓ વાળવી. તે ગોળીઓ અનેક દર્દોમાં વાપરી શકાય છે.

૩૩ તેલ તો. રા લઇ કિંચિત્ ઉષ્ણ કરી લગાડવાથી કૃમિ, કોઢ, વ્રણ અને રક્તવિકાર દાદી તાવ, અને ચામડીના રોગોનો નાશ કરે છે નાશ લેવાથી કપાળના કીડા દૂર થાય છે અને અકાળે ધોળા થયેલા વાળ કાળા થાય છે.

૩૪ તેલ તો. ૧૦ ગરમ કરવું, ગરમ કરતી વખતે મોરનાં પીછાં નગ ૨ તેમાં ઝીણીકાતરી ગાળી નાંખવી. હનમાનની મળી તો. ૧ નાંખી હલાવવું જરા નરમ રહે એટલે ઉતારી ડબ્બી ભરવી. ઢોર અને કુતરાઓને કોઇપણ ઠેકાણે પડતા જન્તુઓ ઉપર ચોપડવાથી તે જખમમાંથી જંતુઓ ખરી પડી માંસ અને ચામડી સારી આરામ કરે છે

૩૫ તેલ તો. ૧૦ ગૌમૂત્ર તો. ૨ ગરમ કરીને તેમાં કુમળાનો રસ તો. ૧ નાંખવો આ પીચકારી વાટે કાન ધોવાથી કાનમાં ઘર એઠેલા જંતુઓને નાશ કરે છે.

૩૬ તેલ તોલો ૧ તથા અખરોટ નગ ના ભુકામાં મેળવી બાળકોને પેટમાં કૃમિ હોય ત્યારે બહાર કાઢવા માટે વાલ ૧ નાં ભુમાં દીવસમાં બે વખત આપવુ. એરડીઆ, જુલાબ દેવો તેથી કૃમિ બહાર નીકળી પડશે.

૩૭ તેલ તોલા ૧૦ સોમલ આની બેનાં ગરમ કરી એક રસ થયે ઉતારી લેવુ. ક્ષ તેમાં બે ટીપાં નાખી દરદીને ત્રણ વખ આપવાથી કોલેરાથી બચી જવા સંભવ છે.

૩૮ તેલનો પ્રયોગ.—એકાંતર હાથ જ સંબાઇમાં માથની વાછરડાને પૂછ્ડું કાપી દો વવુ પાછળ આપણે દોડવુ તેનુ. તેની સાથે ૨ વાર દોડી ઉભા રહી તેલ તોલો ૧ પીઇ જ તેથી બરોળ અને તેને લઇને રહેતો તાવ વિગે નાશ પામે છે.

૩૯ લીબડાનું તેલ નાસુર તથા નાક અંદરનાં મસાનું ઓપરેશન કરે છે તેવે પ્રસ તેલ સુંઘવાથી તે મસાનો આલો ભાગ થોડ દીવસમાં રૂઝાય છે. વળી સરજનો જ્યારે કા કુપ કરે છે અને જખમો પડી જાય છે અ રૂઝાતા નથી. ત્યારે તેલમાં રૂ બોળી તેની વાટ ઘણાં ઉંડા કોતરમાં ઉતારે છે અને તેથી ધી ધીમે જખમવાળો ભાગ પુરાઇ જઇ ચામડી આ જાય છે

૪૦ લીબડાનું તેલ અને રાઇનુ, તેલ બ મિશ્ર કરી સર્પદંશનાં ભયંકર ત્રાસ વખતે બન્ને મેળવેલુ તેલ એક ગ્લાસ ગરમ પાણ લઇ એક ઔંસ મેળવી પાઈ દેવુ. તેવું દશ મીનીટે પાંચ ૭ વખત પાઈ દેવું ત્યા ઉલટી શરૂ થાય છે તે વખતે રહી જઇ ફ શરૂ કરવું તે ઉલટીમાં ઝેર તદન નીકળી જ અને માણસના પ્રાણનો બચાવ થશે.

૫૦ સરજન આર એલ. દત્ત એમ. ડી લખે છે કે ગળતા કોઢપર લીબડાનુ તેલ મોગ મોગરાના તેલ સાથે મેળવી ચોપડવામાં આ તો ફાયદો થાય છે.

૫૧ તેલનો સાબુ.—વિદેશી સાબુઓ જેવ દારઓલીક કેટલાક દર્દોમાં માલીશ કરવામાં વપ

રોગ છે પણ આ તેલનો સાબુ બનાવી ખસ, ખરજવા, ભાઠી, વિસ્ફોટક અને ચામડીના દર્દોમાં હમેશાં ઉપયોગ કરે તો વગર ફરાએ તેવાં દર્દો દૂર થઈ જાય છે

૫૨ તેલ તોલા રાા પ્રસવવાળી સ્ત્રીઓને માથે અથવા શરીરે ચોળવામાં આવે તો ચેપી દર્દો લાગુ પડતા નથી તેમજ માથામાં જુ ખોડો ઇત્યાદિ મગજમાં રોગ દુર થઈ જાય છે અને શરીર દ્દઢ થાય છે.

૫૩ કેટલાક કેટલ કેમ્પના સરજનો જણાવે છે કે જનાવરોના ભાઠાં, ચાંદાં કોઇપણ ભાગ પાકતો હોય અને જંતુઓ પુષ્કળ હોય તે વખતે આ તેલ લગાવવાથી જંતુઓનો નાશ થઇ બીજી દવાઓ કરતાં આ તેલ તાત્કાલિક અને સારી અસર કરે છે.

૫૪ તેલનો દીવો (બત્તી)—આ તેલને બાળવાથી ધણું ગધાય છે અને તે તેલના દીવાથી ઘરની હવામાં રહેલા અદ્દશ્ય પરમાણુંઓનો નાશ થાય છે અને મકાનોમાં રહેનારાઓ નિરોગી રહે છે. તે તેલની મેસ [કાજળ] એકઠી કરી તોલા ૨ લઇ તેમાં નગલકપુર વાલ ૨ દળેલ મોરથુથુ વાલ ૨ આ સર્વ ચીજો લઇ તેમાં જોઇતું જરા નરમ થાય તેટલું ઘી ઉમેરી મર્દન કરી અંજન બનાવવું તે આંજવાથી આંખની પાંપણુ ખરાતી અટકે છે. વેલ, ફુલાં, નીલ, ખુજલી, અને નિયમિત વાંચનારાઓને અત્યંત ઉપયોગી છે. બાળકને નિત્ય આંજવાથી આંખને ઘણીજ રોશની આપે છે જ્યારે ચોર લોકો ચોરી કરવા જતી વખતે રાતના વખતે શું પ્રકાશના ઇરાદે આ કાજળનો ઉપયોગ કરે છે

૫૫ ખરજવા ઉપર લીબોળીનું તેલ ચોપડી તેના ઉપર બકરીની લીંડીનો ભુકો બારીક કરી ભભરાવવાથી ખરજવા મટી જાય છે.

૫૬ પતાસા એકમાં તેલનાં ટીપાં ૧૦ નાંખી તે પતાસું સવારમાં ખાઇ જવાથી એકવીસ પ્રકારના પ્રમેહ, સ્ત્રીઓના પ્રદર, લોહીવા વિગેરે રોગો મટી જાય છે

૫૭ અગ્નિથી દાઝેલા શરીરના કોઇપણ ભાગમાં ફોલ્લાઓ ઉપડી આવે છે ત્યારે લીંબોળીનું તેલ લગાવવાથી થોડા વખતમાં આરામ થઇ જાય છે.

૫૮ અર્શમાં પડતા લોહીમાં મુળાના પાનના રસમાં ૦ા તોલો તેલ મેળવી પીવાથી ફાયદો થાય છે. મસા ઉપર ચોપડવાથી શાંત થાય છે કૃમિના ગોળા ઉપર સવાર સાંઝ તેલનાં પાંચ પાંચ ટીપાં લેવાથી કૃમિ મરી જાય છે. અને પછી એક જુલાબ આપવાથી કૃમી બહાર નિકળી જાય છે.

લીમડાનાં ફુલ (મોર) નો ગુલકંદ

૫૯ લીંબડાના ફુલ [મોર] શેર ૩ ત્રિકટુ તો. રાા કુઓ તો. ૨ પિત્ત પાપડો તો. ૨ પકવેલો સુરોખાર તોલા ૫ ત્રિફળા તો. રાા લોઢ તો. ૨ ઇંદ્રવર્ણાના મૂળની ભુકી તો. રાા માક્ષિક ભસ્મ તો. રાા વિકારીકંદ તો રાા, ભોરંગણીનાં મુળની ભુકી તો. રાા, ખાપરીયો તો. ૧, ઓપખર્નાં મુળની ભુકી તો. રાા, આ સર્વે વસ્તુઓનું બારીક ચૂર્ણ કરી મોરની અંદર મિશ્ર કરી એક કાચની સ્ટાપર્ડ બરણીમાં ઉપર નીચે સાકરનો ભુકો તોલા ૧૨૦ નાંખી મોઢું બંધ કરી પંદરથી વીસ દહાડા સૂર્યના તાપમાં રાખવી અને તે બરણીને ત્રણ ચાર દિવસે હલાવ્યા કરવી તે સર્વ વસ્તુઓ પીગળી જાય એટલે પેક કરી રાખી મુકવું.

ગુણ—રોજીંદા એકાંતરીઆ, તરીઆ, ચોથીઆ, વિગેરે જાતના તાવ તેમજ વિષમજ્વર સતતજ્વર જીર્ણજ્વર હમેશનો હાડીજ્વર વિગેરે જ્વરોમાં એ આરતા પહેલાં બે ત્રણવાર એક એક તોલો ખાવાથી અટકે છે પિત્તજ્વર અને સંતત જ્વરમાં તાવ ભરેલો રહેવાથી કવીનાઇન અથવા બીજી દવા આપી શકાતી નથી. ત્યારે આ ગુલકંદ નિ:શંકપણે આપી શકાય છે એટલુંજ નહિ પણ બીજા કેટલાએક વ્યાધિ થયા પછી જે નબળાઇ આવે છે તે આ ગુલકંદના સેવનથી નિવૃત્ત થાય છે તે ધાતુવર્ધક છે અને અનાજને સારી રીતે પાચન કરે છે. ઊલટી, મોળ, શરીરમાં રહેલી ખોટી ગરમી, મગજની ગરમી, આંખની ઝાંખ, ઉપદંશ મારીને અસ્તનો તાવ તેનાથી મટે છે તાવને લીધે જ્યારે બરોળ વધે છે ત્યારે લોઢની સાથે તે લેવાથી ઘણોજ ફાયદો થાય છે.

ગ્રીષ્મ ઋતુમાં નીકળતા ઓરી, અછબડા, માતા, ગુરમીળી વિગેરે ત્વકદોષમાં જ્યારે કોઈ જાતની દવા અપાતી નથી અને તેથી તેની ભયંકર વેદના ભોગવવી પડે છે ત્યારે આ ગુલકંદ ઘણું સારૂં કામ કરે છે સદરહુ ઓરી મટી ગયા પછી માસ બે માસ શરીરમાં પિત્તનો પ્રકોપ રહે છે અને આખે શરીરે ગુમડાં ફુટી નીકળે છે, તે પ્રસંગે આ ગુલકંદ પણ એકથીર ઉપાય માલુમ પડયો છે. ચાલુ સેવનથી ગળતા કુષ્ટ, વાતરક્ત, આમડીનાં દરદો, કૃમિનો ગોળો વિગેરે નાશ પામે છે. કમળાના દરદમાં જ્યારે પીળાશ હઠતી નથી. તેવા સમયમાં આ ગુલકંદનું ચાલુ સેવન ઘણું હિતકારક છે એથી હૃદય બરાબર કામ કરે છે જ્વરમાં જ્યારે આમાતિસાર થઈ આવે છે ત્યારે બેત્રણ દીવસ એનું સેવન કરવાથી આરામ આવે છે વાત વ્યાધિમાં શરીરના જુદા જુદા ભાગમાં સોજો ફરતો જણાય છે તેને પણ આ ગુલકંદ દબાવે છે. રતવા મળ સુઝી ત્યા મુખપાકમાં એનું સેવન ફાયદાકારક છે. એ દરેક જાતના રૂતુ દોષને દૂર કરે છે. ગુરદાના અને પ્રમેહના દરદમાં અતિશય પરૂ નિકળતું હોય અથવા કોઇ વખત લોહીની ધાર પડતી હોય અને ઇંદ્રિય બળેલી માલુમ પડતી હોય ત્યારે આ ગુલકંદ કલાક કલાકને આંતરે બબે તોલા ખાવાથી તેની નિવૃત્તિ થાય છે અને માસ બે માસ સેવન કરવાથી એ રોગ જડમુળથી નાશ પામે છે ગ્રીષ્મ રૂતુમાં તાપની અને શરદ રૂતુમાં મેલેરીયાની દવા એથી અસર કરતી નથી. વળી પ્લેગના સમયમાં ગુલકંદનું સેવન તેના હુમલાથી નિઃશંક બચાવ કરે છે અને એ રીતે વાત. પિત અને કફના પ્રકોપથી બચવાને અથવા તેની વૃત્તિને માટે આ ગુલકંદનો છુટથી ઉપયોગ કરવો (આવશ્યક છે.)

લીંબડાની દવા પણ ગુણકારી જણાય છે તાવ. ક્ષય, પત, કોઢીઆ, વિસ્ફોટક અને કેટલાક ચેપી દરદોમાં બની શકે તો દરદ હોય ત્યાંસુધી લીંબડાની દવા આવે ત્યાં તેને રાખવાથી તે સારો થાય છે અને લીંબડાનાં ઝાડો જે જગ્યાએ પુષ્કળ વાવેલાં હોય છે. તેવા ગામોમાં કોલેરા મરકી અને મેલેરીયાની ઝેરી હવા ત્યાં અસર કરી શકતી નથી અને તેવા રોગના જંતુઓને પોતાની તરફ ખેંચી તે ઝાડ આપોઆપ સુકાઈ જાય છે. એટલા માટે સુધરેલા દેશમાં યુરોપીઅન લોકો તથા ડાકટરો પણ એમ માને છે કે લીંબડાનાં ઝાડ જે જગ્યાએ હોય તે જગ્યાની હવા સારી હોવાથી તેવે ઠેકાણે લશ્કરની છાવણીઓ અને પોતાનાં સ્થાનો બંગલા બંધાવે છે

વિશેષ વિવેચન—નિંબ એ શબ્દ સંસ્કૃત નામ ઉપરથી પ્રાકૃત નિકળેલો જણાય છે અને લીંમડાનાં ઝાડમાં દેવનો વાસો મનાય છે. અગાઉના વખતમાં રૂષિ મુનિઓ પોતાના સ્થાનો (આશ્રમો) પર્ણકુટી વિગેરે વિશ્રાંતિની જગ્યા જંગલમાં બાંધતા હતા અને પોતાનું આયુષ્ય દીર્ઘકાળ સુધી નિરોગી રાખી શકતા હતા.

આજે પણ કોઢીઆ સાજા નહિ થતાં સુધી અમુક જેલમાં રાખેલા હોય છે અને બાર વર્ષ તેવી જગ્યાએ રહેતો પોતાની મેળેજ વિના દવાએ સારો થઈ જાય છે.

**એક દરદીની પરિક્ષાઃ**-પૂર્વે બે સુપ્રસિદ્ધ વૈદરાજોએ એક બીજા પરિક્ષા માટે લેવાને પોતાને એક પીત્ત પાદકથી પીડાતા દરદીને કહ્યું તમે આમલીના ઝાડ નીચે શાંત્ર રહેલા પેલા વૈદરાજને પ્રતિસ્પૃદ્ધિ હતા તેનું નામ ઠામ આપીને ત્યાં જવા કહ્યું કે જાઓ એ તમારૂં દરદ મટાડી દેશે આ સાંભળી શ્રદ્ધાળુ દરદીએ પ્રયાણ કર્યું. સાથે પોતાના માણસને લઇને આ વૈદરાજ જ્યાં રહેતા હતા ત્યાં કેટલેક દિવસે પહોચ્યાં. આ વખતે આ દરદીનું દરદ લગભગ અસાધ્ય સ્થિતિમાં આવી લાગ્યું હતું આ દીન દરદીએ વૈદરાજ પાસે આવી વિજ્ઞાપના કરી કે, આપ દયા કરી મને આ દરદ તરતમાં નહિ મટાડો તો હું મારી જીંદગી ગુમાવી ચુકયો છુ કારણ મને અમારા ગામના વૈદરાજે આ દરદ આપનાથી તરતમાં મટી જવા કહ્યું છે જો તેઓએ પાર્ધુ હત તો જરૂર મને આરામ તારી આપ્યો હત પરંતુ મારા કમનશીબે દરદ લંબાયું અને આ સ્થિતિમાં આવ્યો. વૈદરાજે પ્રત્યુત્તર આપતાં જણાવ્યું કે ભાઈ તમારૂં દરદ તો હવે મટવા

પરજ આવતું જાય છે જો તમે તેમના કથા પ્રમાણે મુસાફરી આંબલીના વૃક્ષ નીચે કરી ન હતતો આ જે સ્થિતિ તમારી છે તેવી સ્થિતિમાં તમે હોત નહિ. તેઓએ તમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. ઔષધ પીધા સિવાય તમારૂં આ દરદ તેઓએ મટાડ્યું આ ચમત્કૃતિથી મને ઘણું આનંદાશ્ચર્ય થયું છે અને હું પણ તેમનોજ આભાર માનું છું તમે હવે લીંમડાના ઝાડ નીચે રાત્રિ રહેતા રહેતા ઘરે પહોંચશો ત્યાંજ તમારૂં બધું દરદ નિવૃત્ત થઇ જશે. વૈદરાજે મારાપર ઘણો ઉપકાર કર્યો છે તે માટે હું તેમનો આભાર માનું છું આ સંદેશો તરત પહોંચાડશો.

દરદી પરમ શ્રદ્ધાથી ઘર તરફ વળ્યો અને જેમ જેમ દિવસ ગયા તેમ તેમ શરીરમાં હાલવા ચાલવાની શક્તિ આવી અને ખાવાપર શ્રદ્ધા વધી દરદી ઘરે પહોંચતા પૂર્વેજ પ્રથમની આરોગ્ય સ્થિતિએ આવી ગયો વૈદરાજે તેને જોતાંજ સિદ્ધ માન્યું કે આ વૈદરાજ પણ વનસ્પતિ શાસ્ત્રના ગુણ દોષનો સંપૂર્ણ અનુભવી હોવા જોઇએ.

કાગડાનું લાંબું આયુષ્ય હોવાનાં ખાસ કારણો તપાસતાં તેઓ દર વર્ષે લીંબોળીનો ભક્ષ કરે છે અને ઘણું ભાગે લીંબડાનાં વૃક્ષમાં તેઓનાં ઘર હોય છે, તેજ એના લાંબા આયુષ્યનું કારણ છે. પરમકૃપાળુ પરમેશ્વરે ભારતવાસીઓના હિત માટે અનેક પ્રકારની વનસ્પતિઓ કેવળ ઔષધિ રૂપે ઉત્પન્ન કરી છે અને આપણા પ્રાચીન મહર્ષિઓએ તેના અનેક ગુણો આપણને બતાવ્યા છે આપણી પ્રકૃતિને એનુંજ સેવન સર્વ રીતે અનુકુળ છતાં એની અવગણના કરી અત્યંત પ્રતિકુળ અને પરિણામે હાનિકારક તામસ દવાઓના ડાકથી આપણી જીંદગીને વિષમય બનાવી નાંખીએ તો આપણે આત્મઘાતી કહેવાઇએ એમાં જરાપણ સંદેહ નથી ગોળનું સેવન કરતાં લીંબડાનું સેવન કરનાર માણસ હજારગણો લાભ મેળવે છે એ કહેવત અત્યંત મહત્વની છે. લીંબડો જોકે કડવો છે અને જે જે ઔષધોમાં તે આવે છે તે બધાને કડવા બનાવે છે પણ એ કડવાશજ અસંખ્ય રોગોને હરનારી અને જીવન આપનારી છે તેથી ગોળ સાકર વિગેરે મિષ્ટ પદાર્થો એને મુકાબલે તુચ્છ છે એમ સમજી લીંમડાનો છૂટથી ઉપયોગ કરવાની અને તેના વૃક્ષોની સંખ્યા નિરંતર વધારતા જવાની અમારા આર્ય બન્ધુઓને ખાસ ભલામણ કરીએ છીએ. વગર પૈસાના ઔષધ તરીકે તેની અવગણના કરવી એ કુદરતની હાંસી કરવા સમાન છે તેથી આ વિષયમાં ઉંડા ઉતરી ગંભીરતાથી તેની મહત્તા સમજી જેમ બને તેમ તેનો વિશેષ લાભ લેવાની અને એ રીતે આયુષ્ય વધારવાની જરૂર છે. અમારા આર્ય બન્ધુઓ આ લેખનો અમારો હેતુ સમજી તેનો આદર કરશે તો નિમ્નરસ્ર પ્રમાણે પરિણામે અવશ્ય લાભ કરશે અને ત્યારે જ અમારા પરિશ્રમની સાર્થકતા થયેલી અમે માનીશું.

---

# वनस्पति विज्ञान.

( ગયા અંકથી ચાલુ. )

## આંકોલ–अंकोल्लक.

આંકોલને સંસ્કૃતમાં अंकोट અને अंकोल्लक કહે છે અંગ્રેજીમાં Sage leaved Alangium; અને લાટીનમાં Alangium Lamarckii કહે છે. મરાઠીમાં आंकोळ, आंकोला; હિંદી अंकोला, अंकोल અને ढेरा, અને ગુજરાતીમાં આંકોલ, અંકોલી, કે આંકોલી કહે છે તેનાં ઝાડ ઘણી જગ્યાએ થાય છે. તેનું ઝાડ કણેરના ઝાડ જેવું થાય છે. પાન પણ કણેરના જેવાં થાય છે. તેની છાલ લીંમડાના ઝાડ જેવી કડવી હોય છે. ફળ ધોળાં હોય છે તેનાં ફળ કાચાં હોય છે ત્યારે લીલાં હોય છે પછી પીળાં થઇ કાળાં પડી જાય છે. તેનાં ફળ પાકતાં ડબાવાથી જાડો રસ નીકળે છે તે આમળાં જેવાં ગોળ હોય છે. તેની અંદર ઠળીયો હોય છે.

તેનાં મૂળ દવામાં વપરાય છે તે શોધક, સ્વેદક અને ઉલટી કરનાર છે. તેના મૂળની છાલમાં, ઇપીકાકયુઆના જેવો ગુણ હોવાથી તે ઇપીકાકયુઆનાની જગ્યાએ વપરાય છે. તેનો ગુણ

રેચક, શોધક, શોષક, એદ્ય, વિષહર અને ઉલટી કરનાર હોવાથી ઉંદરના ઝેરમાં હડકાયા કુતરાના ઝેર વખતે અને સર્પદંશ વખતે અવચારવાથી ફાયદો થાય છે.

ઉંદરનું ઝેર—તેનું મૂળ ઘસીને ચોપડાય છે તથા મૂળની છાલનું ચુર્ણ પાવાથી પણ ઝેર ઉતરી જાય છે.

ઉલટી—ના તોલો તેના મૂળની છાલ આપવાથી ઉલ્ટી થાય છે.

તાવ—તેના મૂળની છાલનું ચુર્ણ ૨ થી ૨ વાલ પાવાથી પરસેવો વળીને તાવ ઉતરી જાય છે.

રતવા—અંકોલનો રસ પીવાથી રતવા મટે છે.

મધિવા—અંકોલીના મૂળ અને થડનું સાદું પાણીમાં ઘસીને સધિવા ઉપર, રસોવિકાર ઉપર અને ઝેરી જનાવરના ડંખ ઉપર ચોપડવાથી મટે છે

વિસ્ફોટક—અંકોલીના મૂળની છાલનું ચૂર્ણ ખાવાથી વિસ્ફોટક વાતરક્ત અને ચામડીના રોગ મટે છે.

સર્પદંશ—અને જલોદર-અંકોલીના મૂળનો ઉકાળો કે રસ પીવાથી જલોદર મટે છે અને સાપનું ઝેર ઉતરે છે

ચાચરડાં ફુટવા—ચચરકું ફુટી નીકળવાથી શરીર ઉપર ચામાં ઉઠે છે તેના ઉપર અંકોલના મૂળની છાલ પાણીમાં ઘસીને ચોપડવાથી મટે છે,

અજીર્ણ અને કૃમી—તેના મૂળની છાલ ખાવાથી અજીર્ણ મટે છે તેમ કૃમિ પણ મટે છે.

વા—અંકોલીના પાન પાણીમાં ઉકાળી વા વાળા દરદીને તે પાણીથી નવરાવવો અને સધિવાના સોજા ઉપર તેના પાન ગરમ કરીને બાંધવાથી મટે છે

કફ-તાવ—તેના મૂળની છાલની ભૂકી સેવાથી કફ, ઉદરસ મટે છે અને પરસેવો વળી તાવ મટે છે.

લોહીવિકાર—અંકોલના મૂળની છાલ પીવાથી લોહીવિકાર, ઉપદંશ અને વાતરક્ત મટે છે.

ઉંદરનું ઝેર—ઝેરી ઉંદર કરડયો હોય તો અંકોલીનું મૂળ ઘસીને તેનો રસ પીવાથી ઉંદરનું ઝેર નાશ પામે છે. ઉંદરના ઝેરથી લીલ ચાંદાં પડયાં હોય, તેમ હાથે પગે બળતરા કે ચરકા નાંખતા હોય તો તેમાં અંકોલીનું મૂળીયું ઘસી પીવાથી તથા ચાંદાં ને ઘારાંવાળી જગાએ તે ચોપડવાથી ફાયદો થાય છે. એવી તેનું પાકું, ગરમીનું પાકું પણ તેનો રસ ચોપડવાથી રૂઝાઈ જાય છે. તેની માત્રા પાવશેર લેવી. પરસેવો લાવવા માટે ૧ થી ૨ વાલ લેવું.

પેટના જીવ—અંકોલના મૂળનો રસ પીવાથી રેચ લાગે છે અને પેટના જીવડાં કાઢી નાંખે છે.

જલોદર—તેના મૂળનો રસ પીવાથી તથા પેટ ઉપર ચોપડવાથી મટે છે.

જખમ—અંકોલના બીનું તેલ કાઢવામાં આવે છે તે તેલ ઉંડા જખમને પણ રૂઝાવી દે છે.

અતિસાર—તેના મૂળના કલ્ક મધ તથા ચોખાના ધોવણની સાથે પીવાથી બધા અતિસાર મટે છે અને વછનાગનું ઝેર ચઢયું હોય છે તો તે પણ ઉતરે છે.

હડકાયું કુતરૂં કરડયું—અંકોલનું મૂળ પાણીમાં ઘસી પીવાથી ઉલ્ટી અને ઝાડો થઈ હડકાયા કુતરાનું ને ઉંદરનું ઝેર ઉતરે છે તેનાં ફળ વધુ ખાવાથી મોંમાં ગરમી લાગે છે

આગીયો—તીક્ષ્ણાભા.

આગીયાનું સંસ્કૃત નામ તીક્ષ્ણાભા છે. તેને હિંદીમાં દાદમારી, ક૦ ચુચીગિડ, લા૦ એમાનિયાવેસીકેટોરીઆ કહે છે.

તેના છોડ ઠીંગણ હાથ ઉંચા થાય છે. તેનાં પાન અઘેડાનાં પાંદ જેવાં થાય છે તેના ઝાડ ઉપર સોનેરી રંગનાં ટીંટાં હોય છે તે શરીરે અડકવાથી લાહ્ય બળે છે. બાજરો, કોદરા વિગેરે અનાજના વાવેતર ભેગો જો આગીયો થાય તો તે ખેતરમાં વાવેલું અનાજ બળી જાય છે. એવી તેમાં ગરમી હોવાથી તેને આગીયો કહે છે.

તે બળકારક, કડવો, ઉષ્ણ, રક્તપિત્ત અને અરોચકનો નાશ કરનાર છે.

તાવ—તાવ ઉપર આગીયાના છોડ, નાગરમોથ અને સુંઠનો ઉકાળો પાવાથી મટે છે.

કોઢના મીંઝા ઉપર—આગીયાના છોડને પાણીમાં ઠપરી રસ કાઢી તે રસ ૦ા શેર પાવો, ,

ઢોરને મેગ્યો ચઢયો હોય તો ૪ શેર પાવો. તેથી મેગ્યો ઉતરે છે. છોડ સુકાયા હોય તો પાણીમાં ઉકાળી ઉકાળો પાવો.

તેના મૂળના ઝીણા રેમાં બીજા છોડ ઉપર ચોટી તેનો રસ ચૂસી લે છે એટલે તે છોડ બળી જાય છે. તેનો છોડ જે ખેતરમાં ઉગે છે તે ખેતરમાં જો બાજરી, જાર, શેરડી વિગેરે હોય તો તેને હાની કરે છે, અને અનાજનું વાવેતર બળી જાય છે. માટે લોકો અનાજના ખેતરમાંથી આગીયાને ખોદાવી—નીંદાવી નાખે છે.

આગીઆના છોડનો નાશ કરવા માટે તેને શીંગો આવતા પહેલાંજ તેના છોડ મૂળમાંથી ઉપાડીને બાળી નાંખવા. આગીયો ઉગતો હોય તે ખેતરમાં સારી રીતે ખેડ કરીને બગાડ વીગેરેનું છાણમુત્રસત્વ જુ ખાતર પુરવુ. ખોળનું ખાતર નાંખવું અને મગ, મગ, વાલોળ કે ચણાનું વાવેતર કરવુ તેથી જમીનનો કસ વધે છે ને આગીઆનું મૂળ જાય છે. માટે સારા ખેડુતો પોતાના ખેતરમાંથી આગીઆનું મૂળ કાઢી નાંખવા ઉપર પ્રમાણે યત્ન કરે છે

## આમલી—अम्लिका.

આંમલીને સંસ્કૃતમાં अम्लिका કહે છે. તે સિવાય चुक्रिका अम्लो, चुका, दन्तशठा, अम्ला, चिंचिका चिंचा, तिन्तिडिका એ બીજાં સંસ્કૃત નામ છે.

| | |
|---|---|
| તેન સં. अम्लिका. | ગુ. આંમલી. |
| हिं इमली. | क हुनोचे |
| बं. तेंतुल. | ते चिंता चेट्टु. |
| म. चिंच | ता. पुलि. |

फा. तमरी हर्दी અં. Tamarind tree ટેમેરિન્ડટ્રી. અને લાટીનમાં—*Tamarindus Indicus* ટેમેરિન્ડસ ઇંડિકસ કહે છે.

આંમલીનાં ઝાડ ઘણે સ્થળે થાય છે તેનાં ઝાડ મોટાં થાય છે. તેને આઠમે વર્ષે ફળ આવતાં થાય છે. તેના ઉપર મહા અને ફાગણ મહિનામાં આંબલાયો થાય છે, તેના બીને કચુકા કહે છે. આંમલીના કચુકા કાઢી ફોલમાં મીઠું મેળવી ગોળ લાડવા કરી રાખી મૂકવાથી બગડતી નથી. તેનો થાક, દાળમાં નાંખવામાં ઉપયોગ થાય છે. નવી કરતાં જુની આંબલી ખાવી સારી છે. નવી આંબલી કફ અને વાતને વધારનારી છે અને એક વર્ષની જુની આંબલી વાત પિત્તનાશક છે.

કાચી આંમલી ખાટી, ભારે, વાતવિનાશક છે અને પિત્ત, કફ, લોહિવિકાર કરનાર છે. પાકી આંબલી અગ્નિ પ્રદીપક, રુક્ષ, અને ગરમ છે તથા કફ નાશક અને વાતનાશક છે. કાચી આમલી વાતવિનાશક, કફ કરનાર અને પિત્ત કરનાર છે. પાકી આંમલી દીપન, રૂચીકર, ઘણી ગરમ છે. તે કફ અને વાતને મટાડનાર છે.

તેનું ઝાડ—ભારે, ખાટુ, પિત્તજનક, કફકારક, પ્રકોપક અને વાતવિનાશક છે તેનાં પુષ્પ તુરાં, સ્વાદવાળાં, ખાટાં, રૂચિકારક, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકાં છે. તે વાત, પિત અને પ્રમેહને હરનાર છે. તેનાં પાન સોજા અને લોહિવિકારને મટાડનાર છે.

કાચી આંમલી ખાટી, બંધકોશ કરનાર, ગરમ, રૂચિકારક અગ્નિ પ્રદીપક, રક્તપીત, પિત, કફ અને રક્તને કુપિત કરનાર છે તથા વાતનાશક છે. ખાટ આંબલી ઝાડો કરનાર, કફ અને પિત્તને ઉત્પન્ન કરનાર છે. પાકી આંબલી મધુર, સારક, ખાટી, હૃદયને હિતકારક, મળનો બંધ કરનાર, દીપન, રૂચિકારક, ગરમ, બસ્તિ શોધક છે.

આંબલીનો ખાર—મદાગ્નિ અને શૂળને મટાડનાર છે. પાકી આમલીનો રસ, કે ગર ખાટો, મધુર, વ્રણનાશક અને લેપ કરવાથી સોજા મટાડનાર છે.

વીંછીનું ઝેર—આંબલીનો કચુકો શીલા-પથ્થર ઉપર ઘસીને ડંસ ઉપર ચોટાડવાથી ઝેર ચુસી લે છે.

ઉંદરનું ઝેર—આમલીની છાલ ૪ તોલા અને ધુંવાસ ૨ તોલા જુના ઘીમાં ઘુટી ૭ દિવસ ખાવાથી મટે છે.

થારોલીઆનું વીષ—આમલીનો પાલો વાટીને ચોપડવાથી મટે.

દુઝતા હરસ—આંમલી ખડબચડી છાલનું ચુર્ણ કરી કપડે ચાળી સવારે અને સાંજે ગાયના તાજા દહીં સાથે ખાવાથી મટે છે.

આકડાનું વિષ—આંમલીનાં પાન વાટી લેપ કરવાથી મટે છે.

ધળ—આંબલીની છાલની ભષ્મ, ગરમ પાણીમાં નાંખી પીવાથી ચુક કે ધળ મટે છે. અથવા આંબલીની છાલનુ ચૂર્ણ ગરમ પાણીમાં નાંખી પાવાથી ધળ મટે છે.

અન્ન ન પચવું—આંબલીની છાલને છાણામાં બાળી તેની રાખ સુતી વખતે ૬ માસા ફાકી ઉપર ગરમ પાણી પીવાથી ભૂખ લાગે છે.

પાંડુરોગ—આંબલીની છાલનો રાખ ૧ તોલો બકરીના ૪ તોલા મૂત્રની સાથે આપવાથી મટે છે.

પ્રમેહ—આંબલીની છાલની રાખ ૬ માસા લઈ નાળી એરના નવટાંક રસ સાથે મેળવી બે વખત ખાવી. આ પ્રમાણે ૫ દિવસ ખાવાથી મટે છે મોળું ખાવાનું રાખવું.

પડછીભ—આંબલીના કચુકા ઘડા પાણીમાં ઘસી તાળવા ઉપર લેપ કરવાથી પડછીભ મટી ઉદરસ મટે છે.

આતસાર—આંબલીનો પાલો ૧ તોલો ચોખાના ધોવણમાં ઠીકરી ઝમકારી તે સાથે ખાવાથી મટે છે.

પિત-અંધકોશ—૧ શેર આંબલીને ૨ શેર પાણીમાં અર્ધો દહાડો પલાળી રાખી તે પાણીને ગાળીને અર્ધું રહે ત્યાં સુધી ઉકાળવું, તેમાં ૨ શેર સાકરની ચાસણી કરી નાંખવી. આ સરબત રોજ ૨ થી ૬ તોલા રાત્રે ખાવાથી અંધકોશ મટે છે, અને સવારે ખાવાથી પિત્ત મટે છે.

કોલેરા—આંમલી ૯ ભાગ, બીતાસુ ૮ ભાગ એકત્ર વાટી ઘોળી કુવરી નાંખી ધુડી પછી તે રસ કપડેથી ગાળી નાંખી પછી તે રસ પાવાથી ઉલટી ને ઝાડા બંધ થશે. ઝેરો આવ્યો હશે તો તે પણ મટશે અને કોલેરાનાં ઝેરી જંતુ મરી જશે.

ક્ષતકાસ—લોહી પડતી ઉધરસમાં કચુકા શેકીને ખાંડી ઉપરથી છાલ કાઢી નાંખવી તેની ભુકી કરી તે ભુકી મધ કે ઘી સાથે ખાવાથી ઉદરસમાં લોહી પડતું હોય છે તેની ઉદરસ મટે છે.

આંખો આવવી—આંબલીનાં પાનને એરંડાનાં પાનમાં બાંધીને તેને ઉપર માટીથી લીંપી ભરસાળમાં બાફવો. પછી કાઢી લઈ તેનો રસ કપડે ગાળી લેઈ તેમાં ફુલાવેલી ફટકડી, અને રતીભાર અફીણ નાંખી તન લોઢી ઉપર તાંબાના વાસણથી ઘુંટીને ગાળી લેવું તેમાં કપડું પલાળી તેની ગડી વાળી આંખો ઉપર રાખવાથી આંખો મટી જાય છે.

શીતળા—નીકળ્યા હોય તો કચુકાનું અને હળદરનુ ચૂર્ણ ઘડા પાણીમાં નાંખીને પાવુ

ભુખ ન લાગવી—આંમલીનાં પાન ખાવાથી ભૂખ ઓછી લાગે છે.

અરૂચી—પાકેલી આંમલીને થંડા પાણીમાં મસળી સાકર નાખી તેમાં એલચી, લવીંગ, કપુર અને મરીનું ચૂર્ણ નાંખી તેના કોગળા કરવાથી અરૂચિ મટે છે ને પિત્તનો નાશ થાય છે

બાળકોની સંગ્રહણી—આંમલીની છાલનું ચૂર્ણ ૨ થી ૫ માસા લઈ બે તોલા તાજા દહીં સાથ દીવસમાં બે વખત આપવાથી બાળકોના ઝાડા ત્રણ દિવસમાં મટે છે.

બળદનો પગ મુજવો—આંમલીનો કુંપાલો અને રાફડાની માટી પાણીમાં ઘુટી તેની પોટલી કરી તે વડે સોજો શેકવાથી મટે છે.

હિંગળોકનું ઝેર—અર્ધો શેર કચુકા ૪ શેર પાણીમાં ઉકાળી તેના પાણીના કોગળા ૭ દીવસ કરવાથી મટે છે.

ભાંગનું ચઢવું—ભાંગ વધુ પીવાથી ચઢી જાય તો આંમલીને પાણીમાં પલાળી તેનું પાણી ગાળીને પાવાથી ઉતરી જાય છે.

ભીલામાં ફુટવાં—તેનાં પાન વાટીને ભીલામાં ફુટી નીકળ્યાં હોય તેના ઉપર ચોપડવાથી મટે છે

નેપાળાનુ વિષ—નેપાળા વાળો હાથ ચામડી ઉપર લાગવાથી ચામડી ફુલી જાય છે, તો તેના ઉપર પાકી આંમલીનો ગરભ પાણીમાં મેળવી ચોપડવાથી મટે છે.

આંખમાં દુધ લાગવું—નેમજ થોરનું કે આકડાનું દુધ આંખમાં પડયું હોય તો પાકી આંમલીના ગરભને ઘીમાં મેળવી આંખમાં આંજવાથી મટે છે.

આંમલી થંડી છે તેથી વધુ ખાવાથી સાંધા ઝલાય છે અને સાંધા ઉપર પડે છે તથા ઘણીવાર ઉદરસ, દમ અને સળેખમ ઉપડી આવે છે.

પેશાબની બળતરા—આંમલીનું સરબત પીવાથી પેશાબની બળતરા, લુ લાગવી અને ગરમી મટી થંડક આપે છે. અપૂર્ણ.

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] ઑગસ્ટ સને ૧૯૨૨. [ અંક ૬ ઠો.

## નરતનુનો હેતુ.

( નરતનુ પામી પછી, એ લય. )

નરતનુ સાધન વહાલા ! પ્રભુમય થવાનું,
મનુષ્યત્વમાંથી ઇશત્વમા ચઢવાનુ; વહાલા ! પ્રભુ૦
વિષયના ભોગ કાજે ઘડયું નથી તનુ આ, વહાલા૦
નિર્વિષયી સુખને તેમા અનુભવવાનું, વહાલા૦
ઇન્દ્રિયોને તો નથી બહેકાવવાની, વહાલા૦
ઇન્દ્રિય નિરોધનું નરતનુ કારખાનુ, વહાલા૦
માનુષી બળને પામી નથી રીઝવાનું, વહાલા૦
અમાનુષી સંપત્તિને મેળવવાનુ, વહાલા૦
ઉપર ઉપરના દેશે નથી ઘુમવાનુ, વહાલા૦
અગમ્ય અંતર પ્રદેશે ઉતરવાનુ; વહાલા૦
પ્રભુત્વનો અનુભવ કરવા નરતનુ મળીયું, વહાલા૦
જીવત્વને ના જરીએ હવે પોષવાનું; વહાલા૦
માનવ સામર્થ્યની મર્યાદા બહોળી વહાલા૦
નર ! નરહરિ પદમાંહિ તારે મ્હાલવાનું. વહાલા૦

શ્રી. ઉ.

# બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં મુખ્ય ચાર સાધનો.

લેખક—પૂજ્યપાદ મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્મા.

( અનુસંધાન ગતાંકથી )

મોઢામાં ને નાકમાં આંગળી નાખ્યા કરવી તથા હાથના આંગળાંના નખો કરડવા એ પણ ગૌણ અવિવેક હોવાથી ત્યજવાયોગ્ય છે, ને પ્રયત્ન કર્યા વિના બ્રહ્મની પ્રાપ્તિની ઇચ્છા રાખી જેને તેને બ્રહ્મની કેમ ઉતાવળે પ્રાપ્તિ થાય એમ પૂછ્યા કરવું તે પણ ગૌણ અવિવેક હોવાથી ત્યજવા યોગ્ય છે

પૂર્વજન્મોનાં પુણ્યોવિના ને શિષ્ટ પુરુષોના શિષ્ટાચારનું સમજપૂર્વક અનુકરણ કરવાનો સ્વભાવ રાખ્યા વિના માત્ર ઉપદેશ સાંભળવાથીજ શિષ્ટાચારનું પરિપાલન થઇ શકતું નથી સમજવામાટે તેનું એક પ્રસિદ્ધ ઉદાહરણ લઇએ પવિત્ર બ્રહ્મસૂત્ર એટલે જનોઇએ દ્વિજે કુંચીઓ બાંધવી કે તેવડે બરડો ખંજોળવો એ ઉચિત નથી એવું એકથી વધારે વાર સાંભળ્યા છતાં તથા શિષ્ટ પુરુષો તેમ કરતા નથી એમ જાણ્યા છતાં પણ કેટલાક દ્વિજો જનોઇએ કુંચીઓ બાંધે છે, ને અવસર જણાય ત્યારે તેવડે બરડો પણ ખંજોળે છે, એ ગૌણ અવિવેક એમ સૂચવે છે કે એમ કરનારાઓમાં પૂ. જ. નો. ઉપદેશનું અનુસરણ કરવાનું બળ ન્યૂન છે, વા આમ કર્યાવિના ચાલે એમ નથી એવો વિપર્યય દુરાગ્રહ તેમને બંધાયો છે, વા તેમનામાં શિષ્ટોના શિષ્ટાચારનું અવલોકન કરવાનું તથા તે શિષ્ટાચારોનું અનુકરણ કરવાનું બળ ન્યૂન છે. આ જગતમાં ઉપના અંતઃકરણવાળા મનુષ્યો શિષ્ટાચારનું શાંતિથી અવલોકન કરતા નથી, ને તેનું ઉત્સાહથી અનુસરણ કરતા નથી, તેથી તેઓ ગૌણ વિવેક મેળવી શકતા નથી

જિજ્ઞાસુએ બ્રહ્મની પ્રાપ્તિ કરવાનો પોતાના જીવનનો ઉદ્દેશ સતત સ્મરણમાં રાખવો, કદી પણ ભૂલવો નહિ, ને તદનુરૂપ પોતાનો સર્વ વ્યવહાર રાખવો. પૂર્વોક્ત ઉદ્દેશનો વિઘાત કરનાર કોઇ પણ વ્યવહાર ન સેવવો સત્યના પક્ષપાતી થવું, અસત્યના પક્ષપાતી ન જ થવું આપેક્ષિક સત્ય ને વાસ્તવિક સત્યનો પણ વિચાર કરવો, અને વાસ્તવિક સત્યના પક્ષપાતી થઇ આપેક્ષિક સત્યના પક્ષપાતી મટવું. બુદ્ધિનો સંપૂર્ણ વિકાસ થઇ જ્યારે તે પરમસત્યને અનુભવે છે ત્યારેજ તે શાંત થાય છે, માટે બુદ્ધિનો વિવેકવડે વિકાસ કર્યા કરવો પરમસત્યને પ્રાપ્ત કરવામાટે પ્રયત્ન કરનારાઓને જોઇને જિજ્ઞાસુએ પ્રસન્ન થવું, શાંત મનુષ્યોની સાથે વિવાદ ન કરવો, અને જેઓ પરમસત્યની પ્રાપ્તિ માટે પ્રયત્ન ન કરતા હોય, પણ અસત પ્રાકૃતપદાર્થોની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરતા હોય, ને તેમના ઉપભોગમાં પોતાનો સમય વ્યતીત કરતા હોય, તેમના ઉપર દયા રાખવી.

જિજ્ઞાસુએ પોતાના અંતઃકરણમાંથી ઉપજતી ઇચ્છાઓનો હેયોપાદેયરૂપે વિવેક કરવો. જે ઇચ્છાઓ આત્મજ્ઞાન મેળવવામાટે આગળ વધવામાં ઉપયોગી હોય, વા આત્મજ્ઞાનનાં સાધનોનો વિઘાત કરનારી ન હોય, વા પ્રાપ્તવ્યવહારને વશની, નિર્દોષ, શુભ, એવાને, ઉત્પન્ન થવા દેવી, ને તેમને તેમનું કાર્ય કરવા દેવું, પણ જે ઇચ્છાઓ આત્મજ્ઞાનનાં સાધનોનો વિઘાત કરનારી, ને ઇન્દ્રિયોમાં નિષિદ્ધવેગો ઉપજાવી અશુભ સંસ્કારો પાડનારી હોય તેને ઉત્પન્ન થતી અટકાવવી.

અવશ્ય કરવા યોગ્ય ઉપયોગી કાર્યમાં બહિર્મુખ અંતઃકરણ, ઇન્દ્રિયો ને શરીરની સુસ્તાને વશ થઇ જિજ્ઞાસુએ તે કાર્ય કરવાથી ન અટકવું પણ તેમને સમજાવીને તે કાર્યમાં જોડવાનું લક્ષ રાખવું.

સ્થૂલ શરીર આત્મા નથી, ઇન્દ્રિયો આત્મા નથી, પ્રાણ આત્મા નથી, ને અંતઃકરણ વા તેના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનનો અંશ પણ

આત્માં નથી, પરંતુ અંતઃકરણ વા અજ્ઞાનના અંશની અંતર અસંગ ને નિર્વિકાર રહી તેને સત્તાસ્ફૂર્તિ આપનારું જે તત્ત્વ છે તેજ આત્મા છે. અન્ય સર્વ પ્રાણીઓનો આત્મા પણ તેવોજ છે જડરૂપે પ્રતીત થતા પદાર્થો પણ ચેતનમાં કલ્પાયેલા હોવાથી તેમનું સ્વરૂપ પણ ચેતન વા આત્માથી ભિન્ન નથી સર્વ આત્માઓ ચેતનરૂપ હોવાથી તથા ચેતનમા કોઇ પણ પ્રકારની વિલક્ષણતા ન હોવાથી સર્વ આત્માઓ ચેતન વા બ્રહ્મરૂપ જ છે. એવી રીતે સર્વ પ્રાણીઓ તથા અન્ય પદાર્થોનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છે, ને તે સત્ય છે, અને તે બ્રહ્મમાં કલ્પાયેલું સર્વ જગત્ મિથ્યા છે, આમ સંશયવિપર્યયરહિત સુદૃઢ સમજાય ત્યારે વિવેકની પ્રાપ્તિ થઇ ગણાય. ચિત્રમાંનું અમૃત જેમ નથી તેમ માત્ર વાતોમાંજ રહેલો વિવેક વિવેક નથી જે મનુષ્યના અંતઃકરણમાં દૃઢ વિવેક ઉદય પામ્યો હોય તે મનુષ્યના હૃદયમાં હવે પછી કહેવાશે તે વૈરાગ્ય ઉદય પામે છે, તથા તે સ્થિર થઇ શકે છે

આ લોકમાં ઉત્તમ ગણાતા ભોગ્ય પદાર્થોથી માંડીને સત્યલોકમાં રહેલા સર્વોત્તમ ગણાતા ભોગ્ય પદાર્થોમાં રમણીયપણાની બુદ્ધિની નિવૃત્તિવડે રાગ ન રહે તે વૈરાગ્ય કહેવાય છે. સર્વ ભોગ્ય પદાર્થો ક્ષણે ક્ષણે પરિણામ પામનારા, વિનાશી, હિંસાદિ પાપકર્મ કર્યા વિના પ્રાપ્ત નહિ થનારા, પ્રકટ અપ્રકટ મલિનતાવાળા, પરાધીન, ન્યુનાધિક પ્રમાણમાં પ્રાપ્ત થનારા, ઉપભોગવડે ઇંદ્રિયો તથા અંતઃકરણના સાત્ત્વિકબળને હણનારા, અને અંતઃકરણને પોતાનામાં બાંધી રાખી તેને વાસ્તવિક સુખની પ્રાપ્તિ નહિ થવા દેનારા છે. ઉપર કહેલી રીતે ભોગ્ય પદાર્થોમાં વારંવાર દૃઢ દોષદર્શન કર્યા કરવાથી તે મનુષ્યના હૃદયમાં તે ભોગ્ય પદાર્થોમા જે રાગ રહ્યો હોય તે દૂર થાય છે, ને તેના હૃદયમાં વૈરાગ્યનો આવિર્ભાવ થાય છે વીજળીના ઝબકારાજેવું ક્ષણસ્થાયી દોષદર્શન સ્થાયી વૈરાગ્ય ઉપજાવી શકતું નથી, પણ સર્વદા જાગ્રત રહેનારું દોષદર્શન સ્થાયી વૈરાગ્ય ઉપજાવી શકે છે. પછી તે મનુષ્યને ભોગ્ય પદાર્થોનો ઉપભોગ કરવામાં રુચિ રહેતી નથી, પણ તે ભોગ્ય પદાર્થોના ત્યાગમાં તેની રુચિ રહે છે. આવી રીતે ભોગ્ય પદાર્થોમાં રુચિ ન રહેવાથી પછી તેના ચિત્તમાં આ લોકના ઉત્તમ ભોગ્ય પદાર્થોથી માંડીને સત્યલોકસુધીના સર્વોત્તમ ગણાતા ભોગ્ય પદાર્થોમાં દીનતા ઉપજતી નથી, ને તે સર્વ ભોગ્ય પદાર્થો તેને સૂકા તણખલાતુલ્ય તુચ્છ સમજાય છે. આવા વૈરાગ્યને પ્રાપ્ત થયેલું અંતઃકરણ વૈરાગ્યના અવધિને પ્રાપ્ત થયેલું ગણાય છે.

જિજ્ઞાસુ મનુષ્યના હૃદયમાં વિવેકનો ઉદય થવાથી તે શુભ તથા અશુભને સમજી શકે છે, તેથી તે દશ ઇંદ્રિયોના તથા અંતઃકરણના નિષિદ્ધ વિષયોનો ત્યાગ કરે છે પછી તેના ચિત્તમાં જ્યારે વૈરાગ્યનો ઉદય થાય છે ત્યારે દશ ઇંદ્રિયોના તથા અંતઃકરણના વિહિત વિષયોમાં પણ તેના ચિત્તમાં રાગ રહેતો નથી જ્યારે જિજ્ઞાસુ મનુષ્યને આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે તેની ઇંદ્રિયોનો પોતપોતાના વિષયોભણીનો વેગ શાંત થઇ જાય છે, ને તેનું અંતઃકરણ, રાગપૂર્વક વિષયોના ચિત્રો રચવાનું ને તેમાં ભ્રમણ કરવાનું ત્યજી દે છે જે અંતઃકરણમા વૈરાગ્યનો ઉદય થાય છે તે અંતઃકરણ સહનશીલતાવાળું થવાથી કોપનો દ્વેષ કરતું નથી, તથા પ્રાણિપદાર્થોમાંની તેની મમતા છૂટી જવાથી તે કોઇથી ભય પણ પામતું નથી

વિવેક મનુષ્યને અનિત્ય અને સ્થૂલ ભૂમિકાથી, સૂક્ષ્મભૂમિકાથી તથા સૂક્ષ્મતર ભૂમિકાથી નિત્ય એવી સૂક્ષ્મતમ ભૂમિકાના ભેદનો નિશ્ચય કરાવે છે, અને વૈરાગ્ય દોષદર્શનવડે સ્થૂલભૂમિકાના ભોગ્ય પદાર્થોમાં, સૂક્ષ્મભૂમિકાના ભોગ્ય પદાર્થોમાં, ને સૂક્ષ્મતર ભૂમિકાના ભોગ્ય પદાર્થોમાં તે મનુષ્યના ચિત્તમાં રહેલી અભિલાષાને નિવૃત્ત કરે છે.

જિજ્ઞાસુએ પ્રથમ બ્રહ્મરૂપ થવાની ઇચ્છાને વેગવાળી કરવી, ને વ્યવહારની બીજી સર્વ ઇચ્છાઓને શમાવવા પ્રયત્ન કરવો, સ્ત્રી, પુત્ર, ધન, માન ને સત્તાદિની ઇચ્છાઓને બળહીન કર્યા કરવી. સ્વર્ગનાં સુખો પણ વિનાશી હોવાથી તે પણ ઇચ્છવા યોગ્ય નથી. એમ સમજી તેની ઇચ્છા પણ હૃદયમાં ન ઉપજવા દેવી. કોઇના

ઉપર ઉપકાર કરીને પ્રત્યુપકારની ઇચ્છા ન કરવી. ને તેની પાસેથી ઉપકારના બદલામાં ખુશામતનાં વચનો સાંભળવાની ઇચ્છા પણ ન કરવી. કર્તાપણાનું અભિમાન તથા ફલની ઇચ્છાનો પરિત્યાગ કરી પોતાનું જે કર્તવ્ય કર્મ હોય તે ઉત્સાહ ને સાવધાનતાથી કરવું શુભકર્મ કે ધ્યાનાદિવડે પ્રાપ્ત થનારી ચિત્તની એકાગ્રતાની વિરોધી સિદ્ધિઓને પણ ન ઇચ્છવી.

જે પુરુષના ચિત્તમાં સ્ત્રીશરીર વિષે ને જે સ્ત્રીના ચિત્તમાં પુરુષશરીર વિષે રમણીયપણાની બુદ્ધિને લીધે આરૂઢ રાગ રહેતો હોય તે પુરુષે ને તે સ્ત્રીએ સ્ત્રીશરીરમાં તથા પુરુષશરીરમાં રહેલા સર્વ મલિન ને દુર્ગંધયુક્ત પદાર્થોને વિવેકવડે પૃથક કરીને જોવા આવો વિવેક જો આદરપૂર્વક કરવામાં આવે તો તેમના ચિત્તમાં તે શરીરોમાં રહેલી રમણીયપણાની ભ્રાંતિ દૂર થઇ તેમના ચિત્તમાં તે શરીરોમાં રહેલો આરૂઢ રાગ દૂર થઈ જશે

પુત્ર પણ ઉત્પત્તિની પહેલાં પોતાની અપ્રાપ્તિવડે માબાપને દુખ આપે છે, જન્મ્યા પછી ગ્રહ નક્ષત્રાદિના દોષથી ને રોગયુક્ત શરીર થવાથી તે દુખ આપે છે, ઇંદ્રિયોની ન્યૂનતાથી નહિ ભણવાથી, કન્યા નહિ મળવાથી, કે દુરાચારી થવાથી પણ તે માતપિતાને દુખ આપે છે, અને ધનવાન, આજ્ઞાપાલક ને વિદ્વાન્ થયો હોય તે મરે છે તો માતપિતાના ચિત્તને તે બહુ દુઃખ આપે છે આવી રીતે વિવેક કરવાથી પુત્રમાં રહેલો આરૂઢ રાગ મનુષ્યના હૃદયમાંથી દૂર થઇ જાય છે

ધન મેળવવાના પ્રયત્નમાં દુખ રહેલું છે, પ્રાપ્ત કરેલા ધનના રક્ષણમાં દુખ રહેલું છે, તેનો વ્યય કરવાથી તે ખૂટી જશે એવા ભયથી તેનો વ્યય કરવામાં દુખ રહેલું છે, ને જો તે ધનનો નાશ થઇ જાય તો તેમાં મમતા રાખનારને તે મહાદુખનો અનુભવ કરાવે છે, આવી રીતે ધન સર્વદા દુખ દેનારૂં છે એવો વિવેક જો મનુષ્યના ચિત્તમાં ઉદય પામે તો તેના ચિત્તમાં રહેલી ધનની આરૂઢ અભિલાષા દૂર થઈ જાય છે આવો મનુષ્ય ઉદાર હૃદયવાળો હોવાથી તે પોતે પોતાના વૈભવ પ્રમાણે ખાય છે, પીએ છે, ને ઓઢે પહેરે છે, તથા પોતાનાં સગાંઓની તથા નોકરોની ખાવાપીવા આદિમાં સારી પેઠે સંભાળ રાખે છે, ને સર્વ પ્રાણીઓને બનતો સંતોષ આપે છે

એકજ અસંગ આત્માને માન તથા કીર્તિની શી અગત્ય છે ? ને અન્યને અભાવે તેને માન આપનાર કે તેનાં વખાણ કરનાર પણ કોણ છે ? જે માન તથા કીર્તિ ક્ષણભંગુર છે, ને જે આત્માને કાંઇ પણ કામનાં નથી, તેવા માન ને કીર્તિમાં વિવેકીએ શા માટે તૃષ્ણા રાખવી જોઇએ ? આવો વિવેક પ્રાપ્ત થવાથી માન તથા કીર્તિમાં રહેલી તૃષ્ણા મનુષ્યના હૃદયમાંથી દૂર થઇ જાય છે

વ્યાવહારિક સત્તા પણ અનિત્ય હોવાથી તથા પ્રાયશ અનર્થમાં જોડવાના સ્વભાવવાળી હોવાથી તેની તૃષ્ણા પણ ત્યજવા યોગ્ય છે

ક્રોધાદિ અંતઃકરણના દોષો પણ તેમાં રહેલા અપકારકપણાના દૃઢ વિવેકના ઉદયવડે અંતઃકરણમાંથી દૂર થઇ જાય છે ક્રોધ દૂર થવાથી નિર્દયતા દૂર થઇ જાય છે, તેથી આ જિજ્ઞાસુ સર્વના ઉપર દયા રાખે છે. અને સગાંવહાલાં, નોકર કે અન્ય પ્રાણીઓ ઉપર તે નિર્દય થતો નથી.

જે જિજ્ઞાસુ મનુષ્યના હૃદયમાં વિષય વૈરાગ્યની પ્રાપ્તિ થઇ હોય તે જિજ્ઞાસુ મનુષ્યને આ આગળ કહેલી શમાદિ ૭ સંપત્તિની પ્રાપ્તિ કરવામાં શ્રમ પડતો નથી મનુષ્યની ઇચ્છા થાય ત્યારે પોતે પોતાના અંતઃકરણને વિષયોથી પાછું વાળી શકે, તથા તેને શાંત રાખી શકે, આવું બલ તે શમ કહેવાય છે જે અંતઃકરણ વિવેક તથા વૈરાગ્યથી યુક્ત હોય છે તે અંતઃકરણ પ્રાપ્ત શુભ કર્મનો પરિત્યાગ કરી રાગદ્વેષપૂર્વક ભોગ્ય પદાર્થો ભણી દોડતું નથી આવા અંતઃકરણમાં રાગદ્વેષનો વેગ વધારે પ્રમાણમાં પ્રકટી ન શકવાથી તે અંતઃકરણ પ્રાયશ શાંત રહે છે આવી રીતે પોતાના અંતઃકરણને વશ વર્તાવવામાં જે પુરુષ સમર્થ થાય તે પુરુષ શમ નામની સંપત્તિવાળો કહેવાય જેમ અશ્વાર (ચાડનાર) અશ્વારૂઢ કહેવાય છે તેમ શમવાળા પુરુષ અંતઃકરણારૂઢ કહેવાય છે શમનામની સંપત્તિ પ્રાપ્ત

કરવા ઇચ્છનાર પુરૂષે અંતઃકરણના આત્મપ્રતિબિંબને ગ્રહણ કરવાના શુદ્ધ સાત્વિકપક્ષનું તિરોધાન કરનારા કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, દંભ, ભય ને ખેદાદિ દુષ્ટ મનોવિકારોને તથા દુષ્ટ લાગણીઓને વશ કરવાનો પ્રયત્ન રાખવો જોઇએ. શાસ્ત્ર જ્ઞાનનું ને સાધનોનું અભિમાન પણ તેણે ન કરવું. ખેદ તથા ભયથી પોતાના મનને મોકળું રાખી મનોનિગ્રહ કરવા પ્રયત્ન કરવો, મનની શાંતિ ને ગંભીરતા વધારવા પ્રયત્નશીલ રહેવું, અને નિરાશ ન થવું એકજ પ્રકારના ઉપયોગી પવિત્ર વિચારમાં પોતાના મનને રોકવાનો પ્રયત્ન કરવો, પણ તેને જે તે વિચારોમાં ભટકતું કે સુષુપ્ત જેવું ન રહેવા દેવું. પોતાના મનને સર્વદા વિશુદ્ધ પ્રેમવાળું રાખી સૌનું ભલું ઇચ્છવું, કોઇનું ભુંડું ન ઇચ્છવું, તથા કોઈના ઉપર ધિક્કારની લાગણી ન રાખવી. વળી તેણે જેના તેના કામમાં નકામા ડાહ્યા થવાનો સ્વભાવ પણ ન રાખવો

દમ—જે મનુષ્યનું અંતઃકરણ વશ વર્તતું હોય તેની ઇંદ્રિયો પણ વશ વર્તવા લાગે છે. પાંચ જ્ઞાનેંદ્રિયોને તથા પાંચ કર્મેન્દ્રિયોને વશ વર્તાવવી તે દમ કહેવાય છે. જે મનુષ્યે વિવેક વૈરાગ્ય ને શમની પ્રાપ્તિ કરી હોય તેની ઇંદ્રિયો અલ્પ યત્નને વશ વર્તવા લાગે છે. કુમાર્ગે ચાલનારી ઇંદ્રિયો મનુષ્યને અનર્થની સાથે જોડે છે, ને વશ વર્તનારી સુમાર્ગગામી ઇંદ્રિયો મનુષ્યનું હિત સાધવામાં તેને સાહાય્ય કરે છે ઇંદ્રિયોનો પોતપોતાના વિષયો ભણી જે બાહ્યવેગ છે તે બાહ્યવેગને પાછો વાળી ઇંદ્રિયોને અંતઃકરણને વશ વર્તનારી કરવી. વશ થયેલી ઇંદ્રિયો પોતાની મેળે પોતપોતાના વિષયો ભણી રાગદ્વેષથી દોડતી નથી, ને અંતઃકરણને બલાત્કારે પોતાપોતાના વિષયોભણી ખેંચતી પણ નથી, જેથી અંતઃકરણની સ્વચ્છતામાં ભંગ પડતો નથી. જિજ્ઞાસુએ પોતાની ઇંદ્રિયોનો સદુપયોગ કરવાનો સ્વભાવ પાડવો, ભુલથી કદીપણ તેનો દુરૂપયોગ ન કરવો. તેણે મુખથી કોઇની નિંદા ન કરવી, તથા કોઇની નિંદા ન સાંભળવી. કોઇની ચાડી ખાવી નહિ. ને પુછ્યા વિના બહુધા ન બોલવું. જે જે ઇંદ્રિયવડે પોતાનું તથા અન્યનું નિર્દોષ હિત સાધી શકાય એમ હોય તે તે ઇંદ્રિયવડે પોતાનું તથા અન્યનું નિર્દોષ હિત સાધવું, પણ તે ઇંદ્રિયોવડે પોતાનું તથા પરનું અહિત કદીપણ ન સાધવું.

શ્રદ્ધા—શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના તથા સતશાસ્ત્રના ઉપદેશમાં પ્રમાણિકપણાનો નિશ્ચય તે શ્રદ્ધા કહેવાય છે આ શ્રધ્ધા અથવા વિશ્વાસ હોય તોજ જિજ્ઞાસુ મનુષ્ય આત્મજ્ઞાનનાં સાધનોમાં પ્રવૃત્તિ કરી શકે, અન્યથા ન કરી શકે. જે અંતઃકરણમાં વિવેક, વૈરાગ્ય, શમ ને દમ હોય તે અંતઃકરણમાંજ આવી સાત્વિક શ્રદ્ધા પ્રકટી શકે છે. આંધળી અને કપારેક મુએલા જેવી ને ક્યારેક જીવતા જેવી પ્રતીત થનારી શ્રદ્ધા જિજ્ઞાસુને ઉપયોગી નથી. તેણે તો પોતાના અંતઃકરણનાં ઉંડાણમાં પણ અશ્રદ્ધાનો ગંધ ન રહે એવી સાત્વિકી શ્રદ્ધાજ પ્રાપ્ત કરવી જોઇએ. પોતાને જિજ્ઞાસુ, મુમુક્ષુ કે મોક્ષસાધક માનનારાઓમાના જેઓ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનું પોતાનું કર્તવ્ય સમજીને પોતાની મેળે નિરંતર આદરપૂર્વક અનુષ્ઠાન કરતા નથી તેઓમાં સાત્વિકી શ્રદ્ધાનો અભાવ છે એમ કહ્યા વિના બીજી ગતિ નથી. સન્માર્ગમાં આગળ વધવામાં બનાવટી શ્રધ્ધા કામ આવતી નથી. ત્યાં તો ખરેખરી શ્રધ્ધા હોય તેજ કામ આવે છે. હું યોગ્ય પ્રયત્નવડે અવશ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શકીશ એવી શ્રધ્ધા પણ જિજ્ઞાસુએ રાખવી જોઇએ. એવી શ્રદ્ધાવિના પણ તે આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોનું પ્રેમપૂર્વક યથાયોગ્ય અનુષ્ઠાન કરી શકશે નહિ અપૂર્ણ.

---

# आत्मरहस्य.

( લેખક —ડૉક્ટર વેણીવિહારી. )

( અનુસંધાન ગતાંકથી. )

આકાંક્ષાયુક્ત માણસના રસ્તામાં જ્યાં સુધી મોહ આડે આવતો હોય છે ત્યાં સુધી તે ઈશ્વરી જ્ઞાનની ભોંયરામાં પડતો નથી પણ આકાંક્ષાયુક્ત માણસ મજલ દરમજલ કરતાં આડે આવતા મોહને પગ નીચે કચરતો બેદરકારીથી મોહના કાવતરાંને વશ ન થતાં આગળને આગળ વધતો ઇશ્વરી જ્ઞાનના દરવાજા સુધી જઈ પહોંચે છે. અને એક વખત તે ઇશ્વરી જ્ઞાનના દરવાજામાં દાખલ થઈ જાય છે, એટલે પછી લોભ તેની પાછળ જઈ શકતો નથી ત્યારથી માણસને શુભ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થવા માંડે છે ત્યારથી આ લોભ ધીમે ધીમે દૂર દૂર ખસવા માંડે છે આ મહત્વાકાંક્ષા, માણસની ભલાઈ અગર બુરાઈ બન્નેને પ્રકટ કરે છે. જેથી કરીને માણસને પોતાની ખરી સ્થિતી અને પોતાની ખરી યોગ્યતા છે તેની તેને જાણ થાય છે કારણકે માણસ જ્યાં સુધી પોતાને પોતે બરાબર જાણી શકતો નથી, ત્યાં સુધી પોતાની ભલાઈ અગર બુરાઈ પોતે પ્રમાણી શકતો નથી ત્યાં સુધી તે પોતે પોતાનું મન જીતી શકતો નથી. માણસ જે જે વિષય વાસનામાં સંપટ બન્યો રહે છે તે તે વિષયમાં તે જાણી શકતો નથી કે આપણે નીચનાના લોભમાં ગુંથાઈ ગયા છીએ પણ આ તેના લોભપણથી એ સાબીત થાય છે કે તે તેથી અવરથા માટે મહેનત કરતો હોય છે. આવા માણસોમાં વિષય લંપટતા રોગને લીધે, તેને શુભ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થતી નથી. તેને કેવળ ભોગ વિલાસનીજ મૃગજળ હોય છે અને તે તેને પ્રાપ્ત થતાં તે પ્રસન્ન થાય છે આવા માણસોમાં નીચ કૃત્યનો લોભ હોતો નથી. કારણકે તેને પતિત થવાનો ભય રહ્યાં કરે છે! તેવાઓ ત્યાં સુધી પોતાની જગ્યાપરથી ઉંચા પણ હોતા નથી.

આ ઉપરથી શુભ મહત્વાકાંક્ષા એ સુચન કરે છે કે આવો માણસ પોતાની મેજશાજ પણ ઉન્નતિ કરી શકશે પણ તે પાછા ઉન્નતિથી પતન પામવાનો પણ સંભવ છે, આ પ્રમાણે જે માણસ ઉન્નતિએ ચઢી પાછો નીચે પટકાય છે તે વિકારને લોભ અગર મોહ (Temptation) કહે છે, માણસને લોભમાં નાખનાર તેના મુખ્ય દુશ્મન અપવિત્ર વિચારો અને ઇંદ્રિયોના ભોગ વિલાસની ઇચ્છાઓ છે જો અંત:કરણમાં સુદ્દલે ઇચ્છાજ ન હોયતો પછી લોભ અમલ ચલાવવાને સુદ્દને અશક્ત છે કારણકે લોભનો અમલ ઇન્દ્રિયપર ચાલે છે તેજ ઇચ્છા જો ન હોયતો પછી લોભ વગર મુએ મુઆ જેવો છે લોભ એ હમેશાં માણસના અંતરંગમાં હોય છે, તે કાંઈ બાહેર હોતો નથી. જ્યાં સુધી માણસ આ વાતનો વિચાર કરી અનુભવ લેતો નથી, ત્યાંસુધી મોહનું આયુષ્ય પણ વધતુંજ જાય છે મોહ પોતાનામાં છે, અને મોહ અપવિત્ર વાસનાઓનો ત્યાગ કરતો નથી, એ વાત જ્યાં સુધી માણસ પોતાના ધ્યાનપર લેતો નથી ત્યાં સુધી તેનો લોભ રહેજ જવાનો અને તે પતન થયાજ કરવાનો.

જ્યારે માણસ પૂર્ણપણે જાણશે કે, બુરાઈ મારામાંજ છે અને તે બહાર ક્યાંયે નથી, ત્યારેજ તે ઉન્નતીના પંથે પરવરશે અને ત્યારેજ તેનો મોહ મરશે અને ત્યાર પછી તે પોતાની મોહમયી વાસનાપર જલદી જલદી જય મેળવનો જશે

મોહ એક દુ:ખમય છે ખરો, પણ તે કાંઈ શાશ્વત નથી તે કેવળ અધોગતિથી ઉર્ધ્વગતિએ જવાનો એક માર્ગ છે જન્મથી પરિપૂર્ણતા આનંદમય છે, કાંઈ દુ:ખમય નથી મોહ એ

કેવળ નિર્બળતા અને પરાજ્યનો સંગાતી છે, પણ માણસ એ સામર્થ્ય અને વિજયનો સોબતી છે, દુઃખની ઉત્પત્તી એ ઉન્નતિએ જવાનું લક્ષણ છે જે માણસ હમેશાં પોતાની શુભ મહત્વાકાંક્ષા વધારતો જાય છે તે કદીજ પોતાના મનમાં એવું ધારતો નથી કે મારો અમલ કદીજ મોહ ઉપર ચાલશે નહિ, તેણે તો પોતે પોતાને જીતવાને અંતઃકરણપૂર્વક દૃઢ નિશ્ચય કરેલો હોય છે માફ થતાં મતેથી બનવું પોતાનો પરાજય થવા દેવામાં જાણે એમજ દર્શાવતો હોય કે હું જે યુદ્ધ મારી વાસનાની વિરૂદ્ધ કરતો હતો તે મે તજી દીધું છે. જાણે કે સજ્જનતાનો ત્યાગ કરી દુર્જનતાજ ન સ્વિકારી હોય !

ઉત્સાહી માણસ વિઘ્નોની પરવા રાખતો નથી કારણકે રાતદીવસ તે તેનાપર વિજય મેળવવાની ખટપટમાં પડેલો હોય છે. તેવીજ રીતે મહત્વાકાંક્ષા ધારણ કરનારો માણસ કદીજ મોહમાં અંજાતો નથી. કારણકે તે હમેશાં હરઘડી એવુંજ ચિંતવે છે કે હું મારા આ બાહ્ય મનને ક્યારે બરિમભૂત કરી શકું ? જે સમર્થ નથી, જે દ્રઢતાવાળો નથી તેજ મોહથી હારે છે

મોહ એ શું છે એનો વારવાર વિચાર કરી મનન કરી જ્યાં સુધી તેના સંપૂર્ણ સ્વરૂપની પૂર્ણ માહિતી મળશે નહિ ત્યાં સુધી તેનાથી જય મેળવી શકાશે નહિ, જેવી રીતે કુશળ સેનાપતી પોતાના દુશ્મનની સેનાની છુપામાં છુપી બાતમી મેળવવા રાતદીવસ મથી રહેલો હોય છે એક ક્ષણ પણ તે નકામી જવા દેતો નથી તેજ પ્રમાણે મોહરૂપી દુશ્મનનું છુપામાં છુપા સ્વરૂપનો પૂર્ણપણે બારીકાઇથી વિચાર કરવો જોઇએ કે મોહની ઉત્પત્તી ક્યાંથી થયેલી છે અને તેને જડમુળમાંથી કેવી રીતે નષ્ટ કરી શકાય ?

જેટલી જેટલી માણસની તીવ્ર વાસનાઓ હોય છે તેટલું તેટલું મોહનું પ્રાબલ્ય તેનામાં અધિક છે એમ સમજવું અને માણસનું અભિમાન અને સ્વાર્થ જેટલો પ્રબળ હોય તેટલો તેનો મોહ પણ અનિવાર્ય સમજવો

જો માણસને સત્ય જાણવાની ઇચ્છા હોયતો તેણે પોતે પોતાને ઓળખવો જોઇએ જ્યારે માણસ પોતે પોતાને જાણવાની કોશિશ કરે છે તે વખતે જો પોતાને પોતાના દોષો જણાવા લાગે તો મુદ્દલે ગભરાવું નહિ, પણ તેને અંતઃકરણપૂર્વક આદર આપવો, કારણકે પોતાના દોષોનું પોતાને ભાન થતાં મનનું સંયમન અને ઇંદ્રિયોનું દમન કરવામાં સહાયતા મળે છે.

વિચારપૂર્વક ગંભીરદ્રષ્ટિએ જોતા છતાં જો તેને પોતાના દોષો જણાતા ન હોય તો અગર પોતાની અડચણો પોતે શોધી શકતો ન હોય તો તો તે ખાસ પોતે પોતાના મનને છેતરતો હોવો જોઇએ તેવો માણસ સત્ય માર્ગે જવા તદ્દન નાલાયક છે. એમ સમજવું, જે માણસ પોતાની નીચ પ્રવૃત્તિઓની સામે હિંમતથી લડવા આનાકાની કરે છે તેવા માણસથી મોહને વશ કરવો અશક્ય છે કારણ કે તેની પાસે મોહની સામે થવાને પુરતાં સાધનો હોતાં નથી. તેવો માણસ આત્માનંદના અતિ ઉંચા શિખરે પહોચી શકશે નહિ

મોહને જાણવાની ઇચ્છા ધરાવનાર માણસે એ વાત લક્ષમાં રાખવી જોઇએ કે મોહરૂપી પોતેજ છીએ અને લોભમાં વિંટાયેલા પણ પોતેજ છીએ. કારણ કે આ સઘળા શત્રુઓ આપણામાં વાસ કરી રહેલા હોય છે. ખુશામતીઆઓ ખુશામત કરી આપણને લુંતાવામાં નાંખે છે એટલે કે ખુશામત સાંભળવાનો સ્વભાવ તે પણ આપણો એક શત્રુ છે. મર્મભેદકો માર્મિક શબ્દોવડે તાડન કરી આપણને બાળવા તત્પર હોય છે, તેથી આપણે આ માર્મિક શબ્દોથી, શાંતિરૂપી સિદ્ધિને ગુમાવી જો ક્રોધને વશ થઇએ તો આપણે આપણા પદથી ચ્યુત થઇશું માટે આપણે જો શાંતિ સિદ્ધિની પૂર્ણ પ્રાપ્તિ મેળવવી હોય તો આ સિદ્ધિની આડે આવતા અને ક્રોધને ઉત્તેજન કરતા માર્મિક લોકોના માર્મિક શબ્દોરૂપી પરિક્ષામાંથી પસાર થઇ પોતાની શાંતી ગુમાવવી ન જોઇએ. ખરૂં જોતાં આ સઘળી ઉપાધિયો પોતાના અજ્ઞાનમાંથીજ પ્રગટ થએલી હોય છે, કારણ કે ત્યાં સુધી તે અજ્ઞાન ભૂમિકામાંજ હોય છે. આ સઘળાનો વિચાર કરી એજ નિશ્ચયપર આવવું જોઇએ કે મારે મારાં પોતાનાં દુરાચરણોપર વિજય મેળવવો છે.

માણસ જો પોતે ક્ષણોજ મોહિત થાય, તો

તે માટે તેણે કદીજ શોક કરવો નહિ, પણ ઉલટું ખુશી થવું જોઇએ કે આ ભયંકર મોહ તે તેના સાથેની લડતની અઘરી પરિક્ષા છે. અને આ લડતમાં તેને પોતાની નબળાઈ જણાઈ આવે છે, જે માણસ પોતાની ખરી રીતની નબળાઇ પીછાણી શકે છે, અને તે સત્ય વાત પોતે અંતઃકરણપૂર્વક સ્વિકારે છે તે માણસ પોતે પોતાનું સામર્થ્ય મેળવવા મુદ્દલે આળસ કરતો નથી

મુર્ખ માણસ પોતાના પાપો અને પોતાની મુશીબતોનો બીજાને દોષી ઠરાવતો જાય છે, પણ સત્યતાના ભક્તો તો તેમાં પોતાનાજ દોષોને શોધવા મચી પડે છે પોતાની વતણુકની જવાબદારી પોતાપરજ લેવી જોઇએ. તેમજ એમ પણ કહેવું ન જોઇએ કે આ વાત અગર પેલી વાત સારી નથી. ફલાણો માણસ આવો છે કે તેવો છે, મારે માટે બીજા માણસો શુ કરી શકે તેમ છે ઘણું ઘણું કરે તો તેઓ અમારી ભલાઈ અગર બુરાઇને પ્રગટ થવાને સમય પ્રાપ્ત કરી આપશે, તે સિવાય તેમના હાથમાં બીજું કાંઇજ નથી. કારણ કે તેઓથી અમારૂં ભલુ બુરૂં કાંઇ પણ થઇ શકે તેમ નથી.

મોહ એટલો તો જોરાવર હોય છે કે, તેને પહેલાં રોકતાં ઘણીજ મુશીબત નડે છે પણ જો માણસ નિશ્ચયપૂર્વક અડગ રહી તેના કબજામાં સપડાતો નથી, તો પછી તે માણસ આસ્તે આસ્તે પોતાના દુશ્મનપર વિજય મેળવતો અને સત્યજ્ઞાનને પ્રાપ્ત કરી લે છે આપણા દુશ્મન ક્યા ક્યા છે ? કામ, સ્વાર્થ અને અભિમાન એજ આપણા દુશ્મનો છે. તેમનો જો સંહાર કરવામાં આવે તો દુષ્ટવૃત્તિ નષ્ટ થઇ જાય છે, અને દેદીપ્યમાન તેજસ્વી પરિપૂર્ણ પવિત્ર સદીન સદ્‌વૃત્તિ પ્રકટી નીકળે છે.

## ૪—આત્મ ( ઉપરતિ ) જ્ઞાન.

વાસનારૂપી નરકુવો અને શાંતીરૂપી સ્વર્ગ મંદિરના મધ્ય ભાગે જ્ઞાનરૂપી અગ્નિકુંડનું સ્થાન છે. આ કાંઇ ક્વી કલ્પના નથી, પણ તે સત્ય વાત છે કે માણસના અંતઃકરણમાં જ્ઞાનનું એક સ્થાન ખાસ છે. આ શુદ્ધ અને પવિત્ર જ્ઞાનરૂપી અગ્નિના કુંડમાં અસત્યરૂપી કચકનો મેલ બળીને ખાખ થઇ જાય છે અને કેવળ સત્યરૂપી શુદ્ધ સોનુંજ રહે છે.

માણસ જ્યારે લોભથી શોક અને ચિંતામાં સ્તબ્ધ થઇ દિગ્મૂઢ બની જાય છે ત્યારે તે આ સઘળાની નિવૃત્તિ માટે જીવતોડ મહેનત કરે છે, અને જાણે તે પરથી તે સૂચનજ કરતો હોય કે પોતે પોતાના મનનાજ પ્રારંભે બંધનમાં પડ્યો છે અને બાહ્યવૃત્તિઓને અંતરંગ અવસ્થાઓની સાથે યુદ્ધ કરતા રહેવામાંજ સાર છે આવા યત્નોમાં પ્રથમ બાહ્યવિષયો વિરૂદ્ધ લડવાનો પ્રયત્ન કરવો એજ ઇષ્ટ વાત છે આરંભ આજ પ્રયોગથી કરવો, કારણકે પ્રથમ અધિકારી માનસિક કારણોથી અનભિજ્ઞ હોય છે આવો અભ્યાસ કરનારે મુખ્ય એ બાબતપર ધ્યાન પહોંચાડવુ જોઇએ કે, આ પ્રયોગ આરંભવાથી કાંઇ સાક્ષાત્ નિવૃત્તિ પ્રાપ્ત થતી નથી. આ અભ્યાસથી જો કાંઇ થોડો ઘણો લાભ થતો હોય તો તે એજ લાભ છે કે આ અભ્યાસથી લોભનું માનસિક કારણ સમજતાં વિચારોમાં તફાવત પડતો જાય છે, અને વિચારોમાં તફાવત પડતાં અજ્ઞાનના બંધનો તુટી જઇ મોક્ષમાર્ગ પ્રાપ્ત થાય છે. અને સ્વતંત્રતા પ્રાપ્ત થતાં નિવૃત્તિના માર્ગે પ્રેરાય છે માટેજ તેની અવશ્યકતા છે, આત્મિક ઉન્નતી માટે ઉપરના પ્રયોગનો એવો ઉપયોગ છે કે, જે પ્રમાણે નાના બાળકની વૃદ્ધિ માટે રડવુ, પડવુ આખડવું જરૂરનું હોય છે, પણ જ્યારે તે બાળપણમાંથી પસાર થાય છે ત્યારે પછી તેને રડવા આખડવાની કાંઇ જરૂર રહેતી નથી, તેવીજ રીતે મનને પશ્ચાત્તાપનું જ્ઞાન થતાં પછી તેને લોભમાં પડવાની અગર બાહ્ય વિષયો સાથે ધમાધમી કરવાની કાંઇજ જરૂર રહેતી નથી

બુદ્ધિવંત માણસ જ્યાં એક વખત લોભના કારણોથી માહીતગાર થાય છે કે પછી તે પાછો કદીજ બાહ્ય પદાર્થોપર લુબ્ધ થતો નથી. કારણ કે તે તેની કદી ઇચ્છા જ ધરાવતો નથી. બાહ્ય વસ્તુની તેના મનમાં કદી જ લાલસા ઉત્પન્ન થતી નથી. તેની લોભ ધારણ કરવાની સઘળી ઇંદ્રિયો બહેર મારી ગઇ હોય છે. આટલું થવા છતાં પણ આ દુર્વાસનાઓનો આ પ્રમાણે ત્યાગ કરવા છતાં પણ સઘળી દુર્વાસનાઓની ઇચ્છાઓ

થતી નથી પણ આ અથી સ્થિતી પ્રાપ્ત થતાં, તેના પશ્ચાત્તાપે જ્ઞાન અને વિચારનો પ્રારંભ થાય છે. આ વસ્તુની સાથે સાથે જો મતોષનો ઉપયોગ કરવામાં આવે તો તે સાધન સાધકને આત્મ ઉન્નતીના ઉચા અને નિર્મળ શિખરે અવશ્યમેવ પહોંચાડે છે, એમાં મુદ્દલે સંશય લેવા જેવુ નથી

જ્ઞાન પ્રાપ્ત થતાં આત્મોન્નતિની ઇચ્છા ઉદ્‌ભવે છે, એટલે પછી જ્ઞાનીજન પોતાના મનને કોઇ પણ વસ્તુ ઉપર લુબ્ધ ન થવા દેતાં, સઘળી રીતના સ્વાર્થનો ત્યાગ કરી દરેક વિષયથી પરાવૃત્ત થાય છે જ્યારે જ્ઞાનથી કરીને વિચારો આ પ્રમાણે પલટાઇ જાય છે, ત્યારે કોઇ અવનવો અદ્‌ભૂત અનુભવ અનુભવાય છે તેને ઇચ્છાઓ, વાસનાઓ ઉત્પન્ન થતી નથી એ વાત સત્ય છે તોપણ, તેને માનસિક શક્તિવડે જે ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે તે માનસિક શક્તિ માત્ર નષ્ટ થતી નથી, કારણ કે તેને જે જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે તે પવિત્ર અને ઉચી કોટીના ક્ષેત્રનું હોય છે. આ શક્તિનો કદીજ નાશ થતો નથી. આ માનસશક્તિ માત્ર નીચા ક્ષેત્રમાંથી ઉત્તમ ક્ષેત્રમાં કાર્ય કરવા લાગે છે'

આવુ ક્રમમાં શાંતિના દિવ્યમાર્ગે ક્રમણ કરનારને જ્ઞાનનું એક ક્ષેત્ર હાથ આવે છે તે સ્થાનને સ્વાર્થત્યાગ સ્થાન અગર ખતીદાનની ભૂમિકા એવું જ્ઞાનીઓએ નામ આપેલું છે. આ સ્થળે પહોંચતાં, પહેલાંની વાસનાઓ, ઇચ્છાઓ, લાલસાઓ, પૂર્વના વિચારો વગેરેનો ત્યાગ કરવામાં આવે છે, અને ત્યાંથી પછી પહેલાં કરતાં અધિક સુંદર, પવિત્ર શાશ્વત અને સતોષદાયક એવા વિચારોની શરૂઆત થાય છે

દાખલા તરીકે, જુનાં થયેલા ઘરેણાંને ભાગતાં જીવ ચાલતો નથી, તે ભાગતાં પહેલાં થોડોક વખત દુઃખ ઉત્પન્ન થાય છે, પણ જ્યારે તે દાગીનાને ઓગાળી નાંખી જ્યારે તેના નવા દાગીના બનાવવામાં આવે છે અને તેથી શરીર સંગારવામાં આવે છે ત્યારે પ્રસન્નતા વધી આનંદ ફેલાય છે તેવીજ રીતે આત્મોન્નતિની ઇચ્છા રાખનારા ક્રિયાયોગીઓ પ્રથમતા પોતાની જુની પુરાણી ઘર કરી બેઠેલી કુટેવો અને દુષ્ટ ઇચ્છાઓને ત્યાગતાં, સેજસાજ અમર તો થાય છેજ, પણ આવી રીતે સ્વાર્થ અને વાસનાઓનો ત્યાગ કરવાથી નવીન પ્રાપ્ત થતા પવિત્ર અને આનંદદર્શક સામર્થ્યની ઉત્પત્તિ અને આત્માનંદનો અનુભવ થતાં જે આનંદ પ્રાપ્ત થાય છે તેનું વર્ણન કરવું એ શક્તિ બહારની વાત છે.

દુર્વૃત્તિથી પરાવૃત્ત થઇ સદ્‌વૃત્તિના માર્ગે ચાલતાં સત્ય અને અસત્યના ભેદથી ખુલ્લી રીતે જ્ઞાન થાય છે અને તેવી રીતે જાણવામાં આવતાં બાહ્યવસ્તુમાં લુબ્ધ થવાનું મુદ્દલે મન થતું નથી, બીજા વિચારોની, બીજાઓના શબ્દની અગર કાર્યની તેનાપર મુદ્દલે સત્તા ચાલતી નથી. તે જે કાંઇ કરતો હોય છે તે પોતાના સત્યજ્ઞાનના અનુસારેજ વર્તતો હોય છે, પોતે પહેલાં કેવી રીતે ફસાયો હતો એવું ચિંતવન કરતો, સવિનય શાંતવૃત્તિએ વર્તી તેનો સવિનવ ત્યાગ કરે છે.

ત્યાગની પ્રથમાવસ્થામાં સેજમાજ ખેચાતાણી થતાં દુઃખ થાય છે, પણ તે વધારે વખત ટકતું નથી. તે દુખ ક્ષણભંગુર હોય છે કારણકે આવી રીતનું દુખ થતાં પહેલાંજ પવિત્ર આત્મિક સુખનું જ્ઞાન તેને થયેલું હોય છે જેટના સામર્થ્ય અને બુદ્ધિથી પ્રયત્ન કરવામાં આવે તેટલી દુખદ સ્થિતિનું ભાન થોડું થાય છે

માણસ જ્યારે એમ ધારે છે કે હું જે દુઃખ ભોગવુ છું તે બીજા લોકોના પરિણામે જ ભોગવુ છુ, બીજાઓજ મારી સાથે અન્યાયથી વર્તે છે, આવી ધારણા જ્યાં સુધી માણસ કરે છે ત્યાં સુધી તે પોતાની ઉન્નતી કરી શકતો નથી, પણ પોતે અનુભવપૂર્વક જ્યારે એમ સાબીત કરી શકે છે કે, આ સઘળા દુઃખોનું કારણ હું પોતેજ છુ, મારાજ અંતઃકરણની વાસનાઓ મને દુખી કરે છે, ત્યારેજ તે પોતાનું સઘળુ દુઃખ દૂર કરવાને સમર્થ થાય છે.

( અપૂર્ણ )

# મનુષ્ય પોતાની વ્યવહારિક ઉન્નતિ ક્યારે કરી શકે છે ?

દરેક મનુષ્ય પોતાની પ્રાપ્ત સ્થિતિમાંથી ઉન્નત દશાએ જવા ઇચ્છે છે. પોતાના ધંધામાં ફાયદો મેળવવા અને સુખી થવા દરેક માણસ યત્ન કરે છે છતાં ઘણા મનુષ્યો પોતે જે સ્થિતિમાં હોય છે તે સ્થિતિમાંથી જરા પણ આગળ ખસતાં નથી અને કેટલાક પોતાની સ્થિતિને હમેશાં ઉન્નત દિશામાં લઇ જઇ શકે છે. આ પ્રમાણે એક નિશાળમાં બે વિદ્યાર્થીઓ એકજ કલાસમાં સાથે ભણતા હતા અને સરખુંજ ભણ્યા છતાં તેમાંનો એક જણ ઉન્નતિના શિખરે પહોંચી જાય છે અને એક જણ હોય છે તેજ દશામાં પડી રહે છે તેનું કારણ શું ! પ્રયત્ન તો બને જણ કરે છે સુખની બંને જણ ઇચ્છા રાખે છે. છતાં એક જણ ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે ત્યારે બીજો પોતે હોય છે તેજ સ્થિતિમાં અથવા તો તેથી ઉતરતી સ્થિતિમાં મૂકાય છે, આવું આપણે ઘણું જોઇએ છીએ આમ બનવામાં ઘણા તેમના પ્રારબ્ધને, કારણભૂત માને છે. કેટલાક તેમના પ્રયત્નમાં ભેદ માને છે પણ આમ થવાનું કારણ બંનેના વિચારમાં ભેદ છે એજ છે

મનુષ્ય પોતે પોતાને જેવો થવાની ઇચ્છા રાખે છે તેવો તે થઇ શકે છે, એ તો મહા પુરૂષોનું વચન છે પોતાની સ્થિતિને ઉન્નત બનાવનાર મનુષ્ય પોતાને ઉંચી સ્થિતિ પ્રાપ્ત થશેજ એવું માની પ્રયત્ન કરે છે, ત્યારે બીજો તેવી સ્થિતિ મેળવવાને શંકાશીલ હોય છે એક માણસને પોતાની ઉન્નતિ કરનાર કોઇ માર્ગ જણાય છે તો તે તરત તે માર્ગે શ્રદ્ધાપૂર્વક વળે છે તેની ઇશ્વર ઉપર એટલી બધી શ્રદ્ધા હોય છે કે તેને તે માર્ગમાં જય મળશેજ એવી ખાત્રી બેસી જાય છે તેમાં—" વિઘ્ન આવશે તો, નિષ્ફળતા મળશે તો," એવા વિચારો તેને થતાજ નથી. તે માર્ગે પ્રયત્ન કરતાં તે પોતાનો પ્રયત્ન સફળ થએલો જ જુએ છે તેમાં તેને નથી શંકા થતી કે નથી ભય રહેતો જ્યારે બીજા માણસને કોઇ માર્ગ પોતાની ઉન્નતિ કરાવનાર જણાય છે ત્યારે તેને પહેલો જ વિચાર એ આવે છે કે " એ માર્ગે પ્રયત્ન તો કરીએ પણ કદાચ તે સફળ ન થાય તો, તેમાં વિઘ્ન આવે અને નાસીપાસ થવાય તો," આવો વિચાર આવતાં તે શંકાશીલ બને છે તેને પોતાના સામર્થ્યમાં કે પોતાના આત્મબળમાં વિશ્વાસ હોતો નથી, ઇશ્વરમાં શ્રદ્ધા ઓછી થયું હોય છે. અને તેથી તે માર્ગે પ્રયત્ન કરી શકતો નથી કદાચ કરે છે તો તેના મનમાં ખટકયાં કરે છે કે "વખતે આ કામમાં સિદ્ધિ નહિ મળે તો શું કરીશું " એવો ભય મનમાં રહ્યાં કરે છે. અને તેવા શંકાશીલ અને ભયભીત વિચારોનું મનન કર્યાં કરવાથી ઘણી વખતે તેનો પ્રયત્ન નિષ્ફળ થાય છે અને આ પ્રમાણે શંકાશીલ વિચારથી, પોતાના આત્મબળમાં શ્રદ્ધા ન હોવાથી, તેનામાં કાર્ય કરવાનું બળ આવતું નથી તેમ ઉત્સાહીત થતું નથી જેથી તે હોય છે તેવી તેજ સ્થિતિમાં પડયો રહે છે જ્યારે જે માણસો પોતાના આત્મબળમાં શ્રદ્ધાળુ છે, તેઓ પોતાને કોઇ ઉત્તમ માર્ગ જડી આવતાં તરતજ તે માર્ગે પ્રયત્ન કરવા મંડી પડે છે, તેમાં નિષ્ફળતા મળશે એવો વિચાર તેમને આવતો જ નથી અને પોતાના આત્મબળમાં તેને અપૂર્વ શ્રદ્ધા હોવાથી તેના તે વિચારને કોઇ ડગાવી શકતું નથી. તે માત્ર ઉત્સાહથી પૂર્ણ શ્રદ્ધાપૂર્વક કાર્ય કર્યાં કરે છે જેથી અંતે તે કાર્ય સિદ્ધજ થાય છે.

આ પ્રમાણે બે માણસો સાથે ભણેલા હોવા છતાં સરખી વયના હોવા છતાં એક માણસ પોતાના આત્મબળમાં શ્રદ્ધાળુ હોવાથી વ્યવહારમાં પોતાની ઉન્નતિ કર્યાંજ કરે છે ત્યારે બીજો શંકાશીલ સ્વભાવથી હોય છે તેજ સ્થિતિમાં પડયો રહે છે.

મનુષ્ય સુખ મેળવવા માટેજ સરજાયલો છે. તે દીન અને દુઃખી, રહેવા માટે જન્મ્યો નથી, છતાં ઘણા માણસો દુઃખી, નિર્બળ, માઇકાંગલા જેવા જણાય છે. હોય છે તેની તેજ સ્થિતિમાં પડ્યા રહેલા અથવા તો તેથી પણ નીચી ગતિમાં જતા જોવામાં આવે છે તેનું કારણ એ જ છે કે તેમને પોતાના આત્મબળમાં શ્રદ્ધા હોતી નથી પોતાનામાં કાર્ય કરવાનું બળ ઇશ્વરે પ્રથમથીજ આપેલું છે તેનું તેમને ભાન નથી તેઓ પોતે પોતાને નિર્બળ અને અમુક કાર્ય કરવાને નાલાયક માની બેઠેલા હોય છે. તેઓએ જાતેજ પોતાની કિંમત હલકી આંકેલી હોય છે. તેમને સ્વપ્ને પણ પોતાના યથાર્થ સ્વરૂપનું ભાન થતું નથી તેઓ વિચાર પણ હલકા કરનારા હોય છે 'અમુક કાર્ય તો આપણાથી બની શકેજ નહિ, એ કરવા જઇએ તો હોય તે ખોઇ બેસીએ. આવા વિચારોએ તેમના મનમાં એવી જડ ઘાલી દીધેલી હોય છે કે તેઓ જે ખાડામાં પડેલા હોય છે તેમાંથી જરા પણ બહાર નીકળી શકતા નથી અને જેવી સ્થિતિમાં હોય છે તેવીજ સ્થિતિમાં પડ્યા પડ્યા સડ્યા કરે છે.

મનુષ્ય કેમ આગળ વધી શકતો નથી, કેમ પોતાની ઉન્નતિ કરી શકતો નથી તેનું આજ કારણ છે. જેમને આમ સ્થિતિ દુઃખદ હોય તેમણે પોતાના હલકા વિચારો બદલવા જોઇએ. પોતાના આત્મબળ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી 'હું ધારું તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકું તેમ છું' એવું માનતાં શીખવું જોઇએ જેઓ આજે ઉન્નતિના શિખરે બિરાજતા હોય તેમના તરફ ધ્યાન આપો, તેમનાં જીવનનું અવલોકન કરો. તેઓએ કયા ક્રમથી પોતાની ઉન્નતિ સાધી છે તે શોધી કહાડો પ્રયત્નથી સર્વ સિદ્ધ થાય છે જીવના ઇશ થવું હોય તો તે પણ પ્રયત્નથી થઇ શકાય છે તો વ્યવહારમાં સુખી સ્થિતિ પ્રાપ્ત કરવી એ શું બહુ મુશ્કેલીની વાત છે? વાંધો માત્ર પ્રયત્નનો છે ઉન્નતિની ઇચ્છા થાય છે પણ ઉન્નતિ કરાવનાર માર્ગે પ્રયત્ન કરવા માટે મન વેગ આપતું નથી પ્રયત્ન કરવાનો ઉત્સાહ મંદ પડી ગયેલો હોય છે તે શંકાશીલ સ્વભાવથી પોતાના ઉત્સાહને મૃતપ્રાય કરી દે છે. અને તેથી કાંઇ પણ ઉત્તમ કાર્ય કરી શકતા નથી.

જેમણે પોતાની ઉન્નતિ કરેલી છે અને હજુ ઉન્નતિના માર્ગે પ્રયાણ કર્યા કરે છે તેઓએ ઉત્સાહથી પ્રયત્ન કરવાથીજ પોતાની ઉન્નતિ કરેલી હોય છે. તેમને પોતાના આત્મબળમાં અપૂર્વ શ્રદ્ધા હોય છે. અને તે શ્રદ્ધાને લીધેજ તેમના પ્રયત્ન કરવામાં ઉત્સાહ વધે છે. કોઇ પણ કાર્ય ઉત્સાહ વગર થઇ શકતું નથી— તે કાર્ય કરવાનું પોતાનામાં સામર્થ્ય છે જ એ પ્રકારની શ્રદ્ધા ઉત્સાહને અર્પનાર છે અને 'તે કામ થશે કે નહિ થાય, કદાચ મહેનત નકામી જશે તો,' એવા વિચારો ઉત્સાહને તોડી પાડનાર છે. આવા વિચારોથી જ મનુષ્યને પોતાને કામ કરવામાં ઉત્સાહ થતો નથી અને ઉપજેલા ઉન્નતિ કરાવનાર વિચારો વગર ઉત્સાહે મૃતપ્રાય થઇ રહે છે. જેથી તેનાથી પોતાની ઉન્નતિ થઇ શકતી નથી.

મનુષ્યને પોતાની ઉન્નતિ કરવામાં આત્મબળને કેળવવાની જરૂર છે જેઓ પોતે વ્યવહારમાં ઉન્નતિ કરી શકે છે તેમણે પોતાના આત્મબળમાં જાણે કે અજાણે વિશ્વાસ રાખેલો હોય છે અને તે વિશ્વાસને લીધે તેમનામાં એવા પ્રકારનું સામર્થ્ય આવેલું હોય છે કે તેમને જે માર્ગે પોતાની ઉન્નતિ કરનાર જણાય છે તે માર્ગે તે પ્રયત્ન કરવામાં કદી પણ શંકાશીલ થતા નથી. મનુષ્યને હલકી સ્થિતિમાં રાખનાર તેનો શંકાશીલ સ્વભાવનો ત્યાગ કરે તો તે તુરત પોતાની ઉન્નતિ કરી શકે છે

ઉન્નતિ કરવાના અનેક માર્ગો મનુષ્ય માત્રને તેના અંતરાત્મા તરફથી સ્ફુરે છે ઘણીવાર તેમને વિચાર આવે છે કે. આ કામ કર્યું હોય તો આપણે સારો લાભ મેળવી શકીએ આ કામ કરવાથી આપણે હાલ જે સ્થિતિમાં પડેલા છીએ ત્યાંથી આગળ આવી શકીએ આ પ્રકારના વિચારો દરેક માણસને થયાં કરે છે આ તેને ઉન્નતિ કરાવનાર માર્ગો તેના અંતરાત્મા તરફથી જણાવવામાં આવે છે. જો તે માર્ગે તે પ્રયત્ન કરે છે તો તેને લાભ થયા વગર રહેતો જ નથી. પણ ઘણા માણસો માત્ર શંકાશીલ સ્વભાવથી આ પ્રકારના તેને ઉન્નતિમાં લઇ જનાર માર્ગે પ્રયત્ન કરતા નથી. ઘણાને આવા વિચારો થતાં તે મનમાંથી અન્યને

પૂછી સલાહ લેવાની ટેવ પડી ગએલી હોય છે. અને બીજાની સલાહથી ચાલનાર પોતાના અંતરાત્માના, આ સંદેશામા ઘણીવાર વિશ્વાસ રાખતા નથી. બીજા મનુષ્યો પણ ઘણીવાર તેને તેના જેવા શંકાશીલ જ મળે છે તેઓ પણ તેને કાંઈ કાંઈ વાતો જણાવી તે માર્ગે પ્રયત્ન કરવામાં શું શું વિઘ્ન આવશે તે જણાવી કહે છે કે 'ભાઈ વખતે તેમાં તમે નિષ્ફળ થશો તો પૈસા મેળવવા જતાં હશે તે પૈસા ખોઈ બેસશો.' આ પ્રકારની સલાહ આપી તેના ઉન્નતિના વિચારોને ડગમગાવી નાખે છે અને તે મૂળ તો શંકાશીલ સ્વભાવનો હોય છે તેમાં વળી આવા માણસોની સલાહથી પૂરો શંકાશીલ બની તેમાં વિઘ્ન આવવાની બીકથી તે માર્ગે પ્રયત્ન કરવાનો તેનો ઉત્સાહ જતો રહે છે અને તે માર્ગે પ્રયત્ન કરતો નથી.

આવી રીતે અંતરાત્માના સંદેશાને તે ધુળધાણી મેળવી દેવાથી હોય છે તેની તેજ સ્થિતિમાં પડયો રહે છે પણ આગળ વધી શકતો નથી જેમણે પોતાની ઉન્નતિ કરવી હોય તેણે તો માત્ર પોતાના આત્મબળમાં પૂર્ણ શ્રદ્ધા રાખી જો પોતાને પોતાની ઉન્નતિ કરાવનાર કોઈ માર્ગ જડી આવે તો તે માર્ગે ઉત્સાહપૂર્વક આનંદ સાથે પ્રયત્ન કરવા મચી પડવું. કોઇ ગમે તે કહે તેથી ગભરાવું નહિ. જે વિચાર કરવો હોય તે કાર્યનો આરંભ કરતા પહેલાજ કરી લેવો.

અને જો તેમાં તમારો અંતરાત્મા સાક્ષી પુરે કે તે કાર્ય કરવાથી તમને લાભ થશેજ તો તુરતજ તે કાર્ય કરવા મચી પડવું. અને ફળ ક્યારે મળશે, એ પ્રકારનો વિચાર કર્યા સિવાય માત્ર પ્રયત્નજ કર્યા કરવો. આગ્રહપૂર્વક ઉત્સાહથી પ્રયત્ન થતાં તેનું ફળ તો જરૂર મળવાનુંજ. ફળ મળીજ ગયું છે એમ માનવું માત્ર ઉત્સાહને હમેશાં કાયમ રાખવો, ઉત્સાહ વગર કોઇ કાર્ય થતું નથી. ફળ મળશે કે નહિ મળે એવો વિચાર સરખો પણ ન કરવો

મનુષ્યને પોતાની ઉન્નતિ કરવા માટે પોતાના અંતરાત્માના આદેશ અનુસાર ચાલવું એ સિવાય બીજો ઉપાય નથી જો કોઈ માર્ગ પોતાની ઉન્નતિ કરનાર જણાય તો તે માર્ગે પ્રયત્ન કરતાં જરા પણ આચકો ખાવો નહિ ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી. સત્માર્ગે યત્ન કરનારને ઈશ્વર સહાય કર્યા વગર રહેતોજ નથી. જે માણસો આવા માર્ગે પ્રયત્ન કરે છે તેઓ જો ઈશ્વરને વેગળા મૂકી દે છે તોજ તેમને વિઘ્ન આવવાનો ભય રહે છે. જેઓ ઈશ્વરના ઉપર પૂર્ણ શ્રદ્ધા ભક્તિ રાખે છે તેમને દરેક કાર્યમાં ઈશ્વર સહાય કરે છે. તેમનામાં બળ અને ઉત્સાહ અર્પી તે પ્રયત્નની સિદ્ધિ કરાવે છે.

આવા માર્ગે પ્રયત્ન કરતાં કદાચ નિષ્ફળતા મળે તો તેથી હિંમત હારી જવી નહિ. પણ વધુ ઉત્સાહથી તે વિઘ્નનો જય કરી પ્રયત્નને આગળ વધારવો વિઘ્નો એ પોતાના સામર્થ્યની કસોટી રૂપ છે એવાં વિઘ્નો ઉપર જય મેળવવાનું સામર્થ્ય પણ મેળવવાની જરૂર છે જે માણસો પોતાના પ્રયત્નના માર્ગમાં આવતાં વિઘ્નોનો જય કરવાનું બળ ધરાવે છે તેનામાં વધુ બળ અને ઉત્સાહ વધતાં જાય છે અને તે ગમે તેવું કઠીન કાર્ય પણ સ્હેલાઈથી સિદ્ધ કરી શકે છે. જેમને પોતાના આત્મબળમાં શ્રદ્ધા હોય છે તે જરૂર વિઘ્નોનો જય કરી શકે છે. ઘણા માણસો આવાં વિઘ્નોથી બ્હી જાય છે અને પાછા પડે છે તો ફરી ઉભા થતાજ નથી. તેઓ બીજી વાર કાર્યનો આરંભ કરતાં પણ ભયને જુએ છે આવા માણસો પણ પોતાની ઉન્નતિ કરી શકતા નથી, માટે જે માણસોએ પોતાની ઉન્નતિ કરવી હોય તેમણે પોતાના આત્મબળમાં અપૂર્વ શ્રદ્ધા રાખી કદાપી પણ ન ડગતાં પ્રયત્ન કર્યા કરવો પ્રમાણિકપણે અને શ્રદ્ધાપૂર્વક ઉત્સાહથી થતો પ્રયત્ન સિદ્ધજ થાય છે. તેને ઈશ્વર સહાય કરે છે. માટે ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી મનુષ્ય માત્રે પોતાની ઉન્નતિ કરવા માટે જે વખતે પોતાને પોતાની ઉન્નતિ કરવાનો માર્ગ સ્ફુરે તેજ વખતે આરંભ કરી દેવો.

'અણી ચૂક્યા સો વર્ષ જીવે.' 'ગઈ ઘડી જોશી પણ ન વાંચે' આ પ્રકારની કહેવત ચાલે છે તે ખોટી નથી 'લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે કહે કે મોં ધોઈ આવું' આવું કહેનારા હમેશાં દીનતામાંજ રહે છે. જે વખતે મનુષ્યને પોતાની ઉન્નતિ કરાવનાર વિચાર થઈ આવે

જે વખતે અમુક કામ કરવાથી લાભ થશે. એવો વિચાર થઇ આવે તે વખતે તે કાર્ય કરવા પ્રયત્ન કરવો એજ ઉન્નતિ પ્રાપ્ત કરવાનો માર્ગ છે. તે વખતે–' તે માર્ગમાં ભય આવશે તો, તેમાં સિદ્ધિ નહિ મળે તો, ' એવા એવા ભયના, નિષ્ફળતાના કે નિરુત્સાહના વિચારો કરીને તે માર્ગને જો હાથથી જવા દેવામાં આવે છે તો ફરી તેવો માર્ગ હાથમાં આવતાં ઘણી વાર લાગે છે. અને જે માણસો તરતજ તે કાર્યમાં ઝંપલાવે છે તે માણસો તેનું ઉત્તમ ફળ મેળવ્યા વગર રહેતાજ નથી

આજે જે માણસો વ્યવહારની દુઃખી સ્થિતિમાં છે, જેઓ રૂપિઓ બે રૂપિઆ માટે વલખા મારે છે, જેઓ હાલમાં દસ પંદર રૂપિઆમાં નોકરી રૂપી ગુલામી કર્યા કરે છે તેઓએ હાથે કરીનેજ પોતાની દુઃખી સ્થિતિ ઉપજાવેલી છે. તેઓ ઘણીવાર પોતાના પ્રારબ્ધનો દોષ કાઢે છે. અને કહે છે કે "શુ કરીએ ભાઈ, આપણા પ્રારબ્ધમાં નહિ લખ્યુ હોય તે પૈસા શી રીતે મળે, શુ કરીએ, આપણા નસીબમાંજ દુઃખ હશે તે કોણ મિથ્યા કરે, એના પ્રારબ્ધમાં સુખ તેથી એ ભોગવે છે' આવા વિચાર કરતો માથે હાથ દઇ આળસુપણે પોતાના જીવનને દુઃખી સ્થિતિમાં ગાળે છે આવા માણસોથી કોઇ સારુ સરું કાર્ય થતુ નથી. તેમને કોઇ ઉત્તમ કાર્ય કરવાનો વેગ પ્રકટતો નથી. તેઓ માત્ર દુઃખ અને દુઃખજ જુએ છે તેથી પ્રયત્ન કરવાનુ મનજ થતુ નથી દૈવયોગે જો કદી ઉત્તમ વિચાર તેમને આવે છે તો તેપણુ તેમની નિરાશામા અને પ્રારબ્ધ ઉપરજ વિશ્વાસને લીધે અળપાઇ જાય છે તેમને પ્રારબ્ધ ઉપર એટલો બધો વિશ્વાસ હોય છે કે તેની આગળ તેમને પોતાના પ્રયત્નની કિંમત હોતી નથી અને તેથીજ તેઓ દુઃખી રહે છે

પ્રારબ્ધ એ પુરુષાર્થના ફળરૂપ છે. ગતજન્મોમા કરેલાં કર્મોનું જે ફળ આ જન્મમા મળવાનું હોય તેનું નામ પ્રારબ્ધ પ્રયત્નથીજ પ્રારબ્ધ બધાય છે. પ્રયત્નથી મનુષ્ય પોતે જેવો થવા ધારે છે તેવો થઈ શકે છે ગતજન્મોના કર્મના ફળરૂપ પ્રારબ્ધ જો આ જન્મમાં તેને દુઃખ આપનાર હોય છે તોપણ તે પોતાના પ્રયત્નથી તે પ્રારબ્ધને બદલી શકે છે. એક માણસે પ્રયત્નથી ભીંત રચી પણ તેજ માણસ પોતાના પ્રયત્નથી તે ભીંતને તોડી પાડે તેજ રીતે ગત જન્મના પ્રારબ્ધનો મનુષ્ય આ જન્મના પ્રયત્નથી ક્ષય કરી શકે છે

જો તેના પ્રારબ્ધમાં આ જન્મમાં સુખ ભોગવવાનું હોય છે તો તે પોતાના ખરાબ માર્ગે વળવાના પ્રયત્નથી મળેલું સુખ નષ્ટ કરી દે છે. અને આ જન્મમાં દુઃખ મળવાનું હોય છે તો તે સબળ પુરુષાર્થવડે તે પ્રારબ્ધનો નાશ કરી સુખ મેળવી શકે છે પ્રારબ્ધનુ ફળ પુરુષાર્થ નથી પણ પુરુષાર્થનું ફળ પ્રારબ્ધ છે. જેનાથી તે રચાયુ છે તેનાથીજ તેનો ક્ષય કરી શકાય છે એ નિયમ સર્વત્ર છે માણસ જેવો પ્રયત્ન કરે છે તેવુ ફળ તે મેળવી શકે છે. મહાન પ્રયત્ન કરનાર માણસ ગમે તેવા પ્રારબ્ધનો પણ ક્ષય કરી શકે છે. એ નિયમ સર્વ મનુષ્યોએ ધ્યાનમા રાખવો ઘટે છે પ્રારબ્ધ ઉપર ભરોસો રાખી બેસી રહેવુ અને પ્રયત્ન કરવો નહિ એતો જડ વસ્તુનુ કામ છે તમે પ્રયત્ન કરી શકો તેવી સ્થિતિમાં હોવા છતાં શામાટે પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી માથે હાથ દઇ આળસુ થઇ બેસી રહેવુ

ઘણા માણસો કાર્યનો આરંભ તો કરે છે પણ તેમા એક બે વાર નિષ્ફળતા મળતાં નિરાશ થઈ જઈ નિરુત્સાહ બની પ્રારબ્ધ ઉપર આધાર રાખતાં શીખે છે. આવા માણસો પછીથી કોઇ પણ ઉન્નતિ કરનાર કાર્યને કરતા નથી અને દુઃખી સ્થિતિમાંજ પડયા રહે છે. આમાં પણ આ માણસોની ભૂલ છે. એકવાર નિષ્ફળતા મળે તેથી હતાશ થઈ જવાનું કંઇ કારણ નથી. નિષ્ફળતા મળવામાં પણ કાંઇક કારણ હોય છે તો તે કારણ શોધી કાઢી તેને નિર્મૂળ કરવુ, અને આગળ પ્રયત્ન આરંભવો ઘણીવાર તો નિષ્ફળતા મળવામાં પણ તેમની પોતાના અંતરાત્માના બળ ઉપર અશ્રદ્ધા, કાર્ય કરવામાં પોતાની માની લીધેલી નાલાયકી, ઘણીવાર નિરુત્સાહ થઇ જવુ અને તે કાર્યમાં શંકા રાખ્યા કરવી એજ કારણ હોય છે તેને જો તે કાર્યમાં પૂર્ણ ઉત્સાહથી

વેગ પ્રકટેલો હોય છે અને પોતાનામાં તે કાર્ય કરવાનું બળ છેજ એવી પૂર્ણ શ્રદ્ધા હોય છે તો તે કદાપિ પોતાના કાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત કરતો નથી.

ઘણીવાર પ્રારબ્ધ ઉપર આધાર રાખનારાજ આળસુ, નિરૂત્સાહી અને નિરાશાવાદી હોય છે તેમને પોતાના બળમાં શ્રદ્ધા હોતી નથી, અને તેથી કોઈ પણ ઉત્તમ કાર્ય તે કરી શકતા નથી આ પ્રકારનું વર્તન મનુષ્યને અધોગતિમાં નાખનાર છે પ્રારબ્ધ ખોટું છે એવુ કહેવાનો ભાવાર્થ અમારો નથી પણ પ્રારબ્ધ ઉપર પ્રયત્ન જય મેળવી શકે છે એવુ કહેવાનો ભાવ છે જેને અનુભવ કરવો હોય તેમણે કરી જોવો પ્રારબ્ધ ઉપર આધાર રાખી ઠડાગાર થઈ જવુ અને હોય તેની તેજ સ્થિતિમાં પડયા રહી આગળ વધવાનો પ્રયત્ન ન કરતાં પ્રારબ્ધને દોષ દેવો એ તો આળસુ માણસોનું કામ છે. આજથીજ પ્રયત્ન કરો, તમને તમારૂં હિત થાય તેવો માર્ગ જે ઘડીએ જડે તેજ ઘડીએ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી પાહોમ કરી પ્રયત્નમાં ઝપલાઓ ઇશ્વર તમારૂં રક્ષણ કરશે અને તેમાં તમે જય મેળવશોજ

કોઈ પણ કાર્ય ઉત્સાહથી કરતાં તે કાર્ય કરવાનુ બળ વધ્યાં કરે છે કદાપિ પણ નિરૂત્સાહી ન બનવુ કોઈ ગમે તે કહે તો પણ તમારા ઉન્નતિના વર્ગને અટકાવો નહિ તમને જો કોઇ ઉપાય ન જડતો હોય તો તમારા અંતરાત્મા સાથે એકાગ્રતા કરતાં શીખો. તેજ તમને તમારા પ્રયત્નની દીશા જણાવશે અને જે ઘડીએ તમો અમુક માર્ગે પ્રયત્ન કરવાથી લાભ થશે એવો વિચાર આવે તેજ ઘડીએ ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તે માર્ગે ઉત્સાહથી પ્રયત્ન કરવા મચી પડો એજ ઉન્નતિનો સર્વોત્તમ ઉપાય છે જેમણે જેમણે પોતાના અંતરાત્માના આદેશને પકડી લઇ તે પ્રમાણે વર્તન કર્યું છે તેમણેજ વ્યવહારમાં પોતાની ઉન્નતિ કરેલી છે અને જેઓએ તેની અવગણના કરી નિરૂત્સાહથી તે માર્ગે પ્રયત્ન કર્યો નથી તેઓ હાલ જે સ્થિતિમાં છે તેમાંજ પડયા રહેલા છે બંધુ! તમે જો તમારી ઉન્નતિ કરવા ઇચ્છતા હો તો, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તમારા અંતરાત્માના આદેશ પ્રમાણે પ્રયત્ન કરી સુખ મેળવો એજ શુભેચ્છા છે

તંત્રી

## भक्तने अर्थे सर्वे कांइ शक्य छे.

(શુ સાધ્યુ નરતનુ ધારીને, એ લય)

જગમા શું શું નથી બનતું રે! ભક્તને કાજે,
અણુસરખું પણ ઉપજતું રે, ભક્તને કાજે
ધ્રુવ અર્થે, આ જગ જેને સઉ, અધ્રુવ સરખુ ગણતુ
[તેમાં] નીપજાવ્યું ધ્રુવપદ અછતુ રે; ભક્તને૦
સ્વર્ગનુ ગંગાજલ જે શિવના, શિરપર આવી ઠર્યું'તું,
તે ભૂમિ સુધી ઉતરતુ રે, ભક્તને૦
જેને અનુભવી ભક્ત, અનુભવ-અંતે અજન્મા કહેતુ,
તે જન્મ ભૂમિપર ધરતું રે, ભક્તને૦
ભક્ત જીવન સમ ધન્ય અન્ય જીવન નથી થયું કે ન થતું,
પ્રભુ કેરૂં હૃદય પણ દ્રવતું રે, ભક્તને૦
સાચો ભક્ત થવાને નિશદિન પ્રયત્ન કરજે જીવ તું,
પ્રભુ ચિત્ત તો ખોળ જ કરતું રે, ભક્તને૦
દે ભગવાન્ ભક્તને ઇચ્છયું અને વળી કાંઇ વધુ.
પ્રભુદ્વાર સદોદિત ખુલતું રે, ભક્તને૦

ચી૦ ઉ૦



# जीवन दोरी.

( લે. મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

( ગયા અંકથી ચાલુ. )

## પ્રકરણ ૪ થું.

નથુ તથા દેવદુત બાંકડા ઉપર બોલ્યા ચાલ્યા સિવાય બેસી રહ્યા હતા. સ્ત્રીએ પોતાના મનનો ઉભરો વચનબાણ વડે ખાલી કર્યો, અને આખરે થોડોક સમય વીત્યાબાદ શાંત પડી, અને નથુને કહેવા લાગી કે "જો આ ભલો મનુષ્ય હોય તો આવી નગ્નાવસ્થા અને અધમાવસ્થામાં કેમ હોય? પાસે પહેરવાનું એક પેરણ નથી. આવું ઉત્તમ પુરુષરત્ન તમે ક્યાંથી શોધી લાવ્યા. નથુ બોલ્યો—હું તને પ્રથમથીજ આ મનુષ્ય વિષે કહેવાની કોશીષમાં હતો પરંતુ તારો ઉભરો ખાલી કર્યા સિવાય તું કોઈનું સાંભળે એમ ક્યાં છે? હું સામે છેટેની ગલીમાં થઈને અંધારામાંથી ચાલ્યો આવતો હતો. ત્યાં આગળ પેલા દેવળ નજદીક ભીંતને અઢેલી બેઠેલો આ માણસને મેં તદન નગ્નાવસ્થામાં જોયો. થંડીથી એ તદન અકડાઈ ગએલો હતો. પ્રથમ તો મને આવી સ્થિતિમાં મનુષ્યને જોઈ ધાસ્તી લાગી આવી, અને હું ઘર તરફ ચાલ્યો આવવા લાગ્યો. પરંતુ પરમાત્માએ મને પ્રેરણા કરી કે એક દુખી મનુષ્યને આવી સ્થિતિમાં જોઈ તેના પાસેથી કંઈપણ તજવીજ કર્યા સિવાય કેવી રીતે ચાલી આવું? તેથી હું પાછો ફર્યો અને તેની પાસે ગયો. ઈશ્વરેજ મને એની પાસે મોકલ્યો. નહીં તો એ થંડીમાં અકડાઈને મરી જાત. આપણે કેવી રીતે કલ્પના કરી શકીએ કે એના ઉપર શું મહાન કષ્ટ ઉતરી પડ્યું છે! જેથી મેં એને મારું અંગરખું અને પગરખાં પહેરાવ્યાં, અને અહીંઆં લઈ આવ્યો. હવે તારા અંતઃકરણમાં જરા દયા રાખ. આપણે સર્વને એક વખત મરવુંજ છે. તો પાપાચરણ કરતાં તરત અટકવું જોઈએ" આ સાંભળી સ્ત્રીના અંતઃકરણમાં પાછો ઠપકો દેવાનું મન થઈ આવવું હતું પરંતુ તેણે નવા આવેલ પુરુષની સામે જોયું અને કંઈ બોલી નહીં. દેવદુત બાંકડાના એક ખુણા ઉપર આંખો મીંચી મસ્તક નીચું રાખી હાલ્યા ચાલ્યા સિવાય ઉંડા વિચારમાં નિમગ્ન થઈ બેઠેલો હતો. નથુની સ્ત્રી પણ શાંત થઈને બોલ્યા ચાલ્યા સિવાય ઉભી રહી હતી.

નથુએ કહ્યું "શું તારા અંતઃકરણમાં ઈશ્વરનો વાસ નથી?" આ શબ્દોથી સ્ત્રીનું અંતઃકરણ એકાએક નરમ થઈ ગયું અને તેણી દેવદુતના તરફ જોવા લાગી અને તેના તરફ પ્રેમવૃત્તિ ઉત્પન્ન થઈ. તે તરતજ રસોડામાં ગઈ અને બન્નેને માટે ખાવાનું લઈ આવી. નથુએ દેવદુતને પાસે બોલાવ્યો અને રોટી ખાવા આપી, અને બન્ને જણા સાથે બેસી ખાવા લાગ્યા. સ્ત્રી પણ એકબાજુ ઉભી રહી, દેવદુતને બારીકાઈથી જોવા લાગી, અને તેને માટે દિલમાં સદભાવ ઉત્પન્ન થયો. એકાએક દેવદુતના મોં ઉપર પ્રકાશ ઉત્પન્ન થયો. તેની આંખો ચળકવા લાગી અને તે સ્ત્રીને જોઈ તેણે મ્હોં મલકાવ્યું. નથુ તથા તેની સ્ત્રી બન્ને આશ્ચર્ય પામ્યા. દેવદુત અને નથુ જમી રહ્યા પછી સ્ત્રીએ વાસણ લીધાં. અને તે પાછી દેવદુત પાસે આવીને પુછવા લાગી "ભાઈ, તમે ક્યાંથી આવો છો?"

"હું આ વિભાગમાં વસતો નથી" દેવદુતે કહ્યું.

"તમો આ રસ્તા ઉપર ક્યાંથી આવી ચડ્યા?" "હું તે કહી શકતો નથી" દેવદુત

બોલ્યો. સ્ત્રી કહે " શુ આપને કોઇએ લુટી લીધા છે ?" દેવદુત બોલ્યો " પરમાત્માએ મને શીક્ષા કરી છે."

સ્ત્રી કહે–શુ આપ ત્યાં આગળ નગ્નાવસ્થામાં એવાંજ સ્થિતિમાં પડયા હતા ? દેવદુત કહે–" હા, હુ તદ્દન નગ્નાવસ્થામાજ હતો, અને અસત થડીથી અકડાઇ ગયો હતો. તમારા ઉદાર અને પરોપકારી ધણીએ મારા ઉપર દયા કરી અને પોતાનો કોટ મને પહેરાવી અહીં લઈ આવ્યા અને તમે પણ સ્વાદીષ્ટ ભોજન આપી મને તૃપ્ત કર્યો અને મારાપર દયા કરી. પરમ દયાળુ પ્રભુ એનો બદલો તમને અવશ્ય આપશે."

નથુની સ્ત્રીએ પોતાના ધણીનુ જે જુનું પેરણ સાંધ્યુ હતું તે દેવદુતને પહેરવા આપ્યુ અને એક જુની ઈજાર પણ આપી, અને કહ્યું કે આપને માટે હું રસોડામાં પથારી ચુલાની નજદીક કરૂ છુ ત્યાં સુઈ જાઓ. રસોડામાં ગરમી હોવાથી આપને રાત્રે ઠંડી લાગશે નહીં.

દેવદુત કપડાં પહેરી રસોડામાં સુઇ ગયો નથુ અને તેની સ્ત્રી પણ સુઇ ગયાં નથુની સ્ત્રી સુઈ ગઈ પરતુ તેને બીલકુલ નીદ્રા આવી નહી દેવદુત વિષેના વિચાર તેના મગજમાંથી બીલકુલ નહતા હવે તેણીને આવતી કાલની ચીંતા થઈ કારણ કે રોટી બીલકુલ રહી નહતી વળી પોતાના ધણીની ઈજાર અને પેરણ પણ દેવદુતને તેણે આપી દીધાં, આથી તે નિરાશ થઇ પરતુ દેવદુતની દયામણી સ્થિતિ જોઈ દીલમાં લાગણી પણ ઉત્પન્ન થઈ આવતી હતી આવા વિચારમા ને વિચારમાં તે મોડી રાત સુધી ઉંઘી નહી. તેણે પોતાના ધણી નથુને પણ જાગતો જોયો નથુએ પુછ્યુ, ' કેમ તું પણ જાગે છે કે ?"

સ્ત્રીએ કહ્યુ " હા, તમો મને જણાએ બધી રોટી ખલાસ કરી છે હવે કાલે શું કરીશુ તેના વિચારમાં હુ પડી છુ હું ધારૂં છું કે પાડોશીને ત્યાંથી કાલે ઉછીની લેવી પડશે, તે સીવાય બીજો રસ્તો નથી '

નથુએ કહ્યુ " જ્યા સુધી આપણે જીવીએ છીએ ત્યાં સુધીની આપણી ફીકર તે પરમ દયાળુ પિતાનેજ છે. 'કીડીને કણ અને હાથીને મણ,' એમ ત્યાં સૌની જરૂરીયાત પ્રમાણે તે આપે છે. તો તારી અને મારી ચિંતા શુ કામની છે ?

સ્ત્રી આ સાંભળી શાંત થઇ અને થોડી વાર પછી પુછવા લાગી. " આ દેવદુત ભલો માણસ દેખાય છે પરતુ એ પોતાના વિષેની હકીકત કેમ આપણને જણાવતો નથી ? "

નથુએ કહ્યુ " એ નહી કહી શકે એવી સ્થિતિમાં હશે. એટલે આપણે જાણવાની શી જરૂર છે ? સ્ત્રીએ કહ્યુ: " એ તો ઠીક. પરતુ આપણે બીજાઓને આપણી સ્થિતિ પ્રમાણે મદદ આપીયે છીએ. ત્યારે આપણને કેમ કોઈ આપતું નથી ? "

નથુને આનો શુ જવાબ દેવો એ સુઝયુ નહી અને કહ્યું કે " બસ હવે વાતો બંધ કર, અને સુઈ જા મને ઉંઘ આવે છે " એમ કહી નથુ બોલતો બંધ પડ્યો, અને થોડી વારમાં સૌ નિદ્રાવશ થયાં.

---

## પ્રકરણ ૫ મું.

નથુ સવારના પહોરમા જલદી ઉઠયો. તેની સ્ત્રી પાડોશીને ત્યાં ઉછીની રોટી લેવા ગઇ. દેવદુત ઉઠીને મ્હોં વિગેરે ધોઇ બાંકડા ઉપર બેઠો હતો તેનો ચહેરો આજે ઘણોજ તેજસ્વાન લાગતો હતો નથુએ આવીને પૂછ્યુ " વહાલા ભાઇ દેવદુત આપણા પેટ ખાવાનું માગશે અને શરીર પહેરવાનાં કપડાં માગશે. માટે તમારે તે સાધનો મેળવવા કામ કરવુ પડશે. તમો શુ કરી શકો એમ છો ?

" હું કંઇપણ જાણતો નથી. " દેવદુતે કહ્યું

નથુ આશ્ચર્ય થયો, પણ કહ્યું કે " તમો કંઇ જાણતા નથી એ ઠીક, પરન્તુ મનુષ્ય પોતાની દૃઢ ઇચ્છાથી બધુ શીખી શકે છે "

" બીજા કરે છે તેમ હું પણ કરીશ " દેવદુતે કહ્યુ

' ભાઇ દેવદુત તું તારી કોઇ પણ હકીકત કહેતો નથી એ તારી મરજી, પરતુ તારી જાત નીભાવવા માટે–તારી જીંદગીનાં સાધન મેળવવા માટે તારે કમાવુ જોઇશે હું જેમ બતાવીશ એમ તું કામ કરશે તો હું તને મારે ત્યાંજ રાખીશ "

"ઈશ્વર તમને તેનો બદલો આપશે. હું કામ ... મારે શું કરવું તે મને બતાવો."

નથુએ દોરી લીધી અને પોતાની આંગળી વચ્ચે રાખી ગીજુ કેમ લગાડવું તે બતાવ્યું દેવદુત અત્યંત ચાલાક માણસ હતો. કોઇપણ કાર્ય તેને એક વખત બતાવ્યું કે તે તરતજ ધ્યાનમાં લઈ શીખી જતો હતો. નથુએ તેને જોડાનાં તળીયાં કેમ શીવવા, ચુકો કેમ મારવી, વિગેરે બતાવ્યું, અને દેવદુત તે તરતજ શીખી ગયો. ત્રણ દીવસમા તો એક હુંશીયાર મોચીની સાથે હરીફાઈ કરી શકે એટલું તે આવડી ગયું. નથુ તેની ચાલાકી જોઇ અત્યંત રાજી થયો હવે દેવદુત આરામ લીધા સિવાય અત્યંત ઉલટથી કામ કરવા લાગ્યો, અને ખાવાનું પણ તદન થોડુંજ જોઇતું હતું. જ્યારે કામ ખલાસ થતું કે તદન શાંત થઈ બેસતો અને આકાશ તરફ જોયા કરતો. તે ક્વચીતજ ઘરમાંથી બહાર રસ્તા ઉપર નીકળ્યો હશે. જરૂર હોય તેનાથી કદી વધુ વાત કરી નથી. કદી હસ્યો પણ નથી કે કદી કોઇની મશ્કરી કરી નથી. નથુ અને તેની સ્ત્રીએ ફક્ત તેને એકજ વખત હસતો જોયો; અને તે જ્યારે પહેલવહેલે દીવસે નથુ સાથે રાતના આવ્યો અને તેની સ્ત્રીએ જ્યારે પ્રથમ ખાવાનું આપ્યુ ત્યારેજ.

## પ્રકરણ ૬ ઠું.

દીવસ ઉપર દીવસ, અઠવાડીઆં ઉપર અઠવાડીઆં એમ પસાર થવા લાગ્યાં અને દેવદુત નથુને ત્યાંજ સુતો, ખાતો, અને કામ કરતો. દેવદુતના આવ્યા પછી નથુના કાર્યની ખ્યાતી શહેર બહાર પણ પ્રસરવા લાગી લોકો વાત કરવા લાગ્યા કે નથુ મોચીના જેવા જોડા બીજુ કોઈ બનાવી શકે એમ નથી, કામ ઘણુંજ મજબુત ટકાઉ અને ચોખ્ખુ થાય છે, અને એને લીધે પાડોશના શહેરને ગામડામાંથી પણ નથુને પગરખાં વિગેરે બનાવવાની વરધી દીન પ્રતિદીન વધુ ને વધુ મળવા લાગી.

એક દીવસ નથુ અને દેવદુત પોતાના કામમાં બેઠા હતા ત્યાં આગળ એક ગાડું આવીને ઉભુ રહ્યું. તેમણે બારીમાંથી બહાર જોયું તો ગાડાને પોતાનાજ ઘર આગળ ઉભું રહેલું જોયું. ગાડામાંથી એક માણસ નીચે ઉતર્યો એટલે ભારે કપડાં પહેરેલ એક શેઠીઓ બહાર નીકળ્યો. નથુ બારણું ઉઘાડી સામો ઉતાવળથી ગયો, અને તે શેઠીઓ નીચો વળી બારણામાં પેઠો. પોતે શરીરે હૃષ્ટપુષ્ટ હતો તે બાકડા ઉપર બેઠો અને પુછ્યું કે દુકાનનો ધણી કોણ છે? નથુ આવકાર સહીત બોલ્યો, "હું છું, મહેરબાન, કાંઈ હુકમ?" શેઠીઆએ પોતાના નોકરને બોલાવ્યો અને ગાડીમાંથી ચામડું લઇ આવવાની આજ્ઞા કરી. નોકર તે લઇ આવ્યો અને શેઠીએ તે છોડી નથુને આપ્યુ, અને કહ્યું. "આ ચામડું તેં જોયું? તું સમજે છે કે એ કેવી જાતનું ચામડું છે?"

"નથુએ કહ્યું "કે સાહેબ, બહુજ સુંદર ચામડું છે.

શેઠીયાએ કહ્યુંઃ "તારી જીંદગીમાં પણ આવું ચામડું તે જોયુ નહીં હોય, એ બહુજ કીંમતી છે. હવે આમાંથી તું મારે માટે જોડા બનાવી શકશે!"

નથુએ કહ્યુંઃ "હા સાહેબ"

શેઠીઓ બોલ્યો આટલું તારે ખાસ યાદ રાખવાનું છે કે તું કેવા સરસ ચામડાંમાથી અને કોને સારૂ જોડા બનાવવાનો છે. તારે એવા સરસ જોડા બનાવા પડશે કે એક વરસ સુધી ઘાટ બદલાયા સિવાય ચાલે. તારાથી એવી રીતે બનતું હોય તોજ ચામડું કાપજે, નહીં તો રહેવા દેજે. હું બીજી જગ્યાએ આપીશ જો એક વરસની મુદતમાં જોડા ફાટી ગયા કે આકાર બદલાયો તો હું તને જેલમાં મોકલીશ એ ધ્યાનમા રાખીને જોડા બનાવવાનું માથે લેજે. અને જો એક વરસ સુધી આકાર બદલાયા સિવાય ચાલશે તો તને બમણું દામ આપીશ

નથુ તો આથી ગભરાઇ ગયો હતો તે દેવદુત પાસે જઇ કાનમા કહેવા લાગ્યો કે "કેમ, આ કામ લઇએ ને?"

દેવદુતે હા પાડી, એટલે શેઠીઆને કહ્યું કે "તમારી શરત મુજબ જોડા બનાવી શકાશે" શેઠીએ પગનું માપ લેવાનું કહ્યુંઃ નથુ માપ લેવા

હતો. એટલામાં તે શેઠીઆએ દેવદુત ભણી નજર નાંખી પુછ્યું "આ કોણ છે?" નથુએ જણાવ્યું કે મારો નોકર છે. શેઠીએ કહ્યું કે એવા સરસ જોડા બનાવજે કે એક વરસ સુધી ચાલે. દેવદુતે સાંભળ્યા કર્યું. તેની નજર શેઠીઆની ઉપર હતી, અને કેટલીક વખત તેના માથાની ઉપર ઉંચે જોયા કરતો હતો. કેટલીક વખત સુધી એમ જોયા પછી તે હસી પડયો અને તેનો આખો ચહેરો પ્રકાશમાન જણાવા લાગ્યો.

શેઠીએ દેવદુતને કહ્યું "તું શું હસે છે? કઇ જંગલી જેવો લાગે છે. એટલું બરાબર ધ્યાન રાખજે કે વખતસર જોડા તૈયાર કરવાના છે."

દેવદુતે કહ્યું આપને જ્યારે જોઇએ ત્યારે હું હાજર કરીશ.

શેઠીઆએ બીડું આપવા જેવી સુચના આપી ત્યાંથી પોતાની ગાડીમાં બેસી વિદાય થયો.

---

## પ્રકરણ ૭ મું.

નથુએ દેવદુતને જણાવ્યું કે "જો, આપણે આ કામ હાથમાં લીધું છે, પરંતુ એવા સરસ જોડા બનાવવા જોઇએ કે આપણે કાંઇ હરકતમાં આવી ન પડીએ આ ચામડું ઘણુંજ ઉત્તમ છે અને શેઠીઓ ઘણો કડક મગજનો લાગે છે કોઈ પણ જાતની ભુલ ન થાય એને માટે અત્યંત કાળજી રાખવાની છે. તું મારા કરતાં વિશેષ હુંશીઆર છું, માટે એ કામ તુંજ હાથમાં લે." દેવદુતે સરસ જોડા બનાવવાનું કામ પોતાના ઉપર લીધું, ચામડું લઇ તેને નરમ બનાવવા લાગ્યો અને પછી તેને કાપવાનું શરૂ કીધું. નથુની સ્ત્રી તેની પાસે આવીને બેઠી અને દેવદુત શું કરે છે. તે જોવા લાગી અને અજાયબ થઇ કે દેવદુત કેવી રીતે કાપે છે! કારણ કે નથુની સ્ત્રીને પણ તે કામનો મહાવરો હતો. તેણી જોઈ શકી કે દેવદુતે તે જોડાને માટે ચામડું કાપવાનું મુકી સપાટ બનાવવાના કકડા કાપ્યા છતાં તેણીએ વિચાર કર્યો કે કદાચ આ ભાઇના જોડા કેવી રીતે બનાવવા તેની તેને ખબર ન હશે. દેવદુત અમારા બધા કરતાં હુશીઆર છે. માટે એની જેમ મરજીમાં આવે તેમ કરવા દેઉં હવે દેવદુત સપાટને માટે ચામડું કાપી રહ્યો અને એકવડા દોરાથી તે શીવવા લાગ્યો. નથુની સ્ત્રી ફરી અજાયબ થઇ કારણ કે તેણી જાણતી હતી કે સપાટ બનાવવા માટે એવડો દોરો વાપરવો પડે છે પરંતુ હજી પણ તેણી ચુપ બેસી રહીને દેવદુત શું કરે છે, તે ફક્ત જોવાજ લાગી. થોડીવાર પછી નથુ આવ્યો અને તેણે જોયું કે તે શેઠીઆના ચામડામાંથી જોડા બનાવવાનું મુકી સપાટ બનાવે છે. નથુ એકદમ દિલગીર થઇ ગયો અને વિચાર્યું કે દેવદુત એક વરસ થયાં કામ કરે છે અને કોઈ દિવસ કાંઇ પણ ભુલ કરી નથી અને આજે શું કરે છે? તે શેઠીઆએ જોડા બનાવવાનું કહ્યું છે, અને આ તો સપાટ બનાવે છે. હવે તો તેણે ચામડું પણ કાપીને બગાડયું છે, હવે તે શેઠીઆને શું જવાબ દઇશ? એમ મોટી ફીકરમાં પડયો. કારણ કે એવું ચામડું પણ બીજી જગ્યાએથી મળી શકશે નહીં. અત્યંત શોકાતુર થઇ તેણે દેવદુતને કહ્યું. "ભાઇ, દોસ્તદાર, આ તેં શું કર્યું? તે મારા સર્વસ્વનો હવે નાશ કીધો છે. તે શેઠીઆએ જોડા બનાવવાનો હુકમ આપ્યો છે, અને તે તો સપાટ બનાવ્યા. હવે હું શું કરીશ? તે શેઠીઓ કોઇ મોટો પુરૂષ છે, અને મને કેદમાં નાંખશે, અને મારાં આવડી છોકરાંનું શું થશે! નથુ આમ વાતચીત કરે છે. એટલામાં બારણે કોઇનો અવાજ સંભળાયો. બારીમાંથી નથુએ બહાર જોયું. તો કોઇ ઘોડા ઉપરથી ઉતરી દુકાનમાં આવે છે, તેણે જઇ બારણું ઉઘાડયું, તો તેજ શેઠીઆનો નોકર આવ્યો. તે કહેવા લાગ્યો કે મારી શેઠાણીએ જોડા વિષે કંઇ સુચના કરવા મને મોકલ્યો છે

નથુએ પુછ્યું કે "શું છે?"

નોકરે કહ્યું કે "શેઠ તે દિવસે આવ્યા હતા, પરંતુ તે એકાએક ગુજરી ગયા છે."

નથુએ કહ્યું કે "એવું તું શું બોલે છે?"

નોકરે કહ્યું કે "શેઠ ગાડીમાં બેસી તારે ઘેરથી ગયા કે રસ્તામાંજ ગાડીમાં તેઓ એકાએક ગુજરી ગયા છે. ગાડું ઘર આગળ પહોંચ્યું, ત્યારે હું ગયો અને જોઉં છું તો શેઠ ચત્તાપાટ પડેલા અને શ્વાસ પણ બંધ થઇ ગએલો અમો એ ગાડીમાંથી નીચે ઉતાર્યા, પરંતુ તેમનામાં જીવ નહોતો. આ આશ્ચર્યકારક તેમજ ખેદકારક બનાવ

છે. મોચી શેઠાણીએ તરત મને કહ્યું કે મોચીને ત્યાં પાછો જા અને જોડા બનાવવાનો હુકમ આપ્યો છે. તેને કહેજે તેજ ચામડામાંથી હવે પાતળા સપાટ બનાવવાનું કહી આવ, અને જ્યાં સુધી તે તૈયાર થાય ત્યાં સુધી થોભજે અને તારી સાથેજ લઇ આવજે. જેથી હું તમારી પાસે કહેવા આવ્યો છું."

દેવદુતે સપાટ તૈયાર જ કરી રાખી હતી તેને સાફ કરીને બીજા ચામડાના ટુકડા વધેલા હતા તે એકઠા કરી એક બેગી તે નોકરને હવાલે કરી દીધી! નોકર તેમને સલામ કરી ત્યાંથી ચાલી નીકળ્યો.

---

## પ્રકરણ ૮ મુ.

એક વરસ પુરૂં થયુ બે પુરા થયાં, અને દેવદુતને નથુને ત્યાં રહેવાને હવે ૫ વરસ થઈ ગયાં દેવદુત અગાઉની માફકજ રહેતો હતો તે કદી બહાર ગયો નથી. કદી બીનજરૂરી વાત કરી નથી અને મમગા વખતમાં ફકત બેજ વાર હસ્યો છે. પહેલીવાર જ્યારે નથુને ઘેર આવ્યો અને નથુની સ્ત્રીએ તેને ખાવાનું આપ્યુ ત્યારે, અને બીજી વખત જ્યારે તે શેઠીઓ દુકાનમાં આવીને બેઠા હતો ત્યારે નથુ દેવદુતના કામથી એટલો બધો આનંદ પામ્યો હતો કે તેને ફકત એટલીજ ચિંતા રહેતી હતી કે દેવદુત તેની પાસેથી ચાલ્યો ન જાય. નથુએ તેને કદી પૂછ્યું નહી કે તુ ક્યાંથી આવે છે.

એક દીવસે તેઓ ઘરમાં બેઠા હતા. નથુની સ્ત્રી ઘરકામમાં હતી અને છોકરાઓ રમતા હતા. નથુ પોતાનાં હથીઆર ઘસતો હતો, અને દેવદુત સીવવાના કામમાં ગુંથાયેલો હતો. નથુનો એક છોકરો બહારથી દોડતો આવી દેવદુતને ગળે વળગી કહેવા લાગ્યો: " કાકા, જુઓ, બહાર એક વેપારીની સ્ત્રી આવે છે અને તેની સાથે બે છોકરીઓ છે. જેમાંથી એક બીચારી લુલી છે."

છોકરાએ આ કહ્યુ કે દેવદુતે તરતજ પોતાનું કામ પડતું મુકયુ અને બારીમાંથી આતુરતાથી જોવા લાગ્યો નથુ આશ્ચર્ય પામ્યો કારણ કે દેવદુત કદી પણ પોતાનું કામ છોડી કદાપણ જોતો નહોતો તે સ્ત્રી નથુને ત્યાંજ આવતી જણાઇ, દરવાજો ઉઘાડી તે અંદર આવી. બન્ને છોકરાં માની પાસે બેઠાં. એક છોકરી લુલી હતી. તેઓને સ્વચ્છ કપડાં પહેરાવેલાં હતાં. નથુએ તેમને આવકાર આપી બાકડાપર બેસાડયા તે સ્ત્રીએ કહ્યુ કે " આ બન્ને છોકરીઓ માટે જોડા બનાવવાના છે. માટે તમો બનાવી શકશો ?" નથુએ કહ્યું: " ઘણી સારી વાત મે કોઇ દીવસ બનાવ્યા નથી પરતુ આ મારો માણસ છે એ બનાવી શકશે. માટે એમને આપો "

નથુ દેવદુતના તરફ જોવા લાગ્યો. દેવદુત પોતાનું કામ એક બાજુએ મુકી બન્ને છોકરીઓ તરફ તાકી તાકીને જોયા કરતો હતો નથુ આથી આશ્ચર્ય પામ્યો. બન્ને નાની છોકરીઓ ઘણીજ સુંદર હતી છતાં પણ નથુ સમજી શકયો નહી કે દેવદુત આટલું બધુ તાકી તાકીને છોકરીઓને શા માટે જુવે છે ? નથુએ તે બન્ને છોકરીઓનાં માપ લીધાં આએ કહ્યું કે " છોકરીનો એક પગ વાંકો છે માટે જોડો બીજાથી ન્હાનો કરવાનો છે. અને ત્રણ સરખાજ કરવાના છે. કારણ કે બન્ને છોકરીના પગ સરખાજ છે તેઓ જોડે જન્મેલાં બચ્ચાંઓ છે.".

નથુએ માપ લીધા બાદ સ્ત્રીને પુછ્યુ કે " આ છોકરીનો પગ લુલો શાથી થયો છે ? શું જન્મથીજ એવો હતો ?"

તે સ્ત્રીએ કહ્યું. " ના, એની માથી ભાંગી ગયો હતો " નથુની સ્ત્રી પણ એ વાતમાં ભળી, અને તેણે પુછ્યું. ત્યારે તમે એમનાં મા નથી ?"

તે સ્ત્રીએ જવાબ આપ્યો " ના હું એની મા નથી, તેમજ કંઇ સગી પણ નથી એ છોકરાંઓ મને તદ્દન અજાણ્યાં હતાં મે તેમને દત્તક લીધાં છે."

" ત્યારે તમારાં છોકરાં નથી છતાં તમો એને એટલાં બધાં ચાહો છો ?"

" હું એમને ચાહ્યા સીવાય કેમ રહું ? મેં મારૂં દુધ પાઇ એમને ઉછેર્યાં છે મારૂં એક પોતાનું છોકરૂં પણ હતું પરતુ તે ઇશ્વરે પાછું લઇ લીધું."

" ત્યારે આ છોકરાં ખરી રીતે કોનાં છે ?"

---

## પ્રકરણ ૯ મું.

તે સ્ત્રીએ પછી બન્ને છોકરાંઓની વાત કરવા માંડી. ૭ વરસ ઉપર આ છોકરાંઓ એકજ અઠવાડીઆમાં માબાપ વગરનાં થઈ ગયાં એમના પીતાનો અગ્નિદાહ મંગળવારે થયો હતો, અને માનો શુક્રવારે થયો હતો. એમનો જન્મ એમના પીતાના ગુજરી ગયા પછી ત્રણ દીવસે થયો હતો અને મા એકજ દીવસ જીવતી રહી હતી. તે વખતે હું મારા ધણી સાથે એકજ ગામમાં રહેતી હતી કે જ્યાં આગળ આ છોકરાંઓનાં માબાપ રહેતાં હતાં. એમનું ઘર અમારા ઘરની નજીકમાંજ હતું. એમનો બાપ ગરીબ સ્થિતિનો હતો અને જંગલમાં લાકડાં કાપવાનું કામ કરતો હતો એક દીવસે એક ઝાડ તે કાપતો હતો, અને એકાએક તે ઝાડ ઉપર પડ્યું અને તે છુંદાઈ મરી ગયો. જંગલમાંથી ઘેર આવતા સુધી પણ તે ટક્યો નહી. જે અઠવાડીઆમાં તે ગુજરી ગયો તેજ અઠવાડીઆમાં તેની સ્ત્રીએ બે બચ્ચાંનો સાથે જન્મ આપ્યો તે ગરીબ બીચારી સ્ત્રી કોઈના પણ આધાર સિવાયની થઈ ગઈ હતી. જે દીવસે છોકરાંને તેણે જન્મ આપ્યો તેજ દીવસે હું તેને જોવા ગઈ અને તેનું શરીર મને એકદમ ઘણું લાગ્યું. તેણી મરવાની અણીપર હતી, કદાચ તેની પથારીમાં દુઃખને લીધે આમ તેમ પાસું બદલતી હશે તેમાં આ છોકરીનો જમણો પગ છુંદાઈ ગયો હશે પાડોશીઓ તરતજ ત્યાં આવ્યા અને શરીરને ધોયું અને મૃતક દેહને વાસ્તે બીજી સર્વ તૈયારીઓ તેમણે કરી અને સ્ત્રીને અગ્નિદાહ દીધો

પાડોશીઓ સર્વ ગરીબ માણસ હતાં તેમણે હવે વીચાર્યું કે આ કોમળ બાળકોનું શું કરવું ! સર્વ લોકોએ એકઠા થઈ વીચાર્યું કે કોઈએ હાલ તરત તો મને સોંપવાં કારણ કે મને એક નાનું છોકરૂં હતું એટલે હું દુધ આપી શકું. પછી શું કરવું તે સર્વ લોકોએ મળી વિચાર કરવાનું રાખ્યું મે બંને છોકરાંને દુધ આપ્યું અને બીજું મારૂં છોકરૂં તેને પણ હું ધવરાવતી હું તે વખતે જુવાન અને મજબુત હતી અને સારો ખોરાક લેતી હતી અને પરમાત્માએ મને એટલું બધું દુધ આપ્યું કે ત્રણે છોકરાંને હું ઉછેરી શકી. પરંતુ મારૂં છોકરૂં બે વરસની ઉમરનું થયું એટલે તે ગુજરી ગયું અને ત્યાર પછી ઈશ્વરે મને બીજું છોકરૂં આપ્યું નથી. પાડોશી લોકોએ પણ પાછળથી વિચાર કરી કાઢ્યું કે એ છોકરાંઓને મારેજ રાખવાં, હવે એ મારાં છોકરાંઓને મારા શીવાય કેવી રીતે રહું ! જેવી રીતે માણસોને જેટલું મીઠું છે, તેવી રીતે આ છોકરીઓ મને છે. ત્યાર પછી તેણે લુલી છોકરીને પોતાની પાસે લીધી અને આંખમાંના આંસુ લુછી નાખ્યાં.

આ વાત સાંભળી નથુની સ્ત્રીને છોકરાંઓ પ્રત્યે અત્યંત દયા ઉપજી અને તે કહેવા લાગી " બેન, એક કહેવત છે તે ખોટી નથી, કે માબાપ સીવાય બીજા પણ ચાલી શકે છે પરંતુ જીવાડવું એ તો પરમેશ્વરનાજ હાથમાં છે. આ રીતે જ્યારે વાત તેઓ કરતા હતાં ત્યારે એકાએક એક જાણે દેવદુત બેઠો છે તે ખુણામાંથી આવતા પ્રકાશથી ઓરડો પ્રકાશમાન થઈ ગયો. આ બધા દેવદુત તરફ જોવા લાગ્યાં. આ દેવદુત પોતાના બે હાથ જોડી ઉંચું જોઈ હસ્યા કરતો હતો

# देवकन्या.

( અનુસધાન ગતાંકથી. )

## પ્રકરણ ૬ ઠું.

### દેવકન્યાનું ફસાવું.

દેવકન્યાને પેલા બે લુંટારાઓ ત્યાંથી ઉપાડી ઘણે દૂર એક ઘોર અરણ્યમાં જઇ પહોંચ્યા. ત્યાં જઇ તે બે જણાએ દેવકન્યાનું શું કરવું એવો વિચાર કરવા માંડયો. તેમની ઘણી-આજીજી છતાં દેવકન્યા તેમની મરજી પ્રમાણે વર્તવા કબુલ થઇ નહિ. તેથી આ લોકોએ કટાળી તેને કોઇ શહેર માં લઇ જઇ વેચી દેવાનો વિચાર કર્યો તેમણે વિચાર કર્યો કે આતો કોઇ ભુતડી જણાય છે. તે આપણા ટોળામાં આવી તો આપણામાના ઘણા માણસોને ખરાબ કર્યા, ઘણા કેદ પકડાયા પેલા સરદારને પણ તેને રાખવાની પ્રસાદી મળી હવે જો આપણે તેને વેચી ન દેતા પાસે રાખીશુ તો તેના સંગના છાંટા આપણને પણ લાગ્યા વગર રહેવાના નથી? આવો વિચાર કરીને તેઓ દેવકન્યાને લઇ એક શહેર તરફ ગયા.

જે શહેરની ભાગોળે એક ધર્મશાળામાં તેમણે મુકામ કર્યો અને તેમાંનો એકજણ શહેરમાં ગયો. તેમણે કોઇ વેશ્યાને ત્યાં દેવકન્યાને વેચી દેવાનો નિશ્ચય કર્યો તે શહેરમાં એક વેશ્યા ઘણી પ્રખ્યાત હતી ત્યાં જઇ પેલા એક લુંટારાએ આ વાત કરી તે વેશ્યાએ તેને જોયા પછી વાત, એમ કહી તેને વિદાય કરી તે ભાગોળે ધર્મશાળામાં પેલી સ્ત્રીને જોવા ગઇ, વેશ્યા તો દેવકન્યાને જોઇ ઘણી ખુશી થઇ ગઇ અને પેલા લુંટારાઓને પાંચસો રૂપિઆ આપી દેવકન્યાને વેચાતી લેવાનું સારૂ નક્કી-કર્યું તેણે લુંટારાને પૈસા આપી દીધા અને પછી દેવકન્યા પાસે ગઇ અને તેને કહ્યું કે "બેન, તમે કોઇ સારા ઘરનાં માણસ લાગોછો. છતાં આ લોકોની સાથે અહિ કયાંથી આવ્યાં છો? દેવકન્યાએ આ બાઇના પહેરવેશ ઉપરથી કોઇ સારી બાઇ હશે એમ માની પોતાના દુઃખની વાત તેને કરી. લુંટારાઓ ત્યાંથી આઘાપાછા ખસી ગયા હતા એટલે દેવકન્યાને વાત કરતાં અડચણ ન આવી. વેશ્યાનું નામ ગુલાબકુંવરી હતું તેણે તેની વાત સાંભળી ઘણી દયા ખાતી હોય તેવો ભાવ બતાવી કહ્યું. "બેન, મને તમારી ઘણી દયા આવે છે. હું આ ગામના નગરશેઠની સ્ત્રી છું તમે મારે ત્યાં ખુશીથી ચાલો અને હું મારાથી બનશે તે મદદ તમને કરીશ. તમને કોઇ જાતનું ત્યાં દુઃખ નહિ પડે. થોડા દિવસ તમે મારે ત્યાં રહેજો, પછી હું તમને તમારે ગામ વિદાય કરી દઇશ"

આ બાઇની વાત દેવકન્યાએ સાચી માની અને લુંટારાઓના હાથમાંથી છુટવાની આશાથી તે તેને ઘેર ગઇ પેલા લુંટારાઓ તો રૂપિઆ લઇ જતા રહ્યા હતા. દેવકન્યા ગુલાબકુંવરીને શેઠાણી માની તેને ત્યાં ગઇ. આ પ્રસિદ્ધ નાયકા હતી તેનું મકાન ઘણું ઉત્તમ હતું. દેવકન્યાને ત્યાં જતાં લાગ્યું કે આ નગરશેઠની સ્ત્રી જ હશે. તેને અંદર એક જુદા ખંડમાં ઉતારો આપ્યો. આ ઓરડો પણ સુંદર ગાલીચા પાથરેલો હતો તેમાં ઝાડીતકીયા, પલંગ, ખુરશી, ટેબલ, કેટલાક તકતાઓ વિગેરે ઉત્તમ પ્રકારનું ફરનીચર હતું ગુલાબકુંવરીએ તેનાં કપડાં બદલાવી નવાં ઉત્તમ પ્રકારનાં કપડાં પહેરવા આપ્યાં. દેવકન્યાએ જોયું તો અહિ બીજી બે ત્રણ સ્ત્રીઓ પણ હતી છતાં કોઇ પુરૂષ જણાતો નહોતો.

ગુલાબકુંવરીએ દેવકન્યાને જોઇ ઘણા ઘણા મનોરથો બાંધેલા હતા. રાત પડી અને રાત્રે

જ્યારે આ અનીતિનુ સ્થાન—એક નીચ વેશ્યાનુ સ્થાન છે એવું દેવકન્યાને જણાયું ત્યારે તેના દુ:ખનો પાર રહ્યો નહિ તેને અનીતિમાં નાંખવા ગુલાબકુંવરીએ લાલચો આપવા માંડી, અને કહ્યું કે તું શા માટે દુઃખમાં રખડી તારૂં આ યૌવન ધુળમાં રગદોળી નાખે છે અહિં રહી અમારી માફક સુખી થા હું તને મારી પુત્રી તુલ્ય માનીશ. આ બીજી સ્ત્રીઓ તારી દાસી થઇ તારી સેવા કરશે. આ મારૂં રળેલુ ધનદોલત પણ તનેજ મળશે માટે હું કહું તેમ કર." આ સાંભળી દેવકન્યાને ઘણોજ ક્રોધ થયો તેણે કહ્યુ. તમે મને ઓલામાંથી ચુલામાં નાંખી, મને છેતરી આ નીચ ધંધો કરવા અહિ તેડી આણી લાગે છે. પણ બાઇ હું તો પતિવ્રતા સ્ત્રી છુ આવાં નીચ કર્મ કરી નરકમાં પડવા હુ ઇચ્છતી નથી, માટે મને જવાદો મારે અનીતિનો ધંધો કરી તમારી ધનદોલત મેળવવાની ઇચ્છા નથી મહેનત કરી જે મળશે તે ખાઇશ પણ અનીતિ કરી પૈસો મેળવવો એતો નીચ સ્ત્રીનુ જ કામ છે."

આ પ્રમાણે તેને પોતાના વિચારમાંથી ન ડગેલી જોઇ ગુલાબકુવરીએ તેને પ્રથમના બેચાર દિવસ તો બહુ આગ્રહ ન કર્યો પણ છેવટે જ્યારે તેણે માન્યુજ નહિ ત્યારે તેના ઉપર જુલમ કરીને. તેના ઉપર બળાત્કાર કરીને પણ તેને અનીતિના ખાડામાં નાખવાનો વિચાર કર્યો. એક દિવસે ત્યાંના એક શેઠીઆનો છોકરો પોતાની નીચ લાલસા તૃપ્ત કરવા ત્યા આવ્યો, તેને દેવકન્યાના ખંડમાં મોકલ્યો. દેવકન્યાએ તેને કહ્યું કે. "બાઇ, હું આ નીચ સ્ત્રીઓ જેવી નીચ નથી, પણ બ્રાહ્મણ જાતિની સ્ત્રી છુ આ નીચ સ્ત્રી મને ફસાવીને અહિ લાવી છે, માટે મારી પાસે તમારે કોઇ નીચ લાલસા રાખવી નહિ" આ યુવાન પણ છકેલો હતો, તેણે દેવકન્યાને જોઇ તેજ વખતથી તેના રૂપ ઉપર લટુ બની ગયો હતો એટલે તેને બીજી ઘણી લાલચો આપી પોતાની ઇચ્છા તૃપ્ત કરવાનો યત્ન કરવા લાગ્યો દેવકન્યાએ તેને ઘણું કહ્યુ પણ તેના માનવામાં વાત ન આવી, અને જ્યારે તે તેની આબરૂ ઉપર હાથ નાંખવા તૈયાર થયો તે વખતે તે વિકાળાસહ જેવી બની પાસે પડેલી એક છરી લઇ તેના ઉપર ધરી, અને કહ્યું કે યાદ રાખજે દુષ્ટ જો આઘો આવ્યો તો, છરીથી હું તારો પ્રાણ લઇશ આ ધમાચકડી જોઈ ગુલાબકુવરી ત્યાં આવી અને દેવકન્યાને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા કહેવા લાગી, દેવકન્યાએ કહ્યું હે દુષ્ટ, તું તારા જેવી મને નીચ ધારે છે ? જે સ્ત્રી આવો નીચ ધંધો કરે છે તેનો વાસ હમેશાં નરકમાં જ છે તેના કરતાં તો પશુ પણ સારાં હોય છે મારા ઉપર બળાત્કાર કરવા જતાં પ્રાણ જશે. માટે મને છુટી કર

ગુલાબકુવરી પણ ગુસ્સે થઈ હતી તેથી હાથમાં કોરડો લઈ દેવકન્યાને બેચાર કોરડા લગાવી દીધા બીજી દાસીઓએ તેને ઝાલી અને ગુલાબકુંવરીએ તેને જબરજસ્તીથી પણ પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાની ફરજ પાડવા માટે કોરડાઓ ચોડવા માંડયા. દેવકન્યા બિચારી એકલી શું કરે ? તેણે બુમાબુમ પાડી, પણ રાતને વખતે તેનુ ત્યાં કોણ ? આ ધમાચકડી અને બુમરાણ થતું હતુ તે ત્યાં થઈ રોનમાં ફરતા એક જમાદાર બે ત્રણ પોલીસ સાથે જતા હતા તેના સાભળવામાં આવ્યું તે તરતજ ત્યાં ખમચ્યો અને ગુલાબકુવરીના ઘરમા સિપાઇઓ સાથે ગયો. જોગજોગે દેવકન્યાને વશ કરવાની હોંસમાં ગુલાબકુવરીના ઘરનાં બારણાં ઉઘાડાં રહી ગયાં હતાં એટલે જમાદારને અંદર જતાં વાર લાગી નહિ.

જમાદારનું નામ રહેમતખાં હતું તેણે અંદર જોઈ આ કમકમાટી ભરેલું દ્રસ્ય નજરે જોયુ અને જેમ એક સિંહણ શિયાળ ઉપર તડે તેમ ગુલાબકુવરી દેવકન્યા ઉપર જુલમ વર્ષાવતી હતી તે જોઇ, જમાદારને ઘણો જ ગુસ્સો થઇ આવ્યો. તેણે ગુલાબકુવરીને કહ્યુ, અરે દુષ્ટ ! આ શું કરે છે ? આટલી રાત્રે આ બિચારી ગરીબ સ્ત્રીના ઉપર આટલો બધો જુલમ ! ખબરદાર, એને હાથ અડકાડ્યો તો ? આ સાદ સાંભળી ગુલાબકુંવરીએ પાછુ જોયુ તો જમાદારને જોઇ ગભરાઇ ગઇ તેણે કહ્યું "અરે જમાદાર સાહેબ, આઇએ આ રાંડનો છે જ એવી, શું કરીએ અમારો ધંધો રહ્યો તે કાંઇ છુટકો છે ?

બેસો.” આમ કહી જમાદારને પોતાના દિવાનખાનામાં લઈ જવા તૈયાર થઈ

રહેમતખાં તો કડકજ હતો તેણે કહ્યું: “પણ આ સ્ત્રી કોણ છે ? તેના ઉપર તુ આટલો બધો જુલમ કેમ કરે છે ? તેને એકદમ છુટી કર.” ગુલાબકુંવરીએ આકુમ્બળ સમજાવી તેને લાલચ આપવા માંડી પણ તેથી જમાદાર ફસાયો નહિ. તે પ્રમાણિક હતો, તેનામાં દયા હતી અનીતિના રસ્તે જવું તે નાપાક સમજતો તેથી તેણે ગુલાબકુંવરીને કહ્યું, “તારી એ બધી લાલચોથી હું ફસાવાનો નથી. આ ગરીબ સ્ત્રીને તે સતાવી છે તેનો પુરેપુરો બદલો તને મળવો જ જોઈએ આમ કહી દેવકન્યાને બોલાવી તેની હકીકત પુછી.

દેવકન્યાએ બનેલી વાત કહી અને કહ્યું કે આ દુષ્ટા મને ભેતરીને પોતાને ત્યાં લાવી છે, અને આ નીચ ધધો કરવા કહે છે. પણ હુ ઉત્તમ બ્રાહ્મણ કુળમાં જન્મેલી સ્ત્રી છુ આબરૂદાર છું. દૈવયોગે દુઃખમાં પડી છુ પણ પતિવ્રતા છુ, તે એની નીચ વૃત્તિ પ્રમાણે શી રીતે ચાલી શકુ ? તેના કહ્યા પ્રમાણે ન ચાલવાથી તેણે મારા ઉપર જુલમ કરવા માંડયો છે.” જમાદારે તેની જુબાની લખી લીધી. તેને અને ગુલાબકુવરીને તરત જ પોલીસના સિપાઈઓ સાથે થાણામાં મોકલ્યા. બીજે દિવસે જમાદારે આ કામની તપાસ કરી અને કેસ મેજીસ્ટ્રેટ પાસે મોકલ્યો. દેવકન્યાની વાત મેજીસ્ટ્રેટના માનવામાં આવી, જમાદાર વિગેરેની સાક્ષીઓથી ગુલાબકુંવરીના ઉપર તહોમત સાબીત થયુ અને તેને સજા કરી. દેવકન્યાના ઉપર થએલા જુલમથી દયા લાવી કોર્ટના એક પ્રતિષ્ઠિત અને વૃદ્ધ વકીલ તુલજાશંકરે દેવકન્યાને પોતાને ઘેર લઈ જવાની મરજી જણાવી. મેજીસ્ટ્રેટે પણ તેમાં સંમતિ આપી તેથી દેવકન્યા તુલજાશંકરને ત્યા ગઈ.

તુલજાશંકર બ્રાહ્મણ હતો, વળી વૃદ્ધ અને આબરૂદાર હતો. તેને બે પુત્રો હતા તેની સ્ત્રી પણ માયાળુ હતી. દેવકન્યાને તેમણે આશ્વાસન આપ્યું અને તેના પતિને મેળવી આપવાની તજવીજ કરવા માંડી. દેવકન્યાની વાત જાણી બધા દિલગીર થયા. તુલજાશંકર દેવકન્યાને પોતાની પુત્રી પ્રમાણે રાખતો તેના પતિની શોધ કરવા તેણે ઘણા કાગળ પત્રો લખી ખબર કાઢવા માંડી કેટલાક દિવસ દેવકન્યા ત્યાં રહી. તેને અહિ કોઈ જાતનું દુઃખ નહોતુ, તેણે ધાર્યું કે પરમેશ્વરજ મારી વ્હારે ચડે છે દુખીનો બેલી રામ છે એ કાંઈ ખોટું નથી

બે ચાર મહિના તે ત્યા રહી એટલે ખાવાપીવાના સુખથી તેના શરીરની કાંતી મજુ બેઠી નીકળી તેનુ રૂપ મૂળ તો સુંદર હતું જ તેમા વળી કાંઈક નિશ્ચિત, ખાવા પીવાનું સુખ, કામકાજ પણ કરવાનું નહિ એટલે તેની ગૌર રંગની મુખમુદ્રા ખીલી નીકળી. તુલજાશંકરના ઘરમાં પણ કાંઈ બધાં માણસો સરખા નહોતાં. તેનો એક નાનો છોકરો પચીસેક વર્ષનો હતો તે કાંઈક મોજ શોખી અને કામી હતો એક દિવસે એકાંતમાં બેઠેલી દેવકન્યા ઉપર તેની દ્રષ્ટિ પડી. દેવકન્યા આવી ત્યારે દુઃખથી કાયર થઈ જવાથી તેનુ શરીર બેહાલ થઈ ગયું હતું પણ હવે અહિં દરેક પ્રકારનું સુખ મળતાં તેની સુંદરતા ખીલી નીકળેલી હતી તે જોઈ આ છોકરાના મનમાં નીચ બુદ્ધિ ઉત્પન્ન થઈ. તેનું નામ કામનાથ હતું. તેણે તુલજાશંકરની બીકથી દેવકન્યાને તરતમાં બીજું કાંઈ તો કહી શકયો નહિ પણ તેણે ધીમે ધીમે દેવકન્યા સાથે બોલવાચાલવાની છુટ વધારવા માંડી.

દેવકન્યાને જે વસ્તુ જોઈએ તે તે તરત લાવી આપતો. દેવકન્યા તો તેને પોતાના સગાભાઈ તરીકે જ ગણતી. તેના મનમાં એમ નહોતું કે કામનાથ મારા ઉપર આ પ્રકારે વધુ હેત રાખે છે તે તેની નીચ ઇચ્છાથી. જેમ જેમ સહવાસ વધતો ગયો તેમ તેમ કામનાથે તેની સામે છુટ લેવા માંડી. એક વખતે તુલજાશંકર કોર્ટમાં ગયા હતા અને બૈરાં પણ બીજે કોઈ ઠેકાણે ગયાં હતાં તે વખતે દેવકન્યા ઘેર એકલી હતી. તેવામા બહારથી કામનાથ ઘેર આવ્યો તો તેણે દેવકન્યાને એક ઓરડામાં તકતા સામી ઉભી રહી માથુ હોળતા જોઈ. તેની સુંદરતા જોઈ કામનાથ આંધળો ભીત બની ગયો તે ઘરમાં આવી પાછળથી દેવકન્યા જ્યાં ઉભી હતી

તેની પાસેજ ઉભો રહ્યો. અને એકદમ દેવકન્યાના ગળે હાથ નાંખ્યો. આ જોઇ દેવકન્યા ઝબકી અને ગભરાટથી આઘી ખસી ગઇ તેણે કામનાથને જોઇ કહ્યું. " ભાઈ, તમેજ છોકે ! આ શું ? હું તો તમારી બેન થાઉ. " કામનાથે આ સાંભળી કહ્યુ: " દેવકન્યા, તારા ઉપર મને ઘણીજ પ્રીતિ છે હું હવે તને બેન કહેવા નથી ઇચ્છતો, પણ મારી પોતાની કરવા ઇચ્છું છુ. તું મારી ઇચ્છા, પુરી કર, અને સુખી થઇ મને સુખી કર. '

દેવકન્યા ગભરાઇ, એકાન્ત હતું, ઘરમાં કોઇ નહોતુ જો કામનાથ પોતાના ઉપર બળાત્કાર કરશે તો શી વલે થશે, તુલજાશંકરે તેને પોતાને ત્યાં આશ્રય આપ્યો છે તેના પુત્ર સાથે વિરોધ કરી ઘરમા શી રીતે રહેવાશે ?' આવા વિચાર તેને થવા લાગા. તેણે થોડીવાર વિચાર કરી કહ્યું: " ભાઈ, તમારે મારા આગળ આવુ બોલવુ યોગ્ય નથી બાપાજી જાણશે તો ખરાબી થશે તમે મારા ભાઈ થઇ આવુ શુ બોલોછો ? તમે જાણોછો કે હું એવી દુષ્ટ સ્ત્રી નથી કે અનીતિમાં ફસાઇ જાઉં. તમે પણ આવા ઉત્તમ જાતિમાં જન્મ લઇ આવો વિચાર કરો તે તમને શોભતું નથી. પરસ્ત્રી સાથે દુષ્ટ ઇચ્છા તૃપ્ત કરવાની લાલસા રાખવી એના જેવુ બીજું કોઈ ઘોર પાપ નથી. બધા પાપમાંથી છુટાય છે પણ વ્યભિચાર જેવા નીચ પાપમાંથી છુટવુ મુશ્કેલ છે વળી જે માણસો ક્ષણીક આનંદની ખાતર આ જીવનને ધુળમાં રગદોળી દેછે તેઓ છેવટે મહાદુઃખ, ને વ્હેરી લે છે. માટે ભાઇ, તમે આવી બુદ્ધિ ન કરો. તમારાથી તો મારા આગળ આવુ બોલાય પણ નહિ

કામનાથ આ સાંભળી કાંઇક શરમાયો તે ખરો. પણ તેણે એકાંત જોઈ તેનો લાભ મેળવવા ધાર્યો. તેનુ મન અત્યારે દેવકન્યાનું રૂપ જોઇ એટલુ બધુ મોહિત થઇ ગયું હતું કે તે તેના કબજામાં નહોતું તેણે દેવકન્યાનું આ કહેવુ માન્યું નહિ, પણ નીચ રીતિથી પોતાનું કામ સાધી લેવાનું ધાર્યું. તેણે કહ્યું " દેવકન્યા, તું હવે એવી ડાહી ડાહી વાતો જવાદે મારૂં કહ્યું માન અને આ ઘરમાં મારી પ્રીતિ મેળવી સુખનો અનુભવ કર. હું અત્યારે એટલો બધો પીડિત થયો છુ કે મને તારા વગર ચેન પડવાનું નથી જો તું ગજી ખુશીથી નહિ માને તો મારે પરાણે પણ તને મનાવવી પડશે. "

દેવકન્યાએ કામનાથને ઘણો સમજાવ્યો પણ તેની બુદ્ધિ ન ફરી દેવકન્યાએ કહ્યું ' ભાઈ તમે મને એકલી જાણી સતાવવા ધારતા હશો પણ તેમાં તમારી ભૂલ છે. હું સતી સ્ત્રી છું. મારા પતિ સિવાયના સર્વ પુરૂષો મારે મન ભાઈ અને બાપ સમાન છે. તમારા પિતાની આબરૂનો વિચાર કરો. તમે તેમના પુત્ર થઇ આવી નીચ બુદ્ધિ કેમ રાખોછો ? જુવો પૂર્વે પણ જેજે માણસોએ સતી સ્ત્રીને છેડી છે, જેમણે જેમણે પરસ્ત્રી સામે નજર બગાડી છે, તેમની કેવી સ્થિતિ થઇ છે તેનો વિચાર કરો રાવણે સીતા ઉપર કુદૃષ્ટિ કરી શું લ્હાણુ કાઢયું હતુ ? રાજ ગયું, જાતે મરી ગયો અને કુટુબને પાયમાલ કર્યું, ને માત્ર પરસ્ત્રીની ઇચ્છાથી. દ્રૌપદી સામે કુદૃષ્ટિ કરી દુર્યોધને શુ મેળવ્યુ ? આખા કુળનો નાશ કરાવ્યો ! તેવીજ રીતે હાલમાં પણ જે માણસો પરસ્ત્રી ઉપર નજર બગાડે છે તેમની એવી દશા થાય છે. માટે એ વાત જવાદો, અને મને ન અડકો. હું તો તમારી બેનછુ બેનના ઉપર આવી કુદૃષ્ટિ ન રાખવી વળી તમે હવે કાંઇ ન્હાના નથી. નીતિમાંજ સુખ છે મનુષ્ય શરીર ક્ષણભંગુર છે તેનો નાશ થયા પછી તેણે જેવાં કર્મો કર્યા હોય છે તેવા ફળનેજ તે મેળવે છે. નીચ કર્મ કરનાર પોતાને નીચ ગતિમાં લઇ જાય છે, માટે સમજો, અને નીતિને રસ્તે ચાલો અમુલ્ય જીવન ધુળમાં ન રોળી દો તમે મને એકલી ન ધારશો હમેશાં નીતિમાન સ્ત્રીઓ સાથે પરમેશ્વર હોય છે. મને પરમેશ્વર સાચવશે માટે કૃપા કરી આ વાત જવાદો.

કામનાથ આવી વાતોથી કાંઇ પાછો હઠે તેવો નહોતો તેણે તો દેવકન્યાના ઉપર જો તે ગજી ખુશીથી ન માને તો બળાત્કાર કરવાનો જ વિચાર કરી રાખ્યો હતો. તેણે તેને ઘણી લાલચો આપી, જોઇએ તેટલું દ્રવ્ય આપવાનું જણાવ્યુ, તેને અહિં દરેક પ્રકારનું સુખ આપવાની લાલચ બતાવી પણ દેવકન્યા તેથી પલળે તેવી નહોતી. તેણે ધાર્યું કે આતો રાસા-

માંથી નાકળી ચુનામાં પડવા જેવું થયું પેલી નીચ વેસ્યાને ત્યાંથી છુટી તો વળી આ સંકટ આવ્યું, હવે દુઃખ્ખ્નશંકરનો મારા ઉપર ઉપકાર છે, જો આ છોકરાના સામી થઉં તો પણ પીડા છે હવે શું કરવું ? હશે પરમાત્માજ મારૂં રક્ષણ કરશે. એવો વિચાર કરી તે કામનાથ પાસેથી દૂર ખસી ગઇ.

તે જેમ જેમ આઘી ખસતી જાય તેમ તેમ કામનાથ તેની પાસે જવા લાગ્યો: દેવકન્યાએ રડવા માંડ્યું, હવે તેણે શું કરવું તેનો તે વિચાર કરવા લાગી. કામનાથ પણ પૂર તૈયારીમાં હતો, તેણે દેવકન્યાને મૌન જોઈ તેનો હાથ ઝાલ્યો દેવકન્યાએ હાથ તરછોડી નાખી વેગળી ખસી ગઈ, તેણે ધાર્યું કે જો આ વખતે જુલમ પાડીશ તો પણ કોઇ કેમ ધારશે ! કામનાથને તેણે ઘણા કાલાવાલા કર્યા પણ તેથી કામનાથ કાંઇ ડગ્યો નહિ.

---

# हुन्नर उद्योगना केटलाक ड्डुचक्का.

## ૧ ફૂલ કે પાંદડાંમાંથી રંગ બનાવવાની ક્રિયા.

પોટાશ કે સોડા લઇને તેમાં તેનો દસમો ભાગ તાજો બાળેલો ચુનો ભેળવવો આ મિશ્રણને પાણીના મોટા જથામાં નાખી તેમાં ફુલ કે પાંદડાં નાખવાં, અને ધીમે તાપે તે પાણીને ઉકાળવું આમ કરવાથી ફુલ કે પાંદડાંનો રંગ ધીમે ધીમે ઉતરતો જશે અને તે ફીક્કા દેખાશે. જો રંગ ઉતરી રહ્યા પછીથી પાણીને એક ગરણીથી ગાળી નાંખવું. તેથી ફુલ, પાંદડાં કે જે કચરો નીકળી જશે. આ પાણીને માટીના ચોકખા વાસણમાં રેડીને તેમાં થોડીક ફટકડી મેળવવી, અને ઉકાળવું. પાણીમાંથી રંગ છુટો પાડીને તળીએ બેસે ત્યાં સુધી તેમાં ફટકડી નાંખ્યા કરવી પછી આ બધાયને ચોખ્ખા માટીના એક મોટા વાસણમાં રેડવું. તેથી રંગ તળીએ બેસતો જશે, ઉપરનું પાણી ઢોળી દઇને ચોખ્ખું તાજું પાણી ઉમેરતા જવું. આથી રંગની ફટકડીથી જુદો પડશે આ પ્રયોગને ચાલાકીથી અને ઝડપથી કરવામાં આવે તો છેવટના પરિણામે રંગ બનશે આ રંગને ચોકખા કપડા કે નવાં વિતાયલી નળીઆ ઉપર કે પ્લાસ્ટર ઓફ પેરીસના કકડા ઉપર સુકવવો.

આજ રીતે ઝાડનાં મૂળીઆં, ડાળીઓ, કે છાલમાંથી રંગ બનાવી શકાશે. માત્ર ફેર એટલો કે તેમને છોલીને ઝીણા કટકા કરવા. અને પછી તેને સરકામાં ઉકાળવા. ફટકડીને બદલે ભીંજવેલા ચાકનો પણ ઉપયોગ કરી પીળા અને બીજા ઉજળા રંગમાં ફટકડીનો ભુકો ઘણોજ સ્વચ્છ હોવો જોઇએ.

## ૨ ધોવાનો સાબુ બનાવવાનો પ્રયોગ.

કોપરેલ ૫ા શેર, કાસ્ટીક સોડા ૩ રતલ, પાણી ૧૦ રતલ અને ચીનાઇ માટી ૨ રતલ, એ પ્રમાણે વસ્તુઓ લેવી.

પ્રથમ કાસ્ટીક સોડા લઇને લોઢાની એક સ્વચ્છ કઢાઇમાં નાખવો અને તેને પાણીમા ઓગાળવો. કઢાઈ નીચે ધીમો તાપ કરવો. અને મિશ્રણને વખતો વખત હલાવ્યા કરવું પછી તેમાં તેલ મેળવવું અને તળે તાપ વધારીને મિશ્રણને વારંવાર હલાવ્યા કરવું. જ્યારે તે માટીના લોચા જેવું થાય ત્યારે તેને તાપ ઉપરથી ઉતારી લેવું. પછીથી ચીનાઇ માટી લઇને તેમાં થોડુંક પાણી રેડવું અને તેને તાપ ઉપર મુકવી ત્યાર પછી બધું મિશ્રણ ભેગું કરીને તેને લાકડાના કડછા વતી હલાવવું અને તળે ધીમો તાપ આપ્યા કરવો. બધું મિશ્રણ જ્યારે ઘટ થાય ત્યારે તાપ બંધ કરવો એમાંથી કડછે કડછે તે મિશ્રણ લઇને સાબુ બનાવવાનાં ગોળ બીબાંમાં રેડવું અને ઠરે એટલે સાબુનો ગોળો કાઢી લેવો આ દરમ્યાન મિશ્રણનો કેટલોક ભાગ બળી ન જાય તે માટે તેને હલાવ્યાજ કરવું કોપરેલને બદલે એરંડીયું પણ ચાલી શકે સાબુની સફાઈ તથા જાત કેવી થશે એનો આધાર તેમાં વપરાતા તેલની જાત ઉપર છે. તેલની સાથે ચરબી પણ વાપરી શકાય છે ચીનાઇ માટીને બદલે ઉસ કે ચાક પણ ચાલે. તેનો ઉપયોગ માત્ર સાબુનું વજન વધારવા સિવાય બીજો નથી. આ રીતે ધોવાનો સાબુ બને છે.

## ૩ લાકડાના ફરનીચર ઉપર વારનીસ

૧૨૦ ભાગ પીળી ચરબીની સાથે થોડુંક રોઝીન (ટરપેન્ટાઇનની સુકી તર) મેળવવું. આની સાથે ૬૦ ભાગ ઉનું ટરપેન્ટાઇન કે ટરપેન્ટાઇનનો સરકો મેળવવો ઉનનો એક કકડો લઇને તે વડે આ ફરનીચર ઉપર ચોપડવાથી ફિનીચર તે સુંદર દેખાશે અને તેજ આપશે.

## ૪ પાર-દર્શક સાબુ બનાવવાનો પ્રયોગ.

સારા સુકવેલા સાબુને આલ્કોહોલ કે આસવમાં ઓગાળવાથી પારદર્શક સાબુ બને છે પણ દરેક પ્રકારના સાબુ આવી રીતે રહેવાઈથી પારદર્શક બની શકતા નથી ઓલીવ તેલમાંથી [ કે ડોળીઆમાંથી ] બનાવેલા સાબુને જો આસવમાં ઓગાળવામાં આવે તો તે પારદર્શક બની શકતા નથી. તેથી જાડી ચરબીના સાબુને હંમેશાં પસંદ કરવા જોઇએ ટરપેન્ટાઇનની રોઝીન ચરબીમાંથી જે સાબુ બનાવેલા હોય છે તે તર્તજ પારદર્શક બને છે.

જે સાબુને પારદર્શક બનાવવાના હોય તેમના ઝીણા તાર જેવા કટકા કરવા આવા કટકા ચપ્પુથી, અગર તો સાબુના યંત્રથી થઇ શકે. આ સાબુને સૂર્યના તાપથી બરાબર સુકવ્યા પછી તેમનો આરસપાણના ખલમાં બારીક ભુકો કરવો, અને એક ઝીણી ચાળણીવડે ચાળી કાઢવા આ પ્રમાણે બનાવેલા ભુકાને ઉકળતા આસવમાં બરાબર મેળવી દેવાય. સાબુ પ્રવાહી દશામાં હોવાથી રંગ અને સુગંધ તેમાં રહેશે ૧૪ શેર આસવમાં ૫૦ રતલ સાબુનો ભુકો સમાય. આસવનો કેટલોક ભાગ તપાવવાથી ઉડી જાય છે માટે ઉના પાણીથી કે વરાળથી તપાવી શકાય પણ દેવતાનો સીધો તાપ આપવાથી સાબુ સુંદર અને પારદર્શક નહીં બની શકે.

## ૫ પરબીડીઆં ઉપર ચોટાડવાનો ગુંદર.

૧ ભાગ ગુંદર ૪, ભાગ ખાંડ અને ૧ ભાગ ઇંડાની જરદી લેવાં. આ મિશ્રણને થોડીક મીનીટ સુધી ઉકાળવું કે જેથી જરા ભાગી જાય જો જરૂર પડે તો થોડાક પાણીથી તેને પાતળું બનાવવું જો તેને લેબલ ચોડવાને વાપરવામાં આવે તો તે દરેક સપાટી ઉપર ચોટી શકશે આ ગુંદર પોસ્ટની ટીકીટ પાછળ પણ ચોટાડી શકાય.

## ૬ સ્ત્રીઓ માટે થોડા ખર્ચે ઉદ્યમ.

સ્ત્રીઓએ નવરાશની વખતે શો ઉદ્યમ કરવો જોઇએ તે તેમની અક્કલ ઉપર ઘણો આધાર રાખે છે. જો તે શીવવાનો સંચો ખરીદે તો સારો નફો થાય. આજકાલ ઘણી છોકરીઓ ઉન અને સુતરના દોરાથી રૂમાલ ગુથી શકે છે તે ગોજા, ટેબલક્લોથ, ઉશીકાનાં ખોળીઆં ઇત્યાદિ બીજી ચીજો ગુંથે છે. આ ધંધાને ઘરગથુ હુન્નર કહી શકાય અને એ બધી ચીજો વેપાર અર્થે નહી પણ પિતા, ભાઇ અને પતિને ભેટ તરીકે અપાય છે, જો આ ચીજો વેપાર અર્થે તૈયાર થાય તો ઘણોજ નફો થાય. છોકરીઓ અને બૈરા મખમલ ઉપર ફુલ એવી રીતે ગુથે છે કે તે જોડાના ઉપર ઢાંકણ તરીકે વાપરી શકાય. જોડાનું આવુ ઢાંકણ એકાદ રૂપીઆમાં તૈયાર થઇ શકે એને મોચીને આપવામાં આવે તો એના જોડા તૈયાર થાય અને રૂા. ૪ ની એક જોડ બજારમાં વેચાય આ સિવાય સાડી કે ધોતીઆની કોર પણ બનાવી શકાય આવા ઉદ્યમથી તેમને ઘણો નફો મળે ઘણી સ્ત્રીઓ મોજા બનાવવાના સંચા ખરીદે છે અને તેથી દિવસના ૩ કે ૫ રૂપીઆ કમાય છે હવે તે સ્ત્રીઓને સાબુ કે સાહી બનાવવાનું શીખવવામાં આવે તો તે ઉદ્યોગ સારી રીતે ચલાવી શકે કેટલીક સ્ત્રીઓ ગાયો કે ભેંસો રાખે છે, અને ઘી, માખણ, દહીં વગેરે બનાવીને બજારમાં વેચે છે. આથી તે તેમના નિર્વાહ પુરતા પૈસા મેળવી શકે છે કેટલીક સ્ત્રીઓ સોનાની કે રૂપાની લેસ ગુથે છે ગામડાની સ્ત્રીઓ તો ઘરનો એક કાપડ લઇને દળે અને લોટ વેચે તોપણ દરેક કાપડે રૂા. ૨ કે ૩ મેળવી શકે ઝીણા મસલીનમાંથી રૂમાલ બનાવી શકાય. તેની કોરોમાંથી થોડાક દોરા ઉકેલીને સીવે તો રૂમાલ બને નકામાં કાગળીઆંને પલાળી મુકીને તેનો ૧૫ દિવસે કુટીને ભુકો કરે અને તેમાં આંબલીના કચુકાનો ભુકો મેળવે અને ટોપલીઓ બનાવે

## ૭. દીવાસળી બનાવવાનો હુન્નર.

દરેક કારખાનામાં જુદી જુદી રીતોથી દીવાસળી બનાવવામાં આવે છે પણ મિશ્રણોમાં ઝાઝો ફેરફાર કરવામાં આવતો નથી. સામાન્ય

રીતે સૈફ્ટી મેચ માટે લાકડું બરાબર છોલીને તેની સળીઓ બનાવવામાં આવે છે. પછી ૨ ટકા એમોનીઅમ ફોસ્ફેટમાં ૧ ટકા ફોસ્ફરીક એસીડ ઉમેરીને તેમાં તે સળીઓ બોળવી. પછી તેમને ૨॥ ટકા એમોનીઅમ સલ્ફેટમાં બોળીને સુકવવી આમાં બોળવાનું કારણ એ છે કે દીવા સળી બળ્યા પછીથી તેમાંથી ધુમાડી ન નીકળે. પછીથી તેમને પેરાફીન ચરબીમાં બોળવામાં આવે છે.

આ સિવાય નીચે પ્રમાણેનું મિશ્રણ પણ ચાલી શકે –પોટાસીઅમ ક્લોરેટ ૨૦૦૦ ભાગ; લેડ બાઇ નોકસાઇડ ૧૧૫૦ ભાગ, રાતો પારો ૨૫૦૦ ભાગ; એન્ટીમની ટ્રીસલ્ફાઇડ ૧૨૫૦ ભાગ, અરેબીક ગુંદર ૬૭૦ ભાગ, પેરાફીન ચરબી ૨૫૦ ભાગ; પોટાસીઅમ બાઇક્રોમેટ ૧૩૧૮ ભાગ.

પેરાફીન અને એન્ટીમની ટ્રીસલ્ફાઇડને સાથે ઘસીને ભેગું કરવું પછીથી બીજી ઉપરની વસ્તુઓ ભેળવવી. આ બધો જથો ઉનો કરતી વખતે બરાબર રહે તે માટે તેમાં પુરતું પાણી રેડવામાં આવે છે સળીઓને પ્રથમ પેરાફીન ચરબી અને બેન્ઝાઇનમાં બોળીને સુકવવી.

## દીવાસળીને ઘસવાનો કાગળ બનાવવાની રીત.

નીચે પ્રમાણે છે –રાતો ફોસ્ફરસ ૯ ભાગ, આઇરન પાઇરીટ ૭ ભાગ, કાચનો ભુકો ૭ ભાગ, ગુંદર ચોકખો ૧ ભાગ, આ બધામાં પાણી રેડવું. કાગળને પાણીથી ન પલળે એવો બનાવવો હોય તો તેમાં ગુંદરને બદલે ૧ ભાગ ગ્લુ ભેળવવો આ પ્રયોગને અંધારી ઓરડીમાં કરવો જોઇએ વળી, તે કાગળને નીચેના મિશ્રણમાં પણ બોળીને સુકવી શકાય.–

રાતો ફોસ્ફરસ ૩ ભાગ, ચોકખો ગુંદર ૫ ભાગ પાણી ૭ ભાગ, ઝીણી વાટેલી રેતી ૩ ભાગ, પારાનું બાઇ નોકસાઇડ ૨ ભાગ. પછીથી પાછો કાગળને બેન્ઝોઇક એસીડમાં બોળવો.

---

# ચરકસંહિતા–ચિકિત્સાસ્થાન.

[ અનુસંધાન ગતાંકથી. ]

### ચન્દનાદિ તેલ.

એ ઉપરાંત ચન્દનાદિ તેલનો ઉપદેશ કરીએ છીએ. ચંદન, છડીનો કે દગડફુલ, અગર, પીતચન્દન, તગર, રકતકમલ, પદ્મક, ખસ, સારિવા, જેઠીમધ, કમળનું ફુલ, નાગકેસર, સુગન્ધી વાળો, ચવક, લાલકમળ, ઉપલેટ, સહસ્રપત્ર કમળ, પોયણું, પુંડરીક, રોહીસો, કમળ, શતપત્ર કમળ, કમળની ડાંડી, કમળની પાતળી ડાંડી, કમળની જડ, સેવાળ, કથીર, જવાસો, ડાભ કાસ, શેરડી, દર્ભ, પાનમાજરોયું, બરૂ, વરીયાળીનું મૂળ, જાંબુની છાલ, નેતર, મોથ, અર્જુન વૃક્ષની છાલ, મીઠો હરગો, ગોરખમુંડી, શાખ. ખાખરો, મોરુ ગ્રાન્તનું ઝાડ, તાડવૃક્ષ, ધાવડા, તિનિશ, કાથો. ચીનાઇ કાથો, કદમ્બ, શીવણના ફુલ. મીંઢળ, પીપર, વડ, પારસપીપરો, ઉમરડો, પીપળો, વડ, ધાવડીનાં ફુલ, ધરો, જાડી તજ, સીંગોડાં, મજીઠ, માલકાંકણી, કમળનાં કેસર, બોર, લાલકાંચનાર, કેળનો કંદ, નાગરમોથ, અગીડા, ધોડાવજ, શીતકુમ્ભિકા ( પાણીમાં થનારૂં નારી ઘાસ ) શતાવર, અરણી, નાની ને મોટી ગોરખમુન્ડી, કડુ, નોંકાલી, વરીયાળી. ક્ષીરકાકોલી, ( આખસધ ) વિદારીકંદ, જીવક. ઋષભક, મેદા, મહામેદા, બીજોરૂં, કૌચાં, ચમેલી, મોચરસ, રોહીસો. મોમશગી, કડો, પટોલ, સીમરાનાં ફુલ, નારીયેર, ખજુર, દ્રાક્ષ, ચારોળી કોંગ, ધામણ, કૌચનાં બી, મહુડાની છાલ એ સર્વ આવધો તથા બીજા શીતવીર્ય ઔષધોમાંથી જે કાંઇ મળે તે સર્વને લઇ તેને પંડાની ઉકાળો કરવો, તે ઉકાળા કરતા ચમણું દુધ, ઉકાળાથી અર્ધું તેલ, અને એ ઔષધીયોનો કલ્ક, એ સર્વને એક વાસણમાં એકત્ર કરી મંદ મંદ આંચે પકાવી જ્યારે પાણી બળી જાય, અને માત્ર તેલ બાકી રહે, ત્યારે તેને ગાળી લઇ તે તેલ ટાઢું થયા પછી ચોપડવાથી દાહજ્વરનો નાશ થાય છે

એ ઓષધોને ટાઢા પાણીમાં ઘસીને લેપ કરવાથી પણ દાહજ્વર મટે છે અને ઉપરના ઓષધોથી ઉકાળેલાં પાણીને ઠંડા થયા દઈ સ્નાન કરવાથી અથવા એ જળ શરીરે ચોપડવાથી દાહજ્વરનો નાશ થાય છે ૨૫૩

મદ, કાંજી, દૂધ, દહીં, ઘી તથા જળને ચોપડવાથી અથવા તેને કોઈ પાત્રમાં ભરીને તેમાં સ્નાન કરવાથી જલ્દી દાહજ્વરનો નાશ થાય છે. કેમકે એ વસ્તુઓને શરીરે ચોપડવી એ ઠંડક કરનાર છે. ૨૫૪

આમાં આ શ્લોક છે કે—બળતરાથી પીડાતા પુરુષે, પુંકર, કમળ, ઉપલ તથા કલ્હાર (આ સર્વ કમળના વર્ગની ઓષધી છે) ના પાનો ઉપર અથવા ચોખ્ખા રેશમી વસ્ત્રો ઉપર ચન્દનનું જળ છાટીને સુત્ર ઘરમાં ઠંડુ પાણી છાટીને રહેવું અથવા જેમાં ઠંડા પાણીનો ફુવારો હોય તે ઘરમાં રહેવું ૨૫૫–૨૫૬ મોતી, શંખ, પ્રવાલ મણિ, તથા મોતી ઉપર ચન્દનનું જળ છાટીને તેનો સ્પર્શ કરવો ૨૫૭. ફુલોનો હાર પહેરવો, અથવા ચન્દનનું જળ છાટી ઉત્પલ, કમળ તથા અનેક પ્રકારના પંખાથી પવન ખાવો ૨૫૮ કમળવાળી નિર્મળ જળવાળી નદી, તળાવ, જળાશયમાં સ્નાન કરવાથી બળતરા, તરસ, ગ્લાનિ અને જ્વરનો નાશ થાય છે ૨૫૯

શ્રેષ્ઠ આશ્ચર્યવાળી મણિ તથા મોતિયોથી જડેલાં આભૂષણો પહેરવાં, શરીર ચન્દનનો લેપ કરેલી સુન્દર સ્ત્રીઓના આલિંગનથી દાહજ્વરનો નાશ થાય છે ૨૬૦

ઠંડા અન્નપાન, શીતલ ઉપવન, શીતલ વાયુ, અને ચન્દ્રમાનાં કિરણો દાહજ્વરને નષ્ટ કરનાર છે. ૨૬૧

અગુની છાલ, કાકય, સાગડી, લાલ સાટોડી, ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, શાલવણ, પીઠ વણ, જંગલી મગ, જંગલી અડદ, ગોખરુ, એરન્ડાનું મૂળ, અરડુસાનું મૂળ, વાયવરણો, આકડાનું દુધ, બીલાનો ગર્ભ, લોધર, કચુરો, પુષ્કર મૂળ, વડની જટા, એરન્ડાનું મૂળ, પતંગ, ખારી લુણી, શરગવો, કાળા ધતુરાનાં મૂળ, બીજોરું, મૂત્રપર્ણી, ટીંડોરાં, તલવણી, મરડાશીંગ હિંગ્ય મોટાં લીંબુ, એરાવત, બીલાખાં, આરસ્ફોતક, કન્ડિર, કાચાં, કરંજ, કોચાં, ખાખા, અજમો, કાળીજીરી, સુમુખ, સુરસ, તકમરીયાં, કડીર, બબેરી, કાળી રાઈ, મરવો, ભુતૃણ, સુંઠ, પીપર સરસવ, આસન, લીલી ધરો રગતરોહીડો, વજ, બલા, અતિબલા, ગળો, સુવા, શીતવલ્લી, નોળવેલ, નોરવેલ, સફેદ માલકાંકણી, ચિત્રક, આમલી, બોર, કળથી, તથા અડદ એ સર્વ ઓષધોથી તથા બીજા ઉષ્ણવીર્ય, ઓષધોમાંથી જે કોઈ મળી શકે તેનો ઉકાળો, તથા કલ્ક અને તુષોદક (કાંજી) સુરા, સૌવીરીક, (કાંજી જેવું) મૈરેય [મદ્ય જેવું] મેદક દહીંની તોર, કાંજી તથા વોલ એ સર્વને મેળવીને તેની સાથે ૨૫૬ તોલા તેલ નાખીને પકાવવું જ્યારે પાણી બળી જાય અને માત્ર તેલ બાકી રહે ત્યારે ઉતારીને ગાળી લઈ રાખી મૂકવું ૧પછી તાવવાળાને ગરમી આવી હોય તો તેને આ તેલ કાંઈક ગરમ કરીને ઘસવું એથી શીતજ્વરનો નાશ થાય છે, ઉપરની ઓષધીયોના કલ્કને કાંઈક ગરમ લેપ કરવાથી શીતજ્વર [ટાઢીઓ તાવ] નો નાશ થાય છે. ૨૬૨

આમાં આ શ્લોક છે—સ્વેદાધ્યાયમાં જે તેર પ્રકારના સ્વેદ કહેલા છે તેને જે માત્રા અને સમયને જાણનાર વૈદ્ય ઉપયોગ કરે તો શીત જ્વરનો નાશ થાય છે ૨૬૩

અને તેજ અધ્યાયમાં કહેલી કુંભીશય્યા તથા ઓઢવાનો ઉપયોગ કરવાથી શીતજ્વરનો નાશ થાય છે અને જ્વરવાળાના શરીરે અગરનો ધૂપ દેવાથી શીતજ્વરનો નાશ થાય છે ૨૬૪

સુન્દર અને પવિત્ર અલંકારો તરુણ સ્ત્રીયોને આલિંગન કરવાથી તેની યુવાન અવસ્થાની ઉષ્મા [ગરમી] દ્વારા શીત જ્વરનો નાશ થાય છે. ૨૬૫

વાયુ તથા કફને નષ્ટ કરનાર સ્વેદન (પરસેવો લાવવો,) અન્ન તથા પાનનો ઉપયોગ કરવાથી શીતજ્વરનો નાશ થાય છે. ૨૬૬

વાતજ, શ્રમજ, જીર્ણ તથા ક્ષતજ જ્વરોમાં ઉપવાસ કરવો હિતકારક નથી, તેથી સંશમન ઓષધોદ્વારા એ જ્વરોની ચિકિત્સા કરવી. ૨૬૭

**બીજા જ્વરોમાં ઉપવાસની જરૂર.**

સંપૂર્ણ વાતાદિ દોષ રસમાં પ્રાપ્ત થઈને આમાશયમાંથી ગરમીને દૂર કરીને જ્વરને ઉત્પન્ન કરે છે, તેથી જ્વરમાં જ્વરવાળાની અગ્નિનું બળ હિન થઈ જાય છે. ૨૬૮

જેમ સળગેલો અગ્નિ લાકડાં હોવા છતાં પણ વાયુ વાવાથી બહાર નીકળી જવાથી ઉપર મૂકેલા વાસણમાંનું અન્ન ચઢી શકતું નથી, (૨૬૯) તેમ દોષોવડે પક્વાશય [હોજરી]માંથી ગરમી બહાર નીકળી જવાથી જમેલું અન્ન પરિષ્કૃત થતું નથી અથવા દુષ્પ્રી વસ્તુનું ઘણી મુશ્કેલીથી પાચન થાય છે. (૨૭૦) એથી અગ્નિના બળના રક્ષણ માટે ઉપવાસાદિનો ક્રમ અત્યંત હિતકારક છે ઘણે ભાગે સાત દિવસ પછી બધા ધાતુઓમાંના દોષ પચી જાય છે [૨૭૧] તેથી આઠમે દિવસે ઘણે ભાગે સર્વ જ્વરોને આમરહિત કરે છે જે મનુષ્ય દોષોના વધવા છતાં અગ્નિ મંદ પડવા છતાં ભારે પદાર્થોનું અધિક ભોજન કરે છે (૨૭૨) તે મનુષ્ય એકાએક પ્રાણને છોડી દે છે અથવા ઘણા દિવસ-સુધી ક્લેશિત રહે છે. એથી બુદ્ધિમાન વૈદ્યે વાત જ્વરમા પહેલાં [૨૭૩] બહુ ભારે તથા સ્નિગ્ધ વસ્તુ એકાએક ખાવા ન દેવું જે વાતજ્વરમાં પિત્ત તથા કફનો સંબંધ ન હોય, તે વાતજ્વરમાં જ્વરોની ચિકિત્સાનો ક્રમ છોડીને અભ્યંગ (તેલ લગાડવું) વિગેરેની ચિકિત્સા કરવી અને ઉકાળો પાઇ માંસ રસ સાથે ભોજન કરાવવું એથી જીર્ણજ્વરની ચિકિત્સાનો સર્વ ક્રમ હિતકર થાય છે ૨૭૪-૨૭૫

**કફજ્વરમાં ચિકિત્સાક્રમ**

જે મનુષ્યોના શરીરમાં વાયુ થોડો હોય અને કફ વધુ હોય, તથા ગરમી થોડી હોય, તેને જે ગરમી સિવાયનો કફજ્વર આવે છે તે એક અઠવાડીઆમા પરિપક્વ થતો નથી ૨૭૬ એથી આ જ્વરમાં દશ દિવસ સુધી ઉપવાસ તથા થોડું ભોજન વિગેરે ઉપર પ્રમાણે ક્રમપૂર્વક ઉકાળા વિગેરેથી ચિકિત્સા કરવી. ૨૭૭ આમવાળા કફજ તથા કફ પિત્તજ્વરમાં લઘનીયોક્ત [લઘન બૃંહણીયાધ્યાય] ઉપવાસ કરવા જોઇએ ૨૭૮.

**અલ્પજ્વરમાં ઉપદેશ.**

બુદ્ધિમાન વૈદ્યે વમન, વિરેચન તથા બસ્તિ દ્વારા ક્રમથી કફજ, પિત્તજ તથા વાતજ્વરની ચિકિત્સા કરવી જોઇએ ૨૭૯

## દ્વંદ્વજ તથા સન્નિપાત જ જ્વરોમાં ચિકિત્સા ક્રમ.

દ્વન્દ્વજ તથા સન્નિપાત જ જ્વરોમાં દોષોની સમતા તથા અધિકતાના ક્રમને પૂર્વે જણાવેલા ઔષધોથી ચિકિત્સા કરવી જોઇએ ૨૮૦

## સન્નિપાત જ્વરની ચિકિત્સા.

સન્નિપાતજ જ્વરમાં જે દોષ કમી થયો હોય તેને વધારવા અને જે દોષ વધ્યો હોય તેને કમી કરવા અને જો ત્રણે દોષ વધ્યા હોય તો પહેલાં કફ પછી પિત્ત અને તે પછી વાયુને શાંત કરવો જોઇએ. એ પ્રકારે સન્નિપાત જ જ્વરોની ચિકિત્સા કરવી જોઇએ. ૨૮૧

સન્નિપાત જ્વરના અંતે કાનના મૂળમાં જે ભયંકર સોજો ઉત્પન્ન થાય છે તેથી કેટલાક મનુષ્યોના પ્રાણ જાય છે [૨૮૨] તે સોજાને રક્તાવસેચન (લોહી કઢાવવું.) ઘૃતપાન, કફપિત્ત નાશક લેપ, નસ્ય તથા કવલગ્રહ (ઔષધિના ગ્રાસ મુખમાં રાખવા) થી શાન્ત કરવો

જે માણસનો જ્વર રૂધિરમાં દાખલ થવાથી શીત, ઉષ્ણ, સ્નિગ્ધ, તથા રૂક્ષ વિગેરે ચિકિત્સા દ્વારા શાન્ત નથી થતો તે રક્તાવસેક (ફસ ખોલાવવા) થી શાન્ત થાય છે. ૨૮૩-૨૮૪

વિસર્પ (ઝેરી વા) માર તથા વિસ્ફોટક નીકળવાથી આવેલા જ્વરમા જો કફ પિત્તની અધિકતા ન હોય તો પહેલાં ઘી પીવું જોઇએ.

શરીરની રસાદિ ધાતુઓના નિબળ થવાથી જીર્ણજ્વર દૂર થતો નથી તેથી બળકારક તથા ધાતુ વર્ધક આહારો દ્વારા તેની ચિકિત્સા કરવી જોઇએ. ૨૮૫-૨૮૬

તૃતીયક (ત્રીજે દિવસે આવનારો) તથા ચાતુર્થિક જ્વરોમાં સામાન્ય જ્વરો જેવી ચિકિત્સા ન કરવી જોઇએ કેમકે વિષમજ્વરોમાં ઘણે ભાગે આગન્તુક કારણોનો સંબંધ રહે છે. ૨૮૭

આંબળાંથી ક્ષય જેવા ભયંકર વ્યાધિઓ મટે છે તે*લોહિવિકાર અને ચામડીના તપારાને મટાડે છે. સૂકાં આંબળાંનુ ચૂર્ણ પાણીમાં મેળવી; શરીરે ચોળી ન્હાવાથી તેમજ વાળમાં ઘાલો માથું ચોળવાથી ચામડી અને વાળ સ્વચ્છ અને સુંવાળા થાય છે. લોહિના શ્રાવને આંબળાં અટકાવે છે.

આંબળાંની બે જાત છે. રાતા આંબળાં ધોળાં આંબળાંઓ. આંબળાં પિત્ત ઉપર સારો ફાયદો કરે છે તેનો મુરબ્બો નખાય છે સુકાયલાં આંબળાંને આંવળકંટી કહે છે. આંબળાના ક્ષાકડામાંથી ધોળો કાથો થાય છે આંબળાનો અનેક નામ ઉપર પ્રયોગ થાય છે.

ધાતુપુષ્ટિ માટે—સુકાં આંબળાં અને ગોખરૂંનુ ચુર્ણ ૨ માસા અને ગળોનુ સત્વ ૧ માસો એકત્ર કરી ઘી અને સાકર સાથે રોજ સવારે ખાવાથી ધાતુ પુષ્ટ થાય છે.

વીર્યવૃદ્ધિ—આંબળાનો રસ અને ઘી એકત્ર કરી પીવાથી વીર્ય વધે છે.

રક્તપિત—આંબળાનું ચૂર્ણ સાકર અને ઘી સાથે ખાવાથી અથવા આંબળાનો મુરબ્બો ખાવાથી મટે છે અથવા આંબળાં, ઘીતેલમાં તળી તેનું ચુર્ણ સાકર સાથે રોજ સવારમાં ગરમ પાણીના ઘુટડા સાથે ફાકવાથી મટે છે.

મૂર્છા—આંબળાનો રસ ઘી નાંખીને પીવાથી મટે છે.

ખસ—સૂકાં આંબળાં બાળી તેની ભસ્મ તેલમાં ચુરી ખસ ઉપર ચોપડવાથી મટે છે.

પ્રમેહ—આંબળ ॥ પાનનો રસ પાશેર અને છાશ પાસેર એકત્ર કરી પીવાથી પ્રમેહ મટે છે અથવા આંબળાંના રસ અથવા આંબળાના ઉકાળામાં ૨ માસા હળદર અને મધ નાંખી પીવાથી મટે છે

શ્વેત પ્રદર—આંબળાનો રસ અથવા ચુર્ણ મધ સાથે પીવાથી શ્વેતપ્રદર મટે છે આંબળાંની બીજને પાણીમાં પલાળી તેને વાટી સાકર અને મધ નાંખી આપવાથી મટે છે.

કમળો—આંબળાના ચુર્ણમાં હળદર અને ગેરૂ મેળવી વાટી લુગડે ચાળી ઘુંટીને આંખમાં આંજવાથી કમળો મટે છે

અમ્લપિત—આંબળાં ૧ તોલો રાત્રે પલાળી રાખી બીજે દિવસે તેમાં ૩ માસા સુંઠ અને ૧ માસો જીરૂ નાંખી ઝીણું વાટીને ગોળી કરવી તે ગોળી સાત તોલા દૂધ અને ૨ તોલા ખડીસાકરમાં એકત્ર ઓગાળી તે દૂધ સવારે પીવુ તેથી મટે છે. તેમજ આંમળાનું ચુર્ણ કેળના રસમાં પીવાથી મટે છે

વૃદ્ધાવસ્થા મટે—આંબળાનુ ચુર્ણ અને તલનું ચુર્ણ સરખે ભાગે એકત્ર કરી રોજ સવારે ઘી ને દૂધમાં ૨૦ દિવસ સુધી ખાવાથી વૃદ્ધાવસ્થા મટે છે. અને આંબળાં પાણીમાં વાટી શરીરે ચોળી થોડીવારે સ્નાન કરવુ એ પ્રમાણે રોજ કરવાથી વૃદ્ધાવસ્થા આવતી નથી ને વાળ ધોળા થતા નથી.

સ્વરભેદ—આંબળાનું ચુર્ણ ગાયના દૂધમાં ખાવાથી મટે છે.

મૂત્રકૃચ્છ—આંબળાનો અને શેરડીનો રસ એકત્ર કરી પીવો.

રક્તાતિસાર—આંબળાંના રસમાં અથવા ઉકાળામાં મધ, ઘી અને દૂધ મેળવી પીવાથી મટે છે.

શીળવા—શરીર ઉપર પિત્ત ઉઠી ઢીમણાં ઢીમણાં થાય છે તે ઉપર આંબળાં રાત્રે ગોમૂત્રમાં પલાળી સવારે ચોળી શરીરે ચોપડવાથી મટે છે.

બાળકોના ઝાડા—આમળાં, ચિત્રક, હિમજે, પીપર અને સંચળ એ સર્વનું ચુર્ણ રોજ સવારે અને રાત્રે સુતી વખતે ગરમ પાણીમાં શક્તિ અનુસાર આપવુ તેથી મટે છે.

બહુમૂત્રતા—આંબળાનાં પાનનો રસ પાશેર, દારૂહળદર અને ખડીસાકર એકેક પૈસાભાર એકત્ર કરી પીવાથી મટે છે.

ઉલટી અને દમ—આંબળાનો રસ, મધ અને પીપર નાંખી પીવાથી મટે છે.

આંખની બળતરા—આંબળાં અને તલ રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે વાટી આંખે બાંધવાથી ઘડક વળી બળતરા મટશે.

પિત્તવિકાર—આંબળાં રાત્રે કસાઇના વાસણમાં પલાળી રાખી સવારે વાટી ગાયના પાશેર દુધમાં મેળવી પીવાથી પિત્તવિકાર મટે છે અથવા આંબળાનું ચુર્ણ તેથી બમણી સાકર અને બમણું ઘી મેળવી આપવાથી પિત્ત મટે છે.

પિત્તવ્રણ—આમળાનું ચુર્ણ મધ સાથે ખાવાથી મટે છે.

મસ્તકશૂળ—આમળાનું ચુર્ણ ઘી અને સાકર સાથે સવારમાં ખાવાથી મટે છે

હેડકી—આમળાનું ચુર્ણ મુખમાં ધરી ખાવાથી મટે છે

નાકમાંથી લોહી પડવું—આમળાનું ચુર્ણ ઘીમાં મેળવી કાંજી સાથે વાટી તેનો લેપ કરવાથી લોહી બંધ થાય છે.

શરીરની કાંતી વધે—આમળાનું ચુર્ણ અને ધોળા તલ વાટી રોજ શરીરે ચોળવા અને પછી નરમ પાણીથી થોડીવાર સ્નાન કરવું તેથી શરીરની કાંતી વધે છે.

દિવ્યદેહ થવો—આમળાનું ચુર્ણ અને આસનનું ચુર્ણ સરખે ભાગે ઘી અને મધ સાથે શિશિર ઋતુમાં ખાવાથી શરીરની સુંદરતા વધે છે

યોનિદાહ—આમળાનો રસ ખડીસાકર નાખી પીવાથી યોનિની બળતરા મટે છે

તાવની અરૂચી મટે—આમળાં દ્રાક્ષ અને સાકરનો કલ્ક મુખમાં રાખવાથી મટે છે

રેચક—આમળાની છાલના રસમાં મરીની ભૂકી અને પાવ તોલો વાટીને આપવાથી જુલાબ લાગે છે બહુ જુલાબ થાય તો ભાત ઘી ખાવાથી [illegible] જાય છે.

આંકો પછી વાટવા પછી તેમાં જીરૂ, સુંઠ, મરી, પીપર, તજ, ધાણા, સિંધવ, સંચળ, હરડે, મીઠું એ સઘળાને બારીક વાટીને તેની ગોળીઓ બનાવવી તે સવારે ખાવાથી રુચિકર છે તથા પાચક છે.

આમલક્યાદિ ચુર્ણ—આમળાં ચિત્રકમૂળ, હીમજ, હરડે, પીપર, સિંધવ સરખે ભાગે લઈ તેનું ચુર્ણ કરવું તે ખાવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

આમલક્યાદિ ક્વાથ—આમળાં, ચિત્રકમૂળ, હિમજ અને પીપરને વાટી તેનો ઉકાળો કરી પીવાથી સર્વ તાવ મટે છે.

સ્ત્રીઓનાં પ્રદર—આમળાનું ચુર્ણ સાકર સાથે ખાવાથી પ્રદર, બહુ પેશાબ થવાનો રોગ, હેડકી અને તાવ મટે છે.

પાંડુ-કમળો—આમળાનું ચુર્ણ-લોહભસ્મ સાથે મેળવીને ખાવાથી પાંડુ, કમળો તથા જુનું અજીર્ણ મટે છે.

આમળાનું સરબત—લીલાં આમળાંના રસમાં મધ કે સાકર નાંખવાથી તેનું સરબત થાય છે.

નસકોરી મટે—આમળાંના ચુર્ણને દૂધમાં વાટી તાળવે લેપવી મુકવાથી નસકોરી બંધ થાય છે.

લીલાં આમળાનો રસ અને સૂકાં આમળાનું

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] સપ્ટેમ્બર સને ૧૯૨૨. [અંક ૩ જો.

## सर्वत्र आत्मदर्शन कराववा श्री इष्टने आतुरतापूर्वक अभ्यर्थना.

(મારા મન તું કયારે પ્રિય પ્રભુને, એ લય.)

કયારે આત્મપદે નરહરિ પ્રભુ! મન શમાવશો રે,
કયારે સ્વરૂપાનુભવ અખંડ ઉરે જગાવશો રે, કયારે૦
નિત્યાનિત્ય વિવેકની બુદ્ધિ, પ્રકટ કરી, કરી મનની શુદ્ધિ,
વિષયથી કયારે વિરક્ત હવે કરાવશો રે, કયારે૦
સાગરમા ઉછળે છે તરંગો, તેમ ઉઠે ઉર વિષયના રંગો,
વિલાવી કયારે શાંતિમા સોહાવશો રે; કયારે૦
આમ કરૂ ને આમ કરીશ આ, એવી મનની કલ્પના મિથ્યા,
કયારે તેને ગુરુવાર! હસી કઢાવશો રે; કયારે૦
રાખે જન્મ મરણ જે જારી, જીવનમા જે બંધનકારી,
સંકલ્પ જાળથી કયારે મુક્ત રખાવશો રે, કયારે૦
ત્યજાવી જગમા જગત્ પ્રતીતિ, ન્યારી કરી તેથી મુજ વૃત્તિ,
ચિન્મયરૂપ આ દૃશ્યને કયારે લહાવશો રે, કયારે૦
ઉગ્ર સધાવી આપની ભક્તિ, પ્રકટાવી ઉર આપની શક્તિ,
કયારે પ્રિય અપ્રિય ભાવોને મૂકાવશો રે; કયારે૦
અહં ઇદં ત્વં ત્રિપુટી ટાળી, ચૈતન્યૈક રસે સઉ ગાળી,
અખંડ કયારે અભિન્નપણું દર્શાવશો રે, કયારે૦

શ્રી ज. વેષી.

---

દેખાઈ આવે છે. આશ્વલાયન-ગૃહ્યસૂત્ર-પરિશિષ્ટમાં કહેલું છે કે:—

अथ संध्यामुपासीतेत्याचार्या
यावदहोरात्रयोः सन्धी यत्र ।
पूर्वाण्हापराण्हयोस्तत्कालभवा
या देवता संध्या तामुपासीत ॥
(आश्वलायन-गृह्यसूत्र परिशिष्ट अ १)

અર્થ—સન્ધ્યોપાસના કરવી એવું જે આચાર્ય કહે છે તેનો અર્થ એવો કે, દિવસ અને રાત્રીના બે સન્ધિ અને પૂર્વાહ્ન અને અપરાહ્નનો એક સંધિ, એ સન્ધિમાં રહેલી જે સન્ધ્યા નામની દેવતા તેની ઉપાસના કરવી. એ ઉપરથી ભાવતીજ વેળાએ સન્ધ્યોપાસના કરવી એમ નહીં, પણ તેને પ્રાતઃકાળ, મધ્યાન્હકાળ અને સાયંકાળ એ ત્રણજ કાળ યોગ્ય છે. એ કાળે પ્રથમ શું કરવું એ ગૃહ્યસૂત્ર-પરિશિષ્ટમાં ઉપલાં વચનની આગળજ કહ્યું છે કે —

बहिर्ग्रामात्प्राच्यामुदीच्यां वा दिश्यनिदिता यामनल्पमुदकाशयमेत्य प्रातः शुचिभूतः ॥

અર્થ:—ગામની બહાર, પૂર્વે, ઉત્તરે કિંવા બીજી કોઈ પણ અનિંદિત દિશાએ પુષ્કળ પાણી જેમાં છે એવા જળાશયપર જઈ પ્રાતઃકાળે શુચિર્ભૂત થવું સન્ધ્યોપાસનાને માટે ગામની બહાર તેમજ પુષ્કળ પાણી જેમાં છે એવા જળાશયઉપર—નદી, તળાવ ઈત્યાદિકના કિનારે—શા માટે જવું એ આગળના વિવેચન ઉપરથી લક્ષમાં આવશે પણ ત્યાં જઈને જે કંઈ પ્રથમ કરવાનું છે તે શુચિર્ભૂત થવું એ છે. શુચિર્ભૂત થવામાં શૌચ, મુખમાર્જન, સ્નાન, આચમન, પ્રાણાયમ ઈત્યાદિકનો સમાવેશ થાય છે. એ થયા પછી શું કરવું એ ઉપર જણાવેલા ગ્રંથના પાંચમા અધ્યાયમાં નીચે આપ્યા પ્રમાણે કહ્યું છે –

अथाचम्य दर्भपाणिः पूर्णमुदकांजलि मुद्धृत्यादित्याभिमुखः
स्थित्वा प्रणवव्याहृतिपूर्वया सावित्र्या त्रिनिवेदयन्नुत्क्षिपेत् ॥

અર્થ—ત્યાર પછી આચમન કરીને હાથમાં દર્ભ લઈને પાણીની પૂર્ણ અંજળી ભરી લેવી અને સૂર્યની સામે મ્હો કરીને ઉભા રહેવું અને પ્રણવ વ્યાહૃતિપૂર્વક ગાયત્રીનો ત્રણ વખત ઉચ્ચાર કરીને તે પાણી ઉંચે ફેંકી દેવું વ્યવહારમાં આપણે તેને અર્ઘ્ય આપવો એમ કહીએ છીએ, પણ એને વસ્તુતઃ અર્ઘ્યોત્ક્ષેપણ એમ કહેવું જોઈએ. અને અર્ઘ્યોત્ક્ષેપણ એટલે આચમનીભરી પાણી લઈને ત્રભાણામાં છોડવું એમ નહી પણ ખોબોભરી પાણી લઈને ઉપર ફેંકી દેવું એમ છે આ આમ શા માટે કરવું જોઈએ એ આગળ વિવેચન ઉપરથી લક્ષમાં આવશેજ. અસ્તુ. અર્ઘ્યોત્ક્ષેપણ થયા બાદ જપ કરવો ભટ્ટ કુમારિસ્વામીએ આશ્વલાયન-ગૃહ્યસૂત્રપર જે કારિકા લખી છે તેમાં તેઓ કહે છે કે:-

अथ चाहरहः कृत्यं सन्ध्योपासनमुच्यते॥
ग्रामाद्बहिरपां तीरं उपविश्यैव तु द्विजः ॥
आचम्य मार्जनाद्यन्यत्स्मृत्युक्तं च करोत्यथ॥
अर्धास्तमित आदित्ये पश्चिमायां च उत्तर॥
भागस्तन्मुख आसीनः सावित्रीं वाग्यतो-
जपेत् ॥
आतारकोदयादेवं प्रातः कर्मेदमिष्यते ॥
अर्धास्तमितनक्षत्रमतारर्क्षं यदा तदा ॥
आरभ्य प्राङ्मुखस्तिष्ठन् जपेदासूर्यदर्शनात्॥

(મુંબઈ એડીશન ર. જેઠારામ મુકુંદજીએ પ્રકાશિત કરેલી પૃ ૨૯૦-૨૯૧)

અર્થ–દરરોજ કરવાનું બીજું કૃત્ય તે સન્ધ્યોપાસના છે દ્વિજે ગામની બહાર પાણીના કિનારે જવું, આચમન-માર્જનાદિ સ્મૃત્યુક્ત કર્મો કરવાં, સૂર્યમંડળ અર્ધું અસ્ત થાય એટલે પશ્ચિમનો ઉત્તર તરફનો જે ભાગ એના તરફ મ્હોં કરીને બેસવું. અને વાણીનું નિયમન કરીને તારા દેખાવા લાગે ત્યાં સુધી ગાયત્રીનો જપ કરવો પ્રાતઃકાળે અર્ધાં નક્ષત્રો અસ્ત થાય ત્યારથી તે સૂર્યદર્શન થતાં સુધી પૂર્વ તરફ મ્હોં કરી ઉભા રહીને જપ કરવો ત્યાર પછી દેવતાનું વિસર્જન કરીને-સર્વવ્યાપી અનન્તને નમસ્કાર, પ્રાર્થના વગેરે કરીને ઉપાસના પણ કરવી. આ પ્રમાણે સન્ધ્યોપાસનાનો વિધિ છે, એમાં અર્ઘ્ય અને જપ એ મુખ્ય છે શુચિર્ભૂત થવું એ તેને અત્યંત આવશ્યક છે અને એને માટે બીજા વિધિઓ છે જે કરતી વેળા બોલવાના મંત્ર જો કે શાખાભેદે પ્રમાણે જૂદા જૂદા હોય, તો પણ એ વિધિમાંનું બીજ સરખુંજ છે. અને

તે કર્યું અને કેવી રીતે કરવુ એ ગૃહ્યસૂત્રના આધારે ઉપર જણાવેલુ છે. હવે એ એમજ શા માટે કરવું એનો આપણે વિચાર કરીએ.

### શુચિર્ભૂત થવું.

સન્ધ્યોપાસનાની પહેલા શુચિર્ભૂત થવુ જરૂરનુ છે એ ઉપર કહ્યુંજ છે. શુચિર્ભૂત થવુ એમાં મળમૂત્રવિસર્જન, મુખમાર્જન, સ્નાન, આચમન, પ્રાણાયામનો સમાવેશ થાય છે એને લીધે શરીર નિર્મળ થઇ શુદ્ધ થાય છે, એ શુદ્ધિકરણ કરવાને યોગ્ય કાળ તે પ્રાતઃકાળ અને સાયંકાળજ છે. એ વખતે શરીરપોષણને માટે સેવેલા પદાર્થનુ પચન થએલું હોય છે ભોજન થયા બાદ ૩-૮ કલાકની અંદર પચનક્રિયા પૂર્ણ થઇને પોષણને આવશ્યક હોય તેવા સર્વ પદાર્થ લઇ લેવામાં આવે છે અને જરૂર ન હોય એવા તમામ પદાર્થ વિસર્જનને માટે તૈયાર હોય છે. આવા વખતે મળમૂત્રદ્વારા તેનુ વિસર્જન કરવાનુ હોય છે દંતધાવન, મુખમાર્જન ઇત્યાદિક ક્રિયાવડે એજ કાર્ય થાય છે. નૈસર્ગિક પદ્ધતિથી જો સર્વ મળ ન નીકળી જાય તો યોગશાસ્ત્રમાં કહેલી ધૌતી, બસ્તી વગેરે ૭ ક્રિયાઓનો અવલંબ કરવો પડે છે એને લીધે શરીરમાંનો તમામ મળ નીકળી જઇ શરીર શુદ્ધ થાય છે અને એથી તે નિરોગી થાય છે. આ ૭ ક્રિયા પૈકી ધૌતી (Floushing of the stomach) અને બસ્તી (Floushing of the colon) આ બન્નેનો ઉપયોગ કરીને ઘણાખરા રોગ સારા કરવાનાં દવાખાનાં પાશ્ચાત્ય દેશમાં નીકળ્યા છે અને તે યશસ્વી પણ થાય છે આ પ્રમાણે શરીર નિર્મળ થયા પછી સ્નાન કરવું

### સ્નાનનું ફળ.

સ્નાનનો હેતુ શરીરશુદ્ધિનો જ છે શરીરપરની ત્વચાઉપર નના નાનાં એવાં અનેક રંધ્રોમાંથી શરીરમાંનો કેટલોક મળ પરસેવાના રૂપે બહાર નીકળી જાય છે. આ છિદ્રો કેમ કારણથી બંધ થાય છે અને તેમાંથી ઘામ (પરસેવો) નીકળી શકતો નથી તેથી રોગ ઉત્પન્ન થાય છે, અને તેથીજ એ છિદ્રો ખુલ્લાં રહે એવી યોજના કરવી પડે છે. બાષ્પસ્નાનાદિક વડે શરીરમાંનો ઘામ કહાડી નાખી શરીરમાંના રોગ મટાડવાનો ઉપાય ડૉ. કુન્હે નામના જર્મન ડાક્ટરે કાઢ્યો છે અને તે ઉપાય અત્યંત યશસ્વી હોવાનુ તેણે પ્રસિદ્ધ કર્યુ છે. તેથી શરીરમાંનો સર્વ ઘામ સ્વૈરપણે બહાર પડે એટલા સારૂ એ છિદ્રોમાં ઓકઠો થએલો મળ કાઢી નાખવો જરૂર હોય છે એ કામ સ્નાન વડે થાય છે તેથીજ સ્નાન કરવુ જોઇએ. સ્નાનને લીધે આ છિદ્રો ખુલ્લાં થાય એટલે અંદરનો મળ ઘામના રૂપે બહાર પડવાને સુલભ થાય છે સિવાય સ્નાનના બીજા પણ ઘણા કારણ છે પચનક્રિયાથી હોય એ વેગાએ જે ઉષ્ણતા વધે છે તેને લીધે એક પ્રકારની સુસ્તી આવે છે ને સુસ્તી સ્નાન કરવાથી ઉડી જાય છે અને શરીરમાં એક પ્રકારની સ્ફુર્તી આવે છે શરીરની ત્વચા ઉપર નસોના છેડા આવેલા હોય છે. એ બધી નસોનો સંબંધ મસ્તકમાંના મગજની સાથે હોય છે. એથી શરીરના કોઇપણ ભાગ ઉપર થએલી કંઇ પણ ક્રિયા મગજની જાણમાં આવે છે યથા કોઇ કોઈ ઠેકાણે કે તેની ખબર મગજને આ નસોનો મારફતેજ પહોચે છે આ નસોને લીધે સુસ્તી ઉડી જવાથી શરીરમાં હોંશિયારી આવે છે અને એથી મગજને પણ એક પ્રકારની હોંશીયારી લાગવા માંડે છે સીવાય સ્નાનને લીધે નસોની આકુંચનપ્રસરણ શક્તિ વધે છે, એથી ફરી રૂધિરાભિસરણ પણ વધે છે અને એને લીધે બહારનો પ્રાણવાયુ વધારે પ્રમાણમાં અંદર જવા લાગે છે તેથી રક્તશુદ્ધિને અને તેનીદ્વારા શરીરશુદ્ધિને વધારે મદદ થાય છે

### આચમન અને પ્રાણાયામ.

સ્નાન કર્યા પહેલાં અને સ્નાન કર્યા પછી અનેકવાર આચમનો સહુ કોઇએ કરવાં એમ આપણા શાસ્ત્રોમાં કહ્યું છે. આચમન કરવુ એટલે અડદનો દાણો બી જાય એટલુંજ પાણી હાથમાં લેવું અને તે પીવું. અનેક વાર થોડું થોડુ પાણી પીવું એને વૈદકશાસ્ત્રમાં અયન ઉપર એક ઇલાજ માન્યો છે (मुहुर्मुहुर्वारि पिबेद्‌-रुचिघ्नः) પણ પાણી એકદમ પીવાથી એ કામ થતું નથી કેમકે તે પાણીને પચાવવામાંજ દૈનન્દિક્ષિક શુચવાસ જઇ તેના લાભ અપ્રોતીપણ, જપ ઇત્યાદિ જે મહત્વના કામો કરવાનાં હોય છે તે કાર્યો કરવાને તે શક્તિને પુરતા

મળતી નથી; તેથી થોડું થોડું પાણી અનેકવાર પીવું એજ વૈદ્યકશાસ્ત્રની દૃષ્ટિએ હિતાવહ છે. એ તત્ત્વને અનુસરીને જ આચમનની યોજના કરેલી છે. શિવાય મલોત્પત્તિનું મુખ્ય સ્થાન તેમજ તેનો કોઠાર તે પેટ છે. ઘણો ખરો મળ અન્ય ઉપાયો વડે નીકળી ગયો હોય તો પણ કંઈક થોડો મળ પેટના અંદરના ભાગને ચોંટી રહે છે. એના ઉપર આચમનના પાણીથી રાસાયનિક ક્રિયા થઈને તેમાંથી દૂષિત હવા ઉત્પન્ન થાય છે. સૂર્યના તાપવડે સુકાઈ ગએલા દુર્ગંધયુક્ત પદાર્થપર જો થોડુંક પાણી છાંટ્યું હોય તો તેમાંથી દૂષિત હવા ઉત્પન્ન થાય છે અને એ દૂષિત હવા મોટા પ્રમાણમાં ઉત્પન્ન થવા લાગે તો તેમાંથી રોગચાળો ઉત્પન્ન થાય છે. એ બીના સહુ કોઈના અનુભવમાં આવેલી છેજ ચોમાસું શરૂ થાય એટલે હવા દૂષિત થાય છે એનું કારણ એજ છે આચમનના પાણીવડે પેટની અંદર પણ રાસાયનિક ક્રિયા ઉત્પન્ન થઈને એનીજ દૂષિત હવા ઉત્પન્ન થાય છે. એ દૂષિત હવા રક્તમાં મળે છે અને તે દૂષિત રક્ત ફેફસામાં જઈ શુદ્ધ થાય છે. રક્તને શુદ્ધ કરવાની ક્રિયા પ્રત્યેક શરીરમાં હમેશાંજ ચાલુ હોય છે. પણ સ્નાનાચમનાદિ ક્રિયાવડે શરીરમાંનો મળ બીલકુલ નિઃશેષ કરવાનો જ્યારે પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે અશુદ્ધ રક્તનો પ્રવાહ વધારે મોટા પ્રમાણમાં ફેફસાં તરફ જવા લાગે છે. આવા વખતે રક્તશુદ્ધિ કરનારી નૈસર્ગિક ક્રિયાને મન્દ થાય એટલા સારૂ બહારની શુદ્ધ હવા વધુ પ્રમાણમાં અંદર લઈને અંદરની અશુદ્ધ હવાને બહાર કાઢવી અત્યંત જરૂરનું હોય છે. એ કામ પ્રાણાયામવડે કરવામાં આવે છે. બહારની હવા પ્રથમ અંદર લેવી એટલે શ્વાસ લેવો. પછી અંદર લીધેલી હવા બની શકે તેટલો વખત પણ પ્રમાણસર રીતે અંદર રોકી રાખવી, અને ત્યાર પછી અંદરની હવાને ધીમે ધીમે બહાર કાઢવી એટલે ઉચ્છ્વાસ કરવો. એનેજ યોગશાસ્ત્રમાં અનુક્રમે પુરક, કુંભક અને રેચક એમ કહ્યું છે. પુરકની વેળાએ બહારની હવામાંનો પ્રાણવાયુ (oxygen) અંદર જતો હોય છે, કુંભકની વેળાએ તે અંદરની અશુદ્ધ હવાને ચાલન આપે છે, અને રેચકની વખતે તે તે અશુદ્ધ હવાને (carbonic acid gas ના રૂપે) બહાર ફેંકી દે છે. આ પ્રમાણે પ્રાણાયામવડે શરીરમાંનો સર્વ મળ શુષ્ક થઈ જાય છે અને એને લીધે વિકાર ઉત્પન્ન કરવાનું તેનું સામર્થ્ય નષ્ટ થઈ જાય છે. મનુષ્યમાત્રના શરીરમાં આ ક્રિયા નિરંતરજ ચાલુ છે પણ સ્વચ્છંદી તેમજ આરોગ્યવિઘાતક એના વર્તનથી આ ક્રિયાને બહુજ અડચણ થાય છે તેથીજ સ્નાનાચમન પ્રાણાયામાદિકની યોજના કરેલી છે.

### પ્રાણાયામનું મહત્ત્વ

આ બધી ક્રિયાઓમાં પ્રાણાયામનુંજ મહત્ત્વ વધારે છે બીજી બધી ક્રિયાઓથી શરીરમાંનો મળ ક્ષુબ્ધ થાય છે અને એનાથી વિકાર ઉત્પન્ન કરનારા વાયુ ઉત્પન્ન થાય છે એ પૈકી કેટલોક ભાગ અશુદ્ધ રક્તમાં ભળી જઈ તેની સાથે સાથે શુદ્ધ થાય છે, અને કેટલોક ભાગ, ઓડકાર, અધોવાયુ ઇત્યાદિ નૈસર્ગીક માર્ગે શકય તેટલો બહાર પડે છે પણ આ માર્ગ અપૂર્ણ હોવાથી તેને પ્રાણાયામ કરીનેજ બહાર કાઢવો પડે છે. આ વાયુ જો બહાર ન પડે તો મનુષ્ય વધારે વિકારી થવાનો સંભવ હોય છે તેથી પ્રાણાયામ અવશ્ય કરવો જોઈએ. કિંબહુના યોગશાસ્ત્રમાંની ઈતર ક્રિયાઓ ન કરવામાં આવે તો પણ એકલા પ્રાણાયામમાંજ બધો મળ શુષ્ક કરવાનું સામર્થ્ય છે હઠયોગ પ્રદીપિકાના બીજા ઉપદેશમાં કહ્યું છે કે:—

प्राणायामेन वै सर्वे प्रशुष्यंति मला इति॥
आचार्याणां तु केषांचिदन्यत्कर्म न संमतम्॥

'એકલા પ્રાણાયામથીજ સર્વ મળ શુષ્ક થાય છે તેથી કેટલાક આચાર્યોને બીજી ક્રિયા સંમત પણ નથી.' વાયુનો અભ્યાસ કરવાથી પ્રાણાયામવડે વાયુનો નિરોધ કરવાથી—મૃત્યુની ભીતિ દૂર થાય છે એવો યોગશાસ્ત્રકારોનું મત છે હઠયોગપ્રદીપિકાકાર એજ ઉપદેશમાં કહે છે —

ब्रह्मादयोऽपि त्रिदशाः पवनाभ्यासतत्पराः॥
अभूवन्नंतकभयात्तस्मात्पवनमभ्यसेत् ॥३९॥

'અંતકની—યમની—બીકને લીધે બ્રહ્માદિ સર્વ દેવ પવનનો—વાયુનો—અભ્યાસ કરવામાં તત્પર થયા. તેથી પવનનો અભ્યાસ કરવો.' એ પ્રમાણે પ્રાણાયામનું શાસ્ત્રકારોએ ખુબજ મહત્વ

તી ચેતનશક્તિનું આદિકારણ સૂર્યનારાયણ છે. સૂર્ય નારાયણ પાસેથી મળતી શક્તિને લીધેજ તમામ ચેતન કાર્યો બને છે. સૂર્યની ઉષ્ણતા જો ન મળે તો વનસ્પતિ, વૃક્ષ ઇત્યાદિનો સુદ્ધાં વિક્રમ થતો નથી સૂર્યપાસેથી એ ચૈતન્યશક્તિ મેળવવા સારૂ વનસ્પતિ સતત પ્રયત્ન કરતીજ હોય છે. મનુષ્યના શરીરમાં રહેલા ચેતનકાર્યનું સુદ્ધાં મૂળ સૂર્યનારાયણ છે એ શક્તિ મેળવવા સારૂ મનુષ્યે સુદ્ધાં પ્રયત્ન કરવો જોઇએ. આ શક્તિને ગ્રહણ કરવાનું સામર્થ્ય નેત્રમાં છે નેત્રોએ સૂર્યનારાયણનું તેજ ગ્રહણ કરવાનું, સાધન છે. પણ તે કેવી રીતે બને ? સૂર્યમંડળ પૂર્ણ રીતે ઉદય પામ્યા પછી તેના તરફ જોઈ શકાતું નથી; અને હઠ કરીને જોઇએજ તો નેત્રને અપાય ( નુકશાન ) થાય છે તેથી સૂર્યમંડળ અરધું હોય ત્યારે-પ્રાતઃકાળે કિંવા સાયંકાળે-તેના સામું જોવું શક્ય હોય છે, એ વખતે ખોબો ભરીને પાણી લેવું અને તેની સમાન્તર રેષામાં સૂર્યમંડળને જોવું એવો ગૃહ્યસૂત્રોક્ત વચનોનો ભાવ છે. સૂર્યમંડળ તરફ જોતી વેળા પાણીનો ઉપયોગ કરવો વધારે હિતાવહ છે કારણ પાણીમાં વક્રીભવન અને તેજોવહતા એ બે ગુણ છે પૂર્ણ મંડળતરફ નરી આંખે જોવું શક્ય નથી, પણ તેના પાણીમાં પડેલા પ્રતિબિમ્બતરફ જોવું શક્ય તેથીજ પાણીનો ઉપયોગ કરવાનો કહ્યો છે કાળા કાચ વગેરેની સહાયતાથી સૂર્યતરફ જોઈ શકાય છે, પણ બીજા પદાર્થોના કરતાં પાણીમાં તેજોવહતાનો ગુણ વધારે હોવાથી પાણીનો ઉપયોગ વધારે હિતકર છે. પાણી પોતે તેજનું ગ્રહણ પણ કરે છે, અને ઉષ્ણતાને પણ શાન્ત કરે છે સખ્ત ટાઢના દિવસોમાં નદીનું કિંવા કૂવાનું પાણી સવારમાં ગરમ હોય છે એનો સહુકોઇને અનુભવ હેજ. એનું કારણ પાણીમાં રહેલો તેજોવહતાનો ગુણ માત્ર છે. પાણીના આ બે ગુણને લીધેજ આપણા મહાત્માઓએ તેનો ઉપયોગ કરવાને કહ્યું છે. ખોબામાંના પાણીની સમાન્તર રેષામાં અર્ધોદિત સૂર્યમંડળને ઋજુતાપૂર્વક ગાયત્રીનો એક પાઠ થાય ત્યાંસુધી જોયા કરવું અને પછી તે પાણી ઉંચે ફેંકી દેવું ગાયત્રીનો ૧ પાઠ થતા સુધીમાં સૂર્યમંડળ થોડું વધારે ઉદયમાં આવે છે અને તેની ઉષ્ણતા પણ થોડીક વધે છે એ ઉષ્ણતાની બાધા ન થવા દેવા તરફ ઉપર ફેંકેલા પાણીના તુષાર હવામાં ભળી જાય છે અને તે પોતાના વક્રીભવનના ગુણને લીધે સૂર્યની ઉષ્ણતા શાન્ત કરે છે, અને તેજોવહતાના ગુણને લીધે તેજ ગ્રહણ કરવામાં પણ મદદ કરે છે. તેથીજ ખોબામાંનું પાણી ઉંચે ઉડાડવું અને પુનઃ પૂર્વવત પાણીનો ખોબો ભરી લઇને ગાયત્રીનો એક પાઠ થતાં સુધી તેની સમાન્તર રેષામાં સૂર્યમંડળને જોવું. આ પ્રમાણે ત્રણવાર કરવાનું હોય છે, આવી રીતે સૂર્યનું તેજ ગ્રહણ કરવાનું હોય તેને અર્ધ્યોત્ક્ષેપણ એમ કહે છે. પૂર્ણોદિત સૂર્યમંડળ તરફ જોવાનો અભ્યાસ કરનારા પણ કંઇ થોડા લોક છે. પણ એ અભ્યાસ સહુકોઇને સુસાધ્ય નથી તેથી સહુનાથી સુલભપણે કરી શકાય એવી આ અર્ધ્યોત્ક્ષેપણની પદ્ધતિ મહાત્માઓએ નિશ્ચિત કરી આપી છે, અને એ પદ્ધતિમાં આધુનિક શાસ્ત્રોના મતપ્રમાણે પાણીમાં રહેલા વક્રીભવન તેમજ તેજોવહતા એ બે ગુણોનો ઉપયોગ કરી લીધેલો છે.

## જપ.

અર્ધ્યોત્ક્ષેપણ થયા બાદ 'સાવિત્રી વાગ્યતો જપેત' આ ગૃહ્યસૂત્રોક્ત વચનપ્રમાણે ગાયત્રીનો જપ કરવાનો હોય છે ગાયત્રીમંત્રમાં સૂર્યનું વર્ણન હોઈ તેનું ધ્યાન કર્યું છે. આ મંત્ર વિશ્વામિત્ર ઋષિએ સિદ્ધ કર્યો અને એને લીધે તેમને બ્રાહ્મણ્ય પ્રાપ્ત થયું. આ મંત્રનો જપ બ્રાહ્મણોને-બ્રહ્મોપાસકને-બ્રાહ્મણ્ય આપનારો છે તેથી પ્રત્યેક બ્રાહ્મણે એનો જપ કરવો જોઇએ ઉપનયનની વેળાએ એજ મંત્રનો ઉપદેશ થાય છે ત્યારે તે બ્રાહ્મણ બને છે. ઉપનયનના અન્ય સંસ્કારોમાંનું ખરૂં બીજ નષ્ટ થઇ જઇ વર્તમાન સમયમાં તે સંસ્કાર કેવળ નાટકના પ્રવેશની જેમ થાય છે તો પણ મુખ્ય બીજ જે ગાયત્રીનો ઉપદેશ છે તેજ માત્ર આપણા સારા નસીબે અદ્યાપિ કાયમ છે. આ મંત્રનો જપ બ્રાહ્મણોએ દરરોજ યથાશક્તિ કરવોજ જોઇએ. માત્ર એ જપ એજ મંત્રમાં કહ્યાપ્રમાણે ધ્યાનપૂર્વક થવો

જોઈએ, અને જે ધ્યાન કરવાનું છે તે સૂર્ય-નારાયણનુંજ કરવું જોઈએ સૂર્યનારાયણનું મહત્વ કેટલું છે એ ઉપર અર્ધ્યોત્ક્ષેપણના વિવેચનમાં સંક્ષેપમાં કહેલુંજ છે. વેદાન્તમાં 'सूर्य आत्मा जगतस्तस्थुषश्च' સૂર્ય એ સર્વ સ્થાવર-જંગમનો આત્મા છે એવું વર્ણન કર્યું છે. આવો આ આદિત્ય-સૂર્ય-પ્રત્યક્ષ બ્રહ્મજ છે. ('असावादित्यो ब्रह्म') આવી ભાવના તીવ્ર કરીને તેનું ધ્યાન એકાગ્રચિત્તે કરવું જોઈએ. ધ્યાનવડે ધ્યેયના ગુણ અંગમાં આવે છે એ બીના પ્રત્યેકના અનુભવમાં આવે છે. ભગવાને, 'यो यच्छ्रद्धः स एव सः' આ વચન વડે એજ તત્વ કહ્યું છે તો અમૂર્ત બ્રહ્મનું મૂર્ત સ્વરૂપ એ આદિત્ય છે એવી ભાવના દૃઢતર કરીને તેનું ધ્યાન કરતી વેળા વિશ્વામિત્રે પોતાના તપઃસામર્થ્ય વડે સિદ્ધ કરેલા આ ગાયત્રી મંત્રનો જપ પ્રત્યેક બ્રાહ્મણે અવશ્ય કરવો જોઈએ.

ગૃહ્યસૂત્રકાર કહે છે કે, 'सावित्रीं प्रयतो जपेत्' સાવિત્રીનો-સૂર્યનું જેમાં વર્ણન છે એવા ગાયત્રીનો-જપ વાગ્યત-વાણી બંધ કરીને કરવો જોઈએ. મહારાજ શ્રીનૃસિંહ ભગવાન કહે છે કે, મન અને પ્રાણને એકત્ર કરીને જપ કરવો.

'બ્રહ્મનું પ્રતીક સૂર્ય શા માટે લીધું'?

આના ઉપર કોઈ એવી શંકા કરશે આત્મા-બ્રહ્મ (કારણ આત્મા અને બ્રહ્મ એક છે) એ નિરાકાર, નિર્ગુણ, સર્વોપાધિરહિત એમ વેદાન્ત કહે છે, અને સૂર્ય તો સા-સગુણ તેમજ સોપાધિક છે એમ પ્રત્યક્ષ દે છે, તો નિરાકાર, નિર્ગુણ, નિરૂપાધિક એવા બ્રહ્મનું, સાકાર, સગુણ તેમજ સોપાધિક એવો પ્રતીક છે એમ માનીને કેમ ચાલે' એનું ઉત્તર પ્રથમતઃ એવું કે, સૂર્ય એ સાકાર, સગુણ અને સોપાધિક છે એમ તમને કેવળ તમારી દૃષ્ટિએજ દેખાય છે, સૂર્યનો જે ગોળ આકાર તમને દેખાય છે તેજ તે છે એમ તમે કહો છો? ઉષ્ણતા ઇત્યાદિ જે તેના ગુણ તમારા અનુભવમાં આવે છે તે તેનાજ છે એમ તમે કહો છો, અને સૂર્યને ઉદય અને અસ્ત, પૂર્વ અને પશ્ચિમ, કાલનો સૂર્ય અને આજનો સૂર્ય ઇત્યાદિ ભાસ પણ તમેજ બોલો છો; પણ વસ્તુતઃ સૂર્યને આકાર, ગુણ, દેશ, કાળ ઇત્યાદિ ગુણ છે કે નહીં અને હોય તો તે કેવા છે એ તમને સમજાતું શક્ય નથી, તમે પોતાનીજ બુદ્ધિ પ્રમાણે એ બધા સૂર્યનાજ ગુણ છે એમ કહો છો પણ 'સૂર્ય-

અને આધુનિક ઉપાસનાઓમાં રામ, કૃષ્ણ, વિઠ્ઠલ ઇત્યાદિકનાં પ્રતીકો માન્યાં છે. પણ આ બીજાં પ્રતીકોમાં બ્રહ્મની પ્રાપ્તિ કરાવી આપવાનું સામર્થ્ય છે એ આપણે આપણી કલ્પનાવડેજ ઠરાવવું પડે છે, પણ સૂર્યમાં તે સામર્થ્ય છે એ પ્રત્યક્ષ અનુભવમાં આવે છે 'સૂર્ય એ સ્થાવર-જગમનો આત્મા છે.' એમ વેદ કહે છે અને એ બીના આધુનિક સર્વ શાસ્ત્રોને સમત છે એવીજ રીતે સૂર્યનો જો અભાવ થાય તો જગતની શી સ્થિતિ થાય એની પણ પ્રત્યેકનાથી કલ્પના થઇ શકે એમ છે. આવી રીતે સૂર્ય એજ સ્થાવર જગમનો ઉત્પન્ન કરનારો, પાલન કરનારો અને અંત કરનારો છે એ બીના સ્પષ્ટ છે આવા આ સ્થાવર-જગમ સૃષ્ટિના ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશના કારણભૂત સૂર્યને "जन्माद्यस्य यत' ઇત્યાદિ બ્રહ્મસૂત્રવડે વર્ણન કરેલું જગતની ઉત્પત્તિ-સ્થિતિ-વિનાશનું કારણભૂત જે બ્રહ્મ તેનું પ્રતિક માનવું સર્વથૈવ યોગ્ય છે. સહુનું આદિકારણ જે આત્મા તેની પ્રાપ્તિ કરાવી આપવાનું સામર્થ્ય સ્થાવર-જગમનો આત્મા જે સૂર્ય તેનામાંજ છે; બીજાનામાં તે નથી. બીજાનામાં તે સામર્થ્ય છે એવુ કેવળ કલ્પનાથીજ ઠરાવવુ પડે છે; પણ સૂર્યમાં તે સામર્થ્ય છે એ પ્રત્યક્ષજ અનુભવમાં આવે છે અને તેથીજ ભૌતિક સન્ધ્યોપાસનામાં મહાત્માઓએ સૂર્યનીજ ઉપાસના રાખી છે. અને ઇતર પ્રકારનો સધ્યોપાસના કરવાનો જેને અધિકાર નથી તેણે આ ભૌતિકમાંની હાલકૃત સધ્યોપાસના કરી હોય તોપણ તેને બ્રહ્મપ્રાપ્તિજ થાય છે

ઉપાસનાનો સમારોપ.

આ પ્રમાણે સધ્યોપાસનામાંના મુખ્ય અર્ધ્યોત્સેપણ અને જપ થયા પછી 'नमोस्त्वनंताय' ઇત્યાદિ શ્લોકવડે હજારો મૂર્તિ ધારણ કરનારા, હજારો પગવડે ચાલનારા, હજારો મસ્તક ધારણ કરનારા; હજારો હાથવડે શોભનારા અને હજારો પ્રકારના યુગના આધારભૂત એવા અનંત અને શાશ્વત પુરુષને નમસ્કાર કરવા અને 'गोब्राह्मणेभ्य. शुभं भवतु' ગાય બ્રાહ્મણનું કલ્યાણ કર એવો સ્વાર્થરહિત તેમજ કેવળ પરાર્થથી ભરેલો આશિર્વાદ માગીને સધ્યાકર્મનું વિસર્જન કરવું

ઉપસંહાર.

દિવસ અને રાત્રીના સધિમાં કરવાની સન્ધ્યા આ પ્રકારની છે, એના યોગે શરીર રોગરહિત થાય છે, મનની ચચલતાનો લોપ થઈ એકાગ્રતા વધે છે, અને છેવટે બ્રહ્મપ્રાપ્તિ થાય છે. તેથીજ આ સન્ધ્યોપાસના પ્રત્યેક બ્રાહ્મણે અવશ્ય કરવી જોઇએ, એવી આપણા શાસ્ત્રકારોએ આજ્ઞા કરી છે. એ આજ્ઞા પાળવી એ આપણું કર્તવ્ય છે, અને ન પાળવાથી કર્તવ્યપરાઙ્મુખ થવાનો ભયંકર દોષ આપણને લાગે છે.

આ પ્રમાણે સધ્યોપાસનાનો તાત્વિક અર્થ, તેના જૂદા જૂદા પ્રકાર અને વ્યાવહારિક સંધ્યોપાસનાનું વિવેચન વગેરેની બાબતમાં જે કંઈ સૂઝયુ તે લખ્યું છે. એમાંના વિચારરૂપ સુમનો પૂર્વેના મહાત્માઓએ વાવેલા બગીચામાંનાજ છે, તે મારા પોતાનાં નથી મારૂં પોતાનું જે આમાં કંઈ હોય તો કોડીની કિમ્મતનો દોરો માત્ર છે; એ કોડીની કિમ્મતના દોરામાં અત્યંત મૌલ્યવાન એવા વિચારરૂપ સુમનોની મે એક જેવી તેવી માળા તૈયાર કરી છે. એ માળા શ્રીસદ્ગુરુચરણારવિંદે અર્પણ હો.

याग्यहीनार्चितो देवः प्रीयतां मे जनार्दनः ॥

(चित्रमय जगत)

---

# जीवन दोरी

( લે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. )

( ગયા અંકથી ચાલુ. )

## પ્રકરણ ૧૦ મું

તે સ્ત્રી છોકરાંઓને સાથે લઇ ચાલી ગઇ. દેવદુત પોતાના બાંકડા ઉપરથી ઉભો થયો, પોતાનું કામ એક બાજુએ છોડી દીધું. નથુ અને તેની સ્ત્રીને તેણે વાંકા વળી નમન કીધું અને બોલ્યો. "હવે આપની પાસેથી રજા માગું છું ઇશ્વરે મને હવે માફી આપી છે. મે કંઇપણ ખોટું કર્યું હોય તો આપ પણ મને માફી આપશો ?" અને તેઓ બન્નેએ જોયું કે દેવદુતના શરીરમાંથી પ્રકાશ નીકળતો હતો. નથુ તુરતજ ઉભો થયો, દેવદુતને નમન કર્યું અને બોલ્યો. "ભાઇ દેવદુત, હું જોઉં છું કે આપ કંઇ સાધારણ માણસ નથી આપને હું રહેવાની ફરજ પાડતો નથી. યા કંઈ સવાલ પુછતો નથી છતાં એટલું તો ફક્ત મને કહોજ કે જ્યારે હું આપને મળ્યો અને મારે ઘેર બોલાવી લાવ્યો ત્યારે તમે દિલગીર હતા અને મારી સ્ત્રીએ ખાવાનું આપ્યું ત્યારે હસી પડયા અને આપ તેજમાન દેખાવા લાગ્યા વળી પાછું જ્યારે તે શેઠીઓ આવ્યો ત્યારે પણ આપ બીજી વખત હસ્યા અને વધુ પ્રકાશમાન દેખાવા લાગ્યા, અને હવે જ્યારે આ બાઇ નાની છોકરીઓને લઇને આવી ત્યારે તમે ત્રીજી વખત શા માટે હસ્યા, અને આટલા બધા હવે તેજવાન કેમ લાગો છો ? ભાઇ દેવદુત, આપ મને કહો કે આપનામાંથી આટલું બધું તેજ કેમ પ્રકાશે છે ? અને આપ શા માટે ત્રણ વાર હસ્યા ?"

દેવદુતે કહ્યું "હાલમાં મારામાંથી તેજ પ્રકાશે છે તેનું કારણ એટલુંજ કે મને શીક્ષા થઇ હતી પરંતુ ઇશ્વરે હવે માફી બક્ષી છે અને હું ત્રણ વખત એટલા માટે હસ્યો કે ઇશ્વરના ત્રણ શબ્દો મારે શીખવા જોઇએ, એવી આજ્ઞા મને થઇ હતી, અને હવે એ ત્રણે શબ્દો હું જાણું છું. પહેલો શબ્દ હું જ્યારે આપની સ્ત્રીએ મારાપર દયા કરી ત્યારે શીખ્યો. અને તેથી પહેલીવાર હસ્યો. બીજો શબ્દ જ્યારે પેલો પૈસાદાર શેઠીઓ જોડા બનાવવાનો હુકમ આપી ગયો ત્યારે શીખ્યો અને તેથી બીજીવાર હસ્યો. અને હવે જ્યારે આ છોકરીઓને જોઇ ત્યારે ત્રીજો શબ્દ શીખ્યો અને તે છેલ્લો હતો અને તેથી ત્રીજી વખતે હસ્યો."

નથુએ પુછયું "ભાઇ દેવદુત, ઇશ્વરે તને શા માટે શીક્ષા કરી, અને ત્રણ શબ્દો તે કયા છે ? તે કહે તો હું પણ તે જાણી કંઇક તે માંથી શીખું"

દેવદુતે કહ્યું "ઇશ્વરે મને સજા એટલા માટે કરી કે હું તેની આજ્ઞા વિરૂદ્ધ ચાલ્યો હું સ્વર્ગમાંનો ફીરસ્તો હતો. અને હું ઇશ્વરની આજ્ઞા વિરૂદ્ધ ચાલ્યો હતો. હું જે વખતે સ્વર્ગમાં ફીરસ્તો હતો તે વખતે ઇશ્વરે મને એક બાઇનો આત્મા લઇ આવવાની આજ્ઞા કરી. હું પૃથ્વી ઉપર ગયો, અને તે સ્ત્રી પાસે ગયો તે એકલી અને માંદી હતી તેણીએ તરતજ બે નાની છોકરીઓને જન્મ આપ્યો હતો. બન્ને છોકરીઓ અત્યંત દયામણી રીતે રોતી હતી, માતા એટલી બધી નબળી હતી કે તેણી બચ્ચાંઓને લઇ ધવડાવી શકતી નહોતી. તે સ્ત્રીએ મને જોયો અને તરતજ સમજી ગઇ કે ઇશ્વરે મને તેનો પ્રાણ લેવા મોકલ્યો છે જેથી તે અત્યંત રોઇ અને કહેવા લાગી 'ઇશ્વરના ફીરસ્તા, મારો ધણી એક બે દિવસ ઉપરજ ગુજરી ગયો છે. જંગલમાં એક ઝાડ તેના ઉપર પડયું અને તર-

તજ તેમનો પ્રાણ ગયા, મારે મા નથી, મારી નથી કે બેન નથી, કે જે આ છોકરાંની મળાળ લે. માટે મારો આત્મા તું ન લે. મારા છોકરાંને ઉછેરી મોટાં કરવા દે, અને આ મસારમાં તે પોતાની જીદગી શરૂ કરી દે એવી સ્થિતિમાં આવવા દે આ ગરીબ છોકરાંઓ માબાપ સીવાય કેવી રીતે જીવી શકશે ?' તે સ્ત્રીએ એક છોકરીને તેની છાતી ઉપર મુકાવી અને બીજાને બીજા હાથમાં આપી, અને હું સ્વર્ગ તરફ પાછો ફર્યો. ઇશ્વરની પાસે જઇ મે કહ્યું કે તે સ્ત્રીનો પ્રાણ લઇ આવી શક્યો નથી. તેનો ધણી જગતમાં એકાએક ગુજરી ગયો. અને તેણીને બે જોડે જન્મેલાં બચ્ચાં છે, અને તેનો આત્મા હાલમાં ન લેવો એમ વીનતી કરે છે. તેણીએ કહ્યું કે મને છોકરાંને ઉછેરી મોટાં કરવા દે માબાપ સિવાય તે કેવી રીતે જીવી શકે ' આ જોઈ મારાથી તેના પ્રાણને લઈ શકાયો નહીં.' ઇશ્વરે કહ્યું ' તુ તરત પાછો આગો જા અને તે સ્ત્રીનો પ્રાણ લઇ આવ અને તું ત્રણ શબ્દ શીખીશ. (૧) મનુષ્યમાં શું સમાએલું છે. [૨] મનુષ્યને શું બક્ષવામા આવ્યુ નથી. [૩] અને મનુષ્યો શાથી જીવી શકે છે. જ્યારે તું આ શબ્દો શીખી રહે ત્યાર બાદ તું સ્વર્ગમાં આ વજે.' હું પૃથ્વીપર તરતજ ચાલ્યો આવ્યો અને તે સ્ત્રીના પ્રાણ લીધા બચ્ચાંઓ માની છાતીએથી છુટા પડયાં. હું તે સ્ત્રીના આત્માને મારી સાથે લઇ ઇશ્વર પાસે જવા ઉંચો ચઢયો. પરંતુ ભારે પવન ફુકાતો હોવાથી મારાથી ઉંચે ચઢી શકાયુ નહિ મારી પાંખો તુટી પડી. તે સ્ત્રીનો આત્મા એકલોજ ઇશ્વર પાસે ચાલ્યો ગયો અને હું આપે જે દેવળની સામે રસ્તાની બાજુએ પડેલો મને જોયો હતો ત્યા નગ્નાવસ્થામાં પડયો "

## પ્રકરણ ૧૧ મું

હવે નયુ અને તેની સ્ત્રી જોઇ શકયાં કે તેમણે ઘરમાં કેવા મનુષ્યને રાખ્યો હતો, અને કેવા મનુષ્યની સાથે તેઓ રહેતાં હતાં. થોડો વખત થયા પછી દેવદૂતે કહ્યું કે "હું તે ગલીમા દેવળ પાસે નગ્નાવસ્થામાં પડયો હતો મસારમાં મનુષ્ય પ્રાણીઓને શેની શેની જરૂર છે ? દરીદ્રતા અને ભુખ, ઘડી અને ગરગી એ શુ છે ? દુકામાં મનુષ્ય પ્રાણીઓને શુ શુ આવશ્યકના છે તેની ગને કંઇજ સમજાણુ નહોતી અને નગ્ની ગાથે રહ્યાથી હવે હુ મનુષ્ય થયો છુ. દેવળ નજીક હું અત્યંત ઘડીથી અકળાઈ ગયો હતો, પરંતુ મને ખબર નહોતી કે મારે શું કરવુ હું દેવળમાં જવાનો ઇરાદો રાખતો હતો પરંતુ દરવાજાને તાળું વાસેલું હોવાથી હું અંદર જઇ શકયો નહીં. જેથી હું આખરે દેવળની ભીતની નજીક બેસી ગયો. સાંજ પડી ગઇ અને મને થંડી અને ભુખ લાગવા માંડી એકાએક એવામાં મે ર સ્તાની બાજુએ એક માણસને આવતાં જોયો તે આપજ હતા હું પૃથ્વી ઉપર મનુષ્ય થઇને પડયા પછી મેંઇપણ માણસને પહેલા જોયો હોય તો તે આપજ હતા પ્રથમ તો આપનો ચહેરો જોઇ મને અત્યંત ભય ઉત્પન્ન થયો અને હું પાછળ ફરીને બેઠો. આપ આપની સાથેજ વાર્તા કરતા હતા કે આવી ઠંડી ઘડીમાંથી કેવી રીતે બચવુ, સ્ત્રી અને છોકરાંઓ સારૂ ખાવાનું કેવી રીતે મેળવવુ, આ સર્વ હું સાંભળતો હતો. અને મે વિચાર્યું કે હું પણ થંડી અને ભુખથી અતિશય પીડાઉ છુ આપે મને જોયો અને આપને ધાસ્તી ઉત્પન્ન થઇ ને થોડીવાર વિચાર કરી આપે ચાલવા માંડયુ આ જોઇ હું અત્યંત નિરાશ થઇ ગયો. એવામા એકાએકજ આપ મારી તરફ પાછા વળ્યા અને મારી નજીક આવ્યા. પ્રથમ આપનો ચહેરો મેં જોયો ત્યારે તે ધાસ્તીથી ભરેલો મને લાગતો હતો અને હું જોઇને બીધો હતો. પરંતુ આપ ફરીથી આવ્યા ત્યારે આપનો ચહેરો ઘણોજ શાંત દેખાતો હતો અને આપના અંતઃકરણમાં ઇશ્વર અને દયાનો વાસ છે, એમ હું જોઈ શકયો આપે મને કપડાં પહેરાવ્યાં અને મને આપને ઘેર લઇ આવ્યા ત્યાં આગળ આપની સ્ત્રીને પ્રથમ જોઇ ત્યારે તે તો આપના કરતાં પણ મને અત્યંત ભયંકર લાગી તેણીની ઇચ્છા મને પોતાના ઘરમાંથી બહાર ભયંકર ઘડીમાં કાઢી મુકવાની હતી અને મેં જાણ્યુ કે જો તેણી એમ કરશે તો તેનું મૃત્યુ નજીકજ છે આપે તેમને પરમાત્મા વિષે યાદી આપી, અને મનુષ્ય શરીર નાશવંત

છે તે પણ જણાવ્યુ અને તે સાંભળી તેની વૃત્તિ એકદમ બદલાઇ ગઇ. તેણીએ જ્યારે મને ખાવાનું આપ્યુ અને મારા તરફ પ્રેમવૃત્તિથી જોવા લાગી ત્યારે મે તેણીના તરફ જોયુ અને તેના ચહેરાપરથી મને દીસ્યુ કે મૃત્યુ તેને માટે ઘણુ દુર છે. તેણીના અંતઃકરણમાં ઇશ્વરનો વાસ છે. તે પણ મે જોયું અને ઇશ્વરનો પહેલો શબ્દ "મનુષ્યની અંદર શું રહેલું છે તે તું શીખજે." એ મને તરતજ યાદ આવ્યું અને હું સમજ્યો કે મનુષ્યનામાં અપુર્વ પ્રેમ રહેલો છે અને એ જાણી હું અત્યંત રાજી થયો. પરમાત્માએ મને જે વચન આપ્યુ તે તેણે મારી આગળ પ્રકાશીત કર્યું છે. અને હું પહેલીવાર હસ્યો. પરંતુ મનુષ્યને શું નથી આપવામાં આવ્યું અને મનુષ્યો શાથી જીવે છે? આ બે બાબત મે જાણી નહોતી. હું આપની સાથે રહેવા લાગ્યો આપની સાથે રહેતા એક વરસ થયું કે એક ગૃહસ્થ આપની દુકાનમાં બુટ બનાવવાનો હુકમ આપવા એક દીવસ આવ્યો તેણે જોડા બરાબર એક વરસ સુધી, આકાર બદલાયા સીવાય ચાલે એવી જાતની સાથે બનાવવા કહ્યુ. મે તે ગૃહસ્થ તરફ જોયું અને એકાએક તેની પછવાડે તરીક્ષમાં મેં મારા દોસ્તદાર યમગજ (જીવ દુત)ને જોયા. મારા સીવાય બીજા કોઇએ તેમને જોયા નહતા. અને મેં જાણ્યુ કે સંધ્યાકાળ ઉ આ પૈસાદાર ગૃહસ્થનો પ્રાણ મારા મિત્ર યમરાજ લેશે, અને મે તેજ વખતે વિચાર કર્યો કે આ ગૃહસ્થ, જોડા વરસ દીવસ સુધી પહોંચવા જોઇએ એમ કહેવા માગે છે, પરંતુ તે પામર મનુષ્ય જાણતો નથી કે આજે સંધ્યાકાળ અગાઉ તો તેનું મૃત્યુ છે. મને તરતજ ઇશ્વરનો બીજો શબ્દ યાદ આવ્યો કે "મનુષ્યને શું નથી આપવામાં આવ્યું તે તુ શીખજે." મનુષ્યનામાં શું રહેલું છે એની તો મને ખબર પડીજ હતી હવે મનુષ્યને શું આપવામાં નથી આવ્યું તે પણ સમજાયું મનુષ્યને એ જાણવાની શ[illegible]માં આવી નથી કે તેમનાં દ[illegible] શાની જરૂર પડશે. એ વખત હસ્યો. મારા મિત્ર [illegible] જોઇ ગુસ્સે થયો હતો, મને [illegible] બીજો શબ્દ [illegible] હું અત્યંત ગળગળ થયો. પરંતુ હજી પણ ઇશ્વરનો [illegible] શબ્દ "મનુષ્ય શાથી જીવે છે." એ સમજ્યો નહોતો. એ શબ્દનો અર્થ મને પરમાત્મા પ્રકાશીત કરી બતાવે ત્યાં સુધી મે શોધવાનોજ વિચાર રાખ્યો અને છઠે વરસે બે સાથેજ જન્મેલી છોકરીઓને લઇ એક સ્ત્રી દુકાનમાં આવી. મેં તેમને ઓળખ્યાં હતાં અને તે બચ્ચાં એ કેવી રીતે જીવી શક્યાં તે પણ મે જાણ્યું હતુ. હું જ્યારે તે છોકરાંની માનો પ્રાણ લેવા ગયો હતો ત્યારે તેણી આર્જીજીથી કહેતી હતી કે 'માબાપ સિવાય આ બચ્ચાંઓ કવી રાત જીવી શકે?' અને હું પણ એમ માનતો હતો કે માબાપ સીવાય તરતનાં જન્મેલાં બચ્ચાં જીવી શકશે નહીં અને છતાં પણ એક તદન અજાણી સ્ત્રીએ તે છોકરાંઓની સારવાર કરી ઉછેર્યા, અને તે સ્ત્રી છોકરીઓના દુર્દૈવ માટે વિલાપ કરી કહેતી હતી કે તે બાળકો તેનાં નથી છતાં તે બચ્ચાંઓ પ્રત્યે તેનો અનહદ પ્યાર અને માયા મે જોયાં, અને હું જોઇ શક્યો કે તેના અંતઃકરણમાં ઇશ્વરનો વાસ છે અને "મનુષ્યો શાથી જીવી શકે છે" તે પણ જાણ્યું. પરમાત્માએ ત્રીજા શબ્દનો ભાવાર્થ પણ આમ મને સમજાવ્યો, અને મને માફી મળી ગઇ જેથી છેવટે હું ત્રીજીવાર હસ્યો.

## પ્રકરણ ૧૨ મુ.

દેવદુતે આટલી વાત કર્યા પછી તેના શરીર ઉપરથી બધા કપડાં નીચે પડી ગયાં અને તેના શરીરમાંથી એટલો બધો પ્રકાશ પડતો હતો કે તેની સામું જોઇ પણ શકાતું નહોતું. જ્યારે દેવદુત બોલતો ત્યારે તેનો અવાજ જાણે ઉંચે સ્વર્ગમાંથી આવતો હોય એમ જણાયું. હવે દેવદુત પાછો બોલવા લાગ્યો કે "હવે હું શીખ્યો છું કે, દરેક મનુષ્ય પોતાની જ સંભાળથી જીવી શકતો નથી, પરંતુ એક બીજાસાથેની પ્યારની લાગણીથી જીવે છે! પોતાનાં વહાલાં બચ્ચાંઓની જીંદગી વાસ્તે શાની શાની જરૂર પડશે તે તેમની માતાને પણ જાણવાની શક્તિ આપેલી નથી પૈસાદાર ગૃહસ્થને પણ ખબર નથી કે પોતાની જીંદગી વાસ્તે તેને શું શું જોઇએ છે!

કોઇ પણ મનુષ્યને એ જાણવાની શકતી આપી નથી કે પોતાની જીંદગી વાસ્તે તેને શું શું જોઇએ છે ! કોઇ પણ મનુષ્યને એ જાણવાની શક્તિ આપી નથી કે પોતાના જીવીત દેહને માટે તેને કપડા ખરીદવાની જરૂર છે કે સાંજના પોતાના મૃતક દેહને ઓઢાડના રૈગમાં કપડાંની જરૂર પડશે. જ્યારે હું મનુષ્ય તરીકે દેવળની પાસે નગ્નાવસ્થામાં પડ્યો હતો, ત્યારે હું મારી પોતાની સંભાળથી કઈ જીવી શકતો નહોત. પરંતુ આપ તથા આપની સ્ત્રીએ મારા ઉપર અસત સ્નેહ બનાવ્યો અને આપના અંતઃકરણમાં પ્યાર અને દયાની લાગણી હતી, તેથીજ આપે મારી સાર વાર કરી અને સુખી કર્યો પેલાં જોડે જન્મેલાં માબાપ વિનાનાં બાળકો શામાટે જીવી શકયા ? કારણ કે એક અજાણી સ્ત્રીએ તેમના પર પ્યાર રાખી અત્યત સ્નેહથી ઉછેર્યા આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે મનુષ્ય માત્ર ફક્ત પોતાનીજ સભાળથી જીવી શકતા નથી પરંતુ જે સ્વભાવિક પ્યાર એકબીજાનાં અંતઃકરણમાં વસી રહેલો છે, તેથીજ જીવી શકે છે. પ્રથમ હું જાણતો હતો કે પરમાત્માએ દરેક મનુષ્યને જીંદગી અર્પણ કરી છે અને તેનીજ ઇચ્છાથી જીવે છે. હવે હું એક બીજી વાત પણ સમજ્યો છું કે મનુષ્યો સ્વાર્થ સારૂજ ન જીવે એમ ઇશ્વરે ઇચ્છયુ, અને તેટલા માટે દરેક મનુષ્યને પોતાની જાતને માટે શાની જરૂર છે તે પ્રસિદ્ધ ન કર્યુ મનુષ્યો એમ સમજતાં દેખાય છે કે તેઓ દરેક પોત પોતાની સંભાળ રાખવાથીજ જીવે છે પરંતુ સત્ય રીતે જોઇએ તો ખબર પડશે કે દરેક મનુષ્ય એકબીજાના પ્રત્યે પ્રેમવૃત્તિ રાખવાથીજ ને એકત્ર રહેવાથી જીવી શકે છે. જે મનુષ્ય બધી સ્થિતિમાં પ્રેમનો કાયદો પાળી તે મુજબ વર્તન રાખે છે તે મનુષ્યમાં ઇશ્વરનો નિવાસ છે કારણ કે ઇશ્વર એજ પ્યાર છે

દેવદુત આટલું બોલી ઇશ્વરના ગુણોની સ્તુતિ કરવા લાગ્યો અને તેના અવાજથી નયુનું ઘર ગાજી રહ્યું એટલામાં એકાએક નયુના ઘરના છાપરાના બે વિભાગ થઇ ગયા અને ઘરની અંદર દેવદુત ઉભો હતો તે જગા એકદમ ફાટી અને તેમાંથી અગ્નીની જ્વાળા નીકળી આકાશમાં જવા લાગી નયુ, તેની સ્ત્રી, અને છોકરાઓ તે આ બનાવથી બેભાન થઈ જમીન પર પડી ગયાં. દેવદુતના ખભા ઉપર બે પાંખો નીકળી આવી, તેનું શરીર અત્યંત પ્રકાશમાન દેખાવા લાગ્યું અને તે ઉભો હતો તે જગ્યાએથી એકદમ ઉંચે ઉડી ગયો અને દેખાતો બંધ થઇ ગયો. નયુ થોડી વારે ઉઠીને જુએ છે તો જમીન હતી તેવી સરખી થઈ ગઇ હતી અને ઘરનું છાપરૂં પણ સરખું થઇ ગયું હતું તેણે દેવદુતને પણ ઘરમાં ન જોયો તેણે પોતાની સ્ત્રીને જાગ્રત કરી અને દેવદુત ત્યાં ન હોવાનું જણાવ્યું તે જાણી બને અત્યત દીલગીર થયાં. દેવદુતના આવ્યા પછી નયુની સ્થિતિ ઘણીજ સારી થઇ હતી. તેણે દારૂ પીવાનું પણ છોડી દીધું હતું. દેવદુતની બધી સ્થિતિ અને હકીકત સાંભરી નયુને પણ જ્ઞાન ઉત્પન્ન થયું, અને તે પોતાની સર્વ સ્થિતિમાં પ્રેમનો કાયદો અંતઃકરણપુર્વક પાળવાનો નિશ્ચય કરી તે મુજબ વર્તવા લાગ્યો.

સમાપ્ત.

---



# ब्रह्मज्ञाननी प्राप्तिनां मुख्य चार साधनो.

લેખક—પુજ્યપાદ મહાત્મા શ્રીમાન્ નથુરામ શર્મા.

( અનુસંધાન ગતાંકથી )

પોતાની શ્રદ્ધા પ્રમાણેના સ્વધર્મના પાલનમાં પોતે પ્રયત્ન કરવો, પણ અન્ય મનુષ્યના ધર્મની નિંદામાં પ્રવૃત્ત ન કરવો. જો તેઓ સત્ય ધર્મ ન સમજી શકતા હોય તો તેઓ દયાનાં પાત્ર છે, પણ દ્વેષનાં પાત્ર નથી, એમ વિચારવું

રાગદ્વેષાદિના સંસ્કારો ઉદ્‌ભૂત થયા છતાં અથવા બહારની અનુકૂલ પ્રતિકૂલ સામગ્રી આવી મળ્યા છતાં પોતાના ચિત્તમાં રાગદ્વેષાદિરૂપ વિક્ષેપ ન ઉપજવા દેવાનું ને બ્રહ્મમાં વા કર્તવ્યમાં મનને એકાગ્ર રાખવાનું બળ તે સમાધાન કહેવાય છે. પ્રારબ્ધને લીધે વિક્ષેપ ઉપજાવનારી અંતરબહારની ગમે તેવી બલવાન્ સામગ્રી આવીને પ્રાપ્ત થાય છતાં બ્રહ્મસ્વરૂપ ને તેની પ્રાપ્તિનાં સાધનોમાં જે પોતાના મનની એકાગ્રતાને ન ચુકાવા દે તેજ પુરૂષ સમાધાનવાળો ગણાય જે જિજ્ઞાસુ પુરુષ સમાધાનરૂપ સંપત્તિ વિનાનો હોય છે તે જિજ્ઞાસુ મનુષ્ય પોતાના ચિત્તની ચંચલતારૂપ દોષથી આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો સિદ્ધ કરવા સમર્થ થઇ શકતો નથી બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિનાં સાધનોના અનુષ્ઠાનમાં જિજ્ઞાસુનું અંતઃકરણ સ્વાભાવિક એકાગ્રજ રહે ત્યારે તેના અંતઃકરણમાં સમાધાનરૂપ સંપત્તિની પ્રાપ્તિ થઇ ગણાય.

અભ્યુદયના હેતુરૂપ સર્વ સકામકર્મોના તથા અધોગતિના હેતુરૂપ સર્વ નિષિદ્ધકર્મોના અશુભ પરિણામનો વિચાર કરીને તે સર્વ સકામકર્મોનો તથા નિષિદ્ધકર્મોનો પરિત્યાગ કરવો, અને શબ્દાદિ સર્વ વિષયો ને તેમની પ્રાપ્તિનાં સાધનોમાં રહેલો આરૂઢ રાગ પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિમાં પરમ અપકાર કરનારો છે એમ સમજી આ લોકના તથા સ્વર્ગાદિના સર્વ વિષયોમાં તથા તેમની પ્રાપ્તિનાં સાધનોમાં અંતઃકરણની ઉદાસીનતાજેવી સ્વાભાવિક સ્થિતિ કરવી તે ઉપરામ કહેવાય છે સત્યલોક સુધીનાં વિષયજન્ય સુખોમાં તથા તેમની પ્રાપ્તિ કરાવનારાં કર્મો તથા ઉપાસનામાં અંતઃકરણનો વેગ ન રહે, પણ ઉલટું તેમનામાં દોષદર્શન કરી સ્વાભાવિક રીતે તે તેમનાથી પાછું વળેલું રહે તે ઉપરામરૂપ સંપત્તિ હોય તોજ અંતઃકરણ અન્યના આકર્ષણને અભાવે બ્રહ્મને જાણવાનાં સાધનોનું સારી રીતે અનુષ્ઠાન કરી શકે છે, ને તે બ્રહ્મની સમીપ જતું જાય છે.

પોતાના સ્થૂલ શરીરને કોઇ પણ પ્રકારનો નાનો કે મોટો રોગ થાય; પોતાના અંતઃકરણ, ઇંદ્રિયો તથા સ્થૂલશરીરના સામર્થ્યની ક્ષીણતા થયેલી જણાય, ક્ષુધા તથા તૃષાના દુઃખની પ્રાપ્તિ થાય, સર્પ, વીંછી, વાઘ વરુ, શત્રુ કે ચોરાદિથી પીડા થાય, અને અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તાપ ને ટાઢથી તથા ગ્રહભૂતાદિથી પીડા થાય તે સર્વમાં આ સર્વ મારા પાપસંસ્કારોને દૂર કરવા મને પ્રાપ્ત થયેલ છે એમ સમજી પોતાના મનને પ્રસન્ન રાખવું, ક્લેશને વશ ન થવા દેવું, તે તિતિક્ષા વા સહનશીલતા કહેવાય છે પ્રાપ્ત થયેલું દુઃખ જો ભોગવ્યા વિના છુટકોજ નથી તો પછી ચિંતા તથા વિલાપ ન કરતાં તે પ્રસન્નતાથી ભોગવવું એમાંજ શોભા છે કોઇ પણ પ્રકારના દુઃખનો મારા આત્માની સાથે લેશ પણ સંબંધ નથી, તથા આ પ્રાપ્ત દુઃખના કરતાં બીજાં ઘણાં મોટાં દુઃખો જગતમાં છે તેમાંનું એક કે અનેક દુઃખ કે દુઃખો મને પ્રાપ્ત થયાં નથી, તો પછી મારે આ અસત્ય ને તુચ્છ દુઃખથી નકામો ક્લેશ શા માટે કરવો જોઇએ ? એમ વિચારી દુઃખની પ્રાપ્તિ થઇ હોય ત્યારે પોતાના મનને પ્રસન્ન રાખવું વસ્તુતાએ અહિં દુઃખ જેવી કોઇ વસ્તુજ નથી અમુક પ્રકારની સ્થિતિ પ્રાતિકૂલ્ય સુખરૂપ માની

લીધેલી ?ાવાથી તેનાથી વિપરીત સ્થિતિની પ્રાપ્તિ મયે ભ્રાંતિવડે, મન ક્લેશાનુભવ કરવા લાગે છે, જેમ પ્રતિકૂલ સ્થિતિમાં મનને પ્રસન્ન રાખવુ, તેમ અનુકૂલ સ્થિતિને મિથ્યા ગણી ને અનુકૂલ સ્થિતિમાં ગર્વાદિને વશ ન થતાં પોતાના મનને સમશાન્તવાળુ એટલે પ્રસન્ન રાખવુ આ વિશ્વમાં સર્વ મનુષ્યને ન્યૂનાધિક દુઃખની પ્રાપ્તિ થવાનો સંભવ હોવાથી સર્વ મનુષ્યોએ પોતાના વ્યવહારની તથા પરમાર્થની સિદ્ધિ માટે તિતિક્ષાનામની સંપત્તિ સંપાદન કરવી જોઇએ.

૪ મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા તે મુમુક્ષુતા કહેવાય છે જેમ બહુ દિવસના ભૂખ્યાને ભોજનની, બહુ તરષ્યાને જલ પીવાની, બહુ દિવસના ઊજાગરાવાળાને ઉંઘવાની, દુઃખમય કારાગારમાં પડેલાને તે કારાગારમાંથી બહાર નીકળવાની ઊનાળાના સૂર્યના મધ્યાહ્નકાલના તાપથી તપેલાને મોટા વૃક્ષની શીતલ છાયામાં બેસવાની, ને ઉંડા પાણીમાં ડુબતાને બહાર નીકળવાની જેવી તીવ્ર ઇચ્છા હોય છે તેવી તીવ્ર ઇચ્છા જો આ દુઃખમય સંસારમાંથી બહાર નીકળવાની મનુષ્યને ઇચ્છા થાય તો તે મનુષ્ય મુમુક્ષુ કહેવાય. મોક્ષ મેળવવાની સામાન્ય તો તે મનુષ્ય બલવાળી ઇચ્છા સ્વશરીરમા તથા અન્ય અનુકૂલ પ્રાપ્તિ પદાર્થમાં રહેલા ચિરકાલના દૃઢ રાગને અને પ્રતિકૂલ પ્રાપ્તિપદાર્થમા રહેલા ચિરકાલના દૃઢ દ્વેષને દૂર કરી શકતી નથી, માટેજ મોક્ષ મેળવવાની સામાન્ય ઇચ્છાને મુમુક્ષુતા કહી નથી, પણ મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છાને મુમુક્ષુતા કહી છે આવી મુમુક્ષુતાનો હૃદયમાં આવિર્ભાવ થયા વિના જિજ્ઞાસુ મનુષ્ય જ્ઞાનનાં શ્રવણાદિ સાધનોનું ઉત્સાહપૂર્વક અનુષ્ઠાન કરી શકે નહિ

આ ચાર સાધનોમાં વૈરાગ્ય, શ્રદ્ધા ને મુમુક્ષુતા આ ત્રણ સાધનો જો જિજ્ઞાસુના હૃદયમાં શુદ્ધ કરવામાંજ મચ્યો રહે છે. આ પ્રમાણે મા નસિક જ્ઞાન પ્રગટ થતાં તે પોતાની સ્વાર્થમયી વૃત્તિને તજી તેને બદલે ઈશ્વરી ગુણોનો સંગ્રહ કરે છે. પાપરૂપ અસત્ય રૂપ ધાતુને ત્યાગરૂપ અગ્નિમા તાવી તપાવી તેમાંથી સત્યરૂપી શુદ્ધ પવિત્ર સુવર્ણ છુટું પાડી લે છે.

આવા માણુસપર ગમે તેવી ભયંકર મહા આપત્તિ આવી પડતાં તે પોતાના સત્ય સંકલ્પના માર્ગેથી એક તસુ પણ પાછો હઠતો નથી. મેરૂની માફક સ્થિર, અચળ અને સમુદ્રની માફક શાંત રહે છે. તે સ્વયંસિદ્ધ માલીક હોય છે, તે કોઇ સેવક અગર દાસ હોતો નથી, કારણકે તેણે પોતાની ઇચ્છાઓ અને વાસનાઓનો ત્યાગ કરેલો હોય છે અને સત્યને સ્વિકાર્યું હોય છે. તે દુર્જનતાને દુર કરી સજ્જનતામાં મગ્ન થયેલો હોય છે, તે સત્ય અસત્યને પૂર્ણપણે પીછાને છે, તે અસત્યનો ત્યાગ કરી સત્યને સ્વીકારે છે. બીજાને કોઇ તેના બુરા માટે ચિંતા ન કરે, તેની સાથે દુર્જનતાઇથી વર્તે તોપણ તે તો દરેકના કલ્યાણની જ ઇચ્છા કરે છે જેટલા જેટલા લોકો તેને દુર દુર કરવા મથે છે. તેટલા તેટલાનું કલ્યાણ કરવાનો તેને શુભ અવસર પ્રાપ્ત કરવા માટે વૈરાગ્ય જેવું બીજું રામબાણ ઔષધ જ નથી.

વૈરાગ્ય પ્રાપ્ત થતાં મનુષ્ય સ્વતંત્ર બને છે, તેની પરતંત્રતાની બેડી તુટી જાય છે સ્વતંત્રતા એ જ્ઞાન પ્રાપ્ત થયાની મોટી એંધાણી છે, પણ જગતનું નિરિક્ષણ કરતાં, હજારો માણસો કેવળ પોતાના મનોવિકારને આધિન થયેલા જણાઇ આવે છે. અને એજ તેમના અજ્ઞાનનો જબરો પુરાવો છે. પહેલાં જે પોતાની શક્તિ બાહેરના વ્યવસાયો હોય તે કરવા અને પાછળથી તે સંબંધે પશ્ચાત્તાપ કરવો અગર હાંસી તામીપર આવી જવું એમા ડાપણ ભર્યું કાર્ય કેમ કહેવાય ? માટે કોઇ પણ જાતના વિકારને વશ ન થવું કોઇ પણ માણસ ગમે તેવા કારણસર અગર નિષ્કારણ આપણું અપમાન કરે તો તે આપણે સહન કરી લેવુ, અપમાન કરનાર માણસ જો મુર્ખ હોય તો તેનાપર રીસ કરવી નકામી છે, જો તે ઝેરીના સ્વભાવનો એટલે અદેખો હોય તો તેના તે શબ્દોપર દુર્લક્ષ કરવાથી તે પોતાની મેળે શાંત થઈ જશે, દુર્જનોને ક્ષમા એજ શિક્ષા છે. ક્ષમાથી તેઓ શીકા પાડે છે 'પોતાનું અપમાન થયું એમ જણાવવું એનુંજ નામ તેઓના ઉત્કર્ષને કહુતો જવાબ આપ્યા જેવું છે માટે તેવા પ્રત્યે આખાડા કરવાથીજ દુર્જનો પોતાની મેળે થડા પડે છે, કુતરૂં જ્યારે આપણી સામે ભસતા

માટે કે આપણે સ્થિર ઉભા રહી જવું અગર પલાંઠી વાળી બેસી જવું કે પછી આત્મસિંહનું જોર નરમું પડી જશે. જો તેનાથી ડરવાનું આવે તો તે સ્વાર થઈ જાય છે આવીજ રીતે દુર્જનો માટે પણ સમજવી આપણે જો નકામી ગામ પટલાઇ કરવાની મુકી દઈએ તો પછી શાંતીનો મુદ્દલે વાંધો આવે તેમ નથી, પણ જગતમાં ઘણાએ લોકોની નકામી ભાંજગડો ઉપસ્થિત કરે છે અને પછી ગુમરાણ કરતા ફરે છે

કેવળ બાહ્ય જગતનો સંબંધ તજી સંસારથી દુર થવા ભગવાં ધારણ કરી દુર જંગલમાં ઝુંપડી બાંધી પડી રહેવાથી કાંઇ ખરી શાંતી પ્રાપ્ત થતી નથી, જેની વૃત્તિ પલટાઈ નથી, વિષયનો જેને કંટાળો- આવ્યો નથી, તેવાઓના ચિત્તનો ક્ષોભ થવાને, એકાદું રાજ્યપદ્ધારી અગર વહેવારી કારણ તો શું પણ તુચ્છક કારણથી સુદ્ધાં તેઓનું મન ચંચળ અને ક્ષુબ્ધ થાય છે, માટે જ્યાં સુધી મન શાંત થયું નથી ત્યાં સુધી બલવાન્ હોય તો તે જિજ્ઞાસુ બીજા સર્વ સાધનો પ્રાપ્ત કરી શકે છે, ને પરમાર્થના સાધનોમાં આગળ વધી શકે છે

આ ચાર સાધનોનાં નામો તથા તેમનાં સ્વરૂપો સ્મરણમાં રાખવાથીજ જિજ્ઞાસુને વાસ્તવિક લાભ થવાનો સંભવ નથી, પણ તે ચારે સાધનોને પોતાના ચિત્તમાં વધારેમાં વધારે બલવાન્ કરવાથી તેને વાસ્તવિક લાભ થવાનો સંભવ છે, માટે પોતાને જિજ્ઞાસુ માનનાર પ્રત્યેક મનુષ્યે આ ચારે સાધનોને વા આ ચાર સાધનોમાંથી જે સાધન પોતાના ચિત્તમાં ન્યૂન બલવાળું જણાય તેને બલવાન્ કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

આ ચાર સાધનો સંપાદન કર્યા વિના વિચારસાગર, વૃત્તિપ્રભાકર, પંચદશી, ભાષ્યસહિત શ્રીમદ્ભગવદ્ગીતા, ભાષ્યસહિત ઉપનિષદો, ભાષ્યસહિત શારીરકસૂત્રો, અદ્વૈતસિદ્ધિ, ચિત્સુખી કે ખંડનખંડખાદ્યાદિ પુસ્તકોનું શ્રવણ કે અધ્યયન કરવાથી વાસ્તવિક લાભ થવાનો સંભવ નથી જેઓ સાધનસંપન્ન થયા વિના આમાંનો એક કે વધારે ગ્રંથ કે ગ્રંથોનું શ્રવણ વા અધ્યયન કરે છે તેઓ બહુધા મિથ્યાભિમાની, વિતંડાવાદ કરનારા, કે દુરાચારી થાય છે, ને પોતાના મનુષ્યજન્મનો જેવો શુભ ઉપયોગ કરવો જોઇએ તેવો શુભ ઉપયોગ તેઓ કરી શકવા ભાગ્યશાળી થતા નથી, માટે પ્રત્યેક જીજ્ઞાસુએ વેદાંતના શ્રવણ કે અધ્યયનની પૂર્વે આ ચાર સાધનો સંપાદન કરવામાં નિરંતર આદરપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ

જેમ પાંખવિના પક્ષી આકાશમાં ઉડી શકતું નથી, તેમ આ ચાર સાધનોની પ્રાપ્તિ કર્યા વિના જીજ્ઞાસુ મનુષ્ય બ્રહ્મનું યથાર્થ અપરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. આ સાધનોનાં સ્વરૂપો વાંચી વા સાંભળી લઇ તે સાધનો મારા ચિત્તમાં આવિર્ભાવ પામ્યાં છે, વા મારા ચિત્તમાં આવી ગયાં છે, એમ માની બેસવું નહિ, પણ વારંવાર કસોટી કરીને ને સાધનોનો પોતાના ચિત્તમાં કેટલો આવિર્ભાવ થયો છે તે વિવેકપૂર્વક સૂક્ષ્મદૃષ્ટિથી નક્કી કરતા રહેવું, ને આગળ વધવું આમ કરવાથી તે સાધનોની વાસ્તવિક પ્રાપ્તિ કરી શકાશે, ને પછી શ્રવણાદિના લાભવડે બ્રહ્મસાક્ષાત્કાર કરી કૃતાર્થ થઇ શકાશે

જેમ ઘી આયુષ્યની વૃદ્ધિ કરનારું મનાતા છતાં પણ જ્વરાદિ રોગવાળાને તે ઘી બહુ અપકાર કરનારું થાય છે, તેમ વેદાંતનો ઉપદેશ જીવનું ભવભ્રમણ દૂર કરી તેને દુઃખરહિત પરમાનંદપદે પહોંચાડવાના સામર્થ્યવાળો છતાં પણ વિવેકાદિ સાધનહીન મનુષ્યોને તે ઉપદેશ બહુ અપકાર કરનાર થાય છે, માટે વેદાંતનું શ્રવણ કરવા ઇચ્છનાર બુદ્ધિમાન્ મનુષ્યે તથા વેદાંતના શ્રવણમાં પ્રવૃત્ત થયેલા બુદ્ધિમાન્ મનુષ્યે આ વિવેકાદિ ચાર સાધનો સંપાદન કરવા અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ

પોતાના વર્ણાશ્રમના ધર્મોનું શ્રદ્ધાપ્રીતિપૂર્વક પરિપાલન કરવારૂપ તપથી જ્યારે તે મનુષ્યના અંતઃકરણમાં રહેલા પરમાત્મા પ્રસન્ન થાય છે ત્યારે તે મનુષ્યને આ વિવેકાદિ સાધનોની પ્રાપ્તિ થાય છે, માટે આ વિવેકાદિ સાધનો સંપાદન કરવા ઇચ્છનાર મનુષ્યે પોતાના વર્ણાશ્રમના ધર્મોનું પરિપાલન કરી પરમાત્માને પ્રસન્ન કરવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ. ૐ

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે. શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર.)
(અનુસંધાન ગત વર્ષના અંક ૧૨ માના પૃષ્ઠ ૪૦૨ થી)

### પ્રકરણ ૧૩ મું.

કુટ્ટિની અંબાના આવાસમાં

"મેં જ્યારે મારાં નેત્રો ઉઘાડયાં ત્યારે વિશ્વમાં વિશ્વપ્રકાશક સૂર્યનારાયણનો પ્રકાશ સર્વત્ર વિસ્તરેલો હતો અને સૂર્યનારાયણ અદ્યાપિ આકાશના મધ્યભાગમાં આવેલા ન હોવાથી દિવસનો દ્વિતીય પ્રહર ચાલતો હોવો જોઇએ અને દશથી અગિયાર વાગ્યાની વચ્ચેનો સમય હોવો જોઇએ એવી કલ્પના કરી શકાતી હતી હું એક સુંદર અને મૂલ્યવાન્ કાષ્ટપર્યંકની અત્યંત મૃદુ તથા સ્વચ્છ શય્યામાં પડેલી હતી, જે ઓરડામાં મને સુવાડવામાં આવી હતી તે ઓરડાની લંબાઈ અને પહોળાઇ લગભગ વીસ વીસ ફીટની હોવાથી તે ઓરડો સમચોરસ હતો, ઓરડાની જમીનપર ઊંચી જાતનો અને મોંઘી કીમતનો એક સુંદર ગાલીચો પાથરેલો હતો, ઓરડાના મધ્ય ભાગમાં એક મોટું ગોળ ટેબલ ગોઠવેલું હતું, તેની આસપાસ હાથાવાળી આઠ કુરસીઓ ગોઠવીને રાખવામાં આવી હતી, ત્રણ બાજૂની ભીંતોની લગોલગ મખમલની ગાદીવાળા ત્રણ કોચ રખાયલા હતા, એ કોચોની વચ્ચે ઓરડાના બે ખૂણામાં બે આરામ કુરસીઓ ( ઇઝીચેઅર્સ ) જોવામાં આવતી હતી અને બે આરામ કુરસીઓ પાસે બે ટિપાઇઓ પડેલી હતી પલંગની પાછળ બારીની બાજૂમાં એક ડ્રેસિંગ ટેબલ અને હાથ મોઢું ધોવાનાં તથા માથું ઓળવાનાં સાધનોને તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ભીંતોપર ચારે તરફ શૃંગારરસનો પરિચય કરાવનારાં કેટલાંક ઉત્તમ ચિત્રોને સુંદર ફ્રેમોમાં મઢાવીને ટાંગવામાં આવ્યાં હતાં અને છતમાં પીતળનો ચકચકાટ કરતો લૅમ્પ ટાંગેલો હતો સારાંશ કે, એ ઓરડામાંની સર્વ વસ્તુઓ ઓરડાના અથવા એ ઘરના માલિકની ધનાઢ્યતાને સ્પષ્ટતાથી વ્યક્ત કરી બતાવતી હતી, એ નવેસરથી કહેવાની કે લખવાની આવશ્યકતા હોય - એવી મારી માન્યતા નથી

અસ્તુ. મારી પર્યંકશય્યાની પાસે જ એક કુરસીમાં મારા મુખમંડળનું નિરીક્ષણ કરતી એક ગૌરવર્ણ, સુંદરાકૃતિ, પુષ્ટકાય અને પ્રૌઢા અવસ્થામાં વિહરતી એટલે કે લગભગ ચાળીસથી બેતાળીસ વર્ષના વયની અબળા શરબતી મલમલની રેશમી કાળી કીનારવાળી સાડી અને જામલી રંગની રેશમી કસકસની ચોળી એ પ્રમાણેનાં વસ્ત્રો તથા હાથોમાં નક્કર સોનાની ચૂડ અને કાનોમાં હીરાનાં લવંગિયાં આદિ અલંકારો ધારીને બેઠેલી મારા જોવામાં આવી. તેના શરીરપર સૌભાગ્યના હાથીદાંત કે કાચની બંગડી, નાસિકા પુષ્પ તેમજ ચાંદલો આદિ સાધનો ન હોવાથી અને સોનાની ચૂડ વૈધવ્યનો પ્રત્યક્ષ પરિચય કરાવનારી હોવાથી તે અબળા વિધવા હોવી જોઇએ, એવો મારો નિશ્ચય થઇ ગયો. એ વિધવા ઉપરાંત ગોળ ટેબલની આસપાસ રખાયલી કુરસીઓપર અને કોચપર બીજી સાત સુંદરીઓ બેઠેલી હતી તે બીજી અબળાઓને સુંદરીઓ કહેવાનું કારણ એ છે કે તે સાતે અબ-

ળાઓ વીસથી પચીસ વર્ષના વયથી વધારે વયની નહોતી, સૌન્દર્યમાં તેઓ એક બીજાથી ચઢિયાતી હતી અને તેમનાં વસ્ત્રાભૂષણો પણ એવાં ઉત્તમ હતાં કે તેમને જોતાં જ જો વિલાસી પુરુષોનાં મન તેમનામાં મુગ્ધ થઇ જાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. મારી આસપાસ આવા પ્રકારની વિલક્ષણ પરિસ્થિતિને વિસ્તરેલી જોઇને હું કેટલીક વાર સુધી તો તે પ્રૌઢા અબળા તથા સુન્દરી યુવતીઓને સ્થિર દૃષ્ટિથી જોઈ રહી અને ત્યાર પછી મંદ સ્વરથી મેં તે પ્રૌઢા અબળાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે —

"હું ક્યાં છું? આ આગારમાં મને કોણ લઇ આવ્યું છે અને આત્મહત્યા કરીને મરી જવા ઇચ્છનારી આ અભાગિની મીનાક્ષીના પ્રાણની રક્ષા કોણે કરી છે?"

મારા આ પ્રશ્નના ઉત્તરમાં તે પ્રૌઢા અબળા ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગી કે: "મીનાક્ષી, પરમ દિવસે રાત્રિના આરંભ કાળમાં જે વેળાયે તું વિક્ષિપ્ત સ્થિતિમાં આત્મહત્યા કરીને મરી જવાની ઇચ્છાથી સમુદ્રપ્રતિ જતી હતી, તે વેળાયે વરલીના પૂલપર મારી ગાડી ઊભી હતી અને હું મારા એક મિત્ર સાથે વાર્તાવિનોદ કરતી તેની સામેના એક ઝાડ નીચે ગોઠવેલા મ્યુનિસિપાલિટીના બેંચપર બેઠી હતી. તને અંધકારગ્રસ્ત જનશૂન્ય માર્ગમાં રાત્રિના સમયમાં એકલી જતી જોઇને મારા મનમાં શંકા થવાથી મેં મારા તે મિત્ર તથા મારા ગાડીવાળાને તારી સંભાળ રાખવાને તારી પાછળ મોકલ્યા અને હું તેમની વાટ જોતી મારી ગાડીમાં બેસી રહી તે બન્ને પુરુષો તારાથી થોડા અંતરપર તારી પાછળ પાછળ ચાલતા હોવા છતાં તારૂં ધ્યાન આત્મહત્યામાં એકાગ્ર થયેલું હોવાથી જો તેમનાં પગલાંનો ધ્વનિ તારા સાંભળવામાં ન આવ્યો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી સારાંશ કે લગભગ પોણા કલાકમાં તે પુરુષો તને મૃત મનુષ્ય જેવી નિશ્ચેષ્ટ અવસ્થામાં ઉપાડીને ત્યાં મારી ગાડી ઊભી હતી ત્યાં પાછા આવી લાગ્યા અને તને ગાડીમાં સુવાડીને અમો મારા આ મકાનમાં લઇ આવ્યાં. તારા શરીરમાં અત્યંત નિર્બળતા આવી ગયેલી હોવાથી અને તેમાં વળી મારા મિત્રે તને ઉપાડતી વેળાયે તું ચીત્કાર ન કરે એટલામાટે તને ક્લોરોફૉર્મ સુંઘાડેલું હોવાથી અહીં લાવ્યા પછી પણ તત્કાળ તું શુદ્ધિમાં ન આવી અને તેથી અમારા હૃદયમાં ભય થતાં એક મારા ડૉક્ટરને બોલાવી બે દિવસ સુધી ઉપચારો કરાવ્યા ત્યારે અત્યારે તેં નેત્રો ઉઘાડ્યાં છે હવે તારા મૃત્યુની ભીતિ ટળી ગઇ છે અને તું મારી છાયામાં આવી પડી છે એટલે હવે તારે ભય કિંવા નિરાશાજન્ય ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું નથી, કારણ કે, આ મારી પર્ણકુટીમાં તારી સર્વ આશાઓ પૂરી થશે અને તને સર્વ પ્રકારનાં ઇચ્છિત સુખો આવી મળતાં તારી નિરાશાનો સર્વ પ્રકારે પરિહાર થઇ જશે."

"આપનું નામ શું છે, આપ કઇ જાતિનાં નારી રત્ન છો અને આપનો આ નિવાસાલય મુંબઇના કયા લત્તામાં આવેલો છે?" મેં પૂછ્યું

"મારૂં નામ અંબા છે, મારો જન્મ ગુજરાતમાં વસતી ઉદીચ્ય નાગર બ્રાહ્મણ જાતિમાં થયેલો છે અને મારો આ નિવાસાલય મુંબઇના તારદેવ નામથી ઓળખાતા લત્તામાં આવેલો છે" તે પ્રૌઢા અબળાએ મારા પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું. એ પ્રૌઢા અબળાનું નામ હવે આપણા જાણવામાં આવી ગયેલું હોવાથી હવે પછી હું તેનો તેના નામથી જ ઉલ્લેખ કરીશ.

"ત્યારે આ સર્વ રમણીઓ બેઠી છે તે કોણ છે? આપની પુત્રીઓ અને પુત્રવધૂઓ તો નથી? જો એ આપની દુહિતાઓ અને સ્નુષાઓ હોય, તો તો આપનું કુટુમ્બ અતિશય વિશાળ હોવું જોઇએ, કેમ ખરૂં કે નહિ?" મેં તે યુવતીઓનો પરિચય કરી લેવાના આશયથી આ પ્રમાણેનો બીજો પ્રશ્ન પૂછ્યો.

"નહિ, આ રમણીઓમાંની કોઇ પણ રમણી મારી કન્યા નથી તેમજ મને પરમેશ્વરે પુત્રની માતાની પદવી પણ આપેલી ન હોવાથી આમાંની કોઇ પણ યુવતી મારી પુત્રવધૂ હોય એ પણ સંભવતું નથી, છતાં એ સર્વ સુન્દરીઓ સદાને માટે મારા આ આગારમાં જ વસનારી છે અને એઓ મારી સાથે મારા આશ્રયમાં શા કારણથી

રહે છે, એ ભેદ જ્યારે તું સંપૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરી હશે ફરતી થઈશ ત્યારે પોતાની મેળે જ તારા જાણવામાં આવી જશે, કારણ કે, હવે પછી તારે પણ આ યુવતીઓની પેઠે મારા જ આશ્રયમાં રહેવાનું છે અને મારી આજ્ઞા અનુસારે જ વર્તવાનું છે અત્યારે હવે તું વિશેષ બોલાવણથી મુખને તથા વિશેષ વિચારથી મગજને અકારણ પરિશ્રમ આપીશ નહિ, કારણ કે, તારા શરીરમાં અદ્યાપિ નિર્મળતા રહેલી છે એટલે એ પરિશ્રમથી જો વળી પાછી મૂર્ચ્છા આવી જશે, તો સ્થિતિ ભયંકર થઈ પડશે અત્યારે અગત્યના એક કાર્યમાટે હું બહાર જાઉં છું તે પાછી બેથી ત્રણ વાગ્યાની વચ્ચે આવીશ. મારી ગેરહાજરીમાં આ યુવતીઓમાંની આ મેના અને માના નામની બે યુવતીઓ તારી પાસે હાજર રહેશે અને તને જે વસ્તુની આવશ્યકતા હશે તે લાવી આપશે." મને આવા પ્રકારની સૂચના આપીને અંબાએ તે મેના તથા માના નામની બે યુવતીઓને સંબોધીને કહ્યું કે "મેના અને માના, તમો આ મીનાક્ષીની સારી રીતે સંભાળ રાખજો અને એને વખતસર ઔષધ આપી ડૉક્ટરના હુકમ મુજબ ચાહ તથા ફ્રુટ વગેરે ખવડાવજો, પરન્તુ એની સાથે એને થાક ચડી જાય તેટલી હદ સુધી વધારે પડતી વાતચીતો કરશો નહિ "

મેના તથા માનાએ "વારુ" કહીને તેની આજ્ઞાને મસ્તકે ચઢાવી લીધી એટલે અંબા ત્યાંથી ચાલતી થઈ ગઈ અને તેની પાછળ મેના તથા માના ઉપરાંત જે બીજી યુવતીઓ હતી તે પણ તે આગારના તેમના નિવાસમાટે અપાયેલા અન્ય ભાગોમાં જવાને રવાના થઈ મેના તથા માના મારી સમવયસ્કા અને ઉચ્ચ હિન્દુ જાતિની યુવતીઓ હોવાથી તેમજ તેમના સ્વભાવો પણ સરળ તથા મિલનસાર હોવાથી બે દિવસમાં તો મારી સાથે એટલી બધી પલોટાઈ ગઈ કે જાણે તેઓ મારી બચપણની સખીઓ અથવા તો બહેનો જ ન હોય! અંબા પોતે દિવસમાં બેવાર અને એકાદવાર રાત્રે મારી પાસે આવતી હતી અને દરેક વખતે અડધા કલાકથી કલાક જેટલો સમય મારી સાથેના સંભાષણમાં વીતાડતી હતી અહીં મેના તથા માના વિશે વચ્ચે એક વાર્તા જણાવવાની આવશ્યકતા છે અને તે એ કે તેઓ દિવસના સમયમાં તો બહુધા મારી પાસે જ રહેતી હતી, પરન્તુ સંધ્યાકાળે છ વાગતાં ચાલી જતી હતી તે રાત્રિના બાર વાગ્યા પછી જ મારા ઓરડામાં આવતી હતી અને તેટલીવાર તેઓ એક ઘરની ચાકરડીને મારી પાસ બેસી જતી હતી એક દિવસમાં અંબાએ મારા મુખથી મારા સંકટની સમસ્ત કથા સાંભળી લીધી અને મારી તે કથા સાંભળ્યા પછી હું ગર્ભવતી હતી એ ભેદ તેના જાણવામાં આવતાં તે મારી પ્રકૃતિને જાળવવાની અને સર્વ પ્રકારે મારી સંભાળ રાખવાની આગળ કરતાં પણ વધારે કાળજી રાખવા લાગી અંબાને મારા વ્યભિચાર તથા મારી અધોગતિના ભેદને જાણવા છતાં પણ મારા પ્રતિ આટલી બધી મમતા, પ્રીતિ તથા અનુકંપા દર્શાવતી જોઈને મારી એવી જ માન્યતા થવા લાગી કે અંબા માનવી જાતિની અબળા નહિ, કિન્તુ અમરલોકની દેવાંગના જ હોવી જોઈએ અને કોઈ શાપના પ્રતાપથી જ તેનો આ મર્ત્યલોકમાં અવતાર થયેલો હોવો જોઈએ અંબા વિશે મારા હૃદયમાં આવો ઉત્તમ અભિપ્રાય બંધાવાથી અને તેના વિશે મારા મનમાં માનની લાગણી થવાથી 'હૈયે હોય તે હોઠે આવે' એ કહેવત પ્રમાણે ચાર પાંચ દિવસ પછી મેના તથા માના સાથે સંભાષણના પ્રવાહમાં અંબાની વાત આવતાં મેં અંબાની મુક્તકંઠથી પ્રશંસા કરવા માંડી અને મને આશા હતી કે મેના તથા માના પણ અંબાની પ્રશંસામાં મારી સહકારિણી થશે અને તેમના પોતાના અંબા વિષયક ઉત્તમ અનુભવને કૃતજ્ઞતાપૂર્વક વાણીદ્વારા વ્યક્ત કરી બતાવશે, પરન્તુ તેઓ તો મારા મુખથી અંબાની પ્રશંસાને સાંભળીને અમુક વિશિષ્ટતાસૂચક દૃષ્ટિથી એક બીજાના મુખમંડળને જોવા લાગી અને સ્મિત કરવા લાગી. મારી આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ અને મેં આતુરતાથી તેમને પૂછ્યું કે –

"બહેન મેના અને માના, મારા મુખથી અંબાબાઈની પ્રશંસા સાંભળીને તમો આમ એકમેકનાં મોઢાં જુઓ છો અને હસો છો તેનું શું કારણ છે વારુ? કારણ કે, મને તમારી આ ચેષ્ટામાં કાંઈક ભેદ રહેલો હોય એમ દેખાય છે અને તેથી એ ભેદને જાણવાની મારી આતુ-

રતા ક્ષણે ક્ષણે વધારે અને વધારે વધતી જાય છે "

"અમારી આ ચેષ્ટામાં અવશ્ય એક પ્રકારનું રહસ્ય તો સમાયલું જ છે; પરન્તુ અમારાથી અત્યારે જ તારા સમક્ષ તે રહસ્યનો સ્ફોટ કરી શકાય તેમ નથી, કારણ કે, જો એ વાર્તા અંબાના જાણવામાં આવી જાય તો અમારાં હાડકાં પાંસળાં ખોખરાં થાય અને અમારાં ચામડાં કોયડાના મારથી ચીરાઈ જાય તેમ છે અમારી આ ચેષ્ટાનો ભેદ ધીમે ધીમે પોતાની મેળે જ તારા જાણવામાં આવવાનો છે એટલે અત્યારે જ આટલી બધી અધીરી ન થા, ખમી ખા અને અજ્ઞાનથી જે સુખ મળે છે તે સુખને ચાર દિવસ વધારે ભોગવી લે." મેનાએ ગભીરભાવથી આ પ્રમાણેનું ઉત્તર આપ્યું

પરંતુ મેનાના એ ઉત્તરથી તો તે રહસ્યને જાણવામાટે હું વિશેષ અધીર થવા લાગી અને મારી આતુરતાની પરિસીમા થઇ ગઇ અને તેથી હું પણ ગભીરતાથી કહેવા લાગી કે "મેના બ્હેન, હું એવી હલકા પેટની નથી કે તમારા વિશ્વાસનો ભંગ કરૂં અને તમારી કહેલી વાત અંબાબાઇને કે બીજા કોઇને જણાવી દઉં તમો પોતે જ કહો છો કે ધીમે ધીમે એ રહસ્ય મારા જાણવામાં તો આવવાનું જ છે, તો પછી અત્યારે જ તમો બન્ને બ્હેનો એ રહસ્યનો મારા સમક્ષ સ્ફોટ શામાટે નથી કરતાં અને મારામાં અવિશ્વાસ શામાટે લાવો છો? અજ્ઞાનથી જેટલા સુખની પ્રાપ્તિ થાય છે તેટલાજ દુઃખનો આતુરતા અથવા સંશયથી સાક્ષાત્કાર થાય છે, એ તો તમારા જાણવામાં હોવું જ જોઇએ એટલે હવે મારા આતુરતાજન્ય દુઃખને મટાડવાનો સત્વર પ્રયત્ન કરો, મારામાં વિશ્વાસ રાખો અને અહીંનો જે ભેદ હોય તે એક નિમેષ માત્રના પણ વિલંબ વિના મને જણાવી દો આ ઉપકારમાટે હું તમારી મરણપર્યન્ત ઋણી રહીશ એટલામાટે મને હવે [illegible] ન તરસાવો."

"મીનાક્ષી, [illegible] શા કારણથી જ્યારથી તું અહીં આવી [illegible] ત્યારથી અમો બન્નેને તારાપર બહુજ દયા આવ્યા કરે છે અને તેથી તારા વચનમાં વિશ્વાસ રાખીને અમો આ આગારનો અને આ આગારની સ્વામિનીનો ગુપ્ત ભેદ તને જણાવીએ છીએ પરંતુ સાવધાન, આ વાર્તા અંબાના કે અહીંની બીજી યુવતીના જાણવામાં કે સાંભળવામાં ન આવે, નહિ તો આપણા વર્ગના અકાળ મૃત્યુનો જ પ્રસંગ આવી લાગશે." મેનાએ ભેદને જણાવવાની હા પાડવા સાથે સાવધાન રહેવાની સૂચના આપતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યાં

"પ્રાણ જતાં પણ આ મીનાક્ષીના મુખમાંથી આપણા અત્યારના સંભાષણનો એક અક્ષર પણ બહાર નહિ નીકળે." મેં તેમને પુનઃ આ શબ્દોથી મારામાં વિશ્વાસ બંધાવવાનો પ્રયત્ન કર્યો

"ત્યારે હવે મને કહે કે અંબાને તું કુલીન કામિની અને અતિશય દયામયી ગૃહસ્થ નારી, તેમજ શુદ્ધચરિત્રા વિધવા માને છે કે કેમ?" મેનાએ ભેદસ્ફોટના આરંભમાં આ પ્રમાણેનો પ્રશ્ન અતિશય ગભીર મુખમંડળ તથા ગભીર વાણીથી પૂછ્યો.

"અત્યાર સુધી તો મારી એવી જ માન્યતા છે" મેં ઉત્તર દીધું.

"તો ભેદસ્ફોટના આરંભમાં જ જાણી લે કે તારી એ માન્યતા સર્વથા પ્રમાદપૂર્ણ અને અસત્ય મૂલક છે, કારણકે, જેને તું એક કુલીન કામિની માને છે તે અંબા એક નીચથી પણ નીચ સ્વભાવની વેશ્યા, કુલટા કાન્તા અને ભયંકર કુટ્ટિની હોવા સાથે એવી તો નિર્દય, સ્વાર્થ સાધિકા અને અત્યાચારિણી નારી છે કે જેના નિર્દયતાને જોઇને કસાઇની નિર્દયતા પણ શર્માઈ જાય છે અને જેના અત્યાચારોના અવલોકનથી ક્રૂરતા પોતે પણ 'ત્રાહિ ત્રાહિ' શબ્દોને ઉચ્ચારતી દેખાય છે અહીં મુગ્ધા બાળાઓ તથા સંસારના છળ કપટનો જેમને લેશ માત્ર પણ અનુભવ નથી હોતો તેવી રૂપવતી યુવતીઓને અનેક પ્રકારે ભોળવીને લાવવામાં આવે છે અને ત્યાર પછી ધન પ્રાપ્તિથી સ્વાર્થની સિદ્ધિ માટે વેશ્યાવૃત્તિ અથવા વ્યભિચારના અત્યંત પાપમય તથા ઘૃણાકારક માર્ગે ચઢાવવામાં આવે છે એટલે એથી અંબાની પોતાની તીજોરી તો રૂપિયા, ગીની તથા નોટોથી ભરાય છે, પણ નિર્દોષ યુવતીઓના શુદ્ધત્વ તથા આરોગ્યનો નાશ, થાય છે અને તેઓ ક્ષય તથા ઉપદંશ જેવા ભયંકર રોગોના મુખમાં પડી બે પાંચ વર્ષમાં જ અકાળ મૃત્યુને આધીન થઇ જાય છે. આ આગારમાં અત્યાર સુધીમાં આપણા જેવી શતાવધિ મુગ્ધા યુવતીઓના પવિત્રતા સહિત જીવનનાં બલિદાન અપાયાં છે; નિર્દોષ નારીઓનાં

શોભીત કરાયાં છે અને રાક્ષસી અત્યાચારો કરાયા છે, ત્યારે જ અબાના આવા બે બંગલા અને બે બાળી ચણાયા છે અને તેના પટારામાં છનાછલ રૂપિયા ભરાયા છે. આ આવાસમાં વસતી યુવતીઓને ઉત્તમ વસ્ત્રાલંકારો શરીરને શૃંગારવા માટે આપવામાં આવે છે તેમાં દયા તથા અનુકંપાનું નાહ, કિન્તુ સ્વાર્થનું જ તત્ત્વ સમાયલું છે. કારણકે, ઉત્તમ વસ્ત્રાલંકારથી યુવતીના શારીરિક સૌન્દર્યની વૃદ્ધિ થાય છે અને કામુક પુરુષો રમણીના શારીરિક સૌન્દર્યના જાળમાં સત્વર સપડાતાં તેમની પાસેથી ઇચ્છાનુસાર પૈસા ઓકાવી શકાય છે. અહીંની પ્રમદાઓને ઉત્તમ ભોજન પણ એટલા માટે જ આપવામાં આવે છે કે તેથી તેમનું આરોગ્ય જળવાય અને શરીર સારી સ્થિતિમાં રહે, તો તેઓ માંદી ન પડે, ડૉક્ટરને દવાના પૈસા આપવા ન પડે અને તેમનાથી થતી કમાણી એક દિવસને માટે પણ ન અટકે. બાકી જો અહીં વસતી વનિતાઓને આજે જ આ આવાસને ત્યાગી જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો તેમની પોતાની માલકીનાં ખાદીનાં ત્રણ વસ્ત્રો પણ તેમને પહેરવા માટે મળી શકે કે કેમ, એની સોળ સોળ આના શંકા જ સમજવાની છે. સારાંશ કે, જ્યાં સુધી યૌવન અવિચળ હોય અને શરીરની શક્તિઓ અચળ હોય, ત્યાં સુધી આ આગારમાં આનંદથી રહો, ખાઓ, પીઓ, પહેરો ઓઢો અને યૌવન, સૌન્દર્ય તથા પવિત્રતાને વેચી અબાની તીજોરીને તર કરતા રહો, અને જો દુર્ભાગ્યની પ્રબળતાથી કોઇ ભયંકર રોગના ભોગ થાઓ, તો ત્રણ વસ્ત્રો ધારીને ધર્માદા હૉસ્પિટલમાં જાઓ અને ત્યાં અકાળ મૃત્યુને વશ થઇ દેહ કે ભગીના હાથે ભૂમિમાં દટાઓ કે પછી ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ જાઓ. એની અબાને કે અબાના લાગતા વળગતા બીજા રાક્ષસોપમ પુરુષોને લેશ માત્ર પણ ચિન્તા હોતી નથી." મેનાએ અબાના બાહ્ય તથા આભ્યંતર સત્ય સ્વરૂપનું ભયાનક શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું.

મેનાના મુખથી અબાની સ્વાર્થ-પરાયણતા, નિર્દયતા તથા ક્રૂરતાનું વર્ણન સાંભળીને મારું સુકોમળ હૃદય કંપવા લાગ્યું અને આત્મકામ બાળાની વાણી સત્ય સિદ્ધ થવાનો મને સંપૂર્ણ સંભવ દેખાવા લાગ્યો, કારણ કે, મારે વેશ્યાવૃત્તિને સ્વીકારવી જ પડશે, એમ તેણે દૃઢતાપૂર્વક જણાવ્યું હતું અને અત્યારે હું એક એવી કુટ્ટિનીના જાળમાં સપડાઇ હતી કે જો તે કુટ્ટિનીની ઇચ્છા હોય તો ઇચ્છા કે અનિચ્છાપૂર્વક વેશ્યા વૃત્તિને સ્વીકાર્યા વિના મારો છૂટકો થાય તેમ હતું જ નહિ. અસ્તુ. અદ્યાપિ અબા પોતે કોણ હતી અને તેણે કેવા સંયોગોમાં આ નીચ વ્યવસાયનો સ્વીકાર કર્યો હતો એ ઇતિહાસ મારા જાણવામાં આવેલો ન હોવાથી મેં મેનાને સંબોધીને પૂછ્યું કે—

"મેના બહેન, અંબા પોતે ઉદીચ્ય જાતિની બ્રાહ્મણી તરીકે ઓળખાવે છે તે વાર્તા સત્ય છે કે કેમ? અને જો તે વાર્તા સત્ય હોય, તો તેણે આ નીચતમ વ્યવસાયને કેવા સંયોગોમાં, શા કારણથી અને કયા સુખની લાલસા કિંવા આશાથી સ્વીકાર્યો છે, એનો જો કાંઇ પણ વૃત્તાન્ત તમારામાંથી કોઇના પણ જાણવામાં આવ્યો હોય, તો મને જણાવશો, કારણકે, અબાના એ વૃત્તાન્તને સાંભળ્યા વિના મારી આતુરતા યથાર્થ સ્વરૂપમાં શમવાની નથી."

"અંબાનો એ વૃત્તાન્ત આ માનાના મુખબીજ મેં સાંભળ્યો છે એટલે તેનો એ વૃત્તાન્ત જો કે મારાથી અજ્ઞાત નથી, છતાં પણ મારા કરતાં આ માના તને એ વૃત્તાન્ત વિશેષ રસિકતાથી અને યથાર્થ સ્વરૂપમાં સંભળાવી શકશે." મેનાએ અબાના તે વૃત્તાંતને સંભળાવવાનો ભાર માનાના શિર પર નાખી દીધો.

"સત્ય છે, અબાનો વૃત્તાન્ત મારાથી વધારે સારી રીતે વર્ણવી શકાશે, પરંતુ તેમાં રસિકતા જેવું, મારી માન્યતા પ્રમાણે તો, કાંઇ પણ નથી. આ મેનાને તેમાં રસિકતા જેવું જણાતું હોય તો પરમાત્મા જાણે. કારણકે, મને તો કેવળ રસહીનતા અને ઘૃણાનો જ ગંધ આવતો હતો." આ પ્રમાણે માનાએ મેનાના કથનના અંગે મરમ સાથે પોતાનો વિરોધ દર્શાવીને પછી અંબાના વૃત્તાન્તને સંભળાવતાં કહેવા માંડ્યું કે "મીનાક્ષી, અંબાનું વય અત્યારે તેતાળીસ વર્ષનું હોવા છતાં પણ અદ્યાપિ તેનું શરીર કેવું બલિષ્ઠ, સુંદર અને પ્રભાવશાળી છે એ તો તારા જોવા તથા જાણવામાં આવી ગયું છે એટલે યૌવનકાળમાં અબા કેવી અને કેટલી અદ્વિતીય રૂપ સુન્દરી યુવતી હશે, એની એથી સહજ કલ્પના

"અંબાના યારમાં એવો એક પણ ગુણ નહોતો કે જેનાયોગે તે મુંબઈમાં કોઈની નોકરી કરીને દસ કે પંદર રૂપિયાનો પગાર પણ મહિને લાવી શકે એટલે અંતે પોતાના યૌવન તથા સૌન્દર્યને વેચી નિર્વાહમાટે પૈસા કમાવાનો ભાર અંબાના શિરપર જ આવી પડ્યો. તેઓ નળ બજારના લત્તામાંના એક એવા માળામાં રહેતાં હતાં કે જે માળામાંનાં બીજાં ભાડુતો પણ લગભગ તેમના જેવાં જ હતાં અને તેથી અંબાનો બે ત્રણ એવી પાડોસણો સાથે મૈત્રી સંબંધ થયો હતો કે જેઓ પોતે સાંજે છ વાગાથી રાતે બાર વાગ્યા સુધી કુટ્ટિનીગૃહમાં રહી પોતાના યૌવન તથા લાવણ્યના વેચાણથી પૈસા કમાવી આવતી હતી અને તે પૈસાથી પોતાના ધણી અથવા યાર તેમ જ પોતાના નિર્વાહનું ગાડું ગબડાવતી હતી. અંબા પણ હવે પોતાના યારની અનુમતિથી તે સ્ત્રીઓની સાથે કુટ્ટિનીગૃહમાં જવા લાગી અને ત્યાં તેના અનુપમ લાવણ્યના યોગે તેના અનેક ગ્રાહકો થતા નિત્ય પાંચથી દશ રૂપિયા ને ઓછામાં ઓછા લાવવા લાગી, કોઈ કોઈ વાર તો તેની આવક પંદરથી ત્રીસ રૂપિયાની પણ થતી હતી એટલે તેમની નિર્વાહ વિષયક ચિન્તા તો ટળી ગઈ એવી રીતે છ મહિના જેટલો સમય વીત્યા પછી કુટ્ટિનીગૃહ અથવા કુટણખાનામાં અંબાને એક એવો ધનાઢ્ય ગૃહસ્થ મળી ગયો કે જેણે તેને પોતાની રખાયત તરીકે પોતાના ગૃહમાં રાખી લીધી અને તે ગૃહસ્થ વિધુર તથા સંતાનહીન હોવાથી તેણે પોતાની વીસથી પચીસ હજારની કીંમતનો એક માળો અને પચીસ હજારનાં ઘરેણાં તથા રોકડ મિલ્કત અંબાના નામપર ચઢાવી દીધાં આ મિલ્કત પોતાના નામપર ચઢી ગયા પછી ચાર પાંચ મહિનામાં જ તે ધનાઢ્ય ગૃહસ્થને ઝેર ખવડાવીને અંબાએ રામશરણ કરી દીધો અને ત્યાર પછી પોતાના યારને સાથે રાખીને તે મોટી શેઠાણીના ઠાઠમાં રહેવા લાગી. પોતાને કુટ્ટિની ગૃહનો અનુભવ મળેલો હોવાથી અને ત્યાં કુટ્ટિનીને બહુજ સારી આવક થતી તેના જોવામાં આવેલી હોવાથી અંબાના મનમાં એક ઉત્તમ વ્યવસ્થાવાળા કુટ્ટિનીગૃહને ખોલવાનો અને લાખો રૂપિયા કમાવાનો વિચાર થઈ આવ્યો અને એ વ્યવસાયને ચલાવવાનાં પોતા પાસે સર્વ સાધનો તૈયાર હોવાથી પોતાના ભૂલેશ્વર ત્રીજા ભોઈવાડામાં આવેલા માળામાં જ કેટલીક વ્યભિચારિણી સ્ત્રીઓને આવતી જતી કરીને એ વ્યવસાયને ચલાવવાનો તેણે આરંભ કરી દીધો અને તેનો યાર એ જ માળાના એક ભાગમાં જુગારખાનું ચલાવવા લાગ્યો. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, સંસારમાં જે એવી માન્યતા પ્રચલિત છે કે અંતે પાપનો ક્ષય અને ધર્મનો જ જય થાય છે, પણ અંબાના વિષયમાં એથી વિપરીત પરિણામ થતું દેખાયું એટલે કે પાપ કર્મથી તેની લક્ષ્મી વધવા લાગી અને આજે તેની મિલ્કત લગભગ ત્રણથી ચાર લાખની અંકાય છે, કારણ કે, જુગારખાનામાં જો કોઈ ધનાઢ્ય તરુણ આવી ફસાય છે તો તેની પાસે જે કાંઈ હોય તે લૂંટી લેવામાં આવે છે અને કુટ્ટિનીગૃહમાં અંબા ઘણી જ સારી, રૂપાળી અને તરુણી પ્રમદાઓને જ રાખતી હોવાથી એ વ્યવસાયથી પણ રોજ સેંકડો રૂપિયાની કમાણી થાય છે."

"પરંતુ એવી રૂપાળી અને નવયૌવના નારીઓ અંબાને આટલી મોટી સંખ્યામાં મળે છે ક્યાંથી અને કેવી રીતે એ અદ્યાપિ મારાથી સમજી શકાતું નથી" મેં મારા હૃદયના એક સંશયને વ્યક્ત કરી બતાવ્યો

એના ઉત્તરમાં માલતીને બદલે મેના મને સંબોધીને કહેવા લાગી કે "કેટલીક નિરાધાર અને ભૂખમરાના દુઃખથી પીડાતી યુવતીઓને શાન્તીને અલૌકિક સુખોપભોગની આશાઓ આપી આ સ્થાનમાં લાવવામાં આવે છે; કેટલીક નવયૌવના અને લાવણ્યમયી વિધવાઓના હૃદયમાં વિકારના અગ્નિને પ્રજળાવી તે વિકાર વહ્નિની શાંતિનાં સાધનોનો લોભ બતાવી તેમને વ્યભિચારની ગર્તામાં પછાડવામાં આવે છે અને તે ઉપરાંત છોકરાંને ચોરવાનો ધંધો કરનાર મકરાણીઓ પાસેથી તેમની ચોરેલી સારી સારી છોકરીઓને ખરીદી લઈને તેમને વ્યભિચારના વ્યવસાય માટે બહુજ સંભાળથી ઉછેરીને મોટી કરવામાં આવે છે. વળી જો તારા જેવી કોઈ દુખિની લલના અચાનક જાળમાં સપડાઈ જાય

છે તો તેને પણ આ પિંજરમાંની પક્ષિણી અ-નાવી દેવામા આવે છે અને જે પક્ષિણી એકવાર આ પિંજરમાં પૂરાય છે તેનાથી પછી બહાર નીકળીને સ્વતંત્ર વિહારનો સાક્ષાત્કાર ભાગ્યે જ કરી શકાય છે; કારણ કે, તે જ્યારે મરી જાય છે ત્યારે જ તે આ બંધનથી મુક્ત થાય છે."

"અને જો કોઈ યુવતી અહીના નારકીય જીવનથી કંટાળીને ભાગી જવાનો પ્રયત્ન કરે, તો?" મે એક વિશિષ્ટ ઉદ્દેશથી આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો

"તો દરવાજાપર જે ચોકીદાર પઠાણો ઉભેલા હોય છે તેઓ તે યુવતીને બહાર જતી અટકાવે છે અને જો તે સીધી રીતે સમજી ન જાય તો તેના શરીરપર ડંડા લગાવે છે, માત્ર એટલું જ નહિ, પણ જો તે યુવતી વધારે તોફાન કરે, તો તેના જીવનનો એક કે બીજા ઉપાયથી અંત લાવી બતાવે છે કે જેથી આ નરકાગારના ભેદનો પ્રકાશ ન થાય અને બીજી યુવતીઓનાં હ્રદયમાં ભય ભરાઈ જતાં તેઓ પલાયનના વિચારને હ્રદયમા સ્થાન આપતાં પણ અચકાય અને કંપી જાય!" માનાએ મારા પ્રશ્નનુ ઉત્તર આપ્યુ.

"ત્યારે અંબાનો પેલો આહિર યાર હજી જીવે છે કે કેમ?" મને અંબાના યારનું સ્મરણ થતાં મે તેની પૃચ્છા કરી

"નહિ; આજથી બે વર્ષ પૂર્વે અતિશય મદિરાપાન તથા વ્યભિચારના પરિણામે તેના શરીરમા ક્ષયરોગની ભયંકર અસર થતાં તેના પાપમય જીવનનાટકની સમાપ્તિ થઇ ગઇ છે અને તેના મૃત્યુ પછી અંબાએ વિધવાના વેષને ધારી લીધો છે, કારણ કે, પોતાના પતિના મૃત્યુ પછી તો મુંબઇમાં તેણે સૌભાગ્યવતીના વેષને જ અચળ રાખ્યો હતો, એ તો અત્યાર પૂર્વે તારા જાણવામાં આવી ચૂક્યું છે" માનાએ અંબાના યારના મૃત્યુની વાર્તા દર્શાવતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા

"તો શુ તે આહિરના મરી ગયા પછી અંબા વૈધવ્યધર્મ પાળે છે અને પોતાનું જીવન બ્રહ્મચર્યના પાલનમાં જ વીતાડે છે?" મે એક પ્રશ્નમાંથી બીજો પ્રશ્ન ઉભો કર્યો.

કામારથી જ જે યુવતી વ્યભિચારના માર્ગમાં પ્રવેશ કરી ચૂકી હોય તેનાથી આવા ભોગવિલાસનાં સાધનોના મધ્યમાં રહેવા છતાં અખંડ બ્રહ્મચર્યનું પાલન કરી શકાય એ સર્વથા અસંભવનીય છે, એટલે જ્યારે પણ અંબાના એકને બદલે ત્રણ યારો છે; પણ તે આહિરમાં અંબાનો બહુજ પ્રેમ હતો એટલે તે પ્રેમના સ્મરણ તરીકે અંબાએ તેના મૃત્યુ પછી વિધવાનો વેષ ધારી લીધો છે. તેને ઉપરાંત બાકીના બે પુરુષોમાંનો એક ગાડીવાળો હતો અને બીજો અંબાનો નવો યાર નાગનાથ હતો"-મેનાએ અંબાના નવા યારોમાંના એક યારનો પરિચય કરાવ્યો.

"હ, પણ માના, અંબાના જીવનનો આટલી સીમાપર્યન્તનો ઇતિવૃત્ત વૃત્તાન્ત તારા જાણવામાં કેમ કરીને આવ્યો?" મે પૂછ્યું

"એક દિવસ અંબા અતિશય મદિરાપાન કરીને આ પર્યંકશય્યામાં જ પડી હતી અને હું તેના પગ દાબતી બેઠી હતી તે વેળાએ અંબાએ પોતે જ પોતાનો આ વૃત્તાન્ત મને અભિમાનપૂર્વક કહી સંભળાવ્યો હતો, અને મેનાને તેનો આ વૃત્તાન્ત મે સંભળાવ્યો હતો." માનાએ મારી શંકાનુ સમાધાન કર્યું

અંબા આવી નિર્દય તથા નિષ્ઠુર હોવા છતા મારા પ્રતિ આટલી સીમા પર્યન્ત અનુકંપા દર્શાવે છે અને મને સત્વર પોતાના કામમાં લેવા માટે મારા ગર્ભનો પાત કરાવવાને બદલે મારી આટલી સંભાળ રખાવે છે એનું કારણ શું હશે તે મારાથી સમજી શકાતું નથી." મે વળી એક નવીન સંશય દર્શાવ્યો.

(અપૂર્ણ.)

# आत्मरहस्य.

( લેખકઃ—ડૉકટર વેણુવિહારી. )

( અનુસંધાન ગતાંકથી )

બીજાઓ પોતાની સાથે સારી રીતે વર્તતા નથી એવાજ વિચારે અજ્ઞાની માણસ દુઃખ અને ચિંતાને વહોરી લે છે. એનું કારણ એટલુંજ છે કે, જે ખરાબ ગુણો બીજાનામાં છે એમ તે ધારે છે તેજ દુર્ગુણો તેના પોતાનામાં ભરચક ભરેલા હોય છે બીજાની વર્તણુક ખરાબ છે એવું કહેવામાં, તેવા વિચારમાં, તેવા મુખમાંથી શબ્દો ઉચ્ચારવામાં તે ભુલ કરે છે, અને તે ભુલનો દોષી બીજાને ઠરાવે છે, પણ આ ભુલનું ભૂત તેના શરીરમાંજ ભરાયેલું હોય છે. પોતાની કોઈ નિંદા કરે તો, આપણે પણ તેની નિંદા કરવી, તેના દુર્ગુણો ઉચ્ચારવા, ગાળો દેતાં સામા પણ ગાળાગાળી કરવી,' દ્વેષનો બદલો દ્વેષે લેવો, અને ઉપકારનો બદલો ઉપકારે વાળવો, આવી આ જન રૂઢીના હીસાબે માણસ પોતાની નીચતા અને વાસનાને તાબામાં લેઇ શકશે નહિ અને ઓર્પ. સુધી. આતી. વિથી. રહેશે. સં. સુધી. સત્ય શોને ઇશ્વરી અદ્ભુતશક્તિનો અનુભવ લેવા તરફ તેની દ્રષ્ટિ વળશે નહિ.

આ વાસનાઓ અને નીચ પ્રકૃતિનું અવસાન સત્ય અને ઉચા વિચારોમાં કરવું એજ મનુષ્ય જન્મની પહેલી ફરજ છે જે જ્ઞાની પુરૂષ હોય છે તે, બીજાની બુરાઈએ પોતાને નુકસાન થાય છે એવા વિચારોની ભ્રાંતિને તજે છે તેણે તો પોતાના અનુભવથી દ્રઢ નિશ્ચયજ કરેલો હોય છે કે સુખ દુઃખનું કારણ પોતાનાજ હૃદયમાંથી પ્રગટે છે, જેથી કરીને પોતાનાં દુઃખ અને પતિતપણાનો આરોપ બીજાપર કરવો એ કેવળ મિથ્યા છે, જેથી તે રાત દીવસ પોતાના મનને શુદ્ધ કરવામાંજ મચ્યો રહે છે. આ પ્રમાણે માનસિક જ્ઞાન પ્રગટ થતાં તે પોતાની સ્વાર્થમયી વૃત્તિને તજી તેને બદલે ઈશ્વરી ગુણોનો સંગ્રહ કરે છે પાપરૂપ અસત્ય રૂપ ધાતુને ત્યાગરૂપ અગ્નિમાં તાવી તપાવી તેમાંથી સત્યરૂપી શુદ્ધ પવિત્ર સુવર્ણ છુટું પાડી લે છે.

આવા માણસપર ગમે તેવી ભયંકર બાહ્ય આપત્તિ આવી પડતાં તે પોતાના સત્ય સંકલ્પના માર્ગેથી એક તસુ પણ પાછો હઠતો નથી. મેરૂની માફક સ્થિર, અચળ અને સમુદ્રની માફક શાંત રહે છે. તે સ્વયંસિદ્ધ માલીક હોય છે, તે કોઇ સેવક અગર દાસ હોતો નથી, કારણકે તેણે પોતાની ઇચ્છાઓ અને વાસનાઓનો ત્યાગ કરેલો હોય છે અને સત્યને સ્વિકાર્યું હોય છે. તે દુર્જનતાને દુર કરી સજ્જનતામાં મશગુલ થયેલા હોય છે, તે સત્ય અમરતને પૂર્ણપણે પીછાને છે, તે અસત્યનો ત્યાગ કરી સત્યને સ્વીકારે છે. ભલેને કોઇ તેના બુરા માટે ચિંતા ન કરે, તેની સાથે દુર્જનતાઇથી વર્તે તોપણ તે તો દરેકના કલ્યાણનોજ ઇચ્છા કરે છે. જેટલા જેટલા લોકો તેને દુર દુર કરવા મથે છે. તેટલા તેટલાનું કલ્યાણ કરવાનો તેને શુભસમય પ્રાપ્ત થતો જાય છે. જ્ઞાનીને અજ્ઞાનીમાં ફક્ત એટલુંજ અંતર છે કે અજ્ઞાની માણસને તુંકારે બોલાવતાં તે પણ સામો તુંકારે બોલાવે છે એટલે કે મુર્ખ લોકોની સાથે જો કોઇ ખરાબ વર્તણુક ચલાવે તો તે પણ તેની સાથે ખરાબ વર્તણુક ચલાવશે, પણ જે સંત બુદ્ધિવાન જનો હોય છે તે તો બુરું કરનાર સાથે પણ ભલાઈથીજ વર્તે છે, તેમનો દ્વેષ કરનાર સાથે પણ તે પ્રેમથી વર્તે છે એટલે કે બુરાઈનો બદલો ભલાઈથી વાળે છે.

માણસને સસારમાં જે દુઃખ અને મુસીબતો આવી નડે છે તેનું કારણ એજ છે કે તે પોતાનાં દુઃખો પોતેજ ઉત્પન્ન કરે છે અને એ દુઃખોના દબાણે પોતાના પવિત્ર અતઃકરણને અપવિત્ર બનાવી મુકે છે. માટે શાંતી મેળવવાને સુલભ ઉપાય એજ છે કે જેમ બને તેમ પોતાના અતઃકરણને વધારે ને વધારે પવિત્ર રાખતા જવું માણસ ઇચ્છા અને વાસનાઓ પુરી કરવા માટે જેટલી મહેનત અને ખટપટો કરી જે પોતાની અમુલ્ય માનસિક શક્તિ ખરચી નાંખે છે તેટલીજ માનસિક શક્તિનો જો તે સદુપયોગ કરે તો તેને ઉંચા ઉંચા જ્ઞાનની પ્રાપ્તિ થાયજ થાય

માનસિક શક્તિના પણ બે ભેદ છે એક સારી અને બીજી ખરાબ, જ્યાં અજ્ઞાન છે ત્યાં ગંભવ છે. જ્યાં દુઃખની વિપુલતા હોય છે ત્યાં સુખનો વારો અવશ્ય હોય છેજ, વાસનાની દસ્તામાં શાંતિ છુપાયેલી હોય છે દુઃખની અસર ન થાય તેનું નામજ સુખ, પાપની વિરૂદ્ધ પુન્ય સજ્જનતા નહિ એનુજ નામ દુર્જનતા, જ્યાં વિરોધ ઉત્પન્ન કરનારી બાબતો ઉપસ્થિત થાય છે ત્યાં રોગો થવાના સૂક્ષ્મ બીજ વાવેલા હોય

માટે આપણે જે કાંઈ કરવાનું તે એજ છે કે મનને જે આંચ આપવી તે બુરાઈના બદલામાં ભલાઈ અને દુર્વાસનાને બદલે સદવાસનાજ આંચ વધારે ને વધારે આપ્યા જવી.

શુદ્ધવંત પુરૂષ હોય છે તે પોતાના વીચારોને શુદ્ધ કરે છે, પોતાના દોષોને અને પાપને તજતો જાય છે, અને સત્યને ગ્રહણ કરે છે. આ પ્રમાણેને પોતાના લોભ અને વાસનારૂપી અંધકારમય અરણ્યમાંથી પસાર થઇ દૈવીસપત્તિની દુનિયામાં પ્રવેશ કરે છે. અને જગતને પોતાના ઉત્તમ ચરિત્રથી પુનિત કરે છે.

## ૫. વૈરાગ્ય.

જ્યારે માણસની વાસના તજાય છે ત્યારે તેના મનને આ દશા જગતની અનિત્યતા લાગે છે જરા (ઘડપણ) અને મરણ આ બે બાબતો એવી છે કે, વિચારપૂર્વક જો મનન કરવામાં આવે તો તરતજ આ જગતના અસ્તિત્વની અને અનિત્યતાની પ્રત્યક્ષમૂર્તિ નજર આગે ખડી થઈ જાય તેમ છે ગૌતમબુદ્ધને "રાજવૈભવની તેમજ સુંદર રૂપાળાં રંગીયાળાં' સ્ત્રી પુત્ર હોવા છતાં તે વિરક્ત બન્યો. શ્રી સમર્થ રામદાસસ્વામી 'શુભ મગલ સાવધાન' થતાંની સાથે લગ્નમડપમાંથી નાશી ગયા, રાજા ભર્તુહરીએ 'धिक् तांच तंच मदनंच इमांच मांच' કહી અરણ્યમાં સીધાર્યા, એગણત્રીસહજાર રૂપીયા ભરી જેલના દરવાજા ઉઘાડા મુકવા છતાં મહાસાધુ સૉક્રેટિસ જેલમાંથી બહાર ન નિકળ્યો મતલબ કે વૈરાગ્ય શિવાય ખરાખ સુખનુ અને શાંતિનુ જગતમાં બીજું સ્થળ જ નથી. જગતના ગમે તે ભાગમાં જાવ પ્રત્યેક સ્થળે બીકનો વાસો તો છેજ છે. માટેજ ભર્તુહરીએ કહ્યું છે કે—

**सर्ववस्तु भयान्वितं भुवि नृणां वैराग्य मेवाभय**

સમર્થ રામદાસ સ્વામીએ મુર્ખનાં લક્ષણો જણાવી અતમાં મુર્ખ શીરોમણીના લક્ષણમાં જણાવ્યું છે કે—સુખમાં પરમ મુર્ખ તે છે કે જે સસારમાં સુખ માને છે, સંસાર દુઃખ જેવુ બીજું એકે દુર્ઘટ દુઃખ નથી.

સસારમાં દુઃખનો અનુભવ ન થયો હોય એવો એક પણ માણસ મળશે નહિ. પ્રત્યેકને કાંઈને કાંઇ દુઃખ કેવળ કાલ્પનિક હોય છે, ખરૂં દુઃખ ઘણુંજ થોડુ હોય છે. માણસને સંસારમાં થોડો ઘણો ત્રાસ તો હોય છેજ, પણ કેટલાક લોકો એવા હોય છે કે આવા હલકા દુઃખોનું ખાસ એક પોટલું બાંધી હમેશાં પોતાની છાતીપર બાંધીજ રાખે છે, અને પછી તે ભારની બુમો પડાજ કરે છે આ કેવળ ગાંડપણજ છે અડચણ આવતાં તેનો કોઇ પણ રીતે નીવેડો આણી મુક્ત થવું એ ઉત્તમ વાત છે, પણ તેને ચોળીને ચિકણું કરવામાં કાંઇજ ફાયદો નથી

જગતને સુખી કરવાનું કાંઇ આપણા હાથમાં નથી, પણ પોતાને સુખી કરવાનું તો પોતાનાજ હાથમાં છે, અને તેમ કરવાને કાંઈ ઝાઝી કષ્ટ પણ સહન કરવાં પડતાં નથી. ગમે તેવો કરાકટીનો સમય પ્રાપ્ત થતાં ગભરાટ ન કરતાં પોતાની વૃત્તિ શાંત, તૃપ્ત અને પ્રસન્ન રાખવાની ટેવ પાડતાં સુખની સીમાજ રહેશે નહિ, આ ટેવ પોતે પોતાની મેળેજ પાડી જોઇએ બીજાથી સુખશાંતિ

આપણને કામ આવે તેમ નથી. જો તેમ કરવાનો યત્ન કરશે તેને, કંઇ તે વાત અસાધ્ય નથી

રૂસિકૂકા નામનો એક તત્વવેત્તા કહે છે કે 'જો તમોને તમારા પોતાના મનમાંથી જ જો શાંતી નહી જડે તો તમોને શાંતિ ત્રણ ભૂવનમાં પણ જડનાર નથી.' શાંતી મેળવવામાટે શ્રીમતાઇનીજ જરૂર છે એમ કાંઇ નથી, પણ શાંતીનો સંભવ નિષ્કાંચન પામેજ વધારે હોય છે.

अकिंचनस्य दांतस्य । शांतस्य समचेतसः॥
सदा संतुष्ट मनसः सर्वाः । सुखमया दिशः॥१॥

ભાવાર્થ—નિષ્કાંચન માણસ હોવા છતા જીતેંદ્રિય, શાંત, સમબુદ્ધિ અને નિત્ય સંતોષી એવો જે હશે તેને માટે દશે દીશાઓ સુખથી ભરેલી છે. એવુ જે ભર્તૃહરીએ કહ્યું છે તે તદ્દન બરોબર છે; પણ ઘણાઓએ પોતાના સ્વભાવને એવો તો બનાવી મુકેલો હોય છે કે, તેઓ શાંત રાત્રીએ સુદ્ધાં શાંતતા ધારણ કરી શકતા નથી પણ ઉલટી અનેક પ્રકારની કુકલ્પનાઓ કરતા કલ્પનામય અડચણો ઉપસ્થિત કરે છે. અને ત્યારે તેમને કોઈ પણ અન્યશુભ વિચારો અગર બીજી કોઇ વ્યવહારીક ઉપાધીયો બાકી રહેતી નથી કે જે સબંધે વિચાર કરવાનું કારણ રહ્યું હોય, ત્યારે તેવા પામરો પોતાની સમક્ષ ભુત, પ્રેત, પિશાચ, ડાકણ વીગેરેની કલ્પનાસૃષ્ટિ ઉત્પન્ન કરશે, અને તેવા વિચારોમાં એકાગ્ર થતાં,તેવી મનસૃષ્ટિની સૂક્ષ્મ આકૃતિયો નજર સામે ઉભી થતાં છળી મરે છે અને પછીથી અનેક અણુસરજી આધી વ્યાધિ અને ઉપાધીથી રીબાય છે અને આ સઘળી ઉપાધી પોતાનામાંથીજ ઉત્પન્ન થયેલી છે એ વાતનું તેને સ્મરણ હોતું નથી હવે આવી આ ભૂતપ્રેતની માનસિક સૃષ્ટિ ઉત્પન્ન કરવાનુ કંટ્રાક્ટ સેકડે પોણોસો ટકા સ્ત્રી વર્ગેજ હિંદુસ્થાનમાં તો લીધેલુ નજરે પડે છે આવા માણસોને રાત્રે શાંતિથી ઉંઘ આવતી નથી અને આખી રાત્ર આવ જા કરે છે, આવા માણસોની આ આવી ભયકર હાલત જોઇ દયા આવે છે, કારણ કે આ સઘળી ઉપાધી સત્ય હોતી નથી પણ કેવલ પોતાની કલ્પનાથી જ ઉત્પન્ન કરેલી હોય છે. અજ્ઞાનીઓને એવી ટેવજ પડી ગએલી હોય છે કે નકામી પરેશ પંચાત વહોરી લેઈ પોતાને વહેવારીયો ગણાવી 'કાજી કયુ દુબળે તો કહેકે સારે ગામકી ફીકર' આ કહેવત પ્રમાણે તેવાઓની વર્તણુક હોય છે. આવી ગફ્ફત પરેલાત કર્યા શિવાય તેમને ઝપજ વળતો નથી બીજી તરફ કેટલાક સાધુ ને વૈરાગીયો સાંસારીક ઉપાધીને દુર કરવા ભગવા ધારણ કરે છે, પણ ત્યાં સુદ્ધા તે પામરોને નવરા બેસવુ ગમતું નથી જેથી તેઓ, કોઇ કુતરી પાળે છે, તો કોઇ વાંદરૂં માકડુ પાળે છે, કોઈ ગાય બકરી પાળે છે અને પછી વસ્તીમાં આવી ભીખ માગે છે અને સાથે કુતરાનુ ભટોળીયુ અને ગાય પણ દોરેલી હોય છે આ ઉપાધી જોઇ વસ્તીના લોકો પૂછે છે કે મહારાજ ભગવાં કર્યા તોએ ઉપાધી ન ગઇ' ત્યારે તેવા પામરો કહે છે કે 'ક્યા કરના સાઇ એક મરમે કહાંસે કુતરી આઇ ઔર વીઆઇ, ઓ કુતરી મર ગઈ ઔર બટોળીયા રહે ગયા અબ ઓ ભુખે મરતા થા તો એક સતને દુધ પીલાને કે લીયે ગાય દેદી. ક્યા કરના સાઇ વગેરે વગેરે.' આ પ્રમાણે બૈરી છોકરાંની માયા તજી પશુની માયા જોડી ઉપાધીમાં મચ્યા રહે છે તેવાઓને વૈરાગ્ય પ્રાપ્ત કેવી રીતે થાય અને શાંતી ક્યાંથી મળે ? આવા લોકોને વૈરાગ્ય અને શાતીની' કલ્પનાઓ હશે કે નહિ એજ સમજી શકાતું નથી

શાંતિની ઇચ્છા ધરાવનારે પ્રથમ ચિંતાને દુર કરવી જોઇએ. મોત કરતાં મોતની ચિંતા જ વધારે દુ ખદાયક હોય છે. પશુપક્ષી વગેરે મરતી વખત માણુસ જેટલાં દુઃખી થતા નથી કારણ કે તેમને મોત સબધીની ચિંતા અગર વિચાર કરવાનું હોતું નથી, માટે ડાહ્યા માણસે ,ભાવીની ચિંતા કરતાં બેસવુ ન જોઇએ જે વખતે જે પ્રાપ્ત થાય તેમાંજ સંતોષ માની પ્રાપ્ત અનુકુળતા અગર સાનુકુળતાનુસાર વર્તી આનંદે સમય વ્યતિત કરવો એટલે સુખ અને શાતી પોતાની મેળેજ મળશે.

અપૂર્ણ.

# વનસ્પતિ વિજ્ઞાન.

( ગતાંકથી ચાલુ )

## આંબળાંના ગુણ ચાલુ.

ધાત્ર્યાસવ—પાકાં લીલાં આંબળાં ૨૦૦૦, લઈ તેનો રસ કહાડીને તેમાં ? ગદ. સાકર ૨૦૦ તોલા, પીંપરનું ચુર્ણ ૮ તોલા, તે સર્વ એકત્ર કરી ઘીના રીઢા વાસણમાં ભરી રાખી મોં બંધ કરીને તેને અનાજના ઢગનામાં ૫ંદર દિવસ રાખવાથી તૈયાર થાય છે તેમાંથી ૨ થી ૪ તોલા પીવાથી, કમળો પાંડુ, હૃદરોગ, વાતરક્ત, વિષમજ્વર, શ્વાસ, અને અરૂચિ મટે છે

આમલકી રસાયન—તાજાં સુકાં આંબળાં ખાંડી તેનું ચુર્ણ લુગડે ચાળી તેને લીલાં આમળાંના રસની ૭ દિવસ સુધી ભાવના દેવી અને સુકવીને રાખી મુકવું, તેમાંથી ૦। થી ૧ તોલો ગાયના દૂધ કે સાકર સાથે ખાવાથી પુષ્ટી થાય છે.

આંમળાંની બનાવટ—આંમળાનો રસ, મધ, સાકર અને ઘી સાથે રોજ ૨॥ તોલા ચાટવાથી, ધરડપણ, ગરમીના વિકારો અને આંખના રોગ મટે છે.

( ૨ ) આંબળાં, ગોખરૂ અને ગળોનું સરખે ભાગે ચૂર્ણ કરી તેમાંથી ૦। થી ૦॥ તોલો ઘી તથા સાકર સાથે ખાઈ ઉપર દૂધ પીવાથી, જુવાની કાયમ રહે છે વીર્ય અને આયુષ્યની પ્રાપ્તિ થાય છે

( ૩ ) મગ આંમળાં અને પીપરના ચુર્ણને લીલાં આંમળાંના રસની સાત ભાવના દઈ તેમાંથી ૦। થી ૦॥ તોલો સાકર અને ઘી તથા મધ સાથે ચાટી ઉપર દૂધ પીવાથી વૃદ્ધાવસ્થા દૂર થઈ શરીર પુષ્ટ થાય છે

( ૪ ) સુકાં આંબળાંનું ચૂર્ણ તો ૨૫૬, તેને ૧૦૦૦ લીલાં આંબળાંના રસની ભાવના દઈ ઘીના રીઢા વાસણમાં ભરી તેમાં ૨૪ તોલા મધ, ૨૫૬ તોલા ઘી, પીપરનું ચુર્ણ ૩૨ તોલા, સાકર ૧૪ તોલા નાંખી તેને ચોમાસામાં રાખના ઢગલામાં દાટી રાખવું. ચોમાસા પછી તેને કાઢીને તેમાંથી શક્તિ પ્રમાણે ખાવાથી સ્મરણ શક્તિ વધે છે, ધાતુ વધે છે, જુવાની સાથે વખત ટકે છે અને સર્વ રોગ જાય છે

ચ્યવન પ્રાશાવલેહ—લીલાં આંબળાં નગ ૫૦૦ અને પાણી તોલા ૧૦૨૪ તથા દશમૂળ, કાકડાશીંગી, ખપાટ, આંબળાં, જીવંતી, પુષ્કરમૂળ, દ્રાક્ષ, હરડે, મગ, મેદા, ચંદન, અગરપદ્મક, અતિબલા. નાગરમોથ, જીવક, ઋષભક મેદ, કાકોલી, ક્ષીરકાકોલી, વિદારીકંદ એ સર્વે ચચાર તોલા લઈ તેનું ચુર્ણ કરી તે ચુર્ણ તથા આંબળાં પાણીમાં નાંખી ઉકાળવા, ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી તે પાણી ગાળી લઈ તે પાણીને ફરી ઉકાળી જાડું થયે ઉતારી નાંખવું અને બાફેલાં આંબળાને ઘીમાં ૫ડી ઠળીયા કાઢી નાંખી તેનો માવો કરવો, આ માવાની બરાબર સાકર મેળવી તેમાં વાંસકપુર ૧૬ તોલા, ૧૦૦૦ પીંપરનું ચુર્ણ, તજ. એલચી, તમાલપત્ર બબે તોલા લઈ તેનું ચુર્ણ કરીને ઉપરના માવામાં નાંખવું પછી એ સર્વે એકત્ર કરી ભરી રાખવું એ અવલેહમાંથી ૧ થી ૪ તોલા દુધ સાથે ખાવાથી ક્ષીણતા, ક્ષય, સ્વરભંગ, છાતીનાં દરદ, વીર્યદોષ, માથાનો રોગ, વમ્યત્વ, સળેખમ, અમ્લપીત મટે છે અને શરીર પુષ્ટ થાય છે.

## અનાજ, કઠોળ અને વનસ્પતિના ગુણદોષ સંબંધી:—

૧ કડા સમસે બડા ૨ કોદરા કહે મારો ખડ દાણો, મારે માથે છોડાં, મારો ખપ કયારે પડે, કે વગર આવે ખાંડ. ૩ બાજરી કહે મારૂં ઉચું ઝાડ, મારે માથે ટોપી, મારા ગુણ કયારે જણાય, કે ખાય દુધને ગોળી. ૪ મગ કહે મારો મોળો દાણો, મારે માથે ચાંદુ, બે ચાર મહિના મને ખાય, તો માણસ ઉઠાડું માંદુ. ૫ લાંગ કહે હું લાંબો દાણો, વચમાં એક ટોચ, બે ચાર મહિના મને ખાય, તો લાકડીનો ટેકાનું ટોચ ૬ તુરીયુ કહે હું વાંકુ ચુંકુ, મારે દીને છે સગી, મારા ખાવામાં સ્વાદ કરે, તો નાંખ લીંબુને રાગી. ૭ કહોળું કહે હું ગોળ ગોળ, મારે દીને છે દોસ, મારા ખાવામાં સ્વાદ કરે, તો નાંખ મેથીને ગોળ ૮ કારેલું કહે કડવું બડવું, મારે માથે ચોટલી, જો ખાવાની મઝા કરો, તો કરો ઘીને રોટલી. ૯ દાળ બાનકા સુનરા ખાના, મેરે ભરોસે મત ઉઠ મન જાના. ખીચડી કહે મે આવન જાવન, રોગી કહે મે મંગલ કપાવન ૧૦ દુધી કહે હું લાંબી લીસી, મારે દીને છે છાસ; મારા ખાવામાં સ્વાદ કરે, તો નાંખ ગવારી દાળ.

# चरकसंहिता-चिकित्सास्थान.

( અનુસધાન ગતાંકથી. )

જે વિષમજ્વરમાં વાયુ અધિક હોય તેની ચિકિત્સા ઘી, અનુવાસન બસ્તિ અને સ્નિગ્ધ તથા ઉષ્ણ અનુપાનોદ્વારા કરવી જોઇએ ૨૮૮

જે વિષમ જ્વરોમાં પિત્ત અધિક હોય તેની ચિકિત્સા વિરેચન આ ષધોની સાથે પકાવેલા દૂધ તથા ઘી અને તિક્ત તથા શીત અનુપાનો દ્વારા કરવી જોઇએ. ૨૮૯

જે વિષમ જ્વરમાં કફ અધિક હોય તેની ચિકિત્સા વમન, પાચન, ઉપવાસ, ઉકાળા અને રૂક્ષ તથા ઉષ્ણ અનુપાનો દ્વારા કરવી શ્રેષ્ઠ છે. ૨૯૦

વીષમ જ્વરને નષ્ઠ કરનાર યોગ

એ ઉપરાંત વિષમ જ્વરોને નષ્ટ કરનારા યોગ કહીએ છીએ બુદ્ધિમાન વૈદ્યે દોષાદિકના બલાબલનો વિચાર કરીને તેનો પ્રયોગ કરવો. ૨૯૧

વિષમ જ્વરમા ૭ પલ ઘી પીવુ અથવા માત્ર હરડે અને ત્રિફલાનો ઉકાળો અથવા તો ગળોના રસનું સેવન કરવું ૨૯૩

જે વખતે વિષમજ્વર આવવાનો હોય તે વખતે સ્નેહન, તથા સ્વેદન ઉપચારો કરીને ગળી ખુરાસાની અજમો, ધોળુ નસોતર, અને કડુનો ક્વાથ પીવો. ૨૯૪ અથવા તો વિષમજ્વરમા ઘણી ઘી પાઇને ઉલ્ટી કરવી અથવા ભોજન કર્યા પછી ઘણું જળ વિગેરે પ્રવાહી પદાર્થ પી અને ઉલ્ટી કરવી ૨૯૫ અથવા વિષમજ્વર આવવાના વખતે ભોજનની સાથે ઘણુ મદ્ય પીને શયન કરવું અથવા આસ્થાપન યા યાપન ( કોઈ વ્યસનમાં સમય ગાળવો. ) કરવુ ૨૯૬ જે દિવસે વિષમજ્વર આવવાનો હોય તે દિવસે દુધમાં બિલાડીની વિષ્ઠા મેળવીને પીવી. અથવા દહીંની તોરમાં અથવા તો મદિરામાં ગાયનું છાણ અથવા સીધાલુણ મેળવીને પાવું. ૨૯૭ પીપળ, ત્રિફળા, દહી, મઠો, ઘી, પંચગવ્ય, તથા દૂધનો પ્રયોગ વિષમજ્વરમાં કરવો જોઇએ. ૨૯૮ વિષમજ્વરમાં ભોજનના પહેલાં તલના તેલમાં લસણ મેળવીને ખાવુ જોઇએ અને બુદ્ધિને હિત કર તથા ઉષ્ણ વીર્ય માંસ ખાવુ જોઇએ. ૩૦૦

હીંગ, વાઘની ચરબી, તથા સીધવ, અથવા સિંહની ચરબી, સાંધવ તથા જુનું ઘીનું નસ્ય વિષમ જ્વરમાં, લેવુ જોઇએ. ૩૦૧

ગુગળ, લીંબડાનાં પાન, વજ, કડ, હરડે સરસવ, જવ, તથા ઘી એ સર્વ ઔષધિયોનો ધુપ આપવાથી વિષમજ્વરનો નાશ થાય છે.૩૦૨

મનના વિકારો ( ઉન્માદાદિ રોગો ) માં જે ધુમ, ધુપ, નસ્ય તથા અંજન કહેલાં છે, તેનો વિષમજ્વરમાં પણ પ્રયોગ કરવો જોઇએ ૩૦૩ મણિ, ઔષધી, મંગલકારક વસ્તુ તથા વિષનું ધારણ કરવાથી અને ઔષધિયોનું સેવન કરવાથી વિષમજ્વરનો નાશ થાય છે. ૩૦૪

પવિત્ર થઇને ગણુ તથા ષોડશ માતૃકા સહિત ભગવાન પાર્વતી પરમેશ્વરનુ પૂજન કરવાથી જલ્દી વિષમજ્વરનો નાશ થાય છે. ૩૦૫

ચરાચરના સ્વામી સર્વ વ્યાપી સહસ્ર મૂર્દ્ધા ભગવાન વિષ્ણુના સહસ્ર નામનો પાઠ કરી સ્તુતિ કરવાથી સંપૂર્ણ જ્વરોનો નાશ થાય છે.૩૦૬

બ્રહ્મા, અશ્વિનાકુમાર ઇન્દ્ર, અગ્નિ, હિમાલય, ગંગા, તથા મરુદ્ગણનું પૂજન કરવાથી જ્વરોનો નાશ થાય છે. ૩૦૭

ભક્તિપૂર્વક માતા પિતા તથા ગુરૂઓનુ પુજન કરવાથી, બ્રહ્મચર્યથી, તપથી, સત્યથી, નિયમથી તપ તથા હોમ કરવાથી દાનથી વેદોના શ્રવણથી અને સાધુ પુરૂષોના દર્શનથી જલ્દી જ્વરોનો નાશ થાય છે. ૩૦૮-૩૦૯

જ્વર રસ તથા ધાતુમાં સ્થિત થાય તો ઉલટી તથા ઉપવાસ કરાવવા જોઇએ. જ્વર રૂધિરમાં સ્થિત થાય તો સેક, લેપ તથા સંશમન ઔષધોનો પ્રયોગ કરવા જોઇએ. ૩૧૦

જ્વરનો માંસ તથા મેદમાં પ્રવેશ થાય તો જુલાબ તથા ઉપવાસ કરાવવા જોઇએ અને જ્વર જો હાડકાં અને મજ્જામાં સ્થિત હોય તો નિરૂહ તથા અનુવાસન બસ્તિ આપવી જોઇએ ૩૧૧

શાપ, અભિચાર ( હિંસાદિ પાપ કર્મથી )

તથા ભૂતોના આવેશથી જે જ્વર આવે છે, તેમાં સંપૂર્ણ દૈવી ઔષધ ( બલીદાન આપવું વિગેરે ) કરવુ જોઇએ ૩૧૨

ઘી પીવાથી, શરીરે ઘી મસળવાથી. ફસ ખોલાવાથી, મધ પીવાથી, સાત્મ્ય માંસરસની સાથે ભાત ખાવાથી પટાડ ખાવાથી આવેલા જ્વરનો નાશ થાય છે. ૩૧૩

હંમેશાં મધ પીનારનો આફરો ચઢે તેવો જ્વર મધ તથા માંસ રસના સેવનથી નષ્ટ થાય છે. ક્ષત ( નસ્તર મુકવાથી ) તથા વ્રણીત ( જેના શરીરમાં ઘા હોય તેવા ) પુરુષોનો જ્વર ક્ષત ( નસ્તર ) તથા વ્રણની ચિકિત્સાથી શાન્ત થાય છે. ૩૧૪

કામ, શોક તથા ભયથી જ્વર આવ્યો હોય તો આશ્વાસન, ઇષ્ટ વસ્તુઓનો લાભ, વાયુની શાન્તિ, તથા હર્ષથી શાન્ત થાય છે. ૩૧૫

ક્રોધથી ઉત્પન્ન થયેલો જ્વર, અભીષ્ટ તથા મનોહર વસ્તુઓથી, પિત્તઘ્ન ચિકિત્સાથી અને ગહાકયોથી જલ્દી શાન્ત થાય છે. ૩૧૬

કામથી આવેલો જ્વર ક્રોધથી, ક્રોધથી આવેલો જ્વર કામથી, અને ભય તથા શોકથી આવેલો જ્વર કામ તથા ક્રોધવડે શાન્ત થાય છે ૩૧૭

જે મનુષ્ય જ્વર વખતે વેગની ચિન્તા કરતો કરતો જ્વરથી વ્યાકુલ થાય છે તેની સ્મૃતિનો, પ્રિય તથા વિચિત્ર વિષયોથી નાશ કરવો જોઇએ

જે વખતે જ્વર મટવાનો હોય છે, તે વખતે પુરુષ કુજન ( ગણગણે ) કરે છે, ઉલ્ટી કરે છે, ચેષ્ટા, શ્વાસ વિવર્ણતા ( વર્ણ બદલાવો ) પરસેવો, કંપ, વારવાર શિથિલતા. ૩૧૯ પ્રલાપ ( લવરી કરવી ) બધુ શરીર ગરમ થઈ જવુ અથવા ટાઢું પડી જવું, ભાન જવુ રહેવું, તથા જ્વરનો વેગ વધવો એવાં લક્ષણો દેખાય છે અને ક્રોધીના જેવો દેખાય છે. ૩૨૦ વેગ પૂર્વક રોગ તથા અવાજ થાય તેવી રીતે પાતળા મળનો ત્યાગ કરે છે, આ લક્ષણો જ્વરના જતા રહેવાનાં છે એવું બુદ્ધિમાન વૈદ્યે જાણવુ ૩૨૧

બહુજ દોષવાળો પુરાણો બળવાન તથા નવીન જ્વર જે ક્રિયા દ્વારા દોષોના પચી જવાથી મટી જાય છે તો આવાં ભયકર લક્ષણો પ્રકટ થયા પછી ઘણે ભાગે મટે છે. ૩૨૨

જે જ્વર દોષોવડે વેગે કરીને ક્રમે ક્રમે મટે છે તે બહુજ વખત સુધી રહેનારા જ્વરને મટવામાં કોઈ ભયકર લક્ષણ પ્રકટ થતાં નથી.૩૨૩

જ્વર મટતાં ગ્લાનિ, સંતાપ, તથા વ્યથાનો નાશ થાય છે. ઇન્દ્રિયો નિર્મળ થાય છે અને મન સ્વાભાવિક થઈ જાય છે. ૩૨૪

જે મનુષ્યને જ્વર આવ્યો હોય અથવા જે મનુષ્યનો જ્વર જલ્દી મટી ગયો હોય તેણે વિદાહી, ભારે તથા અસાત્મ્ય અન્નપાનનું સેવન કરવું નહિ ૩૨૫ મૈથુન, શ્રમ, સ્નાન તથા અધિક ભોજન કરવુ નહિ, એ નિયમોનું પાલન કરવાથી જ્વર મટી જાય છે અને મટી ગયેલો તાવ ફરી આવતો નથી, ૩૨૬

જ્વર મટી ગયા પછી જ્યાંસુધી બળ ન આવે ત્યાંસુધી વ્યાયામ, મૈથુન, સ્નાન, તથા હરવા ફરવાનો ત્યાગ કરવો જોઇએ ૩૨૭

જે મનુષ્ય જ્વર મટી ગયા પછી બળ આવતા પહેલાંજ આ પ્રમાણે તજવા યોગ્ય વિષયોનુ સેવન કરે છે તેને ફરી તાવ આવે છે. ૩૨૮

દોષો સારી રીતે ન નીકળવા છતાં, જેનો જ્વર મટી જાય છે તે પુરૂષ જો થોડો પણ અપચાર [ ચરી ન પાળતાં ] કરે છે તો તેને ફરી તાવ આવે છે. ૩૨૯

જે મનુષ્ય બહુજ દિવસ સુધી જ્વરથી પીડા પામીને દુર્બળ તથા દીન થઇ ગયો હોય તેને ફરી આવેલો ( ઉથલો ખાધેલો ) જ્વર જલ્દી મૃત્યુ લાવે છે, ૩૩૦ અથવા ધાતુઓમાંજ ક્રમથી પરિપાકને પ્રાપ્ત થઇને જ્વરને ન ઉત્પન્ન થતા હોતા પણ વાતાદિક રોગ, દીનતા, સોજા, ગ્લાનિ, પાન્ડુ, અન્નમાં અરૂચિ ખુજલી, ચમમાં, ફોલ્લીઓ, મન્દાગ્નિ અને એવાજ બીજા રોગોને ઉત્પન્ન કરે છે. દોષો જો બરોબર ને નીકળ્યા નથી હોતા તો ઉપરના રોગો થોડાજ અપચાર ( ચરી ન પાળવાથી ) થી ફરી ઉત્પન્ન થાય છે. ૩૩૧ ૩૩૨. ૩૩૩. )

તેથી જ્વરથી નિવૃત્તિ થયા પછી પણ બળ, તથા અવસ્થા અનુસાર મુખ્ય દોષોને દૂર કરવા અથવા ઔષધિયોથી તેને શાન્ત કરવા ૩૩૪

હલકા વમન વિરચન આદિ સંશોધનોથી દોષોને દૂર કરવા, બસ્તિ, હિતકારક, હલકી યુષ [ કાંજી ] અથવા જંગલજીવોનો માંસરસ આ સર્વ જ્વર છુટવામાં હિતકારક છે. ૩૩૫

ફરી ઉથલો ખાધેલા જ્વરમાં અભ્યંગ [ તેલ ચોળવું ] ઉમટન લગાવવુ, સ્નાન, ધુપ, અંજન તથા તિક્તઘૃતથી હિત થાય છે ૩૩૬

ભારે અભિષ્યન્દી તથા અસાત્મ,[ ન પચે તેવી ] વસ્તુઓ ખાવાથી જો જ્વર ફરી આવ્યો હોય તો પથમની માફક ઉપવાસ, ઉષ્ણ ઉપચારો વિગેરે ક્રમથી ચિકિત્સા કરવી. ૩૩૭

કરિયાતુ, કડુ, નાગરમોથ, પીતપાપડા, ગળો એ સર્વનો કવાથ કેટલોક વખત પીવાથી આવેલો જ્વર મટી જાય છે. ૩૩૮ બુદ્ધિમાન વૈદ્યે જ્વર વાળાની વિશેષ વિશેષ અવસ્થાઓમાં જ્વરની ચિકિત્સાના ક્રમ અનુસાર ફરી આવેલા જ્વરની ચિકિત્સા કરવી. ૩૩૯

જ્વર બધા રોગોનો રાજા, અત્યન્ત ભયાનક, અને બધા પ્રાણિયોનો અન્તકારક હોય છે, તેથી વૈદ્ય જ્વરની શાન્તિને માટે વધુ પ્રયત્ન કરવો ૩૪૦

भवति चात्र આમાં આ શ્લોક છે, આ જ્વર ચિકિત્સત નામના અધ્યાયમાં સંપૂર્ણ પ્રાણિયોનું હિત ઇચ્છનાર ભગવાન આત્રેયજીએ અગ્નિવેશના પ્રશ્ન અનુસાર ક્રમપૂર્વક જ્વરની ચિકિત્સા કહેલી છે. ૩૪૧.

**इति अग्निवेशकृत चरक प्रति संस्कृते चिकित्सा स्थाने ज्वरचिकित्सितं नाम तृतियाध्याय.**

શ્રી અગ્નિવેશે બનાવેલ અને ચરકે સંશોધન કરેલ ચિકિત્સા સ્થાનનો જ્વર ચિકિત્સા નામનો તૃતિયોધ્યાય. ૩

# हुन्नर उद्योगना केटलाक टुचका

૧ લાલ શાહી બનાવવાનો પ્રયોગઃ— ૧૨ ગ્રેન રાતા રંગની ભૂકીને ૪ ઔંસ એકવાએમોનીઆમાં ઓગાળવી, અને પછી તેમાં ૨૦ ગ્રેન અરેબીક પાઉડરની ભૂકી નાંખવી—આથી સૌથી સરસ પાકી લાલ શાહી બનશે.

૨ કપડાં ઉપરથી ફળફુલના ડાઘ કહાડવાની ક્રિયાઃ—કપડાં ઉપર કેટલાંક ફળનો રસ એવો ચોંટી જાય છે કે તેને જો સાબુની સાથે મેળ થાય તો તે સજ્જડ થઈ જાય છે અને ફરી જતા નથી. દ્રાક્ષ અને બોરના ડાઘા વરસાદના ઉકાળેલા પાણીથી ધોવાથી જતા રહે છે. પીચર્સ અને ચેરીઝના ડાઘા પડ્યા હોય તો તેમને ઉના પાણીથી ધોઇ નાખવા, પછીથી ગંધકની દીવાસળીથી છેટે રાખીને તાપ દેવો. દીવાસળીને કપડું બળે ના તેવી રીતે નીચે રાખી પછીથી કપડું, ચોકખા પાણીથી ધોઈ નાખવુ તેમ છતાં પણ ડાઘા ન જાય તો આ પ્રયોગ બે ત્રણ વખત અજમાવવામાં આવે છે.

૩ તપખીર બનાવવાની ક્રિયા—બિરપત, મનીહારી કે હિન્ગતી નામની તમાકુનાં પાંદડાંને પ્રથમ તો સાફ કરવાં. અને તેના ઉપર રજ કે રેતીનું ટપકુ ન રહેવુ જોઇએ પછીથી તે ઉપર, લવેંડર કે ગુલાબજળ છાંટવું, અને તાપે સૂકવવાં જો હવા ભીની હોય તો ધીમા તાપથી તપવવાં. જ્યારે તે સુકાય ત્યારે તેમનો, ઝીણો ભૂકો કરવો અને ચાળણીથી ચાળી નાંખવો પછીથી તે ભૂકામાં થોડુંક અત્તર નાંખવુ અને તે બાટલીમાં ભરીને બુચ દેવો એટલું યાદ રાખવું કે ગમે તેટલી ઉંચી જાતનાં અત્તર તેમાં ન વાપરવાં.

### ૪ ખાંડ અને તેલ સાફ કરવામાં હાડકાંનો ઉપયોગ કેવી રીતે થાય છે?

પ્રાણીઓના હાડકાને બ્હેરીને કકડા કરવામાં આવે છે. પછી તેને કલોરાઇડ ઓફ લાઇમમાં ( ચુનાના સરકામાં ) થોડુંક પાણી રેડીને ઉકાળવામાં આવે છે અને પછી ચોકખા પાણીથી ધોઈ નખાય છે. આ હાડકાની જોડે થોડીક રેતી ન

લઇને લોઢાના એક બધ વાસણમાં મૂકીને તળે ઘણોજ તાપ કરવામાં આવે છે. આ રીતને ડીસ્ટ્રકટીવ ડીસ્ટીલેશન કહેવામા આવે છે જ્યારે બધ વાસણમાંથી ખૂબ ધુમાડો નીકળવાનો શરૂ થાય ત્યારે ચૂલા ઉપરથી તે વાસણને ઉતારી લેવુ. તે હાડકાંના કકડાને આઠ દિવસ સુધી હાઇડ્રોક્લોરીક એસીડના સરકામાં બોળી રાખવા.- અને છેવટ તેમને કેટલીક મિનિટ ઉકાળવા. કકડાને ઠંડા પાણીથી ધોઇ નાંખવાથી જે સત્વ રહે તેને એનીમલ ચારકોલ કહે છે. ચારકોલનો ભુકો કરી રાખવામાં આવે છે અને જ્યારે જોઇએ ત્યારે તેને ખાંડ કે તેલ સાફ કરવામાં વાપરવામાં આવે છે ધર્મ ચુસ્ત માણસો આ પ્રકારથી સાફ કરેલી ખાંડ વાપરતા નથી.

૫ હેર ઓઇલ-તેલો બનાવવાનો પ્રયોગ— દરેક હેર ઓઇલમાં એટલો તો ગુણ હોવો જ જોઇએ કે તેનાથી માથામાં ઠંડક રહે અને વાળનો જથ્થો સુદર રીતે વધે આ કારણથી માત્ર વનસ્પતિનાં તેલ જ વાપરવાં જોઇએ, ખનીજનાં તેલ જેવાં કે ઘાસતેલ વિગેરે ઘણાંજ નુકશાન કરનાર છે. સામાન્ય રીતે કોપરેલ, દીવેલ, ચોકખુ તેલ ઓછાવત્તા પ્રમાણમાં સાફ કરીને વપરાય છે ખજૂરીનું તેલ ઘણુજ કિંમતી હોવાથી મોઘું પડે. બજારમાં વેચાતાં સસ્તાં તેલોમા ખનીજનું "સફેદ તેલ, (વ્હાઇટ ઓઇલ.)" પારદર્શક તેલ જર્મનીમાં તૈયાર થાય છે તે વપરાય છે તે તેલમાં સુગંધ હોતી નથી અને તે વાળને ઉતારી નાખનાર છે

૬ વનસ્પતિનું તેલ લઇને તેમાં થોડોક સલ્ફ્યુરીક એસીડ ઉમેરવાથી તેનો કચરો અને વાસ નીકળી જશે. તે ૧ થી ૨ ટકા સુધી મેળવવો પછીથી તે મિશ્રણમાં થોડોક સોડીઅમ કારબોનેટ નાંખવાથી સલ્ફ્યુરીક એસીડની અસર જતી રહેશે.

આ પછી તેલને જાડા કેનવાસ કે રેશમના કપડાથી ગાળી નાખવું. અને પછી તેને જાડા બ્લોટીંગ પેપરથી ગાળવુ હવે તેલને રંગ દેવો જોઇએ આ તેલમાં રતનજોતનાં મૂળ મુકવાથી તેના ઉપર રંગ બેસને. પછી તેમાં થોડુક ખજુરીનું તેલ ઉમેરવુ. તેથી રંગ મધુરો આછો લાગશે. પછી તેલને પાછું બેએક વખત ગાળવું.

કોપરેલને દરેક પ્રકારની ગરમીમાં પ્રવાહી રાખવાને તેમાં ખડકનું મીઠું નાખવુ નીચે પ્રમાણે પ્રમાણથી સારામાં સારાં હેર ઓઇલ તૈયાર થઈ શકે છે.

મગજની અશક્તિ કે તાલ પડતી હોય તેને માટે ખાસ વૈદકીય હેર ઓઇલ બનાવવુ હોય તો તેમાં ટીંકચર ઓફ કેન્થેરાઇડઝ, ગ્લેસીરાઇન વગેરે નાંખવુ.

| | | |
|---|---|---|
| (૧) | ચોકખું ટીલ તેલ | ૧ પાઉન્ડ |
| | ,, કોપરેલ | ૧¼ |
| | રોઝમરી તેલ | ૧ ડ્રામ |
| | હીના તેલ | ૫ મી૦ |
| | બર્ગેમટ તેલ | ૮ ,, |
| | ગુલાબનું તેલ | ૩ ,, |
| [૨] | ચોકખું તેલ | ૩૨ ઔંસ |
| | ઓટો ડી રોઝ | ૫ મી૦ |
| | નેરોલી | ૧૫ " |

**મેલેરીઆ તાવનો એક વિચિત્ર ઉપાય.**— પાંચ કે ૭ મરચા લઇને તેમનો ભૂકો કરવો અને તેમાં થોડુંક પાણી-છાંટીને તેનો ચાડ હુંદો બનાવવો. પછી ૭ ઇંચ લાંબો અને ત્રણ ઇંચ પહોળો એક ચોકખા કપડાનો ટુકડો લેવો અને તેમાં તે મરચાં પાથરવાં, ટાઢ ચઢતા પહેલાં બે કલાક અગાઉ જમણા હાથના અંગુઠાની પાસેની આંગળીએ તે ચીંથરૂં વીંટી દેવુ. આ પાટો ૩ થી ૪ કલાક સુધી રહેવા દેવો, અને દરદી વારંવાર કહે તોપણ તેને છોડવો નહિ. આ ઇલાજથી મેલેરીઆ તાવ એકજ દિવસમાં અટકી જાય છે. આ પ્રયોગ કરવાથી ૧૦૦ દરદીઓમાંથી ૯૬ ના તાવ ગયા છે એમ સેન્ટ્રલ હિંદુ કોલેજના માસિકનો એક લેખક ખાત્રી આપે છે. આ પ્રકાર જો કે જરા ઠીક લાગતો નથી અને દરદીની આંગળીને જરા બળતરા થાય છે પણ તે માત્ર થોડાક કલાક સહન કરવાથી તાવથી મુક્ત થવાય છે, પાટો છોડી લીધા પછીથી આંગળીને ઠંડા પાણીમાં બોળવી તથા તેના ઉપર ઘી ચોપડવું. તેથી બળતરા મટી-જાય છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] નવેમ્બર સને ૧૯૨૨. [અંક ૯ મો.


## प्राप्त जीवनक्रम करतां उच्चजीवन क्रममां वहेता साधको प्रति कथन.

( રાણા અચો વતન તે પાંજે, એ લય. )

બંધુ! બદલો જીવનક્રમ હાવે,
આજસુધી બહુ ખાધુ પીધું, આજસુધી કહ્યુ તેનું કીધું,
તોયે મન ન ધરાયું પીવે-ખાવે ? બંધુ૦
દૃષ્ટિ રમાડી બહુ રૂપ વિષયમા, બુદ્ધિ ઘટી અને વાધ્યા વયમા,
તોયે એનું એ નયને શું આવે ? બંધુ૦
બહિર જતા હવે પાછા ફરીએ, નિર્વિષયી બનવા ઉર સરીએ.
વિષયો છોને લલચાવે, બંધુ૦
સાધનમાં જો ન વધીએ હાવે, હજી પણ મન ઠેકાણે ન આવે.
તો ?-(એ) વિચાર મને કંપાવે, બંધુ૦
માનો તો હાવે સારૂં, નહિ તો છે પરિણામ નઠારૂં,
હું તો કહું છુ બધુ ભાવે; બંધુ૦

શ્રી ઉ.

## मोहनिद्रामां पडनार मनुष्यने जाग्रत थवा उपदेश.

( કયોં સ્વરૂપમેં રહોતા નહિ, એ લય. )

કયો નિંદમેં સોયા કરે, કહુ જાગ બંદે જાગતું.
યે સત્ય શુદ્ધ નિંદ હય, યે અર્ક[1] નહિ અરવિંદ[2] હય,
ના યે ફરિશ્તા યે હીંદ હય, ઉસસેં નહિ અનુરાગ તું, કયોં૦
યે નિંદ જડતા લાયગી, સબ સત્ય ભાન ભુલાયગી,
ફિર વો કભી ન વિલાયગી, અબસેં ઉસીસેં ભાગ તું, કયોં૦
યે જીવન-જ્યોત બુઝાયગી, અંધેરમેં હિ ભ્રમાયગી,
સુખસેં કભી ન મિલાયગી. બસ ત્યાગ-ઉનકું ત્યાગ તું, કયોં૦
યે મોહ નિદ્રા દુષ્ટ હય, ઝટ ગ્રહણ કર લે વિરાગ તું; કયોં૦
નરહરિ પ્રભુ સંભાર લે, સબહી મમત્વ વિસાર લે,
ફિર દિવ્ય સ્વરૂપ નિહાર લે, અંતર-બહિર સબ જાગ[3] તું, કયોં૦

૧ આકડો. ૨ કમળ ૩ જગાએ.




(લેખકઃ—મહાત્મા શ્રીમાન નથુરામ શર્મા.)

જેમ ઘટરૂપ ઉપાધિના મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય થતાં તે ઘટે રોકેલા આકાશનો મહાકાશની સાથે સર્વદા વાસ્તવિક અભેદ છે એમ વિવેકી મનુષ્યને સ્પષ્ટ અનુભવાય છે તેમ અંતઃકરણરૂપ ઉપાધિના મિથ્યાપણાનો સુદૃઢ નિશ્ચય થતાં તે અંતઃકરણે રોકેલા ચેતનરૂપ આત્માનો બ્રહ્મની સાથે સર્વદા વાસ્તવિક અભેદ છે એમ બ્રહ્મવેત્તાને સંશય વિપર્યયરહિત અનુભવાય છે

જેમ કોઈ મનુષ્યના ઘરની સમીપ કોઈ વૃક્ષ ઉગે, તે રૂપાંતર પામી સ્થિતિ કરે, ને તે સમય આવે વિનાશ પામે, તેની સાથે તે મનુષ્યનો લેશ પણ સંબંધ નથી, તેમ પોતાના સ્થૂલશરીરનો અને તેની ક્રિયાઓનો, બંને પ્રકારની ઇંદ્રિયોનો અને તેમની ક્રિયાઓનો, અંતઃકરણનો અને તેની ક્રિયાઓનો, પ્રાણનો અને તેની ક્રિયાઓનો, અને અવિદ્યાના અંશનો અને તેની ક્રિયાનો મારા બ્રહ્મસ્વરૂપની સાથે લેશ પણ સંબંધ નથી એમ બ્રહ્મવેત્તા સ્પષ્ટ અનુભવે છે.

જેમ મૃગજલનું વાસ્તવિક સ્વરૂપ જાણનાર મનુષ્ય મૃગજલને અન્ય મનુષ્યની પેઠે જોતો છતો પણ તેને જલરૂપે જોતો નથી, પણ તેને સૂર્યના કિરણોરૂપે જુએ છે, તેમ સંસારનું વાસ્તવિક સ્વરૂપ જાણનાર બ્રહ્મવેત્તા સંસારને અન્ય મનુષ્યોની પેઠે વ્યુત્થાનકાલે જોતા છતાં પણ તેને તે રૂપે સત્ય જોતા નથી, પણ તેને સચ્ચિદાનંદ બ્રહ્મરૂપે જુએ છે. સંસારના મિથ્યાપણાનો સુસ્પષ્ટ અનુભવ થયા છતાં પણ બ્રહ્મવેત્તાને પોતાના કે અન્યજનોના પ્રારબ્ધથી જે સંસારની જે પૂર્વની પેઠે પ્રતીતિ થાય છે તે તેની બાધિતાનુવૃત્તિથી પ્રતીતિ કહેવાય છે.

જેમ સૂર્યના કિરણોનો સદ્ભાવ હોય ત્યાંસુધી જોનાર મનુષ્યાદિને ક્ષારવાળી ભૂમિપર પડેલાં સૂર્યનાં તે કિરણોમાં મિથ્યા જલની પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મવેત્તાના પોતાના કે તેમના સંબંધમાં આવતા ને આવનારા મનુષ્યોના પ્રારબ્ધનો સદ્ભાવ હોય ત્યાંસુધી તે બ્રહ્મવેત્તાને સંસારના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં નામ, રૂપ ને ક્રિયાવાળા મિથ્યાસંસારની પ્રતીતિ બ્રહ્મરૂપ અધિષ્ઠાનના જ્ઞાનસહિત થાય છે

જેમ વેષ કાઢીને રંગભૂમિપર આવેલો ભવાયો પોતાના સંબંધમાં આવતા અન્ય પાત્રોની સાથેનો ને બીજો વ્યવહાર કૃત્રિમ આસ્થા રાખીને—એ સર્વ વ્યવહારને કલ્પિત સમજીને—કરે છે તેમ અન્ય અજ્ઞાની જનોને આ પૃથિવીપર દેહાદિવાળા પ્રતીત થતા અસંગ બ્રહ્મવેત્તા પણ પોતાના સંબંધમાં આવનારા અન્ય મનુષ્યોની સાથેનો વ્યવહાર અને અન્યને પ્રતીત થતા પોતાના શરીરાદિનો અન્ય વ્યવહાર પણ તે વ્યવહારને કલ્પિત સમજીને કરે છે

જેમ કોઈ સ્થિર જલવાળા જલાશયની તીરપર ઉભેલા કોઈ સમજુ મનુષ્ય તે જલમાં દેખાતા પોતાના સ્થૂલશરીરના ઉંધા આકારને સાચો માનતો નથી, પણ તે જલાશયના તીરપર રહેલા પોતાના સવળા સ્થૂલશરીરને સત્ય માને છે, તેમ બ્રહ્મવેત્તા પોતાના કે અન્ય મનુષ્યોના પ્રારબ્ધથી પ્રતીત થતા પોતાના સ્થૂલશરીરાદિને પોતાનું સ્વરૂપ માનતા નથી, પણ બ્રહ્મનેજ પોતાનું સ્વરૂપ માને છે

અંતરાત્માથી અખિલ બ્રહ્મને પોતાનું સ્વરૂપ અનુભવનાર બ્રહ્મવેત્તા અવિદ્યા, કાલ, કર્મ ને કર્મના સુખદુઃખરૂપ ફલોને વશ વર્તતા નથી, પણ તેઓ તે સર્વથી સર્વદા નિર્લેપ ને સ્વતંત્ર રહે છે.

કલ્પિત દૃશ્યને સત્ય માનનારા અવિવેકી મનુષ્યો નિરંતર કોઇ પણ પ્રકારના દુઃખનો ન્યૂનાધિક અનુભવ કર્યા કરે છે, ને કેટલીકવાર પોતાને ધિક્કારે છે, પણ આત્મદૃષ્ટિવડે પ્રતીત થતા કલ્પિત સર્વ દૃશ્યને મિથ્યા સમજનારા બ્રહ્મવેત્તા પોતાના મનાદિ અંતઃકરણને તથા તેના સુખદુઃખાદિ ધર્મોને, પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન ને મિથ્યા અનુભવે છે, તેથી તેઓ અનુકૂલ વિષયની પ્રાપ્તિમાં હર્ષને અને પ્રતિકૂલ વિષયની પ્રાપ્તિમાં ખેદને વશ થતા નથી, પણ સર્વદા તે બંનેમાં સમભાવવાળા એટલે પ્રસન્ન રહે છે

સ્વપ્નના, મનોરાજ્યના, ઇંદ્રજાળના અને ભ્રાંતિના પદાર્થોના જેવા આ જગતમાં પ્રતીત થતા જગતને પ્રારબ્ધવડે ઉપજેલી બાહ્યદૃષ્ટિવડે જોતા છતા અસંગ બ્રહ્મવેત્તા તેમાં દૃઢ રાગ રાખતા નથી, સ્વપ્નના ને મનોરાજ્યાદિના પ્રાણિપદાર્થોના કરતાં જગતમા પ્રતીત થતા પ્રાણિપદાર્થોમાં કાંઇ પણ વાસ્તવિક ફેર નથી એમ જાણી બ્રહ્મવેત્તા જગતમાં પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થોમાં સત્યપણાની બુદ્ધિ રાખતા નથી, પણ તે સર્વને કલ્પિત સમજે છે

બ્રહ્મવેત્તા સર્વ દૃશ્યપ્રપંચને તેના વિવર્તોપાદાનકારણરૂપે એટલે બ્રહ્મરૂપે જુએ છે, અર્થાત્ તેમની દૃષ્ટિએ પડતા પ્રત્યેક પ્રાણિપદાર્થના વ્યાવહારિક જ્ઞાનની સાથેજ તે પ્રાણિપદાર્થના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મનું પણ તેમને સ્ફુરણ થાયછે

જાગ્રતમાં પ્રતીત થતા વ્યાવહારિક ભોક્તાને તથા વ્યાવહારિક ભોગ્યને બ્રહ્મવેત્તા મિથ્યા જાણે છે, તેથી તેઓ અનુકૂલ પ્રાણિપદાર્થોના વિયોગથી ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થોના સંયોગથી પોતાના અસંગ, અદ્વય, પરમાનંદરૂપ ને દુઃખાતીત સ્વરૂપમાં સદ્ભાવતાનો ને દુઃખનો અનુભવ કરતા નથી.

ભયંકર મનાના ભવની [ સંસારની ] અત્યંત નિવૃત્તિ કરવામાટે જેમણે ભવનું [ મહેશ્વરથી અભિન્ન પોતાના બ્રહ્મોપદેષ્ટા સદ્ગુરુનું ] પરમાદરથી આરાધન કરી તેમની અગાધ કૃપાવડે અને પોતાના અંતઃકરણની અંતર્મુખતાવડે પોતાના બ્રહ્મસ્વરૂપને યથાર્થરીતે અનુભવ્યું છે એવા કૃતાર્થ બ્રહ્મવેત્તા સર્વત્ર [ ઉત્તમાધમ સર્વ પ્રાણિપદાર્થોમાં ] સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને અનુભવે છે, માત્ર હૃદયમાં, અક્ષરમાં, દેવપ્રતિમામાં, અગ્નિમાં કે તીર્થમાંજ તેઓ બ્રહ્મને અનુભવતા નથી.

જે અવિદ્યારૂપ અલૌકિક દૃઢ દોરડીવડે બંધાયેલા આ જીવરૂપ પશુઓ આ વિશ્વમાં સર્વદા ભ્રમણ કર્યા કરે છે, અને જેઓ તે દોરડીથી મોકળા થયેલા હોય છે તેઓ પોતાના સ્વરૂપમાં સુસ્થિર રહે છે, તે અવિદ્યારૂપ અલૌકિક દૃઢ દોરડી બ્રહ્મવેત્તાને ક્યાંઇ પણ પ્રતીત થતી નથી

પોતાના સમર્થ સદ્ગુરુના બ્રહ્મોપદેશરૂપ અલૌકિક અમૃતનું પરમાદરપૂર્વક પાન કરીને જેમણે દેવલોકમા રહેલા અમૃતનો અનાદર કર્યો છે એવા બ્રહ્મવેત્તાએ બ્રહ્મરૂપ તાત્પર્યને સ્પષ્ટ જાણેલું હોવાથી તથા તેને અભેદભાવે પ્રાપ્ત કરેલું હોવાથી હવે તેમને આ લોકને માટે, પરલોકને માટે, જ્ઞાનપ્રાપ્તિમાટે કે મોક્ષપ્રાપ્તિમાટે કંઇ પણ કર્તવ્ય અવશેષ રહ્યું હોય એમ જણાતું નથી

પરમાનંદરૂપ અદ્વય બ્રહ્મનો ઉપદેશ કરનારા શાસ્ત્રના, બ્રહ્મોપદેષ્ટા સદ્ગુરુના, અદ્વિતીય બ્રહ્મજ્ઞાનના, અને બ્રહ્માનંદના અદ્ભુતપણાના વિચારવડે ચકિત થયેલા બ્રહ્મવેત્તા પોતાને વારંવાર ધન્યવાદ આપી પોતાના પરમાનંદસ્વરૂપમાં નિરંતર રમણ કરે છે.

વસ્તુતાએ સર્વ પ્રકારના કર્તવ્યના અવધિને પ્રાપ્ત થયેલા અને વ્યવહારપક્ષે જેમણે પોતાના ચિત્તમાં અજ્ઞાનીઓને જ્ઞાન આપવાનું કર્તવ્ય આરોપ્યું છે એવા કૃતાર્થ બ્રહ્મવેત્તા પોતાના અંતઃકરણની બાહ્યદૃષ્ટિવડે જ્યારે વિશ્વને વિલોકતા હોય છે ત્યારે તેઓ સુમેચ્છુ મનુષ્યોને મહુધા નીચેના ભાવનો સદુપદેશ આપે છે —

"હે સજ્જનો! તમે પ્રથમ સુખના અને દુઃખના વાસ્તવિક સ્વરૂપને સમજો; પછી સુખની પ્રાપ્તિના હેતુઓનો અને દુઃખની પ્રાપ્તિના હેતુઓનો સૂક્ષ્મદૃષ્ટિવડે વિચાર કરો. તમને સર્વને સુખ જોઇએ છીએ, નિર્દોષ ને પરિપૂર્ણ સુખ જોઇએ છીએ, પણ દુઃખનો લેશ પણ તમને જોઇતો નથી. તમે બ્રાહ્મણાદિ કોઇ પણ વર્ણમાં હો, વા તે વર્ણોથી બહાર હો તમે બ્રહ્મચર્યાદિ કોઇ પણ આશ્રમમાં હો, અથવા કોઇ પણ આશ્રમમાં ન હો, અને તમે સ્ત્રી હો, વા પુરૂષ હો, તોપણ તમને સુખ જોઇએ છીએ, દુઃખ જોઇતું

નથી, એ વાત એક ને એક બેના જેવી સુપ્રસિદ્ધ છે.

હે સુખેચ્છુઓ ! તમે સુખને ઇચ્છો છો, અને દુઃખને ઇચ્છતા નથી, પણ શોકની વાત છે કે તમારામાંનો મોટો ભાગ,—ઘણો મોટો ભાગ, જે ઉપાયોવડે પોતાને વાસ્તવિક સુખનો અવશ્ય લાભ થાય એમ છે તે ઉપાયોને આદરપૂર્વક સેવતો નથી. અને જે ઉપાયોવડે પોતાને અવશ્ય દુઃખની પ્રાપ્તિ થાય છે એમ તે ઉપાયોના સેવનનો પરિત્યાગ કરતો નથી.

સુખ અંતઃકરણમાં રહ્યું છે, બહારના અનુકૂલ માનવામાં આવતા પદાર્થોમાં સત્યસુખ રહ્યું નથી. બહારના ઇચ્છિત પદાર્થના લાભ ને ઉપભોગવડે મનુષ્યનું અંતઃકરણ થોડી ક્ષણ સુખનો અનુભવ કરી પાછું તે દુઃખનો ન્યૂનાધિક અંશે અનુભવ કરવા લાગી જાય છે આમ અનુકૂલ પદાર્થના લાભ અને ઉપભોગવડે મનુષ્યને સ્થાયી સુખ મળતું નથી એ સર્વને પોતપોતાના અનુભવથી સિદ્ધ છે જો બહારના સર્વ પદાર્થોની તૃષ્ણાનો પરિત્યાગ કરવામાં આવે તો બહારના પદાર્થના ચિંતનવડે થનારી મનુષ્યના ચિત્તની ચચલતા શમી જાય તેનું ચિત્ત સ્થિર રહે છે. ચિત્તની સ્થિરતાવડે તેના વિક્ષેપનો અભાવ થવાથી તે પુરુષને ઉપશમસુખનો લાભ થાય છે, અને પછી તેને પરમાનંદરૂપ બ્રહ્મનો અનુભવ થય છે. જે મનુષ્યને નિર્દોષ, નિરવધિ, નિત્ય ને સ્વતંત્ર સુખ જોઈતું હોય તેણે તે સુખ દૃશ્ય વિષયોમાં શોધવાનું નથી, પણ પોતાના અંતઃકરણમાં જ તે સુખને કોઇ સમર્થ સદ્‌ગુરુનું શરણ ગ્રહણ કરીને વિધિપૂર્વક શોધવાનું છે. આળસ અને અશ્રદ્ધાદિ તજી તમે વિધિવત્ પ્રયત્ન કરો, ને સુખી થાઓ."

મનોનાશની અને સંસારની વાસનાના નાશની ઉત્તરોત્તર વૃદ્ધિ થવાથી તે બ્રહ્મવેત્તા વિવેકીઓમાં ક્રમથી જીવનમુક્ત, મહામુક્ત અને અતિમુક્ત એવા નામથી કહેવાય છે

આ પરમપૂજ્ય, પ્રાતઃસ્મરણીય, વંદનીય ને વિશ્વના શ્રેષ્ઠ અલંકારરૂપ બ્રહ્મવેત્તા દેહાદિ જડ પદાર્થોમાં હુંપણાની (આત્માની) બુદ્ધિ નહિ રાખનારા, કોઈ પણ દૃશ્ય પ્રાપ્તપદાર્થમાં મમતા નહિ રાખનારા, સર્વ દૃશ્ય પ્રાપ્તપદાર્થના વિસરી રહેલા પોતાના આત્માને અને પોતાના આત્મામાં કલ્પાયેલા સર્વ પ્રાપ્તપદાર્થોને જોનારા, નિર્ભય, ચિત્તની નિર્મલતાવાળા, ઉદાર, વાણી આદિ કર્મેન્દ્રિયોને તથા નેત્રાદિ જ્ઞાનેન્દ્રિયોને તેમના નિષિદ્ધ વ્યાપારોથી દુર રાખવાના સામર્થ્યવાળા, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપમાં પોતાના ચિત્તને તથા પોતાની ઇંદ્રિયોને સુસ્થિર રાખવાના બળવાળા, સુદૃઢ નિશ્ચયવાળા, પ્રારબ્ધવશાત્ જે નિહિત આહાર, વસ્ત્ર, નિવાસસ્થાન ને શય્યા આદિ પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખનારા, કોઇનો દ્રોહ નહિ કરનારા, કોઇ પણ પ્રાણીને વાણી આદિવડે ઉદ્વેગ નહિ કરાવનારા, જેમનું હૃદય, જેમનાં નેત્રો ને જેમની વાણી અવધિરહિત દયાથી ભરેલાં છે એવા, કોઇનું અહિત ન થાય એવું સત્ય તથા પ્રિય બોલનારા, ક્ષમાના મહાસાગર, સહનશીલ એટલે પ્રતિકૂલ પ્રાણીની કે પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થયા છતાં ચિત્તમાં લેશ પણ નહિ તપનારા, પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં જે માનાપમાનના, ટાઢતડકાના, સુખદુઃખના, સ્તુતિનિંદાના તથા ભૂખતરસના પ્રસંગો અને બીજા અનુકૂલપ્રતિકૂલ પ્રસંગો આવે તેમાં હર્ષખેદાદિને વશ નહિ થતાં પોતાના હૃદયને શીતલ રાખનારા, કોઈની ચાડી નહિ કરનારા, કર્મેંદ્રિયોની અયોગ્ય ચપલતા નહિ રાખનારા, સુકોમલ હૃદયવાળા પ્રતાપી, [સ્ત્રી, મૂર્ખ, બાલક ને દુર્જનથી પરાભવ નહિ પામવાના સ્વભાવવાળા અર્થાત્ તેમના ઉપર પ્રતાપ પાડવાના બલવાળા,] ઉપરથી ક્વચિત્ રાગાભાસના વા દ્વેષાભાસના જેવો વ્યવહાર કરતાં છતાં પણ હૃદયમાં આકાશના જેવા અતિ પવિત્ર રહેનારા, નમ્રતાવાળા અર્થાત્ વિદ્યાધનાદિના અભિમાનવિનાના, સરલ સ્વભાવવાળા, દંભરહિત, આ લોકનાં તથા પરલોકનાં સર્વ વિષયસુખોમાં ઉદાસીનજેવા, દૃશ્યના બાધવડે દૃશ્યની વાસના વિનાના, પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થયેલા સુખ દુઃખને મિથ્યા સમજી સર્વદા પ્રસન્ન રહેનારા, જાગ્રદવસ્થામાં પણ સુષુપ્તિના જેવું વિક્ષેપરહિત મન રાખવાના બલવાળા, પોતાને અક્રિય, અસંગ, પરમપવિત્ર દુઃખરહિત ને પરમાનંદરૂપે અનુભવનારા, કોઇ પણ પ્રાણીની ઇર્ષ્યા નહિ કરનારા, અનુકૂલ પ્રાપ્તપદાર્થની પ્રાપ્તિથી વા પ્રતિકૂલ પ્રાપ્તપદાર્થના વિયોગથી હર્ષને વશ નહિ થનારા, હું ઘણું ઉત્તમ ને નીચ ઇત્યાદિ

સારના સર્વ વિકલ્પોથી રહિત ચિત્તવાળા, સકામકર્મ નહિ કરનારા, શુભાશુભકર્મમાં આદર નહિ સેવનારા, સર્વ પ્રાણિપદાર્થને તેના વિવર્તોપાદાનકારણરૂપે-બ્રહ્મરૂપે જોનારા કોઇ પણ પ્રકારની ચિંતાવિનાના બહારના અનુકૂળ પ્રતિકૂળ પ્રાણિપદાર્થોના તથા અંદરના અનુકૂળપ્રતિકૂળ પ્રસંગોના અને અંતઃકરણની આભાસરૂપે થતી સુખાકાર, દુઃખાકાર ને મોહાકાર વૃત્તિઓના દ્રષ્ટા રહેવાના સામર્થ્યવાળા, અંતઃકરણને આત્મભિમુખ રાખવાના બળવાળા, અને પ્રકૃત મનુષ્યોના માન કર્મમાં તથા સન્માનમાં પ્રીતિવિનાના હોવાથી તેઓ વિવેકીઓમાં સર્વથા સર્વદા ધન્યવાદને પાત્ર મનાય છે.

જેમનું ચિત્ત પરમસુખના ને પરમજ્ઞાનના મહાસાગરરૂપ પરબ્રહ્મમાં લીન થયું છે એવા બ્રહ્મવેત્તા પોતાના લૌકિક કુળને પવિત્ર કરનારા, પોતાના સ્થૂલશરીરના માતપિતાને પોતાની અદ્ભુતસ્થિતિવડે પરમસંતોષ ઉપજાવનારા, અને પોતાના નિવાસવડે ને ભ્રમણવડે આ પૃથિવીને પવિત્ર કરનારા છે.

જેમના અંતઃકરણની વૃત્તિ બ્રહ્મનો અનુભવ કરનારી થઇ છે તેવા બ્રહ્મવેત્તા પોતાની દૃષ્ટિનો વિષયભૂત થનારા સર્વ પ્રાણીઓને તેમના અંતઃકરણની પોતાના ભણી જેટલી અનુકૂળબુદ્ધિ હોય તે અનુકૂળબુદ્ધિના પ્રમાણમા પવિત્ર કરે છે, અને તેમના અંતઃકરણનો પોતાના ભણી જેટલો અનુકૂળભાવ હોય તે અનુકૂળભાવના પ્રમાણમાં તેમના આત્મરૂપ હોવાથી તેઓ તેમને આનંદનો અનુભવ કરાવે છે.

જેમનું અંતઃકરણ પરમપવિત્ર બ્રહ્મમાં નિવાસ કરવાના સામર્થ્યવાળું થયું છે એવા મહાપુણ્યશાળી ને સમગ્ર જગતને વંદનીય બ્રહ્મવેત્તા કૃતાર્થ હોવાથી તેમણે પૃથિવીઉપરના સર્વ તીર્થોના જળોમાં સ્નાન કર્યું, ધનધાન્યવાળી સમગ્ર પૃથિવીનું સુપાત્ર બ્રાહ્મણને દાન આપ્યું, શાસ્ત્રોમાં કહેલા સર્વ નિર્દોષ યજ્ઞો કર્યા, આ વિશ્વમાંના સર્વે દેવોનું પૂજન કર્યું, અને પોતાના સર્વ પિતૃઓને સંતોષ આપ્યો, એમ વિચારીઓ માને છે.

જે સ્થલમાં દુઃખનો ગંધ પણ નથી, જ્યાં અપવિત્રતાનું નામ પણ સંભળાતું નથી, જે સ્થલમાં માયા ને માયાના કાર્યરૂપ પ્રાણિપદાર્થોનો અત્યંત અભાવ હોવાથી જે સ્થલ સર્વદા સર્વોત્તમ એકાંતવાળું છે, જ્યાં જડતા આદિ તમોગુણના ધર્મો નથી, જ્યાં ચપળતા આદિ રજોગુણના ધર્મો નથી, જ્યાં સુખાભિમાનાદિ મલિનસત્ત્વગુણના ધર્મો નથી, જ્યાં કેવળ ચૈતન્ય ને ઉપાધિરહિત સ્વાભાવિક આનંદજ છે, જ્યાં ભેદ વા દ્વૈત નથી, જ્યાં આકાશને પણ સ્થૂલતર ગણવામાં આવે છે, જ્યાં કોઇ પ્રકારનાં શરીરોનો લેશમાત્ર નથી, જ્યાં પરમનિશ્ચલતા ને પરમગંભીરતા જ પ્રસરી રહી છે, જ્યાં અંધકાર નથી, જ્યાં તેજના અધિકરણરૂપ કોઇ પણ પદાર્થ નથી, અને જે સ્થલ પરમગુપ્ત ને વાણીવડે નિરૂપણ ન કરી શકાય એવું છે, તે સ્થલમાં જેમનાં ચિત્તો અધિષ્ઠાનમાં ગળી ગયાં છે એવા બ્રહ્મવેત્તાઓ અભેદભાવે નિવાસ કરે છે.

જેઓ પોતાને મુમુક્ષુ માનતા હોય તેમણે પોતાના જીવનનું ક્ષણભંગુર નક્કી કરી પોતાના હૃદયમાં રહેલા વિશ્વાસના [શ્રદ્ધાના] પ્રમાણમા વર્તમાનજન્મમાં બ્રહ્મવેત્તા થવામાટે બની શકે તેટલો વધારેમાં વધારે પ્રયત્ન શીઘ્ર કરવો જોઇએ ૐ.

---

# मनुष्यनुं यथार्थ कर्तव्य.

મનુષ્યાવતાર મેળવીને આ સમરમાં વિજયી નિવડવું એ કામ સરળ નથી જન્મ્યા ત્યારથી તે મરણપર્યંત તેણે એવાં કામ કરવા જોઈએ કે જેથી મરતી વખતે તેને તેનાં કરેલા કાર્યોથી સંતોષ થાય મરતી વખતે તેને એમ થવું જોઈએ કે મે મારો મનુષ્યાવતાર સાર્થક કર્યો છે હાથ આવેલો અવસર જવા દીધો નથી આ મનુષ્યજન્મ મળવો દુર્લભ છે એવું શાસ્ત્રો કહે છે દેવો પણ મનુષ્યજન્મની ઇચ્છા રાખે છે મનુષ્યજન્મ મળવો અને તેમાં વળી ઉચ્ચ બ્રાહ્મણાદિ યોનિમાં જન્મવું એ ઘણુંજ સદ્‌ભાગ્ય સમજવું એ પ્રમાણે મળેલા દુર્લભ મનુષ્યજન્મને સાર્થક ની લેવો એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે જો એજ ગુમાવી દેવામાં આવે છે તો તે જન્મ ો અને ન મળ્યો બન્ને બરાબર છે

આ સંસારમાં જન્મ લઈને જો કાંઈ ઉત્તમ કાર્ય કરવામાં આવે છે તો જ મરણ વખતે તેને સંતોષ થઈ શકે છે ઉત્તમ કાર્ય કરવાં એ મનુષ્યનું કર્તવ્ય છે પછી તે કાર્યમાં સફળતા મળો કે ન મળો એ જુદી વાત છે મનુષ્યજન્મને સાર્થક કરી તે દ્વારા કાંઈક પ્રાપ્ત કરી જવું એ કર્તવ્યને ઘણા ભૂલી જાય છે જેમ અજ્ઞાન માણસને મળેલો હીરો તે કાદવમાં રગદોળી નાખે છે, તેમ ઘણા માણસો પોતાને મળેલા મનુષ્યદેહને રમતગમતમાં મિથ્યા ગુમાવી દે છે

ઘણા મનુષ્યો જન્મે છે તે પછી પાંચસાત વર્ષ સુધી લાડમાં ઉછરે છે, સાતઆઠ વર્ષ પછી નિશાળમાં જાય છે ત્યારથી તેને વિદ્યાભ્યાસ કરવાની ચિંતા રહે છે ભણી રહ્યા પછી નોકરી ધંધો શોધવાની ચિંતા રહે છે આ વખતે લગ્ન કરી તે સંસારી બનતાં સંસારના બોજ વૈભવો ભોગવવાની ચિંતા રહે છે પ્રજા થતાં તેમનું ગુજરાન નિભાવવા માટે ધન પેદા કરવાની ચિંતા વધે છે આ અવસ્થામાં તે માનવ ગમે તે રીતે પૈસા પેદા કરવા એ જ પોતાનું કર્તવ્ય માને છે તેને મળેલો મનુષ્યદેહ જાણે ધન કમાવા માટેજ હોય તેમ માની ઈશ્વર સંબંધિ વિચાર પણ તેને આવતા નથી. તેને પોતાના યથાર્થ કર્તવ્યનું ભાન પણ રહેતું નથી તેમના જીવનનું મુખ્ય કામ જાણે વ્યવહારમાં રચી પચી રહેવાનું હોય એમ તે માને છે જો તેમની અવસ્થા ગરીબ હોય તો તેમને આ મનુષ્યજન્મ કંટાળા ભરેલો લાગે છે પણ જો બે પૈસે સુખી હોય છે તો તે સુખમાં એટલો બધો અંધ બની જાય છે કે તેમને પોતાના ખરા કર્તવ્યનું ભાન રહેતું નથી પોતાનાથી ઉતરતા માણસો પ્રતિ તેને તિરસ્કાર બુદ્ધિ રહે છે, તેમને હલકા માને છે જો જોગ જોગે તે વકીલ બને છે તો વકીલાતનો ફાંકો રાખે છે, અમલદાર બને છે તો જાણે આખા રાજ્યની સત્તા જ પોતાને મળી ગઈ હોય તેમ અમલદારીના મદમાં આંધળા બની પોતાના તાબાના માણસોને હલકા ગણવા, ધુત્કારી નાંખવા, સામાન્ય પ્રજાજનો પ્રતિ તિરસ્કાર બુદ્ધિ રાખવી, તેમને પોતાના કરતાં હલકા ગણવા, અને વખત આવ્યે ડાયરશાહી ચલાવવામાં પણ પાછા પડતા નથી તે એમજ જાણે છે કે આ પછી જ હવે રાજા બની ગયા આ બધી પ્રજા આપણો હુકમ માનવાને જ સરજાયલી છે રસ્તે ચાલતાં પણ પ્રજાજનોનો તિરસ્કાર કરતાં ખચાતા નથી અને આ પ્રમાણે આ નોકરો આ અમલદાર-શાહીને જ પોતાનું સર્વોત્તમ પ્રાપ્તવ્ય માને છે

નાના ગામડામાં જો કોઈએ પૈસા સારા મેળવ્યા હોય છે તો તે અમલદારોની ખુશામત કરી પોતાના ગામના લોકોને હલકા માની તેમના ઉપર દાબ બેસાડવા પ્રયત્ન કરે છે મનમાં પૈસાનું ગુમાન રાખે છે અને અમલદારશાહીની

ખુશામત કરી અન્ય લોકોને સતાવવામાં પોતાનુ મહત્વ માને છે શહેરમાં શેઠીયા બને છે તો તેઓ પૈસા પ્રાપ્ત કરવામાં જ પોતાનું સર્વોત્તમ કર્તવ્ય માની પોતાના કરતાં ઓછા પૈસાવાળાને હલકા સમજે છે આ પ્રમાણે મનુષ્યો વ્યવહારમા સુખ મેળવવુ, પૈસા મેળવવા તેને જ સર્વોત્તમ આતમ્ય માને છે. આવા લોકોને આ પ્રકારના મદમાં પોતાના મનુષ્યજન્મમા શુ કર્તવ્ય સાધી લેવાનુ છે તેનું ભાન રહેતુ નથી. અને જ્યારે કાળસમુખ આવે છે અને મરણુ પથારીએ પડે છે ત્યારે એક પછી એક પોતે કરેલાં કાર્યો નજર સમુખ જણાતા પસ્તાય છે કે અરે ! મે તો જન્મ નકામો ગુમાવ્યો જુવાનીના મદમાં, પૈસાના મદમાં, અમલદારીના મદમા હું અત્યાર સુધી જે રચ્યો પચ્યો રહ્યો તેમા મે ઘણુ ગુમાવ્યુ, તેમાંનું કશુ મારી સાથે ન આવ્યુ અમુકના નિસાસા લીધા, ગરીબોને કનડગત કરી તે સર્વ અત્યારે મારો તિરસ્કાર કરે છે આ યમના દૂતો હવે મારી શી દશા કરશે ! આવા વિચારો આવતા તેને કરેલાં કર્મોનો પસ્તાવો થતાં પોતાનો મનુષ્ય જન્મ એજ ગુમાવેલો જણાય છે

આ પ્રકારના સંસારમાં રચી પચી રહેલા મનુષ્યો છેક મરણના મુખમાં જતાં સુધી ચેતતા નથી તેમને અનીતિનાં કાર્યો કરતાં આ મનુષ્ય જન્મનો નાશ થવાનો છે એ યાદ રહેતું નથી અમલદારીના મદમાં તેમને ખબર નથી પડતી કે આ અમલદારી જતી રહેતાં વાર લાગવાની નથી અને તે જતાં આ મનુષ્યો જેવા જ આપણે છીએ અને અંતે મરણ વખતે આ કરેલાં કર્મોનું ફળ ભોગવવુ પડશે તેનુ તેમને અમલદારીના મદમાં ભાન રહેતુ નથી મનુષ્યો મનુષ્ય-દેહથી પોતે જુદા છે એવુ તેમને ભાન રહેતું નથી. તેમને મળેલો આ મનુષ્યદેહ અંતે છોડી ચાલ્યા જવાનું છે અને તે વડે જે કાંઇ સત્કર્મો થશે તેનુંજ ફળ તેને મળવાનુ છે, એ તેમને અહંકારમાં યાદ રહેતું નથી. જેમ કોઇ મહા નદીને તરવા માટે એક ઉત્તમ નાવ મળતા તેમા બેસી નદી ઉતરી સામેપાર જવુ એ તેમાં બેસનારનું કર્તવ્ય છે તે નાવ અને તેમાં બેસનાર બંને જેમ જુદાં જુદાં છે, તેમ મનુષ્ય દેહ અને તેની અંદર રહેલો આત્મા એ બે જુદા જુદા છે. આ મનુષ્યદેહ આ સંસારસાગરને તરી જવા માટેના સાધનરૂપે આત્માને મળે છે જો તેનો તે સદુપયોગ કરે છે તો તે આ સંસાર-સાગરને તરી જાય છે અને જો તે વ્યવહારમાં રચ્યો પચ્યો રહી મનુષ્ય દેહમાંજ, અને મનુષ્ય દેહને મળતા સુખ વૈભવોમાં રચ્યો પચ્યો રહે છે તો તેને પોતાના ખરા કર્તવ્યનું ભાન રહેતુ નથી, અને અંતે દેહનો નાશ થવાનો વખત આવે પસ્તાય છે

જેમ નદીને તરવા માટે મળેલુ નાવ જો તેનો તેમાં બેસનાર દુરુપયોગ કરે છે તો તેને પાર ન લઇ જતા અવશ્ય ડુબાડી દે છે તેમ જો આ મનુષ્યદેહનો સદુપયોગ કરવામા આવે છે તો મનુષ્ય આ સંસારસાગરને તરી જઈ મહાન સુખને મેળવી શકે છે પણ જો દુરુપયોગ કરે છે તો અવશ્ય જ મનુષ્ય દેહનો કાળના મુખમાં ગ્રાસ થતાં તે દ્વારા કરેલાં અનીતિના કર્મોનું દુઃખરૂપ ફળ ભોગવવુ પડે છે આ મનુષ્યદેહ અમુક વર્ષ સુધી જ ટકનારો છે. તેનો પચાસ, સાઠ કે સો વર્ષે પણ અંતે નાશજ થવાનો છે તેમાં લગભગ વીસ પચીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસમાં જાય છે. તે પછીનો સમય ગૃહ-સ્થાશ્રમનાં સુખ ભોગવવામાં જાય છે અને જો તેમાં જ તે રચ્યો પચ્યો રહે છે તો ક્યારે તેના આ શરીરનો નાશ થશે એ ચોક્કસ ન હોવાથી પોતાના ખરા કર્તવ્યને ન સાધતાં માત્ર દેહના સુખ મેળવવાના પ્રયત્નમાં આત્માના સુખને વિસરી જતાં અંતે નિરાશ થાય છે માટે મનુષ્ય માત્રે તેનો સદુપયોગ કરી તે દ્વારા આ જન્મને સાર્થક કરી લેવો એ ખરૂં કર્તવ્ય છે

નદીને સામે પાર જવા માટે આપણે એક હોડીમાં બેઠા પછી તેમાં એક છિદ્ર જણાય છે. તે છીદ્રમાંથી પાણી અંદર ભરાવા લાગે, અવશ્ય જતાં પાણી ઘણું ઉંડું હોય, તે વખતે નદીની લ્હેર મારવામાં જો અંદર બેસનાર પુરૂષ રચ્યો પચ્યો રહે, તેમાં આનંદ માને, અને હોડી ભરાતા પહેલાં સામે પાર જઇ પહોચવાનું ભૂલી જાય તો તેની શી દશા થાય ? એજ કે તે હોડીમાં પાણી ભરાતાં, સામે પાર ન પહોંચતા

અવશ્ય જ નાવસહિત નદીના તળીયે બેગી ડુબી જાય છે. આ વખતે તો તેનુ કર્તવ્ય એજ છે કે તેણે વચ્ચેની રહેવને ભુલી જઇ ગમે તે રીતે હોડી ભરાતા પહેલા સામે પાર જઇ પહોંચવુ જોઇએ જો તેમ ન કરે તો પોતાનું જીવન ગુમાવે છે અને લોકો તેને મૂર્ખો કહે છે. તેવી જ રીતે આ સંસારસાગરને તરી જવા માટે આપણને મળેલા મનુષ્યદેહને જો મધ્યવયમાં વ્યવહારના સુખ ભોગો ભોગવવા માટે અને દેહનું લાલનપાલન કરી તેને સુખ મળે તેવા પદાર્થો મેળવી આપવામા આપણુ પરમ કર્તવ્ય માની બેસીયે છીએ, તો આ ભવસાગર તરી સામે પાર પહોંચતા પહેલાંજ મનુષ્યરૂપી નાવને કાળના મુખમાં અવશ્ય જ ગુમાવી આપણા ખરા કર્તવ્યથી ભ્રષ્ટ થઇએ છીએ માટે દરેક મનુષ્યે સમજવુ જોઇએ કે આ દેહ આપણો ઉદ્ધાર કરવા માટે આપણને મળેલો છે તે સંસારને તરતા સુધી ટકી રહે તે માટેજ તેને માટે અન્ન વસ્ત્રાદિ મેળવવાની જરૂર છે. સંસારના પદાર્થો મેળવવા એ ખરૂ કર્તવ્ય નથી, એ પદાર્થો દેહને માટે છે કાંઇ આત્મા માટે નથી ખરૂ કર્તવ્ય તો આત્માનું સુખ મેળવવાનું છે જ્યાં સુધી મનુષ્ય આત્માના સુખને મેળવવા માટે પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેને મળેલો આ દુર્લભ મનુષ્ય દેહ તેણે એળે ગુમાવ્યો સમજવો

તમે ગમે તેવી સ્થિતિમાં હો, ગમે તો ગરીબ હો, તવગર હો, નોકર હો, કે અમલદાર હો, તોપણ તમારે તમારા મનુષ્યદેહના સુખ ધર્મોમાં રચી પચી રહેવાનુ નથી તમારા સુખનો આધાર વ્યવહારના પદાર્થો ઉપર નથી, પણ તમારા સુખનો આધાર તો કોઇ બીજી વસ્તુ ઉપરજ છે અને તે સુખ તો જ્યારે તમે તમારા આત્માના કલ્યાણ માટે તમારા મનુષ્યદેહનો ઉપયોગ કરો છો ત્યારેજ તમને મળી શકે છે મનુષ્યજન્મ મેળવી ખાવુ, પીવુ, ભોગ ભોગવવા અને મિથ્યા સંસારિક પદાર્થોની જતના મોહમા અંધ બની અહંકારી બની જવુ એ કાંઇ તમારૂં કર્તવ્ય નથી. સાધારણ પશુ પક્ષી પણ પોતાના ખાવા પીવાના પદાર્થો તો મેળવી શકે છે તમારી વ્યવહારિક સંપત્તિથી તમારે તમારૂં કર્તવ્ય પૂર્ણ થયુ સમજવાનુ નથી. જ્યાં સુધી તમે તમારા આત્માના કલ્યાણ માટે પ્રયત્ન કરતા નથી ત્યાં સુધી તમને આ સંસારમાં ગમે તેટલા ભોગ વૈભવો મળે તો પણ તે મિથ્યા છે. તેથી અત્યારે ભલે તમે તેના મદમાં છકાઇ જતા હો, ભલે અમલદારીના ગુમાનમાં અદ્ધર માથુ રાખી ફરતા હો, પૈસાના મદમાં બીજાઓને હલકા ગણતા હો તોપણ અંતે જ્યારે ત્યારે તમારે તમારા દેહનો ત્યાગ કરવા વખત આવશે ત્યારે તમને પસ્તાવો થવાનો કે તમે આ દેહ મેળવી કાંઇ પણ મેળવી શક્યા નથી

સાધારણ બાર રૂપિયાની કારકુનની નોકરી કરનાર માણસ જ્યારે મેજીસ્ટ્રેટના, કલેક્ટરના કે દીવાનના હોદ્દા સુધી પહોંચે છે ત્યારે તેને પોતાની પ્રથમ અવસ્થાના જેવી બાર રૂપિયાની નોકરી કરનારા કારકુનોનો હિસાબ હોતો નથી પોતાને મળેલી સત્તાના ગુમાનમાં અંધ બની ન કરવાના કામ કરવામાં કે અન્યને ન કહેવાનાં વચનો સંભળાવતાં ચુકતા નથી અને જાણે પોતાને ત્રૈલોક્યનુ રાજ્ય મળી ગયું હોય તેમ અમલદારીનો પુરેપુરો રોફ મારી લેવાને ચુકતા નથી. આ વખતે તેમને એમ ખબર નથી પડતી કે આ અમલદારીનો સદુપયોગ કરવાથી તેનું ફળ આપણને ભવિષ્યમાં મળશે તે દ્વારા નીતિ અને ન્યાયથી ચાલી અન્યનું કલ્યાણ કરવામાં તેનો ઉપયોગ કરવાથી ભવિષ્યમા તેનું ફળ તેને મળ્યા વગર રહેતુ નથી પણ જો તેનો તે દુરુપયોગ કરે છે, અન્યને સતાવવામાં, અન્યના ઉપર રોફ મારવામાં જો તેનો ઉપયોગ કરે છે તો તેને તેવુ ફળ પણ તેવુજ મળે છે આવા માણસો અમલદારીના ગુમાનમાં તે વખતે એમ નથી ધારતા કે આ અમલદારી ચાર દિવસજ છે તે જતી રહેતાં તેનો કોઇ ઘડો ગણનાર નથી. આ માણસો જ્યારે રીટાયર્ડ થઇ પેન્શન ઉપર ઘેર બેસે છે તે વખતે નરમ ઘેંશ જેવા બની જાય છે. પેન્શન ઉપર ગયા પછી તેજ રોફ મારનાર અને અન્યના ઉપર ક્રુરતા બતાવનાર અમલદાર ગરીબ ગાય જેવા બની જાય છે અને તેણે જો અમલદારીનો દુરૂપયોગ કરી અન્યને સતાવવામાંજ પોતાનું કર્તવ્ય માની લીધેલું હોય છે તો આ વખતે લોકો તેનો હિસાબ ગણતા નથી. પણ તે જ માણસે જો પોતાની સત્તા વખતે પોતાની

અમલદારીનો સદુપયોગ અન્યનું કલ્યાણ કરવામાં કરેલો હોય છે તો તેને પેન્શન લીધા પછી પણ લોકો તેવુજ માન આપે છે તેના ઉપર પ્રીતિ રાખે છે અને તેથી તેને પેલા અમલદારીમાં અંધ બની બેઠેલા માણસ કરતા પેન્શન વખતે પણ સંતોષ થાય છે.

આવીજ રીતે મનુષ્ય જો પોતાના મનુષ્ય જન્મનો ઉપયોગ અન્યનું કલ્યાણ કરવામાં કરે છે, પ્રાણીમાત્ર પ્રતિ દયા રાખવામાં, સત્યથી આત્માનું સુખ મેળવવામાં, અનીતિ ન કરવામાં, શાંતિનો ત્યાગ ન કરવામાં કરે છે અને વ્યવહારના પદાર્થોમાં રચ્યોપચ્યો રહેતો નથી તો તેને મરણ વખતે પસ્તાવો થતો નથી. તે વખતે તેને સંતોષ થાય છે કે મેં આ જન્મ એળે ગુમાવ્યો નથી પણ તેનો સદુપયોગ કર્યો છે

મનુષ્યજન્મનો સદુપયોગ કરી લેવો, આ સંસાર અસાર છે તેમાં રચી પચી રહેવું એ કાણા નાવમાં બેસી નદીની અધવચ જઈ રહેલ કરવામાં વખત ગુમાવવા જેવું છે. વ્યવહારના ગમે તેટલા ભોગવૈભવો મળે છતાં પણ તેમાં આસક્ત બની તેમાં રચ્યાપચ્યા રહેવું એ યથાર્થ કર્તવ્યથી ભ્રષ્ટ કરનાર છે. સામાન્ય સ્થિતિમાં પણ સુખ મેળવી શકાય છે. સુખનો આધાર બહારના પદાર્થો ઉપર નથી પણ અંતરની સામગ્રી ઉપર છે બહારના ગમે તેટલા વૈભવો મેળવનાર શેઠીયાઓનું જીવન પણ દુખી હોય છે કે જેના કરતાં સામાન્ય મનુષ્ય જો યથાર્થ કર્તવ્યનો સાધનાર હોય છે તો તે વધુ સુખી હોય છે જ્યાં સુધી મનુષ્ય પોતાના આત્માના સુખને મેળવવા પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેને વ્યવહારના ગમે તેટલા પદાર્થો પ્રાપ્ત હોય છે છતાં પણ તેને યથાર્થ સુખ મળી શકતું નથી.

આવેલા અવસરને હાથથી જવા દેવો નહિ એવું શાસ્ત્રો કહે છે મનુષ્ય જન્મ મળવો દુર્લભ છે, તેનો સદુપયોગ કરી, આત્માના સુખને મેળવી લેવું એ દેહનો ત્યાગ કરતી વખતે સંતોષ આપનાર છે. આ દેહ અમુક વખત સુધીજ ટકે છે, તે નાશવંત છે. તેનો આપણે જેટલો સદુપયોગ કરી શકીયે છીએ તેટલું જીવ્યું સાર્થક સમજવું. ખરૂં કર્તવ્ય આત્માનુભવ કરવો એમાં રહેલું છે આત્માનુભવ કરવાથીજ આત્માનાં સામર્થ્યો અને અનંત સુખને મેળવી શકાય છે. મનુષ્ય દેહનો આત્માનુભવ કરવામાં ઉપયોગ કરવો એજ તેનો સદુપયોગ છે. વ્યવહારના પદાર્થો માત્ર મેળવવા એતો માત્ર દેહને સુખ આપનાર છે. જ્યારે દેહ નાશવંત છે તો પછી તેનાં સુખ મેળવવામાંજ જન્મારો વિતાવવો એ અંતે દુઃખ આપનાર છે. આત્મા અમર છે. આપણે દેહ નથી પણ આત્મા છીએ દેહ માટે આત્મા નથી પણ આત્મા માટે દેહ છે માટે દેહનો ઉપયોગ આત્માનાં સુખ મેળવવામાં કરવો એજ મનુષ્યદેહનો ખરો સદુપયોગ અને મનુષ્યજન્મનું ખરૂં કર્તવ્ય છે




( લેખક. ગયવતરાય શુક્લ )

મોટે ભાગે સાફલ્યનું માપ આર્થિક સંપત્તિથી જ મપાય છે. જે માણસે પુષ્કળ પૈસો પ્રાપ્ત કર્યો હોય તેનું જીવન સફળ કહેવાય છે. આ ધોરણની સચ્ચાઈ શંકાસ્પદ તો છે જ કારણ કે પૈસો પેદા ન કર્યો હોય છતાંય પોતાનું જીવન સફળ બનાવી શક્યાં હોય એવાય કેટલાંક માણસો છે.

પણ શ્રીની સત્તા બાબત તો કોઈથી શંકા ઉઠાવી શકાય એમ નથી એનું બળ બહુ જ છે, કંઈ પણ ન વીસરાય એવું છે. એની મદદ

વગર કેટલાંક કામ નથી જ કરી શકાતાં.

હું કહું છુ કે પુષ્કળ પૈસા પેદા કરો. ત મારા જીવનમાં કોઇ પણ દિવસ એનુ મૂલ્ય ઓછુ ન આંકો આર્થિક સ્વાતંત્ર્ય તમારા જીવનનો ખરો ઉદ્દેશ પાર પાડવા તમારા મગજનો માર્ગ મોકળો કરી આપે છે. આ સ્વાતંત્ર્ય વારસા ના હક્કે મેળવ્યું હોય તેના કરતાં જો આપ બળે જ મેળવાય તો વળી એનો ઉપયોગ ઘણી જ સારી રીતે થાય.

તમારા જીવનનુ લક્ષ્ય ફાવે તે હો પણ પૈસાનુ પ્રાગલ્ભ્ય તો ઓળખજો જ, શ્રીની સત્તા તો સમજજો જ. કરકસરની ટેવ અમૂલ્ય છે ઘણાં માણસ ઉડાઉ હોય છે. હું કહું છુ કે ત મારો પગાર ગમે એટલો ટુકો હોય છે પણ તમારી કમાવાની કારકીર્દીની શરૂઆતથી જ ઠરાવેને આંતરે અમુક રકમ આવી મૂકવાની ટેવ પાડજો આગળ ઉપર તમારી એ ટેવ તમને ઘણી ઉપયોગી થઇ પડશે એ ટેવથી કર સર શીખાય છે અને "કરકસર એ બીજો લાભ છે" એવી આપણામાં એક કહેવત છે જ. અંગરેજીમાં કહેવત છે કે "ટેવ એ બીજી પ્રકૃતિ છે" અને આવી પ્રકૃતિ પડી જશે એટલે તમે હાથના છુટા થતાં અટકશો, લાલાશા થતા ખમચાશો, બચતનો પ્હેલો રૂપીઓ જ મુડીનુ પગથીઉ છે. શ્રીમન્તનો કહેશે જ કે કસર એજ તેમની શ્રીમન્તાઇનો પાયો છે

અનખન, કરકસર અને કંજુસાઈ વચ્ચે તો આસમાન જમીન જેટલું જ અંતર છે. કંજુસાઇને કરકસર માનવાની ભુલથાપ ન ખાતા મખ્ખીચુસપણુ એ ગરવાના નિશાની છે વિર્ય વધારવા, યોગ્યતા આણવા જે કંઇ આવશ્યક છે તે જો તમે ન મેળવી શકો તો પછી તમારી એ કસર લાભને બદલે હાનિકારક જ છે. યાદ રાખજો કે તમારી દેહ એ એક યંત્ર છે અને એ યંત્ર કાળજીપૂર્વક સચવાવુ જોઇએ, એની તમામ હાજતો વગર આનાકાનીએ, વગર ઢીલે પૂરી પાડવી જોઇએ તમારામાં ઉત્સાહ અને શક્તિ પુષ્કળ હોવાં જોઇએ ગમે તે કામ કરવા જ્યારે જોઇએ ત્યારે તમે તત્પર હો એવુ શરીર તમારૂં હોવું જોઇએ.

જેટલુ કમાઓ એટલુ બધુય ખર્ચી દીધા શિવાય આ વસ્તુઓ પ્રાપ્ત થઇ શકે એમ કરવા યત્ન આદરો. ઘણાં માણસને એવી આદત હોય છે કે પોતાની કમાઈની પાઇએ પાઇ ખર્ચી નાખે અને પછી જ્યારે અકસ્માત કે રોગને લીધે કમાવાને અપંગ કે અશક્ત નીવડે ત્યારે પોતાના પેટનો ખાડો પુરવા શેરીએ શેરીએ ભીખ માગવી પડે છે, કાં તો પગ ઘસી ભૂખે પ્રાણ ગુમાવવા પડે છે.

તમારી આંખ ઉઘાડવા એક જ દાખલો બસ થઇ પડે પણ કેટલાંક માણસ એવીય પ્રકૃતિના હોય છે કે જે વારંવાર ઠોકરો ખાય ત્હોયે નથી સમજતાં, અનેક કડવા અનુભવ થાય ત્હોયે ઠેકાણે નથી આવતાં.

મારી પોતાની જ વાત કહુ મારા જીવનનાં ઘણાં વર્ષ સુધી મને શ્રીની સત્તાનુ લગારે ભાન ન્હોતુ હુ પૈસા તો સ્હેલાઇથી પેદા કરતો અને આજના વેપારી યુગની ધનતૃષ્ણાની હાસી કરતો. શ્રીની સહાયથી સંપાદન કરતાં આલીશાન મકાન, હીરામોતી અને જરજવાહીર, ભારે કુમકીસત્તાની મને તમા ન્હોતી. અને એટલા માટે હું બેફકરો હતો. મને એમ જ થતુ કે પૈસાની એટલી બધી પર્વા શી?

પણ હમણા હમણા મારી પાછલી અવસ્થામાં હું શ્રીની સત્તા કંઇક સમજી શક્યો છુ અને તેથી મે મારૂ બધુ ધ્યાન પુષ્કળ પૈસો પેદા કરવા પાછળ રોક્યુ છે, એમાં મારો અંગત સ્વાર્થ બહુ નથી હુ જે પ્રવૃત્તિમાં હાલે પડ્યો છુ તે પ્રવૃત્તિ પૂરતા આર્થિક સાધનોના અભાવે પડી ભાગે એમ છે, એટલા સારૂ જ હુ ધન લોભી બન્યો છુ

શ્રીની સત્તાની સહાયની મારે બહુ જરૂર છે. મારી આજની પ્રવૃત્તિને મહાન સંસ્થામાં ગણાવવાનો મને લોભ છે એને અદ્વિતીય જોવાની મને આકાંક્ષા છે. એકેએક સંસ્કૃત કુટુમ્બમાં એ પ્રિય થઇ પડે એ મારી ચોટ છે. તમામ ભાઇ બ્હેન મારા મુદ્દા સમજી શકે, મારા ભાવ ઝીલી શકે એમ હુ કરવા માગુ છું.

અને એટલા જ વાસ્તે મારે પૈસો-પુષ્કળ પૈસો જોઇએ છે

મારા વાંચનારાને ગળું છું મે જે ભૂલ કરી

# आत्मस्वरुप.

લેખક—ડૉ. વેણુવિહારી.

( અનુસંધાન ગતાંકથી )

જેથી તેઓને દુઃખ શાંતિથી અને આનંદથી સહન કરે છે. તેવા મહાપુરૂષો દુઃખ પ્રાપ્ત થતાં હાય શું થશે, કેમ થશે, શું કરૂં, કેમ કરૂં, એવી કાંઈપણ ધાંધલ મચાવતા નથી. પણ શાંત, આનંદી અને ગંભીર બનતા જાય છે. ભલેને સત્પુરૂષને બંધનમાં નાંખો, છતાં તેનું મન કેવળ સ્વતંત્ર જ હોય છે, સત્પુરૂષોને શરીરે વ્યાધી થતા રોતા અગર ગભરાટ પામતા નથી કારણકે તેમના હૃદયમાં હમેશાં આનંદ અને હર્ષ જ રમખાણ કરતો હોય છે

એક શાની સત્પુરૂષને એક શિષ્ય હતો. તે ઘણો સરળ અને શાંત સ્વભાવનો હતો. તેને શિષ્ય થયાને કેટલાક વર્ષો વીત્યા બાદ તેણે જ્ઞાન પ્રાપ્તિના સંબંધે અને અધ્યાત્મના સંબંધે એક દીવસે વાત છેડી, તે પ્રશ્નના સંબંધે ગુરૂજીએ પણ ઘણા દીવસ સુધી વીચાર કર્યો પણ તેનો જવાબ તેમને પણ જડયો નહિ, તેથી તેમણે, એ, સા શિષ્યને કહ્યું " હે ભાઈ તારા પ્રશ્નનો જવાબ મારાથી કાંઈ દેઈ શકાય તેમ નથી આ પ્રશ્નનો જવાબ તે કાંઈ યોજી રાખ્યો છે ? " તે શિષ્યે કહ્યું, હા ગુરૂ મહારાજ ! કહી તેણે મનમાં યોજી રાખેલો જવાબ કહી સંભળાવ્યો જે સાંભળી ગુરૂજી પ્રસન્ન વદને બોલ્યા, ' શાબાસ તે યોગ્ય જવાબ યોજી કાઢયો જે આટલા દીવસો વીચાર કરવા છતાં મને જડયો નહિ માટે હવે તારા જ્ઞાનની પાયરી મારા કરતાં આગળ વધી છે જેથી કરીને હવે તને શિષ્યત્વની યોજના મારામાં નથી એટલુંજ નહિ પણ તારો ગુરૂ થવા હવે આ લોકમાં કોઈ સમર્થ નિપજે તેમ નથી. કારણકે તારામાં આજે સત્ય પ્રકટ થયું છે. જે પદવી કોઈ પ્રાપ્ત કરી ન શકે તેવી પદવી તેં પ્રાપ્ત કરી છે. હવેથી બીજાને ઉપદેશ કરવો એજ તારૂં કર્તવ્ય છે, હવે તેં શિષ્યની પદવી ઓળંગી ગુરૂની પદવી પ્રાપ્ત કરી છે.

જે માણસ આવી ઉત્તમ ગતિ સુધી પહોંચે છે, અગર તો જેને ઇશ્વરનું દર્શન થાય છે, જેને આત્માનો સાક્ષાત્કાર થાય છે, જેનું અંતરમન જાગ્રત થાય છે, એટલે કે જેની કુંડલીની જાગ્રત થાય છે તેવા યોગીયો જ્યારે પોતાની પૂર્વની સ્થિતીનું સ્મરણ કરે છે, ત્યારે તેઓના જાણવામાં આવે છે કે, તે તે સમયે જે જે બાબતથી પોતાને દુઃખ થયું હતું. તે તે સઘળાંએ પોતાના ગુરૂની ગરજ સારી છે, તેઓએ જ મને ઉન્નતિને માર્ગે ચડાવ્યો છે એટલે કે પોતાની ઉન્નતીના માર્ગે ચડવામાં કારણરૂપ બન્યા છે, તે દુઃખદાયક કલ્પનાનો જેટલો જેટલો વીચાર કરી તેમને વિવેકે દુર કરવા માંડયાં તેમ તેમ તેઓ દુર દુર ભાગવા લાગ્યાં, તેઓએ પોતાને આત્મસ્વરૂપની દીક્ષા દીધી અને તેઓનો હેતુપૂર્ણ થયો, અને હું ઉત્તમ પ્રકાશમય સ્થિતીને પામ્યો, એટલે પછી તેઓ મને ત્યાં પહોંચાડી સ્વસ્થાને ગયા કારણ કે મેં તેમની હદ ઓળંગી હતી, જેથી તેઓ બીજાની હદમાં આવવા અસમર્થ હતા વળી હવે મારે તે ગુરૂની શિક્ષાની જરૂર નહોતી, કારણકે હવે હું તેમનાથી આગળ વધ્યો હતો, ફિરતો એ ગુરૂ મન્યો હતો, દુર્જન પાસેથી સજ્જનતાની ઇચ્છા રાખવી નિરર્થક છે સજ્જન

ાના ક્ષેત્રમાં દુર્જનતાનો કોઇ પણ જાતનો હક પહોંચતો નથી.

જે પ્રવાસી સત્ય માર્ગે પ્રયાણ કરતો હોય છે, તે પાપ માર્ગનો કદી જ અંગીકાર કરશે નહિ તે કેવળ ધર્મની આજ્ઞાઓ જ શીરે ચડાવે છે. પણ જે પાપી હોય છે, પાપ કર્મ કરવામાં પ્રવર્તેલો હોય છે તે હમેશાં એવાંજ રોદણાં રડતાં હોય છે કે આમ કરવાથી કોઇ દહાડો વળે તેમ નથી આ સઘળાં પાપો મને દુખ દેવા, સતાવવા મારા કેડે બનીને આવ્યાં છે, તે કાંઈ મને વશ થાય તેમ નથી. જેને ધર્મ પ્રત્યે પ્રીતી છે તે કદીજ પાપનો સહવાસ કરશે નહિ અગર તો તે એક ઘડી પણ પાપનો તાબેદાર બનશે નહિ તે તો પુણ્યનો જ પ્રભાવ વધારશે અને ધર્મનીજ ધ્વજા ચડાવશે માણસ જ્યારે સત્યને પોતાના ગુરૂ તરીકે સ્વિકારે છે કે પછી તે અસત્યનો ત્યાગ કરે છે જેમ જેમ તે પાપ અને અસત્યનો ત્યાગ કરે છે તેમ તેમ તે સત્ય સાથે તદ્રુપ બનતો જાય છે; તે એટલે સુધી પહોંચે છે કે તે કેવળ સત્યરૂપજ બની જાય છે. તેના ગુણો તેના શબ્દો અને તેના કાર્યો કેવળ સત્ય માટેનાજ હોય છે

ઉત્કૃષ્ટ જીવનનો વિકાસ આસ્તે આસ્તે થતો હોય છે. આજ સુધી ઉત્કૃષ્ટ જીવનનો લાભ ઘણા થોડાએ લીધેલો છે, છતાંયે સમયપરત્વે એક વખત પ્રત્યેક પ્રાણીને તેનો લાભ થશેજ થશે. જે માણસે આવી જાતનું જીવન પ્રાપ્ત કર્યું છે, તેઓ ફરીથી કદીજ પાપ કર્મ કરતા નથી, જેથી કરીને તેમને કદીજ શોક અગર ચિંતાથી રીબાવાનો સંભવજ નથી હમેશાં તેનાં કાર્યો અને તેના માર્ગો સરળ ધર્મયુક્તજ હોય છે. તેણે પોતે પોતાના ઉપરજ જય મેળવેલો હોય છે, અને તે સત્યને શરણે થયેલો હોય છે, તે પાપને ત્યજી ધર્મને વળગેલો હોય છે. આવી સ્થિતી પ્રાપ્ત થતાં તેવા માણસને કોઇ પણ માણસ અગર કોઇપણ ધર્મપુસ્તક તેને ઉપદેશ કરવા સમર્થ નથી અગર શિક્ષા પણ ફરમાવવા અસમર્થ છે કારણકે તેવા મહાત્માનો પ્રત્યક્ષ પરમાત્માની સાથેજ સબંધ સધાય છે એટલે કે તે દેહધારી ઇશ્વરજ બને છે.

૭.

## બ્રહ્માનંદ.

सर्वत्र संपदस्तस्य संतुष्टं यस्य मानसम् ॥
उपानद्गूढ पादस्य नानुचर्मा वृतैवभूः ॥

ઉત્તમ અવસ્થા પ્રાપ્ત થતા, સઘળુ જીવન આનંદમય બની જાય છે. આવા માણસનાં પ્રત્યેક કૃત્યો હમેશાં પ્રત્યેકને સુખો પ્રાપ્ત કરાવનારાંજ હોય છે. સાધારણ માણસને જે આ બાહ્ય દુઃખો અને કષ્ટો સતાવે છે તેજ બાહ્ય કષ્ટો અને દુઃખો પ્રાપ્ત થતાં તેઓને ઉલટો વધારે આનંદ થાય છે, કારણકે આવાં આ બાહ્ય દુખ અને કષ્ટોથી તેઓને પોતાના અંતઃકરણને વધારે સુશીલ અને સહનશીલ બનાવવાને ઉમદા તક મળે છે જેથી કરીને તેઓ પોતાના મનને સારી રીતે કેળવી શકે છે.

ઉત્તમ ગુણ પ્રાપ્ત થતાં સહેજે ઉત્તમ સુખનો ભોક્તા બની શકે છે. કે જે સુખ મહાત્મા ગૌતમને લાધ્યુ હતું તેવુ જ સુખ તે ઉત્તમ ગુણ પ્રાપ્ત કરવાને મળે છે. તેનામાં તેવાજ ગુણો પ્રાપ્ત થાય છે. તે શાંતચિત્ત બને છે. તેનું હૃદય નિર્મળ થઈ જાય છે, અને પછી તે દયાળુ બની જાય છે. ઉત્કૃષ્ટ ગુણ કેવળ સુખના માર્ગની ઇચ્છા રાખનાર છે. એમ કાંઇ નથી પણ તે પોતેજ સુખ સ્વરૂપ છે ઉત્તમ ગુણવાળો માણસ દુખી છે એ વાત જ કેવળ અસંભવિત છે, દુખનુ કારણ સ્વાર્થના કૃત્યોમાંજ હોય છે. અને તેમાં માણસનો નાશ થાય છે સ્વાર્થતામાં એવો એક ગુણ નથી કે જેથી માણસ પતિત થતો બચે તેમજ જે માણસમાં સદ્‌ગુણો હોય છે તે માણસ દુઃખી છે એમ માનવુ તે કેવળ દેવતા ઠંડો છે એમ માનવા બરોબર છે માનવી ગુણોમાં સ્વાર્થ ભળેલો હોય છે જેથી કરીને તેમાં દુખ પ્રાપ્તિનો સંભવ હોય છે પરંતુ ઇશ્વરી ગુણોમાં સ્વાર્થરૂપી મૂળ નીશેષ થયેલો હોય છે. જેથી દુઃખનું પોટલું પણ તેની સાથેજ ગયેલું હોય છે. ધારોકે એકાદ માણસે એટલી શક્તિ અને ધૈર્ય પ્રાપ્ત કર્યું છે કે બીજાનો બચાવ કરી પોતાનું પણ સંરક્ષણ કરી શકે છે, પણ તેથી કાંઇ ખરો દુખી છે એમ કહી શકાય નહિ કારણકે તે શક્તિ માનુષિ છે પણ જેનામાં ઇશ્વરી ગુણોના

અશો છે તેનામાં જે શક્તિ હોય છે તે પણ ઇશ્વરી હોય છે, તેવા શરીરધારી પુરૂષો ગમે તેવાં દુર્ઘટ સંકટો આવી પડે તો પણ સુદ્દલ ડગતા કે ગભરાતા નથી અને આનંદી સુખી રહે છે એટલુંજ નહિ પણ પોતાપર ક્રોધ કરનારની ઉપર પણ પ્રેમ પુર્ણ શાંતિથી અચળ રહી મરણ-પણે વર્તશે અને પોતે સુખી રહેશે તેમજ પોતાની સુજનતાએ કરી, વાક્ય તાડન કરનાર કુજનને પણ તેના હ્રદયની ક્રુરતાને દુર કરી સુખી આનંદી બનાવી દેશે.

માનવી સજ્જનતા અને સદગુણોના પ્રભાવે સત્ય માર્ગની પ્રાપ્તિમાં ઘણોજ ઉમેરો થાય છે એ વાત નિસંશય છે, પણ તે માર્ગ ઘણોજ દૂર અને ઉચો છે

ભલમનસાઇ, પરોપકાર, ઇશભક્તિ, વગેરે કર્મો કરતાં મનમાં એવા સંકલ્પો આવવા ન જોઇએ કે મારી ભલમનસાઇથી લોકો મને સારો સદગુણી ગણે પરોપકારનો હેતુ એવો ન હોવો જોઇએ કે મને લોકો માન આપે મારી વાહવા ચોતરફ ફેલાય મારાથી દુર્જનો ડરે આવા વિચારો આવવા એ માનવ જાતનો ગુણ છે, અને એવા વીચારો આવવા એ કેવળ સ્વાર્થ મિશ્રિત હોવાને લીધે તેમાં શોક અને દુખનું વાસ્તવ્ય હોય છે પણ ઉતમ ગુણોમાં-ઇશ્વરી ગુણોમાં સ્વાર્થયુક્તભાવ મુદ્દલે હોતો નથી. માનવી ગુણો અધુરા હોવાને લીધે સ્વાર્થનો, અસત્યનો કચરો કાદવ ભરેલો હોય છે તે કાદવ કચરાને સાફ નષ્ટ કરવાની જરૂર છે. તે સઘળુ સાફ થતાં ઇશ્વરી ગુણોનું આવાગમન થાય છે. ઇશ્વરી ગુણો પૂર્ણ શુદ્ધ હોય છે ત્યારે હવે એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે એવા ઇશ્વરી ગુણો તે કયા હશે કે જેથી પરમાનંદ પ્રાપ્ત થાય છે.

પરમાનંદ પ્રાપ્તિના દસ નિયમો.

૧ સઘળા સાથે નિષ્પક્ષપાતે વર્તવું, ઇનસાફ કરવાનો સમય પ્રાપ્ત થતાં સત્ય તેજ ન્યાય આપવો અસત્યતા કિંચિત પણ ધારણ કરવી નહિ, ન્યાયના કામમાં કોઇની પણ શરમ રાખવી નહિ પક્ષપાત મુદ્દલે કરવો નહિ.

૨ પ્રાણીમાત્ર પર પછી ભલે તે મનુષ્ય હો અગર પશુ પક્ષી હો, શત્રુ ભાવે વર્તતા હો યાતો મિત્ર ભાવે વર્તતા હો પણ આપણે તો પ્રત્યેકપર પૂર્ણ કૃપા દૃષ્ટિ રાખવી.

૩ ગમે તેવી સ્થિતીમાં, ગમે તેવા કટા સમયમાં આપત્તમાં, દુખમાં, શોકમાં હો પણ સંતોષમાં, આનંદમાં રહો

૪ અત્યંત નમ્રતા ધારણ કરો, સ્વાર્થને દમ પાણીછતુ આપો, બીજાના દોષો તરફ જેટલું ધ્યાન આપવામાં આવે તેટલુંજ ધ્યાન પોતાના દોષો અને [illegible] તરફ આપો

૫ મન અને શરીર હમેશા અત્યંત શુદ્ધ પવિત્ર રાખો. કેઈ પણ રીતે દુર્વિચારોને તમારા મનમાં ભુલથી પણ પ્રવેશવા દેતા નહિ, જો દુર્વિચારો આવવા લાગે તો ત[illegible] તજ જેમ કુતરાને ઘરમાંથી મારી મુકવામાં આવે છે તેટલીજ તત્પરતાએ તમો તમ[illegible] રામાં ઉડતા દુર વીચારોને મારી કાઢ[illegible] દુર્વિચારોની કલ્પના પણ મનમાં આવવા ન દો.

૬ મનને હમેશાં શાંત રાખો. ચોતરફ ભલે તેટલો ઘોંઘાટ થતો હોય, અગર ભલે તેવાં સખ[illegible] દુઃખોત્તપત્તિના કારણો ઉપસ્થિત થયા હો[illegible] ગમે તેવી ભયકર આફત લાગી હોય તો પણ હ્રદયને મુદલે ચલિત થવા દેતા નહિ.

૭ મનમાં હરહમેશ સત્કૃત્ય કરવાનાજ હેતુઓ ધારણ કરવા, દુષ્કૃત્ય કરવાનું મનમાં પણ આણવું નહિ, બીજા આપણું અહિત કરે તોપણ આપણે તેના હિતમાંજ મચ્યા રહેવું અપકારનો બદલો ઉપકારેજ વાળવો

૮ પ્રાણીમાત્રપર દયા અને કરૂણાજ કર્યા જવી, પ્રત્યેક પ્રાણીના દુખનુ નિવારણ કરવુ દી[illegible] અનાથને સહાય કરવી શત્રુભાવે નિહાળના[illegible] રને પણ દુઃખ ન દેવું અગર તેની નિં[illegible] ન કરવી

૯ પ્રાણી માત્રપર અપરિમિત પ્રેમ અને સહ[illegible] નુભૂતિ રાખવી બીજાના સુખે સુખી અને દુખે દુખી થવુ જોઇએ, જે પ્રાણી સુખ[illegible] હોય જેણે સુખ સંપાદન કર્યુ હોય તેના હર્ષથી આપણે હર્ષિત થવું અને જે [illegible] દુખમાં હોય જેના હેતુઓ સફળ થતા ન હોય તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવી

૧૦ શાંત ચિત્તે ઓખવું, જે પ્રકૃતીના નિયમાનુ[illegible] સાર સૃષ્ટિનું બંધારણ ચાલી રહ્યું છે [illegible]

તે નિયમ સંબંધે કટકટારો ન કરવો.

આ ગુણો એવા છે કે તેમા ખરાબ એવુ તો લેશ માત્ર પણ નથી. સારૂ સારૂં અને સારૂંજ છે તે મેળવવુ એટલે કે સત્યના માર્ગે ચાલવુ ઇશ સાનિધ્ય થવુ. આ ગુણો મેળવવા માટે અનેક પ્રયત્નો કરવા પડે છે અને સુખ મેળવવા માટે માણુસો તેવા પ્રયત્નો કરે છે, અને જે માણુસ જીતેંદ્રિય બને છે તે માણુસને તે ગુણો અંતઃકરણપૂર્વક આવી મળે છે, સહાય કરે છે. આ ઉપર જણાવ્યા પ્રમાણેના દશ ગુણોનું સારી રીતે મનન કરી જે કોઇ તે પ્રમાણે આસ્તે આસ્તે પણ વર્તવા માંડશે તો તે દેદિપ્યમાન બન્યા શિવાય રહેશેજ નહિ. ઉપરના દશ નિયમોનું બરોબર પાલન કરતો તે માણુસ મહાત્મા બને છે, અને પછી તે હંમેશાં પાપથી શોકથી, દુઃખથી પ્રતાપથી, કષ્ટથી, આપત્તિથી સુરક્ષિત રહે છે અને પછી તે પરમ પવિત્ર આનંદમાં અને અક્ષય અનંત સુખમાં તન્મય થઇ જાય છે. સંસારમા નિમગ્ન થયેલા ખોટી ઉપાધીવાળા માણુસથી આ સુખ અને સ્થિતિની કલ્પનાએ કરી શકાય તેમ નથી.

આવા પ્રકારના જ્ઞાનમય જે મહાત્મા હોય છે તે પોતાની સઘળી વાસનાઓને બાળી ભસ્મ કરે છે, અને હંમેશાં શાંતિનેજ અંગીકાર કરે છે, જેવી રીતે ભયંકર તોફાનમાં સમુદ્રના ભયંકર મોજાના આઘાતે મેરૂપર્વત ડગતો નથી તે પ્રમાણે તે સદ્વીર્યનું હૃદય પણ ઇચ્છા અને વાસનાના ધક્કાઓથી જોકે તે તેના કિનારા પર હોય છે તોપણ ડગતું નથી. તે હમેશાં પ્રસન્ન ચિત્ત અને શાંત હૃદયે અક્ષય, અનંત સુખ અનુભવવા યત્ન કર્યે જાય છે

## ૮

## પરમશાંતિ.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति.

× × × ×

तमेवशरणं गच्छ सर्व भावेन भारत ।
तत्प्रसादात्परांशांति स्थानंप्राप्यसि
शाश्वतम् ॥

વાસના છે ત્યાં શાંતિ નથી અને શાંતિ છે ત્યાં વાસના નથી આ વાક્ય ઇશ્વરી બારાખડીનો કક્કો છે, તે કક્કો પહેલાં શિખવો જોઇએ, કારણકે તેનાવડે જ પવિત્રતા અને પૂર્ણ કાર્યને અંતઃકરણમાં પ્રકાશ પડે છે અને તે વડેજ માણુસ વાસનાનો ત્યાગ કરવા અને શાંતિનો અંગીકાર કરવા તત્પર થાય છે.

અમો શાંતિ મેળવવા માટે જે તરફડીયા મારીએ છીએ, સ્વર્ગ મેળવવા માટે જે ઇશ પ્રાર્થના કરીએ છીએ છતાંયે લડાઇ તટા કરવાનું કાંઇ અમો તજતા નથી. અને અંતે વાસનાને આધિન થઇએ છીએ. તેનુંજ નામ અજ્ઞાનાંધકાર ! ઇશ્વરી ગુણ અને જ્ઞાનનુ અજાણપણું જ. એજ વાસનાને રહેવાનું સ્થળ છે ઇશ્વરી બારાખડીના કક્કાથી આપણે અજાણ્યા છીએ.

પ્રેમ અને દ્વેષ, શાંતિ અને દુઃખ, આ પરસ્પર વિરૂદ્ધ ભાવો કદીજ એકઠા મળી શકે તેમ નથી. જ્યાં એકની પ્રેમથી પરોણાગત કરવામાં આવે છે ત્યાં બીજાને તીરસ્કારપૂર્વક તજવામાં આવે છે જે માણુસ બીજાનો દ્વેષ કરે છે તેનો બીજા પણ દ્વેષજ કરે છે, જે બીજા સાથે વિરોધ કરે છે તેનો બીજાઓ પણ વીરોધ કરે છે. આમાં તેને દુઃખી થવુ અગર આશ્ચર્ય પામવા જેવુ કાંઇજ નથી. કારણકે લોકોની રહેણીકરણી કાંઈ સરખી હોતી નથી. માટે તેણે પોતે એમજ સમજવુ જોઇએ કે હું પોતે શાંત નથી માટેજ મારૂં દુઃખ વધે છે.

બીજાપર વિજય મેળવનારો માણુસ શૂરવીર છે એમાં કાંઇ પણ વાંધો ઉઠાવવા જેવું નથી. પણ જે પોતાના મનને જીતે છે—તેને વશ કરી લે છે તે તેના કરતાં વધારે અને ખરો શૂરવીર બહાદુર બનેલો છે. બીજાપર જીત મેળવનાર વીરની ફરીથી બીજી લડાઇમાં પણ હારી જવાનો સંભવ છે, પણ જેણે પોતાના મનને જીત્યુ છે, જેણે પોતાની ઇંદ્રિયોને વશ કરી છે તેનો પરાજય કદી જ કોઇપણ કરી શકે તેમ નથી

મનના જીતનારને અક્ષયપૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય છે મનુષ્ય દેહ ધારણ કરનારે જન્મીને આ સઘળી બાહ્ય વસ્તુ સાથે ભારે લડત જમાવવી જોઇએ અને લડતાં લડતાં તેમને પાછાં હઠાવવાં જોઇએ તેવીજ રીતે અંતરની વાસનાઓ સાથે પણ લડવું જોઇએ. આ વાત માણુસના જ્યાં સુધી લક્ષમાં આવી નથી ત્યાં તે તેના જાણવામાં પણ

આવતી નથી તેમ તે તેને સમજાતી પણ નથી, અને સધાતી પણ નથી માણસને જન્મનો શત્રુ બાહેર નથી પણ અંદરજ છે. માણસના પોતાનાજ અયોગ્ય અને અપરિપક્વ વિચારો, વિરસ પતા, અશાંતિ, ઉકળાટ, અને વ્યગ્રતા એજ તેના નાશનાં કારણો છે તેનાંજ અપવિત્ર વાસનાઓ તેના જીવનની શાંતિનો ભંગ કરનારી છે માટે પ્રથમ પવિત્ર માર્ગનો અંગીકાર કરશે તેને શાંતીનો અનુભવ થશે.

જેણે કામ, ક્રોધ, દ્વેષ, અહંકાર, સ્વાર્થ અને લોભ આ ૭ શત્રુને જીત્યા છે તેણે સઘળા સંસારને જીત્યો સમજવો, આ પ્રમાણે શાંતિના શત્રુઓનો નાશ છતાં શાંતિ અતિ આનંદે તેને પ્રાપ્ત થાય છે. તેવા માણસો કદીજ ઝગડો કે કળકળાટ કરતા'નથી પણ શાંત અને સ્તબ્ધ રહે છે. તેઓની શાંતિનો ભંગ કરવા કોઇજ સમર્થ નથી.

જે માણસ બલાત્કારથી જોર જુલમથી અન્યને વશ કરે છે, તે ઉપર ઉપરથી વશ થયેલો જણાય છે પણ તે સામા માણસનું અંતઃકરણ કાંઇ તેને વશ થયેલું હોતું નથી, જેથી તે સમય પરત્વે કટ્ટો શત્રુ થવાનો પણ સંભવ હોય છે, પણ જેને શાંતિથી, ધીમાશથી, પ્રેમથી અંતઃકરણપૂર્વક વશ કરવામાં આવે તે કટ્ટો શત્રુ હોવા છતાં ભયંકર ક્રુર હોવા છતાં, કાની લૂટારો હોવા છતાં કેવળ ગોકળગાય જેવો મૃદુ દીલોજાન મિત્ર બની જાય છે. બળાત્કાર અગર જોરજૂલમ એ કેવળ ઇચ્છા અને વાસનાના અંગીભૂત છે તેથી તે થોડા વખત પૂરતી બાહ્ય શાંતી ઉપજાવી શકે છે. પણ ખરી સાક્ષાત્ શાંતિ, ગંભીરતા અને પ્રેમ એ દૈવી હોવાથી અંતઃકરણે દુરસ્ત કરી કાયમની શાંતના મિત્રના પ્રાપ્ત કરે છે.

પવિત્ર અને બુદ્ધિશાળી માણસના હૃદયમાં નિરંતર શાંતિવાસ કરે છે, તે તેના કાર્યમાં સુમિત્રની માફક મદદ કરે છે અને તે શ્રેષ્ટ પુરૂષ પણ તેનો સદુપયોગ કરે છે આ શાંતિની અભિગ્તાની શક્તિ મહા અલૌકિક હોય છે જે કાર્ય શારિરીક સંપત્તિથી થઇ શકતું નથી, તેવાં કાર્ય આ શક્તિ ગરેજમાં કરી નાખે છે. નિષ્પાપ ધર્માત્મા માણસ આ સદ્ગુણના કૃપા છત્ર નીચે નિર્ભયપણે આનંદકાળ વ્યતિત કરે છે. સ્વાર્થના સામ્રાજ્યથી છટકવા ચાહનારા મહાત્માઓ આજ શક્તિને શરણે જાય છે જે કોઇ પરાજય પામેલા હોય તેમને આ શક્તિ આશ્રયદાતા છે, જે કોઇ ભૂલા ભટકતા હોય તેમને માર્ગદર્શક ભોમિયો છે. અને જે કોઇ પવિત્ર હોય તેમને માટે આનંદનુ સ્થાન છે

શાંતિ મળતાં જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને જ્ઞાન પ્રાપ્ત થતાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે સમજાય છે, અને તેનો એક વખત ઉપયોગ કરતાં આવડયો એટલે પછી, શોક, પશ્ચાતાપ, પાપ, નિરાશા, લોભ, સ્વાર્થ, ઇચ્છા, ક્રોધ, વગેરે મનના સઘળા કલેશો સ્વાર્થરૂપ અંધારા કુવામાં ડુબકી મારી બેસી જાય છે તેઓ આત્માની આગળ આવીજ શકતા નથી, જે સ્થળે આવું મન હોય છે. તે સ્થળની ઉપર ઈશ્વરી આનંદનો દૈવી પ્રવેશ પ્રકાશી રહેલો હોય છે પરમ પવિત્ર પથે પરવરતો પથી સુગમથે તે પ્રદેશમાં પ્રવેશી શકે છે. ઇચ્છા અને વાસનાની મર્યાદને કાપતો કાપતો અનેક દુર્ગુણરૂપી પથરાયેલા કાંટાના જંગને વટાવતો વટાવતો,' નિરાશારૂપી કિચ્ચડને ગુંદતો ગુંદતો તે મહાત્મા ઝપાટાબંધ રસ્તો કાઢતો સીધોને સીધો આગળને આગળ વધ્યાજ જાય છે, તે આમતેમ ફાંફાં ન મારતાં અને કોઇ પણ સ્થળે વિસામો ન કરતાં શાંતિના પરમ પવિત્ર વિશાળ અનુપમ મંદિરમાં દાખલ થતાં સુંધી કેડ બાંધી આગળને આગળ ચાલ્યો જ જાય છે, જ્યાં સઘળા પ્રકારનાં સુખો ભરપૂર ભરેલાં છે તેવા આ સદનમાં પહોંચતાં સઘળી વાસનાઓ સાફ ઓગળી જાય છે, શમી જાય છે માન અપમાન નષ્ટ થાય છે માત્ર જ્ઞાનનું સામર્થ્ય અનંત રૂપ થઇ રહે છે, અને સર્વત્ર શાંતિ શાંતિ પ્રસરી રહે છે ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ.

# મુગ્ધા મીનાક્ષી

અથવા

# પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

( લે. શ્રીયુત નારાયણજી વિશનજી ઠક્કુર. )

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૨૪ થી )

"મીનાક્ષી, તું આ વ્યવસાયમાં એક નવીન પક્ષિણી સમાન હોવાથી પરપુરુષના હૃદયને આકર્ષવાની કળામાં આટલી દક્ષ હોઇશ એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી, છતાં તે કેશવ બાબૂના હૃદયને જીતી લેવામાં જે દક્ષતા દર્શાવી છે તે માટે હું તને ધન્યવાદ આપું છું અને તને આનન્દના સમાચાર સંભળાવું છું કે કેશવ બાબૂએ ૭ મહિનાને માટે તને પોતાની રખાયત તરીકે રાખેલી હોવાથી આજથી ૭ મહિના સુધી તારે માત્ર કેશવ બાબૂની સેવામાંજ રહેવાનું છે. બીજા કોઇ પણ પુરુષની સેવા તારે કરવાની નથી. આ વ્યવસ્થાથી તને તારા અર્ભક પુત્રના લાલન-પાલનનો યોગ્ય અવકાશ મળી શકશે અને તારા હૃદયમાં દુ:ખનો વિશેષ આઘાત નહિ થાય, એટલા માટે હું તને મહાભાગ્યશાલિની માનું છું. કારણ કે, જો આ વ્યવસ્થા ન થઇ હોત, તો બે ચાર દિવસમાં જ તારા પુત્રને કોઇ અનાથાશ્રમમાં મોકલીને તને મારા વ્યવસાયમાં જોડી દેવાનો મારો વિચાર હતો અને જો તેમ થયું હોત, તો તારા હૃદયમાં શોકનો આઘાત થયા વિના રહેત નહિ, એ નિર્વિવાદ છે. અસ્તુ ૭ મહિના સુધી તો આનન્દ કરી લે; ત્યાર પછીની વાત આગળ ઉપર જોઇ લેવાશે."

અહીં કદાચિત્ પાઠક તથા પાઠિકાઓ પ્રશ્ન કરશે કે 'શું ત્યારે મારો કેશવચંદ્ર બાબૂના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ બંધાયો હતો અને તેની સેવા હું નિષ્કપટ તથા અકૃત્રિમ અનુરાગ, પ્રેમ કિંવા પ્રણયથી કરતી હતી?' તો એ પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે કેશવચંદ્ર મારા પ્રતિ જોકે અતિશય ભક્તિ દર્શાવતો હતો, મારામાં તેની આસક્તિ અદ્વિતીય હતી અને મારા માટે તેના હૃદયમાંનો પ્રેમ અથવા પ્રણય છલકાઇ જતો હતો, તથાપિ હું પ્રેમના વ્યવસાયમાં મદન મોહનના હસ્તથી ભયંકર સ્વરૂપમાં ઠગાયેલી હોવાથી અને તે નિષ્ઠુર પ્રેમીએ પોતાના વચનનો ભંગ કરીને મારા અવતારને બગાડી નાખેલો હોવાથી કેશવચન્દ્રના વચનમાં પણ મારો સંપૂર્ણ વિશ્વાસ બંધાતો નહોતો અને તેથી હું તેની જે સેવા કરતી હતી તે નિષ્કપટ તથા અકૃત્રિમ અનુરાગથી નહિ, કિન્તુ વિશેષ અંગે સ્વાર્થસિદ્ધિ અને અનેક પુરુષોના સમાગમમાં આવવાના દુ:ખદાયક પ્રસંગને જ્યાં સુધી ટાળી શકાય ત્યાં સુધી ટાળવાના ઉદ્દેશથી જ કરતી હતી. તેની સેવાને આનન્દથી સ્વીકારવામાં મારો મુખ્ય સ્વાર્થ એજ હતો કે મારા અર્ભક પુત્રના વિયોગની વેદના મારે સહન કરવી ન પડે અને મારા પુત્રને તેનું યોગ્ય પાલન કરીને મારાથી ઉછેરીને મોટો કરી શકાય અને કેશવચન્દ્રની સેવાના યોગે મારા એ સ્વાર્થની સિદ્ધિનો સંભવ મને દેખાતો હોવાથી મેં તેની સેવાનો સ્વીકાર કરી લીધો હતો નહિ તો સત્ય વાર્તા તો એ છે કે બહુધા સમસ્ત પુરુષ જાતિમાંથી જ મારો વિશ્વાસ ઉઠી ગયો હતો, તો પછી કેશવચન્દ્રમાં મારો વિશ્વાસ બંધાય જ કેવી રીતે! 'દૂધથી દાઝેલું માણસ છાશ પણ ફુંકીને પીએ છે' એ કહેવત મારા સંબંધમાં મને અક્ષરશ: સત્ય સિદ્ધ થએલી દેખાતી હતી અસ્તુ કેશવચન્દ્રના સમાગમમાં લગભગ એક મહિના જેટલો સમય વીત્યા પછી એક દિવસ કેશવ બાબૂને મારા ઘણા દિવસથી મનમાં દાબી રાખેલા એક વિચારને દર્શાવતાં મૃદુ

વાણી, મધુર ભાવ તથા વિનયશીનતાથી મેં કહ્યું કે —

"પ્રિયતમ પ્રાણેશ, જેમ મારી પુત્રના વિયોગને સહન કરવાની ઇચ્છા નથી તેમજ મારો પુત્ર મોટો થાય અને તે વેળાએ તે પોતે વ્યભિચારથી ઉત્પન્ન થયેલો એક વિધવાનો પુત્ર છે એ ખેદ તેના જાણવામાં આવે એવી પણ મારી ઇચ્છા નથી, તો હવે આ વિડમ્બનાને ટાળવાનો મારે શો ઉપાય કરવો તે કૃપા કરીને દર્શાવશો? કારણકે, આ વિષયના વિચારમા મારી બુદ્ધિ લેશ માત્ર પણ કાર્ય કરી શકતી નથી."

"મીનાક્ષી પરસ્પર વિરૂદ્ધ બે કાર્યો એક સમયાવચ્છેદે અને એક જ સ્થાનકમા કદાપિ કરી શકાતાં નથી, એવો સૃષ્ટિના આરંભ કાળથી ચાલતો આવેલો સૃષ્ટિનો ન્યાય હોવાથી એ ન્યાયને અટકાવવાની કિંવા મિથ્યા કરવાની કોઇપણ દેવ, દાનવ કે માનવમાં ક્ષમતા છે જ નહિ. પોતાના પુત્રને સાથે રાખવો અને તે સાથે પોતાના ખેદથી તેને સર્વથા અજ્ઞ રાખવો, એ કદાપિ ન બની શકે તેવી ઘટના છે અર્થાત્ જો પુત્રના વિયોગના દુઃખને સહન કરવાની તારામા શક્તિ ન હોય તો તારો ખેદ તેના જાણવામા આવે એની તારે પરવા કે ચિન્તા રાખવી ન જોઇએ એવી જ તારી દૃઢ ઇચ્છા હોય તો પુત્રના વિયોગથી થતા દુખને સહન કરી લેવા માટે વજ્રનું હૃદય કરીને તારે તૈયાર થઇ રહેવુ જોઇએ, કારણ કે, એનો એ બે ઉપાયો વિના ત્રીજો કોઇ ઉપાય નથી. માત્ર વધારેમા વધારે એટલી વ્યવસ્થા કરી શકાય તેમ છે કે તારા પુત્રના લાલનપાલનમાં વિશેષ ન્યુનતા ન થાય, યોગ્ય સમયે તેને ઉપયુક્ત શિક્ષણ આપવામા આવે અને તેના જાણવામાં ન આવી શકે તેવી રીતે તેના કુશળ સમાચાર તને નિત્ય નિયમિત રીતિથી મળતા રહે, કેવળ એટલુ જ નહિ, પણ જો તારી પોતાના પુત્રના મુખને જોવાની ઇચ્છા થાય, તો પણ પોતાની તે ઇચ્છાને તારાથી એક અજ્ઞાત અને તટસ્થ વ્યક્તિ તરીકે ગુપ્ત ભાવથી પૂર્ણ કરી શકાય. જો આ પ્રમાણેની તારા પુત્રની વ્યવસ્થા કરવાની તારી ઇચ્છા હોય, તો મને જણાવજે એટલે આ વિષયનો શાન્તિથી વિચાર કરીને હું યોગ્ય વ્યવસ્થા કરી આપીશ."

કેશવચન્દ્રે કોઇ એક પ્રૌઢ વયના વિચારશીલ પુરુષ પ્રમાણે મને મારી વિડમ્બના ટાળવાનો ઉપયુક્ત ઉપાય અથવા માર્ગ દર્શાવ્યો

મને કેશવચન્દ્રનો દર્શાવેલો એ માર્ગ યોગ્ય અને હિતકર લાગવાથી મે કેશવચન્દ્રને જણાવ્યું કે "જો મારા પુત્રના લાલનપાલન, શિક્ષણ તથા લગ્ન આદિની યોગ્ય વ્યવસ્થા થતી હોય અને મને તેના મુખદર્શનનો મારી ઇચ્છા અનુસાર પ્રસંગ મળી શકતો હોય, તો પછી મારા પુત્રના વિયોગ દુખને સહન કરી લેવાને હુ તૈયાર છું;— એટના માટે જ્યારે આપને યોગ્ય જણાય ત્યારે આ વ્યવસ્થા કરી આપશો."

અસ્તુ' આ માને કેશવચંદ પાસેથી મારા પગારના માસિક બસે રૂપિયાની આવક ઉપરાંત બીજો પણ કેટલોક લાભ મળતો હતો એટલે તે દૂર હોવા છતાં મારાપર દયાભાવ તથા પ્રેમભાવ રાખતી હતી. દિવસના સમયમાં મીના તથા માનાના સહવાસનો મને આનન્દ મળતો હતો અને નિશાનો સમય કેશવચન્દ્રના સમાગમમાં આનન્દથી વીતી જતો હતો એટલે સદાગતિ કાળને વીતી જતાં વિલબ ન લાગ્યો અને ૭ માસ જેટનો દીર્ઘ કાળ જાણે ૭ દિવસનો જ કાળ હોયની! તેવી રીતે જોત જોતામા વીતી ગયો, પરન્તુ કેશવચન્દ્રે જે વ્યવસાયમાટે મુંબઇમાં ૭ મહિનાનો નિવાસ કર્યો હતો તે કાર્યની પૂર્ણાહુતિ ૭ મહિનામાં ન થવાથી તેનો મુંબઇમા બે મહિના જેટનો અધિક સમય ગાળવાનો નિશ્ચય થયો અને તેથી મારૂં તેની સાથે કલકત્તા જવાનું પણ બે મહિના માટે મુલ્તવી રહ્યુ અ-બાના બગલામા મારૂં આગમન થવાને એક વર્ષ જેટલો કાલાવધિ થવા આવ્યો હતો છતાં મે એ બગલામાથી બહાર પગ મૂક્યો ન હોતો તેનું કારણ એ હતું કે કદાચિત્ ક્યાંક મારા બન્ધુ અથવા તો મદનમોહન સાથે મારો ભેટો થઇ જશે, તો મારા પતનની ઘટના બનાવટી ઠરશે અને મારી અધોગતિનો ભેદ મારા માતાપિતા તથા બન્ધુના જાણવામાં આવતાં તેમના શોકની પરિસીમા થશે, નહિ તો કેશવચન્દ્ર સાથેના પ્રેમ સબંધ પછી જો મારી બહાર નીકળવાની ઇચ્છા હોત, તો મારાથી ગમે ત્યારે બહાર નીકળી શકાય તેમ હતું કારણ કે, હું મારી ઇચ્છા કેશ-

વચંદ્રને દર્શાવ્યું અને કેશવચંદ્ર મને બહાર લઇ જવા માટે અંબાની અનુમતિ માગે, તો તેની માગણીનો અંબા અનાદર કરે એ સર્વથા અશક્ય અને અસંભવનીય હતું. એનું એક બીજું ગુપ્ત કારણ એ પણ હતું કે અંબાને કેશવચંદ્ર પાસેથી ધનની સારી પ્રાપ્તિ થતી હતી અને તે ઉપરાંત કેશવચંદ્ર અંબાથી વયમાં લગભગ અઢારેક વર્ષ નાનો હોવા છતાં અતિશય સ્વરૂપવાન્ હોવાથી અંબા તેનામાં અંતઃકરણ પૂર્વક આસક્ત હતી અને તેના પ્રેમપીયૂષની પ્રબળ પિપાસા ધરાવતી હતી, પરંતુ અદ્યાપિ તેની એ પિપાસા તૃપ્ત થઇ નહોતી. આ પણ વિશ્વની એક વિલક્ષણતા નહિ તો બીજું શું વારૂ ? કેશવચન્દ્રમાંની અંબાની આસક્તિનો એ ભેદ મેનાના મુખથી મારા જાણવામાં આવ્યો હતો તેમ જ કેશવચન્દ્રે પણ એક વાર એ વાર્તા મને જણાવી હતી અંબાની એ ઈચ્છા સફળ થઇ શકી ન હોતી અને તે જે પ્રેમદર્શક હાવભાવ તથા ચેષ્ટાઓ કરતી હતી તે જાણે પોતે સમજતો જ નથી એવો ભાવ કેશવચન્દ્ર દર્શાવતો હતો, કારણ કે, કેશવચંદ્રનો તેના પ્રેમરસને ચાખવાનો વિચાર હતો જ નહિ એટલે અંબાના મનોરથની સફળતાનો અવસર આવતો જ નહોતો.

અંતે કલકત્તા જવામાટે મુંબઇથી ઉપડવામાં જ્યારે પંદર દિવસનો અવકાશ રહ્યો તે વેળાયે કેશવચન્દ્રે અંબાને કહ્યું કે "મીનાક્ષીને મારો કલકત્તા લઇ જવાનો અને ત્યાં સદાને માટે મારી ઉપપત્ની તરીકે રાખવાનો વિચાર છે તો એને મારા હસ્તમાં કેવા પ્રકારે તમો સોંપવા માગો છો તે જણાવો, કારણ કે, તમને લાભ આપનારી વસ્તુને હું લઇ જાઉં, તો મારે તેનો વ્યાજબી બદલો આપવો જ જોઇએ. મીનાક્ષીની મારી સાથે આવવા માટે પૂર્ણ સમ્મતિ છે એટલે હવે માત્ર તમારી સંમતિની જ આવશ્યકતા છે."

અંબાએ પ્રારંભમાં કેટલીક આનાકાની કર્યા પછી કેશવચંદ્ર તેના કુટિનીગૃહનો એક સદાનો ગ્રાહક હોવાથી અને વર્ષમાં એક કે બે માસ તો અવશ્ય તેનો નિવાસ થતો હોવાથી સદાના લાભનો વિચાર કરીને તેમજ તેના પ્રેમરસને ચાખવા માટેની પોતાની આશાને કોઈવાર પૂર્ણ કરવાના આશયથી માત્ર રૂપિયા ત્રણ હજાર આપીને મને કલકત્તા લઇ જવા માટેની કેશવચન્દ્રને અનુમતિ આપી દીધી અને કેશવચન્દ્રે રૂપિયા ત્રણ હજાર મને જતી વખતે આપવાનું સ્વીકારી લીધું. હું અંબાના ગૃહમાં ચૌદથી પંદર મહિના રહી તેટલામાં મારા માટે અંબાએ બહુ બહુ તો એક હજાર રૂપિયાનો વ્યય કર્યો હશે અને મારી પાસેથી પરોક્ષ રીતે તેને મારા આઠ મહિનાના પગારના રૂપિયા મેળવી લો, મારા વેચાણના રૂપિયા ત્રણ હજાર અને કેશવચન્દ્રે લાવી આપેલી ચારથી પાંચસો રૂપિયાની કીમતની વસ્તુઓ મળીને રૂપિયા પાંચ હજારનો લાભ મળ્યો હતો; એટલે કે મારી પાછળ ખર્ચાયલા રૂપિયા એક હજારને બાદ કરતાં તેને મારા કારણથી રૂપિયા ચાર હજારનો નક્કી નફો થયો હતો; કારણ કે, એ રકમમાંથી મને તેણે ત્રાંબાની એક રાતી પાઇ પણ આપી નહોતી.

મને કલકત્તા લઇ જવાનો નિર્ણય કરી લીધા પછી કેશવચન્દ્રે રાત્રે મારી પાસે આવ્યા પછી મને કહ્યું કે "મીનાક્ષી, તારા પુત્રની વ્યવસ્થાના સંબંધમાં મારો એવો વિચાર થાય છે કે અહીં મુંબઇમાં જ વસનાર કોઈ બ્રાહ્મણ ગૃહસ્થ તારા પુત્રને પોતાના આશ્રયમાં રાખી મહિને તેના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચમાટે અમુક રકમ લઇ તેના લાલનપાલન તથા શિક્ષણ આદિના ભારને પોતાના શિરપર ઉપાડી લે અને તારા પુત્રથી તેના જન્મના ભેદને ગુપ્ત રાખવાનું વચન આપે, તો તારી આ ચિન્તા ટળી જાય અને તારા ચિન્તાગ્નિથી દગ્ધ થયેલા હૃદયને શાન્તિનો સ્પર્શ થાય "

"મને પણ આ વ્યવસ્થા યોગ્ય જણાય છે; કારણકે, જો કોઇ સાધારણ સ્થિતિનો બ્રાહ્મણ ગૃહસ્થ હશે અને તેને મારા પુત્રના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચ કરતાં બમણી માસિક રકમ આપવામાં આવશે, તો સદાની આવકના લોભથી મારા પુત્રનું તે બહુજ સંભાળ રાખીને લાલનપાલન કરશે અને મારા ભેદનો પ્રકાશ પણ નહિ કરે પરંતુ એવો કોઇ સાધારણ સ્થિતિનો અને સરળ સ્વભાવનો બ્રાહ્મણ ગૃહસ્થ ગળી આવે, તો જ આપણી આ ચિન્તાથી આપણે મુક્ત

થઈ શકીએ." મેં કેશવચન્દ્રના વિચારને પ્રસન્નતા પૂર્વક અનુમોદન આપ્યું

"વારૂ ત્યારે હું આગ દેશના જે બંગાળી ગૃહસ્થો સાથે રહું છું તે બંગાળી ગૃહસ્થો પાસે આવતા કેટલાક ગુજરાતી તથા કાઠિઆવાડી વ્યાપારીઓ સાથે મારી ઓળખાણ થયેલી છે એટલે તેમની સહાયતાથી એવા કોઈ સાધારણ સ્થિતિના અને સરળ સ્વભાવના બ્રાહ્મણ ગૃહસ્થને શોધી કાઢવાના પ્રયત્નનો હું આવતી કાલથી જ આરંભ કરીશ અને મને આશા છે કે બે ચાર દિવસમા મારા એ પ્રયત્નમા હું અવશ્ય વિજય મેળવી શકીશ" કેશવચંદ્રે મારી એ ચિન્તાને ટાળવાનો ભાર પણ પોતાના શિરપર ઉપાડી લીધો.

મારામાટે મારા પુત્રના વિયોગનો પ્રસંગ નિકટમા આવતો હોવાથી એક ફોટોગ્રાફરને બોલાવી મે મારા અર્ભક પુત્રનો ફોટો પડાવી લીધો અને તેની બ્રોમાઇડ જાતિના કાગળપર બાર નકલ કઢાવીને મારામાટે કેશવચંદ્ર જે એન્‌ડરસન બૅગ લઈ આવ્યો હતો તેના વચલા ખાનામાં સંભાળીને રાખી દીધી કે જેથી જ્યારે પુત્રના મુખદર્શનની ઇચ્છા થાય ત્યારે તેની પ્રતિમાના દર્શનથી તે ઇચ્છાને અમુક અંશે પૂર્ણ કરી શકાય.

---

## પ્રકરણ ૧૫ મું.

### પુત્ર વિયોગ અને મુંબઈનો ત્યાગ

---

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને ચારેક દિવસ વિત્યા પછી કેશવચન્દ્રે મને જણાવ્યુ કે: "અહીં મુંબઈના મજ્જવલ્લભ નામના એક ભાટિયા ગૃહસ્થ મારા પરિચિત છે તેમને આજથી ત્રણેક દિવસપર મે એમ કહ્યુ હતુ કે મારા એક બ્રાહ્મણ મિત્રનો એક અર્ભક પુત્ર છે અને તેના માતાપિતા સ્વર્ગવાસી થયેલા હોવાથી જો કોઈ સાધારણ સ્થિતિનો અને દયાળુ બ્રાહ્મણ તેને પોતાના આશ્રમમાં રાખી તેનુ લાલનપાલન કરી તેને ઉછેરીને મોટો કરવાના ભારને પોતાના શિર પર ઉપાડી લેવાને તૈયાર હોય, તો હું તેને માસિક પચાસ રૂપિયા અત્યારે અને જ્યારે તે શિક્ષણ લેવા યોગ્ય થાય ત્યારે માસિક સો રૂપિઆ આપવાને તૈયાર છુ, કારણ કે, મારો સ્વર્ગવાસી મિત્ર પોતાની એક લાખ રૂપિયાની મિલ્કતનો ટ્રસ્ટી અને પોતાના પુત્રનો રક્ષક મને નીમી ગયો છે; એટલા માટે જો એવા કોઇ બ્રાહ્મણને શોધી આપો, તો મોટો ઉપકાર. આજે વ્રજવલ્લભ શેઠ મને મળતાં તેમણે મને કહ્યુ છે કે તેમનો આશ્રિત શિવશંકર નામનો એક બ્રાહ્મણ છે તે, તેની સતી પત્ની ગિરિજા અને તેમનો પુત્ર ગજાનન એ બાળકને સંભાળવાના, ઉછેરીને મોટો કરવાના અને તેને યોગ્ય શિક્ષણ આપવાના ભારને પોતાના શિરપર ઉપાડી લેવાને તૈયાર છે, કારણ કે, એથી સ્વાર્થ અને પરમાર્થ ઉભય પદાર્થોની સિદ્ધિનો સંભવ હોવાથી એવો મૂર્ખ કોણ હોય કે હસ્તમાં આવેલા આવા અલભ્ય પ્રસંગને વ્યર્થ જવા દે? હવે જો તારો વિચાર થતો હોય તો આવતી કાલે જ તારા પુત્રનો હાથ તેમના હાથમાં સોંપી દઇએ અને હજારેક રૂપિઆ અત્યારે જ આપી દઇએ એટલે ત્રણેક વર્ષ સુધી પૈસા મોકલવાની પંચાત પણ મટી જાય. વ્રજવલ્લભના કહેવા પ્રમાણે તે બ્રાહ્મણ, તેની પત્ની અને તેનો પુત્ર આદિ કુટુંબનાં સર્વ મનુષ્યો અત્યંત સુશીલ, ધર્મકર્મનિષ્ઠ અને પાપ ભીરુ છે એટલે તેમના વિશે હૃદયમાં શંકા કિંવા અવિશ્વાસને સ્થાન આપવાની આવશ્યકતા નથી. પછી તો જેવો તારો વિચાર, કારણ કે, આ વિષયમાં તારા વિચારથી વિરુદ્ધ વર્તવાનો મારો લેશ માત્ર પણ અધિકાર નથી. જો આ સ્થળ યોગ્ય ન લાગતું હોય, તો હું અન્ય સ્થળને શોધી કાઢવાનો પ્રયત્ન કરવા માંડુ."

પાઠક તથા પાઠિકાઓ વ્રજવલ્લભ, શિવશંકર, ગિરિજા અને ગજાનન આદિ કેશવચન્દ્રના મુખથી ઉચ્ચારાયલાં નામોને સાંભળી એ તો જાણીજ ગયા હશે કે વ્રજવલ્લભ તે અમારો અમને મુંબઈમાં લાવનાર આશ્રયદાતા અને મદનમોહનનો પિતા હતો, શિવશંકર મારા પિતા હતા, ગિરિજા મારી માતા હતી અને ગજાનન મારો સહોદર હતો. સારું થયું કે કેશવચન્દ્રને મારી કર્મકથા સંભળાવતા મે મારા માતાપિતા, બન્ધુ તથા આશ્રયદાતા આદિ કોઇના પણ નામનો ઉચ્ચાર કર્યો નહોતો; નહિ તો કેશવચન્દ્ર તેમને

ઓળખી જાત તો મારા પુત્રને તેમના હાથમાં સોંપતાં અચકાત. નિસર્ગની કેવી વિચિત્ર વ્યવસ્થા અને પરમાત્માની કેવી અગમ્ય માયા કે મારા પુત્રની રક્ષા માટે મારાં માતા પિતા અને મારા બંધુનીજ તેમણે યોજના કરી આપી મારાં માતાપિતા તથા મારા બંધુની દયાળુતા, ધર્મિષ્ઠતા તથા સહૃદયતા વિશે કોઇ પણ પ્રકારના સંશયને હૃદયમાં સ્થાન આપવાનું કશું પણ કારણ ન હોવાથી મેં પ્રસન્નતા પૂર્વક કેશવચન્દ્રને જણાવ્યું કે —

"તમો જે શિવશંકરનું નામ લ્યોછો તે બ્રાહ્મણ ગૃહસ્થને તેમજ તેના કુટુંબને હું સારી રીતે ઓળખું છું; કારણ કે, તેઓ મારા દેશનાજ છે એટલામાટે જો મારા પુત્રને તમો તેમના હાથમાં સોંપશો, તો અવશ્ય તેમના હસ્તથી મારા પુત્રનું સર્વ પ્રકારે કલ્યાણજ થશે, એવો મારો દૃઢ નિશ્ચય છે. અર્થાત્ આવતી કાલેજ આપ મારા પુત્રને લઇ જજો અને તેની રક્ષાનો ભાર વિપ્ર શિવશંકરના શિરપર નાખી દેજો. માત્ર તમો જે રૂપિઆ આપો તેની પહોંચ લેતાં તેમાં એટલું સ્પષ્ટતાથી લખાવજો કે આ બાળકના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચના અમુક મામના રૂપિઆ પચાસ લેખે આટલા રૂપિયા આટલાં વર્ષના અગાઉ મળ્યા છે; તેમજ વારંવાર તમારા નામપર મારા પુત્રના કુશળ સમાચાર લખતાં રહેવાની સૂચના પણ તેમને આપી દેજો."

"વારૂ, પણ તારા પુત્રનું અને તેના પિતાનું નામ મારે શું લખાવવું? કારણ કે, તે બન્નેનાં નામો અદ્યાપિ મારા જાણવામાં આવ્યાં નથી." કેશવચન્દ્રે મારા પુત્રના તથા તેના પિતાનાં નામને જાણવાની ઇચ્છા દર્શાવી.

મારા પુત્રને જો કે હું ભાટિયા જાતિની પદ્ધતિ પ્રમાણે 'બિકા' કહીને બોલાવતી હતી, છતાં તેનું ખરૂં નામ પાડવામાં આવ્યું હતું અને તે નામ પાર્વતીનન્દન હતું પાર્વતીનન્દન એટલે પાર્વતીનો પુત્ર ગણપતિ. પરંતુ એ નામ રાખવામાં મારો જે એક ગુપ્ત અને વિશિષ્ટ આશય સમાયલો હતો, તે એ હતો કે પૂર્વે જણાવ્યા પ્રમાણે મારૂં પોતાનું સત્ય નામ પાર્વતી હતું અને તેથી એ નામ તેને મારા પુત્ર તરીકે પણ ઓળખનારૂં હતું. અર્થાત્ મારા પુત્રનું નામ તો તત્કાળ આપી શકાય તેમ હતું, પરંતુ તેના પિતાનું ખરૂં નામ લખાવવું કે કેમ એ એક ગંભીર પ્રશ્ન હતો એટલે મારાથી કેશવચન્દ્રના પ્રશ્નનું તત્કાળ ઉત્તર ન આપી શકાયું અને હું ગંભીર વિચારમાં પડી ગઇ. કેટલીકવાર વિચાર કર્યાં પછી હું એવા નિશ્ચયપર આવી લાગી કે જે મદનમોહને મારી સાથે આટલી સીમાપર્યન્ત કૃતઘ્નતાનો વ્યવહાર કરી બતાવ્યો છે તેના નામને તો મારા પુત્રના નામ સાથે નજ જોડવું, પણ પુત્રની પ્રાપ્તિ એ ઈશ્વરના સર્વ પ્રસાદોથી ઉત્તમ પ્રસાદ હોવાથી પિતાના નામના સ્થાનમાં 'ઇશ્વરપ્રસાદ' નામ લખાવવું એજ વધારે સારૂં છે. આવા પ્રકારના નિશ્ચયપર આવીને મેં કેશવચન્દ્રને કહ્યું કે:

"મારા પુત્રનું નામ પાર્વતીનન્દન છે અને એના પિતાના નામ તરીકે 'ઇશ્વરપ્રસાદ' લખાવશો તો ચાલી શકશે, કારણ કે, એ ઇશ્વરનો જ આપેલો પ્રસાદ છે."

"ધન્ય છે તારી બુદ્ધિને અને તારી કલ્પના શક્તિને!" કેશવચન્દ્રે મારી બુદ્ધિમત્તાની મુક્તકંઠે પ્રશંસા કરીને મને ધન્યવાદ આપ્યો.

બીજે દિવસે મારા પુત્રના શરીરમાંના કેટલાક વિશિષ્ટ ચિન્હોની નોંધ કરી, તેને ઉત્તમ વસ્ત્રો પહેરાવી અને તેનાં બીજાં જેટલાં વસ્ત્રો હતાં તેની એક પોટલી બાંધી આપી મારા પુત્રને મેં કેશવચન્દ્રના હસ્તમાં, મારા પિતાને સોંપવા માટે સોંપી દીધો. કેશવચન્દ્ર જે વેળાએ મારા પુત્રને લઇને જવા લાગ્યો તે વેળાએ મારી છાતી એટલી બધી ભરાઈ આવી કે તેના પરિણામે પુત્રના મુખને વારંવાર ચુંબનથી આર્દ્ર કરતી હું નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષાવવા લાગી અને વિયોગની ઘટિકા આવી લાગી અને કેશવચન્દ્ર મને રડતી મૂકી મારા પુત્રને લઇને ચાલતો થઇ ગયો. રાતે તે મારા પિતાના હાથની એક હજાર રૂપિયાની મારી સૂચના પ્રમાણેની પહોંચ લખાવીને પોતા સાથે લેતો આવ્યો હતો એટલે તે પહોંચને જોતાં મારો નિશ્ચય થયો કે મારો પુત્ર બીજા કોઇને નહિ, પણ મારા પિતાનેજ સોંપાયો હતો અને વળી મારૂં દુઃખ કાંઇક ઓછું થતાં અને મારી ચિન્તામાં ઘટાડો થતાં હું નિત્ય પ્રમાણે

મારા ઉપકારક પ્રેમી કેશવચન્દ્રની સેવાના કાર્યમાં નિમગ્ન થઇ ગઇ.

બીજે દિવસે કેશવચન્દ્રે મને કહ્યું કે. "અહીંથી જતી વેળાએ આ બધા તને તારાં વસ્ત્રો તથા અલંકારો સાથે લઈ જવા દેશે કે કેમ એવી શંકા હોવાથી જો તારી ઇચ્છા હોય તો આજે મારી સાથે બજારમાં ચાલ અને તને જોઇએ તેવાં ઉત્તમ વસ્ત્રો તથા જેમના વિના ન જ ચાલતી શકે તેટલાં ઘરેણાં ખરીદી લે, કારણ કે, કલકત્તામાં પહોંચ્યા પછી તો હીરામોતીનાં ઘરેણાં પણ તને મળશે અને વસ્ત્રો તો એટલાં બધાં આવશે કે તારાથી પહેરી પણ નહિ શકાય."

પરંતુ ધોળે દિવસે ગુઅઇના બજારમાં નીકળવાની મારી ઇચ્છા ન હોવાથી મે મને જોઇતા હતા તેટલાં વસ્ત્રોની સૂચી લખાવી દીધી અને ડોકમાં પહેરવા માટે સોનાની એક માળા, કાનમાં પહેરવા માટે બરગિયાંની એક જોડ, નાકમાં પહેરવાની એક ચુંક, હાથમાં પહેરવાને સોનાની ચાર બંગડીઓ અને પગમાં પહેરવામાટે ચાંદીના છડા વગેરે અલંકારો લાવવાનું કહીને બંગડી તથા છડાનું માપ અને પોલકાં સીવડાવવામાટે માપનું એક પોલકું તેને આપી દીધાં. મારી લખાવેલી પોલકાં વગરની બીજી સર્વ વસ્તુઓ સાંજે ચાર વાગ્યામાં જેન બધર્સની અંગ્રેજી બનાવટની એક ટ્રંકમાં ભરીને કેશવચન્દ્રે મોકલી દીધી અને બીજે દિવસે સાંજે આઠ પોલકાં પણ તૈયાર થઇને આવી ગયાં. કલકત્તામાં ગુજરાતી પુસ્તકો મળી શકશે કે નહિ એમ ધારીને મે કેટલાંક સારાં સારાં સો રૂપિયાની કીમતનાં ગુજરાતી પુસ્તકો પણ મંગાવી લીધાં અને મારી કલકત્તા જવાની મેં સઘળી તૈયારી કરી લીધી મારા પ્રયાણમાં બે દિવસ બાકી રહ્યા ત્યારે મેના તથા માના મારી પાસે બેઠી હતી તેમાંની મેનાએ મને ઉદ્દેશીને કહ્યું કે —

"મીનાક્ષી, આ નરકાલયમાં તારા જેવી ભાગ્યશાલિની અગાઉ બીજી એક પણ અમારા જોવામાં આવી નથી કે જે આ બંદિશાળાથી પણ ભયંકર આવાસમાં પંદર મહિના જેટલો કાળ વીતાડવા છતાં અહીંની યંત્રણાઓ અને અહીંના અત્યાચારોના સ્પર્શ વિના આવી રીતે માન સહિત અહીંથી વિદાય થઈ હોય. અમો તને તારા આ સદ્ભાગ્ય માટે અને તને પ્રાપ્ત થનારા સુખ માટે તને ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તું અમને ભૂલી નહિ જાય અને કલકત્તેથી પંદર દિવસે કે પછી મહિનામાં એકવાર અવશ્ય અમારાપર કુશળ સમાચાર લખતી રહીશ અને અમને સંભારતી રહીશ અમો પણ તારા પત્રોનાં ઉત્તર તત્કાળ લખતા રહીશું અને અહીંના નવીન સમાચાર તને જણાવતા રહીશું."

"વળી જો તું ત્યાં બહુજ સુખિની હોય અને તારી પાસે સંસારસુખનાં સર્વ સાધનોની વિપુલતા હોય, તો કદાચિત્ ભાગ્યચક્રની પ્રબળતાથી અમો તારી પાસે આવી લાગીએ અને અમને તારી સહાયતાની આવશ્યકતા હોય, તો તું અવશ્ય અમને આશ્રય આપીશ એવો અમારો દૃઢ વિશ્વાસ છે" માનાએ પાણીથી પહેલાં પાળ બાંધવાના નિયમને અનુસરીને ભાવિ આશ્રયની અત્યારથીજ વ્યવસ્થા કરી રાખવાનો પ્રયત્ન કરતાં આ પ્રમાણેનું વાક્ય ઉચ્ચાર્યું.

મેં તેમને નમ્રતાથી કહ્યું કે. "સુખમાં પડીને હું તમને તથા તમારી લાગણીને ભૂલી જાઉં એવી કૃતઘ્ન નથી. હું ત્યાંથી પંદર પંદર દિવસને અંતરે કાગળ પણ લખતી રહીશ અને જો તમો મારી પર્ણકુટીમાં પધારીને તમારા આદરસત્કાર તથા આતિથ્યનો પ્રસંગ મને પ્રાપ્ત કરાવશો, તો તેમાટે હું તમારો ઉપકાર માનીને મને પોતાને મહાભાગ્યવતી માનીશ અહીં મને તમારો સહવાસ અને તમારી લાગણીથી જે આનન્દ મળ્યો છે તેનું મારા હૃદયમાંથી આ જીવનકાળમાં કદાપિ વિસ્મરણ થવાનું નથી."

"એટલું તો અમો પણ જાણીએ છીએ કે પૂર્વજન્મના કોઇ પ્રબળ પાપના પરિણામે જો તું વિપત્તિમાં આવી પડી છે અને શરીરવડે ભ્રષ્ટ થવાનો પ્રસંગ તને પ્રાપ્ત થયો છે, છતાં તારું હૃદય અથવા અંતઃકરણ શુદ્ધ, પ્રેમાળ તથા દયાર્દ્ર હોવાથીજ આવી વિપત્તિમાં પણ તને એવી સહાયતાઓ અચાનક અને અનાયાસ મળી જાય છે કે જેના યોગે તારા દુઃખની માત્રા ઓછી થાય છે અને તેને શાન્તિનો ઉપભોગ મળી

થઈ છે. પરમાત્મા તારા સુખ તથા આનન્દને અખંડ રાખો એજ અમારો તને અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે." મેનાએ મારા શુદ્ધ અંતઃકરણની પ્રશંસા કરીને મારા માટે શુભ ભાવના દર્શાવી.

એજ વેળાયે અચાનક અંબા પણ આવી લાગી અને તે જાણે મારા વિયોગનો તેના હૃદયમાંનો પ્રેમ ઉભરાઈ જતો હોયની ! તેવા ભાવને દર્શાવતી કહેવા લાગી કે: ' મીનાક્ષી, તું હમણાં તો જાય છે, પણ ભવિષ્યમાં કદાચિત્ કેશવચન્દ્ર સાથે તારો બનાવ ન થાય અને તને મુંબઈ આવવાની આવશ્યકતા જણાય, તો આનન્દથી મારી પાસે આવજે અને આ આવાસને પોતાનો જ આવાસ માનજે મારા ગૃહના દ્વાર તારા પ્રવેશમાટે નિરંતર મુક્ત છે, એ તારે નિશ્ચયપૂર્વક માનવાનું છે; કારણકે, લક્ષ્મીની તારાપર કૃપા હોવાથી મારા ગૃહમાં જો તારાં ચરણો હશે, તો મારું કલ્યાણજ થશે એવી મારી દૃઢ માન્યતા છે."

અંબાના આ ઉદ્ગારો સાંભળીને મનમાં તો હું એમજ કહેવા લાગી કે "જો કેશવચન્દ્ર માણસની મારાપર આટલી કૃપાદૃષ્ટિ ન થઈ હોત અને મારા આગમનથી તને લાભ ન થયો હોત, તો મારાપર અત્યાચાર કરવામાં કશી પણ ન્યુનતા રાખત નહિ, કારણકે, તેં પોતેજ એકવાર એમ કહ્યું હતું કે ' જો આ વ્યવસ્થા ન થઈ હોત, તો બેચાર દિવસમાં તારા પુત્રને કોઈ અનાથાશ્રમમાં મોકલીને તને મારા વ્યવસાયમાં જોડવાનો મારો વિચાર હતો અને જો તેમ થયું હોત, તો તારા હૃદયમાં શોકનો આઘાત થયા વિના રહેત નહિ, એ નિર્વિવાદ છે.' અને તું આજે આવા શબ્દો ઉચ્ચારે છે એ કેવળ કેશવચન્દ્રની કૃપાનુંજ પરિણામ છે, તારી લાગણીનું પરિણામ નથી" પરંતુ હવે જ્યારે તેના પંજામાંથી છૂટવાનો અનુકૂળ પ્રસંગ પરમાત્માએ મને પ્રાપ્ત કરાવી આપ્યો હતો એટલે જતી વખતે કડુ ભાષણથી તેના વૈર તથા તિરસ્કારને વધારવાનું મને યોગ્ય ન લાગ્યું અને તેથી તેનો ઉપકાર માનતી હું કહેવા લાગી કે: ' જો મને તમોએ બચાવી ન હોત અને મારું આ ગૃહમાં આગમન ન થયું હોત, તો મને અત્યારનો આનન્દદાયક અવસર કદાપિ પ્રાપ્ત થાત નહિ, એટલામાટે હું તો મારા આ કલ્યાણનું કારણ આપ છો, એમજ માનું છું અને આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. આ ગૃહ મારુંજ છે એટલે જો મને આવશ્યકતા જણાશે, તો હું અવશ્ય આ ગૃહમાં આવીને આપનો આશ્રય લઈશ હું આશા રાખું છું કે અત્યારે જેવી મારાપર આપની કૃપા છે તેવીજ કૃપા મારાપર નિરંતર રાખતાં રહેશો અને પત્ર લખીને કુશળ સમાચાર જણાવતાં રહેશો."

"તું પણ તારા કુશળ સમાચાર પત્રદ્વારા જણાવતી રહેજે, અને હા, ઠીક યાદ આવ્યું, તારામાટે જે વસ્ત્રો અત્યાર સુધીમાં મેં ખરીદ્યાં છે તે સર્વ વસ્ત્રો તું પોતામાટે લેતી જજે અને એ વસ્ત્રોને તું મારા તરફની ભેટ માની લેજે." અંબાએ વસ્ત્રો લઈ જવાની ઉદારતા દર્શાવીને માર્મિકતાથી અલંકારો પાછા આપી દેવાની સૂચના આપી દીધી અને તે કથનના આશયને સમજીને મેં તેના અલંકારો મારા શરીરપરથી ઉતારીને તેને આપી દીધા અને કેશવચન્દ્ર મારા માટે જે બેચાર અલંકારો લાવ્યો હતો તે અલંકારોને મારા શરીરપર ધારી લીધા. બાકીના બે દિવસ પણ વીતી ગયા અને જે દિવસે મારે કેશવચન્દ્ર સાથે કલકત્તા જવામાટે ઉપડવાનું હતું તે દિવસના સૂર્યનો આકાશમાં ઉદય થઈ ચૂક્યો.

પ્રભાતમાં કેશવચન્દ્રે પોતાના ઉતારા તરફ જતી વેળાએ મને કહ્યું કે, "મેં ગઈ કાલેજ મુંબઈના વિક્ટોરિયા ટર્મિનસ સ્ટેશનથી કલકત્તા સુધીના પ્રવાસ માટે સેકન્ડ ક્લાસનો એક આખો કમ્પાર્ટમેન્ટ રિઝર્વ્ડ કરાવી લીધો છે એટલે તું ટાઇમસર સ્ટેશનપર આવજે, હું હવે તને સ્ટેશનપર જ મળીશ. ટ્રેનના ટાઇમથી એક કલાક પહેલાં તને અહીંથી લઈ જવામાટે મારો નોકર ગાડી લઈને આવશે એટલે સર્વ તૈયારી કરી રાખજે કે જેથી અણીને વખતે ગભરાટમાં ન પડવું પડે. કમ્પાર્ટમેન્ટમાં બે જણ આપણે છીએ, એક મારો નોકર છે અને તારી સેવામાટે મેં અહીંની એક ચાકરડી રાખી લીધી છે તે પણ આપણી સાથે આવવાની છે સ્ટેશનપર મને વળાવવા માટે મારા કેટલાક મિત્રો આવવાના છે એટલે ત્યાં મારી સાથે કશી વાતચીત કરીશ

# हुन्नर-उद्योग

( અનુસંધાન ગતાંકથી )

**૧ કોપાલ વારનીસ બનાવવાની રીત—**

આ વારનીસ પારદર્શકપણામાં, સ્થિતિસ્થાપકતામાં, સખતપણામાં અને ટકાઉમાં સૌથી શ્રેષ્ઠ છે. એક ભાગ કપૂર લઈને તેમાં બાર ભાગ ઇથર મેળવવું જ્યારે કપૂર પૂરેપૂરૂ ઓગળી જાય ત્યારે સૌથી ઉંચી જાતનું રંગ વિનાનું કોપલ ભુકો કરીને તેમાં નાંખવુ આ મિશ્રણને એક બાટલીમાં ભરવું અને કોપલનો ઉભરો આવે અને તે ઓગળે ત્યાં સુધી બાટલીને હલાવવી આમાં ૪ ભાગ આલ્કોહોલ અને ¼ ભાગ રેકટીફાઇડ સ્પીરીટસ ઑફ ટરપેન્ટાઇન ઉમેરવુ. પછી બાટલીને હલાવવી અને આ મિશ્રણમાંથી વાપરવાને વારનીસ તૈયાર થયું

આ બાટલીને થોડાક દિવસ ઉભી રાખી મૂકવાથી મિશ્રણના બે વિભાગ પડી જશે નીચેનો ભાગ ઉમદા કોપલ હશે અને ઉપરનો ભાગ રંગ વગરનો અને પાતળો હશે. આ નીચે રહેલા ભાગમાં કપુર મેળવીને ઉપર પ્રમાણે વારનીસ બનાવવાના કામમાં લેવાય.

**૨ હલવો બનાવવાની રીત —**

સોજી ૧ પૌંડ<br>
ઘી. ¾ પૌંડ

} ધીમા તાપે કડાઇમાં ઘી રેડીને તેને તપવા દેવુ. જ્યારે તૈયાર થાય ત્યારે તેમાં સોજીનો લોટ નાંખવો. અને દસ મિનિટ તએયા વતે ખૂબ હલાવવુ આથી સોજી જરા ઘેરા રંગનો બનશે અને તેમાંથી સુગંધી આવશે પછી તેમાં એટલું પાણી રેડો કે જેથી દસ મિનિટ સુધી તે ઉકળે અને સુવાળો થાય. એ ઉકળતુ હોય ત્યારે ખાંડ નાંખો અને તેને બરાબર મેળવો એ જ્યારે લાહી જેવુ ઘટ્ટ થાય ત્યારે ચૂલેથી ઉતારી લો અને તેમાં ઇલાયચી નાંખવી. આ પ્રમાણે બનાવેલો હલવો બંગાળામાં બહુ વપરાય છે.

**૩ વૉટરપ્રુફ સીમેન્ટ બનાવવાની રીત.**

લીથાર્જ ૩ ભાગ, સફેદ રેતી ૩ ભાગ, પ્લાસ્ટર ઑફ પેરીસ ૩ ભાગ, રેઝીન ૧ ભાગ, ઉકાળેલું અળસીનુ તેલ આ બધાનો ભૂકો કરીને મિશ્રણ કરવાથી સૌથી સરસ સીમેન્ટ તૈયાર થાય છે

**૪ ટ્રેસીંગપેપર બનાવવાની ક્રિયા—**

બે ભાગ ટરપન્ટાઇન તેલમાં એક ભાગ બદામનુ તેલ નાંખવુ. અને આ મિશ્રણમા કાગળને બોળવો અને પછી તેને સુકવવો. આથી કાગળ પારદર્શક બનશે અને ઘણા ઉપયોગમાં આવશે

**૫ તેલનો રંગ ઉડાડવાની ક્રિયા—**એક કીલોગ્રામ કોઈ પણ તેલ લઇને તેમાં આઠગ્રામ પોટાસીઅમ પરમેગનેટ નાંખીને તેને હલાવવુ. અને તેમાં ૬૦૦ ગ્રામ પાણી રેડવુ અને ૩૦ ગ્રામ હાઇડ્રોકલોરિક અસીડ નાંખવો પછી તેને ખૂબ હલાવવુ. પછી પાણીને ઉકાળીને તેમાંથી એસીડ કહાડી લેવો. જો પાણી હજી પણ મેલું જણાય તો તેમાં ૫૦ ટકા એનહાઇડ્રોસ સોડિયમ સલ્ફેટ નાંખવો, આમ કરવાથી તેલનો રંગ તદ્દન ઉડી જશે.

**૬ એક સરસ સાહી બનાવવાની રીત —** નાઇગ્રોસીન ૨૦ ગ્રામ, આલ્કોહોલ ૪ ટીપા, પાણી ૩ ટીપા આ બધાને મેળવવાથી એક સરસ સાહી બનશે. તે સુકાશે નહીં, સોડાના વાસણમાં પણ રહી શકશે, છૂટથી કલમ ઉપર રહેશે, અને સુકી હશે ત્યારે તે પાણીથી પણ ખરાબ નહીં બને.

**૭ સરેસન સ્થિતિસ્થાપક બનાવવાની રીત:—**જીલેટાઇન અને ગ્લુને સરખે ભાગે દયો. આ હમેશને માટે સ્થિતિસ્થાપક અને એક સરખુ થશે. અને તે પ્રીન્ટીંગ રોલર ઉપર વાપરી શકાશે દાંતના દાકતરોના કામમાં પણ આવશે.

**૮ ધોળા ગુલાબની સુગંધ:—**નીચેની સુગંધીને મેળવો. વાયોલેટસ પરફ્યુમ અને રોઝ પરફ્યુમ દરેક ૨ આંસ. પરફ્યુમ જેસમાઇન અને પરફ્યુમ મરક દરેક ૧ ઔંસ. આને સાબુ અને બીજી ઘણી ચીજોમાં વાપરી શકાય છે.

**૯ હવા શુદ્ધ કરનાર સુગંધી:—**રોઝમરી તેલ ૧૦ ભાગ, લવેન્ડર અને થીમઑઇલ દરેક ૨॥ ભાગને મેળવીને ૧॥ ભાગ નાઇટ્રીક એસીડને ૩૦ ભાગ પાણીમાં પલાળીને તેમાં મેળવો.

મોંદાની ઓરડીમાં આનો ઉપયોગ થાય છે. એક છીછરા વાસણમાં તેને ખુબ હલાવીને તેમાંથી ધીમે ધીમે વરાળ નીકળવા દે. આથી આખા ઓરડાની હવા શુદ્ધ થશે.

૧૦ પ્લાસ્ટર ઓફ પેરીસની પગથી ઉપર ધાતુનુ વારનીસ:—૧ ઔંસ જસત અને ૧ ઔંસ બીસ્મથને ઓગાળો અને તેમાં પીગળેલો પારો ૧ ઔંસ ઉમેરો. પછી તેમને ઠંડા પડવા દો પછી તેમાં ઇંડાની જરદી મેળવીને પત્થર ઉપર વારનીસ તરીકે વપરાય.

૧૧ દુધની ભુકી બનાવવાની રીત:-એક ડ્રામ કારબોનેટ ઓફ સોડાને એક થોડા પાણીના વાસણમાં ઓગાળો અને તેમાં બે કવાર્ટ તાજું દુધ અને બે પૌંડ ખાંડ મેળવીને બધુંય એક મોટા લોઢાના વાસણમાં રેડીને તળે તાપ કરો. તે ભુકો થાય ત્યાં સુધી તાપ આપ્યા કરો સુચનાઓ-થોડીક ભુકીને એક પ્યાલામાં લો. અને તેમાં ધીમેથી બે પાઇન્ટ ઉનુ પાણી રેડીને તેને ખુબ હલાવો કે જેથી તેનુ મિશ્રણ થાય (બીનાશ મીસકુલ અડવા ન દેવી.) આ ભુકીને દુધ તરીકે વાપરી શકાય.

૧૧ ફાઉન્ટન પેન માટે "સ્ટાઇલો ઇન્ક" બનાવવાની રીત

(૧) લાકડાનુ સત્ત ૩ ઔંસ.
સલ્ફેટ ઓફ આયર્ન ૬ ઔંસ.
ગમ એકેસીયા ૫ ઔંસ.
પાણી ૮૦ ઔંસ.
પોટાસીયમ બાયક્રોમેટ ✱ ડ્રામ.
નીગ્રોસીન ૧ આસ.

પહેલા ચાર ચીજોને ભેગી થાય ત્યાં સુધી ઉકાળો અને તે ઉન્ડી ઉન્ડી હોય ત્યારે તેમાં બીજી વસ્તુઓ નાખી મજલીનથી તેને ગાળી લો.

[-] ઇન્ડી ગો કારમાઇન ૧ ડ્રામ.
ગમ એકેસીયાની ભુકી ૨ ડ્રામ.
ટેનીક એસીડ ૩૨૦ ડ્રામ.
પાઇરો ગેલીક એસીડ ૧૦ ડ્રામ.
ફેરસ સલ્ફેટ ૨૨૦ ડ્રામ
સીરપ ૧½ ડ્રામ
ડીસ્ટીલ્ડ વોટર ૭૦ ઔંસ

[૩] ૨૦ ગ્રેઇન્સ પેરી ગેલીક ૩૦ ગ્રેઇ ઉન્ડી ખોરકેસમાં ૨૦૦ થી ૪૦૦ ગ્રેઇન્સ પાણીમાં ઓગાળવુ. અને ઉન્ડુ ગાળી લેવુ અગાળી લીધા પછી તેમાં ૭૫ થી ૧૦ ગ્રેન પાણીમા ઓગળે તેવુ નાઇગ્રોસીન ઉમેરવું ૦૬ ગ્રેન ટેનીન, ૦૧ ગ્રેન પીકીક, ૧૩ ગ્રેન એમોનિયા વોટર, અને ૭ ગ્રેન પાણી

**૧૨ કોપરેલ પ્રવાહી રાખવાની ક્રિયા**

એમ કહેવામાં આવે છે કે થોડુંક ખનીજ મીઠું લઇ તેમાં કોપરેલ મેળવવુ તેથી તે ઠરી નહિ જાય. વળી ટીન ઓઇલ અને કોપરેલ સરખે ભાગે મેળવવાથી તે શીયાળામાં પણ ઠરશે નહિ. પણ બન્ને ચોકખાં અને ગંધ વિનાનાં જોઇએ.

---

# वैदकद्रुचका.

જાય છે—આપવઃ ... કુલ ૧ અને જાય ૭૫માં ટસક લાગી જાય છે ... પાણી આવે છે સ્ત્રી પુરુષોમાટે કુદરતની અપાતિ સાક્ષાત્ મૃત્યુ કરતાં પણ અતિ ભયાનક થઇ પડે છે અને એ કારણથી—ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાનને કહેલું

પ્રથમ
આસો

રોજ ખાવી ૮ થી ૧૪ દિવસ ખાવાથી ક્રમે મટે, મોં ઉપરની પીળાશ જાય અને લોહી સુધરે છે

આંખનુ ફુલ—અરીઠાની છાલ પાણીમાં ઘસી આંખે આંજવાથી ફુલ મટે છે.

અજીર્ણ—સુંઠ—સુંઠ, કુલાવેલી હીંગ, અને સંચળનુ ચુર્ણ ફાકવાથી મટે છે.

ઝાડા—જાયફળ, અફીણ, ફુલાવેલો ટંકણ

ખાર, શુદ્ધ, ગંધક અને જીરૂ સરખે ભાગે લઈ તે સર્વની બરોબર ખાટા દાડમના દાણા એકત્ર કરી-ઘુંટી તે સર્વને એક દાડમમાં ભરી તે ઉપર પડનો લેપ લગાવી દેવતા ઉપર શેકી તે-માંથી ૧ વાલ આપવાથી અતિસાર મટે છે. આ દવા પાચક અને સ્તંભક છે.

ચુંક—હરડે, બ્હેડાં, આમળાં, કડુ અને ગરમાળાનો ગોળ એકત્ર લઇ તેનો કવાથ કરી પાવાથી શુળ મટે છે અને દસ્ત ખુલાસે થાય છે.

કરમ—ખાખરાના પીતપાપડા અને કાળી જીરી વાટી મધ સાથે ૦।। તોલો ખાવાથી પેટના કૃમિ મરી જાય છે.

ધાતુપુષ્ટિ—એખરો, ધોળી મુસળી, અને કૌંચાં સરખે ભાગે લઈ તેની ફાકી એકેક તોલો રોજ દુધ સાથે પીવાથી વિર્યની વૃદ્ધિ થાય છે.

મધુપ્રમેહ—જાબુના બી, આવળનાં ફુલ અને ગીગો બી સાથે સુકવી તેને વાટી ચુર્ણ રોજ સવાર સાંજ ૦।। તોલો પાણી સાથે લેવાથી મટે છે. અથવા ધોળા રીમળાનાં મુળ વાટીને પીવાથી પણ મટે છે,

માથુ દુખવુ—ફુલાવેલો નવસાર ૧ ડ્રામ, કરીયાતાની ચ્હા ૩ ઓંસ મિશ્ર કરી તેમાંથી ⅓ દિવસમા ત્રણવાર પીવાથી માથુ ઉતરે છે

વાઇ ચઢવો—ફુલાવેલો ટંકણખાર ૪૫ ગ્રેન, કરોયાતાની ચ્હા ૩ ઔંસમાં મેળવી તેમાંથી ⅓ ભાગ દીવસમા ત્રણ વખત પીવાથી વાઇ, અપસ્માર મટે છે.

---

# સર્પદંશ ઉપર ઇલાજ.

સર્પ દંશ થાય કે તરતજ સમય ગુમાવ્યા વગર જ્યાં દંશ થયો હોય તેની આજુબાજુ બે ત્રણ સખ્ત પાટા બાંધી દેવા જોઇએ. એમ કરવાથી લોહીનું ફરવુ અટકવાથી ઝેરની અસર થતી અટકી જશે જ્યાં સુધી શરીરમાં ઝેર રહ્યું હોય એમ માલમ પડે ત્યાં સુધી પાટા બીલકુલ છોડવા નહી શરીરમાં ઝેર રહ્યું છે કે કેમ તેની ખાત્રી નીચે પ્રમાણે કરી શકાય દર્દીને એક રાતું મરચું ( rod pepper ) ખવડાવી જોવુ. જો તે તેને તીખુ નહી લાગે તો જાણવુ કે તેના શરીરમાં હજી ઝેરની અસર છે કેટલીક વાર એમ કરવામાં આવે છે કે જે જગ્યાએ સર્પદંશ થયો હોય ત્યાં આગળ ચપ્પુવતી ચીરા પાડી ઝેરવાળુ લોહી કાઢી નાંખવામાં આવે છે અથવા તે ઘાની જગ્યાએ બળતા ધગધગતા અંગારા ચાંપી દેવામા આવે તોપણ પરીણામ સારૂં આવે છે. કોઇ કોઇવાર સ્ટ્રોંગ કાર્બોનીક એસીડ પણ લગાડવામા આવે છે. જો આંગળી કે અંગુઠા ઉપર દંશ થયો હોય તો તે વખતે તરતજ તે આંગળી યા અંગુઠો કેટલીકવાર કાપીજ નાખવા જોઇએ. જો નજદીકમા ડાકટર મળી શકે એમ નહી હોય તો દર્દીને તરતજ એક તોલા જેટલા ટંકણખારમા થોડુંક પાણી મેળવી પાઇ દેવુ આથી ઝેરની અસર ઘણી ઓછી થાય.

સર્પદંશની અસર નાબુદ કરવાને માટે નીચે કેટલાક ઉપાયો દર્શાવવામાં આવે છે,—

(૧) દર્દીને તુલસીના પાંદડાં ચવડાવ્યાં કરવાં અને તુલસીના પાંદડાનો રસ કાઢી ઘાને લગાડવો (આ જગ્યાએ ધ્યાન રાખવાનું છે કે જે ઘરો આગળ તુલસીક્યારી ઇ૦ હોય છે ત્યાં સર્પો ભાગ્યેજ જાય છે )

(૨) ચીત્રક ફળનો રસ મીઠાં સાથે નાખીને ઉકાળવાથી દર્દીને પાવાથી જરૂર આરામ થાય.

(૩) ઇશર મુળનો રસ પણ ઉપયોગી થઇ પડે છે.

(૪) દગેણપુણી અને ખસખસનો રસ કાઢીને થોડો પાવો અને થોડો આંખે લગાડવાથી પણ આરામ થાય છે જો દર્દી બેભાન હોય તો તેના કાન અને નસકોરા વાટે થોડો રસ રેડવો

(૫) ઓલાદના મુળીઆને ઘસીને તેની સાથે ઘી અને ચોખાનું ધોવણનું પાણી મેળવીને પાવુ.

(૬) હુક્કો પીવાની ચાટીની જે ચલમ (જેમા કોલસા મુકવામાં આવે છે તે ) રાખ-

જેવડું મોટું થાય છે તેનાં ફુલ સફેદ કોઈક લાલ રંગના થાય છે. તેના ઉપર ચોમાસામાં શરૂઆ તેમાં ફળ થાય છે, તે પાકતાં લાલ થાય છે તેનાં ફળ ફુલ દવાના કામમાં આવતાં નથી માત્ર તેની છાલ જ ઉપયોગમાં આવે છે.

આસોપાલવ—મધુર, શીતળ, દુર્ગંધિહર્તા, ગરમ, કડવાં, આહી, વર્ણને ઉત્તમ કરનાર. તુરાં, હાડ કાને જોડનાર અને વાતાદિ દોષ, અપચો, તૃષા, દાહ, કૃમિ, શોષ, વિષ અને રૂધિર વિકારને નષ્ટ કરનાર છે. તે સ્ત્રીઓના શોકને દુર કરનાર, અને મળરોધક છે તે પિત્ત, શ્રમ, ગુલ્મ, ઉદર રોગ, શુળ, અર્શ, સોજા, અપચો, મધુ અને આફરાને મટાડનાર છે અશોકની છાલનો પ્રદર ઉપર ઉપયોગ થાય છે. તેનાં પાનનાં તોરણો બ નાવાય છે. તે હૃદયને હિતકારક છે.

પ્રદર—આસોપાલવની છાલ વાટી તેમાં રસાંજન નાંખી ચોખાના ધોવરામણમાં મધ નાંખી પાવાથી પ્રદર મટે છે.

રક્તપ્રદર—આસોપાલવની છાલને દુધ અને પાણીમાં મેળવી દુધ બાકી રહે ત્યાં સુધી ઉકાળી તેને ગાળી ઠંડો થયા પછી પાવાથી સ્ત્રીઓનાં રક્તપ્રદર મટે છે.

બનાવટ—અશોકારિષ્ટ—આસોપાલવની છાલ શેર ૧૦, પાણી મણ ૨॥ મા નાંખી ઉકાળવી, તે પાણી ચોથો ભાગ રહે ત્યારે ગાળી લેઈ તેમાં ૧૦ શેર ગોળ, ધાવડીનાં ફુલ ૧॥ શેર, શાહજીરૂ, મોથ, સુંઠ, દારૂહળદર, કમળ, ત્રિફળા, આંબાની ગોટલી, જીરૂ, અરડુસાની છાલ, અને સુખડ એ સર્વ ચચ્ચાર તોલા લઈ તેનું ચુર્ણ કરી તે ઉપરના ઉકાળામાં મેળવવું. તે પછી તેને હલાવી ટાઢું પડેથી એક માટલામાં નાંખી ઢાકણું ઢાંકી કપડછાણ કરી એક મહિનો તડકે રાખવું. પછી તેમાંથી ગાળીને ઉપયોગમાં લેવું. તેમાંથી ૨ થી ૩ તોલા દવા પાણી સાથે પીવાથી પ્રદર, શ્વેતપ્રદર, તાવ, હરસ, મંદાગ્નિ, અરૂચિ, પ્રમેહ, સોજા, રક્તપિત્ત વિગેરે રોગો મટે છે.

## આસુંદરો—अर्जुनवृक्ष.

આસુંદરાનાં સંસ્કૃત નામ—अर्जुनाख्य, ककुभ, नदीसर्ज, इन्द्रद्रु, वीरवृक्ष, वीर अश्मंतक,' જેટલાં અર્જુનનાં નામ છે તેટલાં આસુંદરાનાં સંસ્કૃત નામ છે

| | |
|---|---|
| सं. ककुभ. | क. अरमर. |
| हिं. कोह अर्जुनवृक्ष. | ते मद्दीचट्ट |
| म सादडोल, | ला Bauhenia |
| गु आसुंदरो. | to mentosa |
| ब अर्जुनगाछ. | બોહિનિયા ટોમેન્ટોઝા, |

તેને અર્જુનસાદડા પણ કહે છે. આસોંદરાનાં ઝાડ ઘણાં ઉંચાં અને મોટાં થાય છે. તેનાં પાન નાનાં અને ગોળ અણીદાર કાંચનારના જેવાં થાય છે તેની છાલ ધોળા રંગની હોય છે, તેમાંથી દુધ ઝરે છે તેનાં લાકડાં ઇમારતી કામમાં વપરાય છે તેની છાલ દવામાં કામ આવે છે. તેના પાનની વાસ ચંપાના જેવી હોય છે. તે શીતલ, હૃદયને હિતકારક, તુરો, ગરમ, કફનાશક, વ્રણશોધક, ઉષ્ણ, મધુર, કાન્તિજનક, બળકારક, અને હલકો છે, વળી તે ક્ષત, ક્ષય, વિષ, લોહિવિકાર, મેદ, પ્રમેહ, વ્રણ કફ, પિત્ત, શ્રમ, તૃષા, ભગ્ન, રક્તસ્તંભક, પાન્ડુરોગ, મૂત્રકૃચ્છ્ર, શ્વાસ, અસ્થિભંગ અને મેદરોગને મટાડનાર છે, વાતરોગને કોપાયમાન કરનાર છે તેની છાલ અને મૂળ દવા તરીકે વપરાય છે, છાલનો રસ તુરો અને મધુર છે તેનો ગુણ ઠંડો અને દૃમિઘ્ન છે, તેના મૂળની છાલનો ઉકાળો પરૂતમાં ઉપયોગી છે.

હૃદયરોગ—તેની છાલનો કવાથ દુધ મેળવીને પાવાથી હૃદરોગ—(હાર્ટડીસીઝ) છાતીનો દુખાવો, અને શુળ મટે છે, આસોંદરાની છાલનું ચૂર્ણ અને ઘઉંનો રવો સરખે ભાગે લઈ તેમાં ગાયનું કે બકરીનું દુધ નાંખી બાફી તે મધ સાથે પીવાથી મટે છે,

પિત્ત અને હાર્ટડીસીઝ—આસોંદરાની છાલનો ઉકાળો કરી તેમાં ગાયનું દુધ નાંખી ખીર જેવું જાડું કરી સાકર નાખી પીવાથી મટે છે, તેની અંતરછાલનું ચુર્ણ કરી તેથી ચાર ઘણું ઘી અને તેથી ચાર ઘણો આસુંદરાના પાનનો રસ તેમાં નાંખી મંદાગ્નિથી ઉકાળવું તે પીવાથી મટે છે

વાતરોગ—આસોંદરાની છાલનું ચુર્ણ મધ અને માંખણમાં મેળવી લેપ કરવાથી વા મટે છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] ડીસેમ્બર સને ૧૯૨૨ [અંક ૧૦ મો.

## श्रीइष्टप्रति अभ्यर्थना.

કલ્યાણકર કાંઈ કોમલકર ભગવાન રે,
આણી કરુણા, કૃપાનિધિ ! આજ અમો શિર સ્થાપજો જી.
મનના માન્યા ! મન માગેલા વરદાન રે,
હૈયે હેત વધારીને હાથથી નાથજી ! આપજો જી
હૃદય ઉલ્લાસિત કરનારો, નયનથી પ્રવાહ પ્રસારો,
આત્મા ઓળખાવનારો, વરદ શબ્દ મુખથી ઉચ્ચારો,
આપ ચૈતન્યદ્યોતક ચરણને ચિત્ત સ્થાપજો જી, આણી૦
માગ્યામા અણજાણ, નવ જાણુ શું માગવુ,
પણ દેનાર સુજાણ ! વણ માગ્યું દો અવનવુ,
રમણ કરો અમ દૃષ્ટિમા, અમારી વાણીની વૃષ્ટિમા,
અમારી અંતરની સૃષ્ટિમા, વિશ્વની વ્યષ્ટિ-સમષ્ટિમા,
પ્રેમલ પ્રાણ ! કરવા સમાન, માળે વ્યાપજો જી, આણી૦

શ્રી ઉ૦

## भक्तने अर्थे सर्व कांइ शक्य छे.

( શું સાચું નરતનુ ધારી રે, એ લય )

જગમા શું શું નથી બનતું રે ? ભક્તને કાજે,
અણસર્જ્યું પણ ઉપજતું રે, ભક્તને કાજે.
ધ્રુવ અર્થે, આ જગ જેને સઉ, અધ્રુવ સરખુ ગણતું
( તેમા ) નીપજાવ્યુ ધ્રુવપદ અછતુ રે, ભક્તને૦
સ્વર્ગનું ગંગાજલ જે શિવના, શિરપર આવી ઠર્યું તું,
તે ભૂમિ સુધી ઉતરતુ રે, ભક્તને૦
જેને અનુભવીમડવ, અનુભવ-અંતે અજન્મા કહેતું,
તે જન્મ ભૂમિપર ધરતુ રે, ભક્તને૦
ભક્ત જીવનસમ ધન્ય અન્ય જીવન નથી થયું કે ન થતું,
પ્રભુકેરૂ હૃદય પણ દ્રવતુ રે, ભક્તને૦
સાચા ભક્ત થવાને નિશદિન પ્રયત્ન કરજે જીવ તું,
પ્રભુ ચિત્ત તો ખોળજ ઠરતુ રે; ભક્તને૦
હે ભગવાન જન્મને ઇચ્છયુ અને વળી કાંઇ વધુ,
પ્રભુદ્વાર સદોદિત ખુલતુ રે, ભક્તને૦

શ્રી ઉ૦

થાય એજ અભિલાષા હોય છે. દેવને માનતા હોય તો તેમાં પણ તે દેવ તેને વેપાર ઉદ્યોગમાં લાભ કરાવી આપે એજ હેતુ હોય છે. આ પ્રમાણે હોવાથીજ મનુષ્યો જીંદગીભર દુઃખી રહે છે.

આવા માણસો વ્યવહારમાં સારા ગણાવા પ્રયત્ન કરે છે. વ્યવહારમાં મોટાઇ મેળવવા યત્ન કરે છે. બીજાના કરતાં મોટા થવાની ઇચ્છા રાખે છે. આમ છતાં પણ ખરૂં સુખ આપનાર વસ્તુને મેળવવાની દરકાર કરતા નથી આ શરીર ક્ષણભંગુર છે એમ જાણે છે. આ સંસારમાં કોઇ ચિરકાળ સુધી રહેવાનું નથી એમ સમજે છે છતાં પણ શરીર અને સંસારના પદાર્થોમાં એટલા બધા તન્મય થઇ જાય છે કે તેમને આ શરીર અને વ્યવહારના પદાર્થો ઘડી પછી નાશ થવાના છે તેનું ભાન રહેતું નથી અને તેથીજ તે લોકો દુઃખી થાય છે. મળેલો સમય નકામો ગુમાવી દે છે અને કાળ સન્મુખ આવી ઉભો રહેતાં પસ્તાય છે બાળ, યુવાન અને વૃદ્ધ સર્વની આજ દશા છે તેમને જેટલો મોહ સંસારના ભોગ વૈભવો મેળવવાનો હોય છે તેથી સતાંશ પણ સ્થાયી સુખ આપનાર વસ્તુ મેળવવાનો હોતો નથી અને તેથીજ દુઃખમાં જીવન ગાળે છે

આવા માણસો પોતાના દુઃખના કારણરૂપે અન્યને માને છે, પણ પોતાનો દોષ જોતા નથી મનુષ્ય જ્યાં સુધી પોતાના આત્માના જ્ઞાનને પ્રાપ્ત કરતો નથી ત્યાં સુધી તેનું જીવન નકામું છે. પોતાના આત્મામાં જ સર્વ સુખ રહેલું છે જ્યાં સુધી આત્માનો અનુભવ થતો નથી ત્યાં સુધી મનુષ્ય શરીર મળ્યું સાર્થક થતું નથી આત્માનો અનુભવ થતાં તેને મેળવવા યોગ્ય કોઇ વસ્તુ રહેતી નથી તેને પછી દુઃખ કદી સતાવી શકતું નથી. તેનું જીવન સાર્થક થાય છે મનુષ્યો આ જ્યાં સુધી આત્માનો અનુભવ કરવા પ્રયત્ન કરતા નથી ત્યાં સુધીજ તેમને દુઃખ સતાવ્યાં કરે છે. આત્મામાં સર્વ સુખ છે ધન વૈભવોનો તો ત્યાં હિસાબ નથી. આત્મમાહાત્મ્યે મળતાં મનુષ્ય ધારે છે તે કરી શકે છે આપણાં શાસ્ત્રમાં એવાં અનેક દૃષ્ટાંતો આપ્યાં છે કે પૂર્વે આત્મજ્ઞાની મહાપુરૂષોને રાજ્ય પણ તુચ્છ હતું ચક્રવર્તી રાજાઓ પણ તેમનાં ચરણોમાં પોતાનાં શિર નમાવતા હતા. આવા મહાપુરૂષો સદા પ્રસન્ન હોય છે તેમને સંસારના પદાર્થો મળ્યા તોય શું? ન મળ્યા તોય શું? તેમને તો સર્વ મળેલું જ હોય છે. તે જે વખતે જે વસ્તુની ઇચ્છા કરે છે તે વખતે તે વસ્તુ તેમના ચરણમાં આવીને પડે છે. તેમને ધનાદિ પદાર્થો તુચ્છ લાગે છે. આવા આત્મજ્ઞાની મહાપુરૂષો જ નિર્ભય અને સુખી હોય છે.

મનુષ્યો જ્યાં સુધી પોતાના આત્મા તરફ વળતા નથી, પોતાના આત્માનું જ્ઞાન પ્રાપ્ત કરી તેના સામર્થ્યને મેળવતા નથી ત્યાં સુધી જ દુઃખી છે મનુષ્યજન્મ આત્માનો અનુભવ થાય તેના સાધનરૂપ છે. મળેલી વસ્તુનો સદુપયોગ કરી લેવો અને તેનાથી મેળવવા યોગ્ય વસ્તુ મેળવી લેવી એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે સંસાર એ નદીના જળના પ્રવાહ જેવો છે. નદીનું જળ વહેતું છે જે જગાએ આપણે જે વખતે જે જળ જોઇએ છીએ તે જળ ઘડી પછી ક્યાંનું ક્યાં વહી જાય છે તેવી રીતે સંસાર પણ નદીના જળની માફક વહ્યાં કરે છે તેમાં દરરોજ અનેક મનુષ્યો જન્મે છે અને અનેક મરે છે આ જન્મ અને મૃત્યુ વચ્ચેના કાળમાં મનુષ્ય જો મળેલા શરીરનો સદુપયોગ કરી તેના દ્વારા આત્માનુભવ કરી લે છે તો તો તેનું જીવન સાર્થક ગણાઇ જાય છે પણ તે દરમીયાન જો તે પોતાના શરીરને જ માટે ધનાદિ વ્યવહારના પદાર્થો મેળવવામાં કાળ વિતાવી દે છે તો તો તેનું જન્મ્યું નિરર્થક થાય છે જેમ દૂર દેશાવર જવાથી અનેક ધનાદિ પદાર્થો મળવાનો સંભવ છે એવું જાણ્યા પછી જતાં રસ્તામાં જ કાચની ઉત્તમ વસ્તુઓમાં મોહ પામી ત્યાંને ત્યાંજ કાળ ગાળી નાખવામાં આવે છે તો તે જેમ ઉત્તમ ધનાદિ પદાર્થોને મેળવી શકતો નથી તેમ મનુષ્યજન્મ એ તેના પોતાના આત્માનો અનુભવ કરવા માટે છે, જીવન્મુક્ત થવા માટે છે, તે જાણ્યા છતાં જ્યારે શરીરમાં જ મોહવશ થઇ તેને માટેજ ધનાદિ પદાર્થો મેળવવામાં જીવન ગાળી દેવામાં આવે છે તો તે માણસ આત્માનાં સર્વોત્તમ અને સ્થાયી સુખને મેળવી શકતો નથી, પણ પોતાને મળેલા મનુષ્ય શરીરને અફળ રસ્તે ખોઇ બેસે છે.

વ્યવહારમાં ગમે તેટલું મેળવ્યું તે સર્વે જો ઈશ્વરને ઓળખ્યા હોતા નથી તો નકામા જેવું છે. ઈશ્વરને ઓળખવા એજ મનુષ્યનું ખરૂં કર્તવ્ય છે અને તે કર્તવ્યનું પાલન જ્યાં સુધી કરવામાં આવતું નથી ત્યાં સુધી ગુમાવેલો સમય નકામો ગુમાવ્યા જેવું છે. ઈશ્વરને ઓળખનાર માણસને પછી શરીર રહે કે તેનો નાશ થાય છતાં કાંઇ પણ પસ્તાવો થતો નથી. વ્યવહારમાં ઉંચામાં ઉંચી પદ્દી પ્રાપ્ત થાય છતાં તે સુખકર નથી મનુષ્યજીવન થોડા વખત માટે છે. તેમાં જે કાંઈ મેળવવામાં આવે છે તે સર્વ કાળ આવતાં અહિંજ રહે છે. અને જો ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કર્યું હોતું નથી તો તેને શરીર છોડતી વખતે પસ્તાવો થાય છે. માટે મનુષ્યમાત્રે ઈશ્વરને ઓળખવા એનેજ પોતાના પરમ કર્તવ્યરૂપે માનવું જોઇએ.

ઈશ્વરને ઓળખવા માટે કાંઈ વનમાં જવાનું નથી કે ઘરબારનો ત્યાગ કરવાનો નથી. તમે જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં રહીને આ કાર્ય થઈ શકે છે. તમારે ઈશ્વર જેવા થવા માટે, તમારામાં રહેલા અદ્‌ભૂત આત્મસામર્થ્યને પ્રકટાવવા માટે ઈશ્વરના ગુણોને વર્તનમાં ઉતારી ઈશ્વરાભિમુખ થવાની જરૂર છે. તમે તમારો કામધંધો કર્યા કરો. પણ તેમાં એવું વર્તન ન રાખવું કે જેથી ઈશ્વર અપ્રસન્ન થાય. ઈશ્વરની પ્રીતિ મેળવી શકાય તેવું વર્તન રાખવું. તમને હાલ જે ધંધો પ્રાપ્ત હોય તે ધંધો કરવામાં અનીતિ કે અપ્રમાણિકપણું ન રાખવું. સત્ય એ ઈશ્વરનો ગુણ છે. તેથી હમેશાં સત્યનું પાલન કરવું પ્રેમ એ પણ ઈશ્વરનો ગુણ છે તેથી સર્વ ઉપર સમાન પ્રેમ રાખતાં શીખવું. આનંદ એ ઈશ્વરનો સ્વભાવસિદ્ધ ગુણ છે તેથી તમારે હમેશાં આનંદી થવું. તમારા સ્વરૂપના વિચારથી ગમે તેવી સ્થિતિમાં પણ તે આનંદને ટકાવી રાખવો. ઈશ્વરના ગુણોનું અનુકરણ કરવું એ ઈશ્વર તરફ લઇ જનાર છે, તેથી ઉલ્ટા ગુણોને ધારણ કરવા તે ઈશ્વરથી વિમુખ રાખનાર છે ઈશ્વરને ઓળખવા એજ સર્વોત્તમ કાર્ય છે. તેજ તમારૂં મુખ્ય કાર્ય હોવું જોઇએ.

આજકાલ જનસમાજ પોતાનો સમય ઘણુંવાર નકામો ગુમાવી દે છે તમારે એક ક્ષણ પણ નકામી ગુમાવવી નહિ. જેમ ઘણા માણસો કામધંધાથી નવરા પડે છે તો બીજા મનુષ્યોના ગુણદોષોનો વિચાર કરવા મંડી પડે છે તેમ તમારે કરવાનું નથી. તમારે તો નવરા પડતાં ઈશ્વરના ગુણધર્મોનું ચિંતન કરી તે ગુણધર્મોને ધારણ કરવા. અન્ય મનુષ્યોને પણ ઈશ્વરના અંશરૂપ માનવા. કોઇના પણ દોષ જોવા નહિ. કોઇનું પણ અહિત કરવા તત્પર થવું નહિ સર્વપ્રતિ સ્નેહ રાખવો. દિવસનો થોડો પણ સમય એકાન્તમાં ગાળી ઈશ્વરના અભિમુખ થવું. જે કાર્યથી ઈશ્વરથી વેગળા જવાય તે કાર્ય કરવું નહિ. આથી તમારો વ્યવહાર બગડશે એવો ભય રાખવો નહિ. તમારે તમારો વ્યવહાર નિભાવવાનું ઈશ્વરને સોંપી દેવું. તેજ તમને તમારા કાર્યમાં સહાય કરશે. વ્યવહારનાં કાર્યો કરવાં તે કાંઇ ઈશ્વરને મેળવી આપનારાં નથી પણ તે તો શરીરને માટે છે એમ માનવું

ઈશ્વરને ભૂલી જવાય તેટલા બધા વ્યવહારમાં સ્થીપમી ન જવું. ગમે તે કામ કરવા છતાં પણ મુખ્ય કર્તવ્ય તો ઈશ્વરને પ્રાપ્ત કરવા એ જ છે એમ માનીને વર્તવું. સુખી થવાનો આજ રહેવો રસ્તો છે.

તમારી દશા હાલ દુઃખી હોય, વ્યવહારમાં તમને અનેક વિઘ્નો નડતાં હોય, ધાર્યાં કાર્યમાં નિષ્ફળતા મળતી હોય અને તેથી તમે હંમેશાં અસંતોષી રહેતા હો તો તેથી ગભરાવું નહિ. આજથી તમે તમારા કાર્યમાં તમારી સાથે ઈશ્વર છે એમ માની કાર્ય કરો. શુદ્ધ નિષ્ઠા રાખી શુદ્ધ આચરણોને ધારણ કરી પ્રયત્ન કરો. ઈશ્વરના ગુણધર્મોને આચારમાં મૂકો અને પછી તમે તમારો ધંધો કર્યા કરો. જેમ જેમ તમે ઈશ્વરની અભિમુખ વધુ અને વધુ થતા જશો તેમ તેમ તમારાં વ્યવહારનાં કાર્ય પણ સિદ્ધ થતાં તમને જણાશે. તમે ઈશ્વરથી ઉલ્ટું વર્તન કરી તમારા

કાર્યમાં ઈશ્વરની સહાય મેળવી શકવાના નહિ. ઘણા માણસો દુ:ખ પડે છે ત્યારે ઈશ્વરને સંભાળે છે. પોતાના પ્રારબ્ધને દોષ દે છે, અને નિરાશ થઈ જાય છે. પણ તેમણે તે વખતે પોતાના વર્તનનું અવલોકન કરવું ઘટે છે. ઈશ્વરની અભિમુખતા સધાવનાર તેમનું વર્તન છે? કે તેમનાથી વિમુખ બનાવનાર તેમનું વર્તન છે? તેનો તેમણે વિચાર કરવો ઘટે છે.

માણસ જેવા વિચાર કરે છે તેવું તેનું વર્તન હોય છે ઘણા માણસો વ્યવહારમાં એટલા બધા સ્વાર્થી રહેલા હોય છે કે તેઓ ધનાદિ પદાર્થો મેળવવા માટે અસત્ય બોલતાં, અપ્રમાણિકપણે ચાલતાં જરા પણ અચકાતા નથી. ઘણા માણસો તો વ્યવહારમાં એટલી બધી અનીતિને રસ્તે ચાલે છે કે જાણે તેમને ઈશ્વરનો ભય છે જ નહિ. આવા માણસોને જ્યારે દુ:ખ પડે છે ત્યારે તે પ્રારબ્ધનો દોષ કઢાડે છે, દૈવને દોષ દે છે. પણ આ જગતમાં જે માણસ જેવું કર્મ કરે છે તેવું તેને ફળ મળ્યા વગર રહેતું નથી સારા ફળની આશા રાખવી હોય તો તેણે સત્ય માર્ગે ચાલવું જોઈએ. વ્યવહાર સાધવામાં પણ સર્વ સમયે ઈશ્વર પોતાની સાથેજ છે એમ માનવું. જે માણસ ઈશ્વરને પોતાની પાસે છે એમ માન્યા વગર અનીતિ કરે છે તે માણસ સદા દુ:ખી થાય છે તે ઈશ્વરથી છેટો અને અળગોજ રહે છે. તેને ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થતું નથી અને તેથી ઘણીવાર આ સંસારમાં દુ:ખ ભોગવે છે. માટે મનુષ્ય માત્રે દુ:ખથી છુટવા માટે એકજ ઉપાય છે કે તેણે હમેશાં ઈશ્વરના અભિમુખ રહેવું. અને પોતાના સર્વ કામકાજમાં ઈશ્વરને સાનિધ્ય જાણવા. સુખી થવા માટે આ સિવાય બીજો રસ્તો નથી. જે માણસો પોતાના દરેક કાર્યમાં ઈશ્વરની સહાય મેળવી શકે છે તેઓને દુ:ખ કદી પણ સતાવી શકતું નથી. તેનું સર્વ સ્થિતિમાં ઈશ્વર રક્ષણ કરે છે તેને વિપત્તિના સમયે અણધારેલી રીતે ઈશ્વર સહાય કરે છે.

આ જગતમાં જો કાંઈ પણ મેળવવાનું હોય તો તે એકજ છે કે ઈશ્વરની સહાય મેળવવી. સામાન્ય મનુષ્યની સહાય મેળવનાર મનુષ્યો પણ કેટલીકવાર નિર્ભય થઈ રહે છે તો સર્વના પતિ ઈશ્વરની જેને સહાય હોય છે તેને ઓછી નિર્ભયતા હોય છે. તો પછી ઈશ્વરના યંત્રરૂપ બની રહે છે. તેની રહેણી કરણી સર્વ ઈશ્વરને અનુગ હોય છે. વ્યવહારના પદાર્થો મળે કે ન મળે તેથી તેમને હર્ષ શોક થતો નથી. તે તો હમેશાં નિર્ભયપણે રહે છે. તેમનામાં હંમેશાં આનંદ છવાઈ રહેલો હોય છે તેમને વ્યવહારના પદાર્થોમાં મમતા હોતી નથી. વ્યવહારના પદાર્થો જાય કે આવે તેની તેમના ઉપર કાંઈ અસર થતી નથી તે પોતાના સ્વરૂપ જ્ઞાનના આનંદમાં મસ્ત રહે છે.

જે માણસો સ્વરૂપજ્ઞાનને પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરનાર છે તેમનોજ પ્રયત્ન સાર્થક છે. સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવા માટે કોઈને કાંઈ પણ જાતનું નુકશાન પહોંચાડવાની જરૂર નથી તે પોતાના પ્રત્યેક કાર્ય સાથે જ તે જ્ઞાનને મેળવી શકે છે. તેમણે હમેશાં પોતાના વિચારો અને આચારો ઈશ્વરના ગુણધર્મને અનુકુળ કરી દેવા. જે પ્રકારના વર્તનથી ઈશ્વર પ્રસન્ન થાય તેવા વર્તનનો સ્વિકાર કરવો. અને જ્યારે ઈશ્વરના ગુણો મનુષ્યમાં સ્વભાવસિદ્ધ થઈ જાય છે ત્યારે એની મેળેજ ઈશ્વરના સામર્થ્યનો પણ તેને અનુભવ થઈ શકે છે. તેને વ્હાલામાં વ્હાલી વસ્તુ ઈશ્વર હોવા જોઈએ.

જે માણસો ઈશ્વરને મેળવવા એનેજ પોતાનું કર્તવ્ય માને છે તેમને દુ:ખ સતાવી શકતું નથી તેમને વ્યવહારની પણ ચિંતા રહેતી નથી તેજ માણસો ખરા સુખી થઈ શકે છે. તેજ માણસો વ્યવહાર અને પરમાર્થ ઉત્તમપણે સાધી શકે છે. તમારે માટે બે રસ્તા છે. જો જીવનને સાર્થક કરવું હોય તો ઈશ્વરાભિમુખ થાવ, ઈશ્વરાભિમુખ થવા માટે ઈશ્વરના ગુણધર્મોનું ચિંતન કરી તેને તમારા વર્તનમાં ઉતારો અને તે ઈશ્વરના ગુણો તેજ તમારા સ્વભાવ સિદ્ધ ગુણો બની જાય તેવું વર્તન રાખો જો સુખ મેળવવું હોય તો આ રસ્તો છે. અને દુ:ખ મેળવવું હોય તો ઈશ્વરને ભૂલી વ્યવહારમાં અનીતિથી રહેવું, આ બેમાંથી જે તમોને પસંદ હોય તે માર્ગે ચાલો.

આજે ઘણા મનુષ્યો આ બીજે રસ્તેજ વળેલા હોય છે અને તેથીજ દુઃખી થાય છે. ત્યારે દુઃખનો ત્યાગ કરવા માટે સ્હેલામાં સ્હેલો રસ્તો એ છે કે ઇશ્વરની અભિમુખ થવું. જેમ સૂર્યનો પ્રકાશ થતાં ગમેતેવું અંધારૂં જતું રહે છે તેમ ઇશ્વરના અભિમુખ થતાં ઇશ્વરની ચિદ્‌જ્યોતિનો મનુષ્યમાં પ્રકાશ થતાં દુઃખમાત્ર વિખાઇ જાય છે. તેનો વ્યવહારમાં ન ધારેલી રીતે વિજય થાય છે અને ઇશ્વરનો સાક્ષાત્કાર કરી આ જન્મમાંજ મનુષ્ય જન્મને સાર્થક કરી લે છે.

"જગતમાં સામાન્ય ગણાતા ધનવાન કે સત્તાવાળા મનુષ્યની જે માણસને મદદ હોય છે તે માણસ, પેલા ધનવાન કે સત્તાવાળા પુરુષની ઓથને લીધે નિર્ભયપણે રહી શકે છે તો સર્વ જગત્ જેને આધિન છે તે પરમાત્માની જેણે સહાય મેળવી હોય તે નિર્ભય પણે રહી શકે તેમાં શું નવાઇ. મનુષ્ય માત્રમાં ઇશ્વરનો અંશ છે તે જાણવા છતાં દુઃખી રહેવું એ તો નિર્માલ્ય માણસનું જ કામ. આપણામાં ગુપ્ત રહેલા ઇશ્વરના અંશને પ્રકટ કરવો એ આપણું કામ છે. જેમ કાદવથી ખરડાએલો હીરો મળ્યા પછી તે કાદવને કહાડી નાખી હીરાના પ્રકાશનો લાભ ન લેનાર મનુષ્ય મુર્ખ ગણાય છે તેમ જે માણસો પોતાનામાં ઇશ્વરનો અંશ છે એમ માન્યા છતાં પણ જો તેને પ્રકટ કરતો નથી તો તેને મુર્ખ કહેવો એમાં શી નવાઇ છે. તેણે પોતાના જીવ ભાવના અજ્ઞાનનો નાશ કરી પોતાના ખરા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આત્માભિમુખ થવું જોઇએ. વ્યવહારના પદાર્થો મેળવવામાં જ રચીપચી રહેવું અને આ મુખ્ય કર્તવ્યથી વિમુખ રહેવું એ તો મળેલો મનુષ્ય જન્મ એળે ગુમાવવા જેવું છે. બાળકને પણ નાનપણથી તેના માબાપોએ તેનામાં આત્મબળ છે એવા સંસ્કારો પાડવા જોઇએ. આત્મબળને જે મનુષ્યો પ્રાપ્ત કરી શકે છે, તેજ ખરા જ્ઞાની, ખરા તત્ત્વજ્ઞાની, ખરા બળવાન અને ખરા કુશળ છે. આ જ માણસો જગતમાં કાંઇ મહત્વનું કાર્ય કરી શકે છે. દુઃખ તેનો સ્પર્શ કરી શકતું નથી. તે સદા આનંદમાં મસ્ત રહે છે. તેઓ સદા કામ કરવામાં પણ કુશળ હોય છે. આત્મ બળવાળા મનુષ્યો શ્રમથી કંટાળતા નથી કે આળસુ થઇ બેસી રહેતા નથી તે મનુષ્યો પોતાનું કલ્યાણ સાધે છે એટલુંજ નહિ પણ તેઓ જ જગતનું પણ કલ્યાણ સાધી શકે છે જે માણસોએ પોતાનું જીવન સાર્થક કરવું હોય, દુઃખ માત્રનો ત્યાગ કરી અનંત સુખમાં સ્થપાવું હોય તેમણે તો હમેશાં જે કાર્યથી ઇશ્વરના અભિમુખ થવાય તેવાજ કાર્યને કર્યા કરવું.

---

## माणस केटली जमीननो मालीक होइ शके ?

(લે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.)

### પ્રકરણ ૧ લું.

એક ગામડીયા બહેનને તેની મોટી શહેરી બહેન એક દહાડો મળવાને આવી. મોટી બહેન એક શહેરી દુકાનદારને અને નાની બહેન એક ખેડુતને પરણી હતી બન્ને બહેનો એક દિવસ વાળુ કરતી કરતી વાતોએ ચડી. મોટી બહેન શહેરની જીંદગીની બડાઇ કરવા લાગી, પોતે કેવી સારી રીતે રહે છે, રહેવાને કેવું સારૂં મકાન છે, છોકરાંને અને પોતાને કેવાં મજાનાં કપડાં પહે-

રવાને મળે છે, કેવું કેવું ખવાતું મળે છે, વરા, જમણવાર, નાટક, મેળા વગેરેમાં જતાં કેવી મોજ પડે છે, એ બધું રમથી તેણે કહી સંભળાવ્યું.

નાની બહેનને આથી ચટકો લાગ્યો. તે વેપારી જીંદગી વખોડવા લાગી અને ખેડુતની જીંદગીને વખાણવા લાગી. તેણી બોલી કે "હું તો આ જીંદગીને છોડીને તારી જીંદગી ભોગવવાનુ પસંદ કરૂં નહી, અમે ગરીબ ભલે રહ્યાં, પણ અમારે કાંઇ વ્યાધી નથી. તમે વધારે ઠાઠથી રહેતાં હશો, પણ તેથી ઝાઝું કમાવાની હાયવોય તમારે કરવી પડતી હશે અને ઝાઝું કમાવા જતાં ઝાઝું ખોઇ પણ બેસો. આજે તમે શાહુકાર થઇ ફરો, પણ કાલે તમારે ભીખ માગવી પડે એવો અવસર પણ આવે. અમે કદી ધનાઢ્ય નહીં થઇએ તે બરાબર, પણ અમને પેટ પુરતું રોજ મળી રહેશે"

"પેટ પુરતું મળી રહેશે!" મોટી બહેન બોલી ઉઠી, "ચાલો તેમાં તે શું સંભળાવ્યુ! કુતરા મીંદડાંને જેમ મળી રહે છે તેમ તમને પણ મળે, પણ નહિં તમે નાતના કે જાતના, નહિં રીતના કે ભાતના. તારો ધણી બિચારો ગમે તેટલી મહેનત કરશે છતા તમે રહેવાના ઉકરડામાં અને મરવાના પણ ઉકરડામાં અને તમારા છોકરાઓનું પણ તેમજ."

"તેમાં શુ થઇ ગયુ?" નાની બહેને હિંમતથી જવાબ વાળ્યો. "અમે ભલે તેવાં રહ્યાં, પણ અમારે નિરાંત છે. અમારે નથી કોઇની પાસે વાંકા વળવાનું કે નથી કોઇની દેહશત. તમને શહેરના રહેવાશીઓને ઘણીએ લાલચો હોય છે આજે તમારી હાલત સારી છે, અને કાલે તારા ધણીના મગજમાં ભુત ભરાય તો જુગાર, દારૂ કે સ્ત્રીના ફંદામાં ફસાઇ બધું ગુમાવી દે. કેમ ખરૂં કે નહિં?"

પ્રેમો પટેલ (નાનીનો ધણી) ઓટલાપર પડયો બધું સાંભળતો હતો. તે વિચાર, કરવા લાગ્યો કે "આ વાત ખરી છે જો માણસ બાળપણથી મહેનત કરતાં અને ધરતીનાં ઢેફાં ભાંગતાં શીખ્યો હોય તો પછી તેના મગજમાં કંઇ ભુત ભરાતું નથી, પણ મારે મુશ્કેલી એ છે કે પુરતી જમીન મારી પાસે નથી. જો મારે જોઇએ તેટલી જમીન હોય તો પછી હું બાબરા ભુતનીએ પરવા ન કરૂં."

બન્ને બહેનો વાળુ કરી પરવારી સુઇ ગઇ. પણ ડેલીએથી બાબરો ભુત પસાર થતો હતો તેણે પ્રેમા પટેલના વિચાર જાણ્યા અને મનમા બોલ્યો કે "આ પટેલને મારી સામે મેદાન પડવાનો ગર્વ થયો છે. ઠીક છે, હું તેને જોઇએ તેટલી જમીન આપીશ અને પછી જોઇશ કે તે શુ કરે છે."

## પ્રકરણ ૨ જું.

તે ગામડાંની નજીકમાં આશરે ૩૦૦ એકર જેટલી જમીન એક શેઠીયાના તાબામાં હતી તે શેઠીઓ આસપાસના ખેડુઓ સાથે સારી રીતે રહેતો હતો. પણ તેણે એક નવો કારકુન રાખેલો તે બધા પાડોશીઓને બહુ સતાવવા લાગ્યો, કોઇના ઢોર છુટી તેની જમીનમાં આવે તો દંડ કરાવતો. પ્રેમો પટેલ બહુ સંભારીને રહેતો છતાં તે તેના સપાટામાં આવી જતો. આથી તે બહુ કંટાળી ગયો હતો તેવામાં તેને ખબર મળ્યા કે પેલા ૩૦૦ એકર વેચવામાં આવનાર છે અને કોઇ જમીનદાર તેને ખરીદી લેવા માગે છે આથી ખેડુઓ બધા ચિંતામાં પડયા. તેઓ વિચારવા લાગ્યા કે. "આ તો ઉલામાંથી ચુલામા પડવા જેવું થશે. પેલો જમીનદાર આપણું લોહી ચુસી જશે. આપણાથી બીજે કયાંય ચાલ્યું જવાશે નહિં."

આથી ગામના બધા ખેડુતો મળી શેઠીયા પાસે ગયા, અને તેને વિનંતી કરી કે તે જમીનદારને પેલી જમીન વેચવાને બદલે તેઓનેજ વેચે તેઓ વધારે કિમ્મત આપવા તૈયાર થયા. શેઠીયાએ તે વાતની હા કહી. પછી ખેડુઓ બધા સાથે મળીને તે જમીન ખરીદી લેવાનો વિચાર કરવા એકઠા થયા ઘણીએ મસલત કરી, પણ પેલો બાબરો તેઓને વઢાડી પાડતો, એટલે તેઓ કંઇ નિવેડાપર આવી શક્યા નહિ. આખરે એવુ નક્કી થયુ કે સહુ પોતપોતાને માટે ગમે તેટલી જમીન ખરીદે. આ વાત પણ શેઠીયાએ કબુલ રાખી. પ્રેમા પટેલે સાંભળ્યુ કે તેના એક પાડોશીએ ૬૦ એકર જમીન ખરીદી લીધી છે, અને શેઠીયાએ અર્ધોઅર્ધ પૈસા બે વરસ સુધીમાં ભરી દેવાના હપ્તા પણ તેને કરી દીધાં છે. પ્રેમા પટેલના મનમા થયુ કે આ તો બધા જમીન ખરીદી લેશે અને હું મરી જઇશ. આથી તેણે પટલાણીને વાત કરી. “આ બધા જમીન ખરીદવા મંડયા છે. આપણે પણ ત્રીશેક એકર ખરીદીએ એ વિના છુટકો નથી. કોઈ જમીનદારને પનારે પડયા તો દંડ ભરીને કુચો નીકળી જશે.” બન્નેએ જમીન લેવી એવો ઠરાવ કર્યો. સોએક રૂપિયા તેઓએ સંઘરી રાખ્યા હતા. બાકી વાછડો વેચ્યો, કંઇક દાણો વેચ્યો, છોકરાને નોકરીએ રખાવ્યો, અને એમ કરીને થોડાક વધુ રૂપિયા ભેળા કર્યા આમ જમીનની અરધી કિમ્મત તો ભેગી કરી. પછી પ્રેમા પટેલે સારી, થોડી ઝાડીવાળી, પચાસેક એકર જેટલી જમીન પસંદ કરી, અને શેઠીયા પાસે સોદો કરવા ગયો. શેઠીયાએ અર્ધા પૈસા લઇ ખત બનાવ્યાં, અને બાકીના પૈસાના હપ્તા કરી બે વરસે પુરા કરવાની શરત કરી આપી.

પ્રેમા પટેલ હવે પોતીકી જમીન ઉપર રહેવા લાગ્યા. બીયાં ઉછીના લઇ નવી જમીનમાં વાવેતર કર્યું, અને મજાનો પાક ઉતાર્યો. એકજ વરસમા તેણે દેણુ બધુ ખલાસ કર્યું, અને પોતે જમીનદાર થઇ બેઠો ઢોરાંને પણ પોતાની જમીનમાં ચરાવવા લાગ્યો. ઘાસ વધતું તેની ગંજી ખડકવા લાગ્યો. બળતણ પણ બીજે ક્યાંયથી લાવવાનું ન રહ્યું. પોતાનું ખેતર, પોતાની વાડી, એ બધું જોઇને પટેલનાં કાળજાં ટાઢાં થયાં. જમીન તેના હાથમાં આવ્યા પછી તેનો રંગ ઓર થઇ ગયો.

---

## પ્રકરણ ૩ જું.

પ્રેમા પટેલ હવે સુખે રહેવા લાગ્યા. માત્ર જો આડોશી પાડોશીઓનાં ઢોરઢાંકર જમીનમાં દાખલ થઇ તેને પજવતાં નહોત તો તેના જેવો સુખીયો કોઇ નહોતો. તેણે બધાને બહુએ ચેતવણી આપી; પણ તેની કનડગત અટકી નહીં. કોઇ દહાડો કોઇની ગાય તો કોઇ દિ કોઇનું ઘોડું જમીનમાં દાખલ થઇ જાય. અને ઘઉ વગેરેનો કચરઘાણ વાળી નાખે. પ્રેમા પટેલે બહુએ વાર તેના પડોશીઓને ચેતવણી આપી જવા દીધા, પણ અંતે તે કાયર થયો. તેથી કોરટે ચડવાનુ તેણે ધાર્યું તે જાણતો હતો કે કોઇ જાણી જોઇને ઢોરને છોડી મુકતું નથી; છતાં તેણે વિચાર કર્યો કે “આવુ હરરોજ કેમ પાલવે? એમને એમ ચલાવવા દઉં તો મારો બધો પાક ખલાસ થાય, માટે તેમને શીખ દીધા વિના ચાલે તેમ નથી.”

આથી તેણે હવે દરવેળા કોરટે ચડવાનુ શરૂ કર્યું. ઘણાએ ખેડુઓના એક વખત, બે વખત અને પછી તો ઘણીએવાર દંડ કરાવ્યા આખરે ખેડુઓ બધા ચીડાયા અને પ્રેમા પટેલને ખરાદાર દરદ કરવા લાગ્યા એક રાત્રે કોઇ એક તેની જમીનમાં આવી બધાએ બાવળનાં ઝાડ પાડી નાખ્યાં અને તેની છાલ લઇને ચાલતો થયો. પ્રેમા પટેલે સવારે ઉઠી ફરતાં ફરતાં જોયું. તો એકે બાવળનું ઝાડ રહ્યું નથી. તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. તે મનમાં બબડ્યો કે “જો હું આ ચોરને જાણું તો પછી તેના પુરા હાલ કરૂં.”

પટેલ વિચારવા લાગ્યા કે "આ તે કોણ હશે ?" આખરે તેને સુઝી આવ્યું કે તે કામ પેલા જસા પટેલનાંજ છે. તે જસાના વાડા આગળ ગયો, આમ તેમ ડોકીયુ કર્યું, પણ છાસ ક્યાંય નજરે ચડી નહીં; છતાંએ લેવા દેવા વિના જસા સાથે વઢી પડયો, જસાએ જ આ કામ કર્યું એવી તેને વધુ ખાતરી થઈ, અને તેથી ફરીયાદ માંડી કોરટે ખુબ તપાસ કરી પણ પુરાવો નહી મળતાં તેને છોડી મુકયો પ્રેમો પટેલ તો ગુસ્સાથી બે બાકળો બની ગયો, અને પોલીસ પટેલ, ન્યાયાધીશ બધાની સાથે તકરાર કરી પડયો તે ધમકાવવા લાગ્યો કે "તમે બધા ચોરની રક્ષા કરો છો, જો તમે પ્રમાણીકપણે રહેતા હો તો તેને જતો કરોજ નહી." આમ પ્રેમા પટેલ તેના આડોશી પાડોશી, અમલદારો એ બધાની સાથે કજીઓ કરી બેઠો. પાડોશીઓ તો એટલા ચીડાયા કે તેનું ઘર તથા વાડો વગેરે બાળી નાખવાની ધમકી દેવા લાગ્યા, નવી જમીન ખરીદવાથી પ્રેમાને જમીનમાં તો ઘણોએ મારગ થયો, પણ તેને માટે દુનિયામાં ક્યાંય મારગ ન રહ્યો.

આમ ચાલતું હતું તેવામાં એવી વાત ફેલાણી કે માણસો બધા નવી જગ્યા ઉપર રહેવા જાય છે. પ્રેમાએ આ વાત સાંભળી તેણે વિચાર્યું કે "આપણે તો આ જમીન છોડવી નહી આસપાસના લોકો જો અહીંથી નીકળે તો પીડા ઓછી થાય. હું તેઓની જમીન ખરીદી લઉં, અને પછી સુખે રહુ."

એક દિવસ પ્રેમા પટેલ ઘેર હતા ત્યાં કોઈ એક મેમાન ચડી આવ્યો. તેની તેણે પરોણાગત કરી અને રાત રહેવા આગ્રહ કર્યો. રાત્રે બને વાતો કરવા બેઠા. ક્યાં રહેવું, ક્યાંથી આવો છો વગેરે સવાલો પ્રેમાએ પુછયા. વાતમાં ને વાતમાં તે મુસાફરે કહ્યું કે હું દક્ષિણમાંથી આવું છું. તે હજુ વસતુંજ જાય છે. ત્યાં જમીન બહુજ સોંઘી મળે છે અને એટલી તો રસાળ છે કે જો અજાણ્યા દાણો જમીન ઉપર પડયો હોય તો તે પણ ઉગી નીકળે છે અને એક એક કુંડામાંથી ખોબા જેટલું અનાજ નીકળે છે. ત્યાં હમણાં એક સાવ નિર્ધન ખેડુત આવ્યો હતો તેણે એક વરસ બરોબર મહેનત કરી તેમાં તો તે થોડી જમીન અને કેટલાક ઢોરાં પણ ખરીદી શકયો.

પટેલ આ સાંભળી ખુશખુશ થઈ ગયા, અને વિચારવા લાગ્યા કે. "જો સોંઘી જમીન મળતી હોય તો આપણે આવી ખાચોખીચ વસ્તીમાં શા માટે રહેવું ? હું મારા ઘરબાર વેચી નાખીશ, અને ત્યાં જઈને નવા ઘરબાર બનાવીશ અહીં રોજ વસ્તી વધતી જાય છે, અને તેથી મારે દિવસ દિવસે વધારે મુશ્કેલીઓ વેઠવી પડશે. માટે ચાલ પહેલા તો તે જગ્યા જોઈ આવું'

હવે જ્યારે મહા મહિનો આવ્યો ત્યારે તે નવી જમીન જોવાને ચાલી નીકળ્યો. થોડેક સુધી ગાડે, થોડેક સુધી પગે એમ મુસાફરી કરતાં કરતાં દોઢસોક ગાઉ કાપ્યા ત્યારે પેલા મેમાને કહેલી જગ્યાએ તે પહોંચ્યો.

અહીં આવી તેણે જોયુ તો જેવું વર્ણન સાંભળ્યુ હતું તેવુજ બધું દેખાયું, ખેડુત આનંદથી રહેતા હતા. દરેકને ત્રીસ ત્રીસ એકર જેટલી જમીન આપવામાં આવી હતી જે કોઈ નવું રહેવા આવતું તેને લોકો બહુ આવકાર આપતા. ત્રીસ એકર કરતાં વધુ જમીન જો કોઈ માણસ લેવા ધારે તો તે દોઢ રૂપિયે એકર લેખે ખરીદી શકતો

પ્રેમાએ તમામ તપાસ કરી લીધી તે બહુજ ખુશી થઈ ગયો, અને ઝટ ઘેર જઈ બધું આટોપી એકદમ પાછું આવવા ધાર્યું બીજે વરસે બધુ મળેલી પેલા નવા દેશમાં જવા નીકળ્યો.

(અપૂર્ણ.)




( અનુસંધાન અંક ૮ ના પૃષ્ઠ ૨૪૪ થી. )

## પ્રકરણ ૮ મું.

### સાધુઓનું મંડળ.

મધ્ય રાત્રિના સમયે ઘોર અરણ્યમાં જ્યારે સઘળે શાંત હતું ત્યારે એક સ્મશાનની જગ્યામાં કેટલાક ભડકા થતા હતા. એક સાધુ ફરતો ફરતો તે સ્થળે આવી ચઢ્યો. અંધારી રાત્રે જ્યારે સઘળે સર્વ શાંત હતું તે વખતે આ સ્મશાનમાં ભડકા થતા જોઈ સાધારણ માણસ કંપીત થાય એમાં નવાઈ શી ! ત્યાં આઠ દસેક માણસનું ટોળું બેઠેલું હતું. સાધુ ત્યાં જતાં અચકાયો. થોડીવાર વિચાર કર્યો કે આવી અંધારી રાત્રે આ જગાએ આ લોકો કોણ હશે ત્યાં વળી વારવાર ભડકા થયા કરે છે તે શું હશે. સ્મશાનમાં ભૂત હોય છે તે વાતતો સાંભળી છે શું એ ભૂતોનું ટોળું તો નહિ હોય. આવો વિચાર કરતો ધીમે ધીમે આગળ જવા લાગ્યો, છેક નજીક જઈ એક ઝાડની પાછળ રહી જોવા લાગ્યો કે ત્યાં શું છે ! આ લોકો ચુપચુપ વાતો કરતા હતા. શરીરે રાખોડી ચોળી ધુણી તાપતા હતા. સાધુએ જાણ્યું કે: આ કાંઈ ભૂતો નથી પણ માણસો છે. તે પણ સાધુ હતો એટલે તેની પાસે લેવાનું તો કાંઈ નહોતું. તેમ કાંઈક નિર્ભય પણ હતો. તે ત્યાંથી આગળ ચાલ્યો અને આ ટોળું બેઠું હતું ત્યાં આવી નમન કરી ઉભો રહ્યો

આમ અચાનક આ માણસને આવેલો જોઈ પેલા લોકો આશ્ચર્ય પામ્યા. તેમણે તેને પૂછ્યું કે: " કેમ, ક્યાંથી આવો છો ? તમે કોણ છો ? " આ સાંભળી પેલા સાધુએ કહ્યું. " હું સાધુ છું. ફરતો ફરતો તમને બેઠેલા જોઈ અહિં આવી ચઢ્યો છું. " તેનાથી પેલા લોકો કાંઈ દબાયા. પછી થોડીવારે સર્વે મૌન રહ્યા. એક બીજાના મોં સામે જોવા લાગ્યા. તે દરમીયાન પેલો આવેલો સાધુ તેમના તરફ જોવા લાગ્યો. તે સર્વમાં એક દસ બારેક વર્ષનો છોકરો હતો તે વચ્ચે બેસી ધુણી તાપતો હતો. તેને તેણે કાંઈક ઓળખ્યો હોય એમ લાગ્યું પણ તે છોકરાને માથે મોટી ધોળી જટા અને ધોળી દાઢી હતાં તે જોઈ તેને વિચાર થયો કે આને આટલી મોટી જટા અને દાઢી ક્યાંથી ! શું એ નારાયણતો નહિ હોય ! આવી રીતે તેને પેલા છોકરા સામે ટગર ટગર જોતો જોઈ પેલા સાધુના ટોળામાંથી એક બોલ્યો " કેમ ભાઈ, શું જુઓ છો ? એ તો અમારા ગુરુજી છે. તેમને સેંકડો વર્ષ તો થઈ ગયાં છે. દાંતતો હમણાં ફરીથી ઉગ્યા છે, એ મહાપુરુષ તો મહાસમર્થ છે. કેમ ગુરુજી !

આ સાંભળી ગુરુજીએ કહ્યું: " હા, બચ્ચા, અમે જે જોયું છે તે તમે સાંભળ્યું પણ નહિ હોય. એતો યોગની સિદ્ધિ એવી જ હોય છે

યોગબળથી અમે અમારૂં શરીર ગમે તેટલાં વર્ષ ટકાવી રાખીએ છીએ. બચ્ચા ! તમે પણ જ્યારે યોગની સિદ્ધિ મેળવશો ત્યારે સેંકડો તો શું પણ હજારો વર્ષ તમારૂં શરીર ટકાવી રાખશો. "

પેલા નવીન સાધુએ આ પ્રમાણે ગુરુજીને બોલતા સાંભળી તેનો સાદ ઓળખ્યો, અને નક્કી લાગ્યું કે: આ તો ગુરુજી નહિ પણ નારાયણ જ છે આ જ લોકો તેને અહિં પકડી ··

લાવ્યા 'લાગે છે. તેણે થોડીવાર વિચાર કરી કહ્યું: તમે ભલે ગમે તે હો, પણ આ તમારા ગુરુજીતો તમે ગામમાંથી જે છોકરાને લઇ નાસી ગયા છો તેજ છે કેમ નારાયણ, તારાં માબાપ તને સાંભળતાં નથી ? તારો બાપ સુંદરરાય, તારી મા દેવકન્યા અને તારી દાદી તારા ખોવાયાથી રડી રહ્યાં છે. શું ત્યાં તારે આવવું નથી ?

આ સાંભળી ગુરુજી બનેલા છોકરાની આંખમાંથી આંસુ જવા લાગ્યાં. પણ પેલા સાધુઓના ત્રાસથી કાંઇ બોલી શક્યો નહિ. સાધુઓએ તેને ચમડાનો માર મારી, મારી નાંખવાનો એવો તો ભય બતાવ્યો હતો કે: જેથી તે કાંઇપણ બોલી શકે તેમ નહોતું તેનું મન દબુ પચું, થઇ ગયું. તે જોઇ નવીન આવનાર સાધુને ખાત્રી થઇ કે આ તો એજ એને આ લોકો ફસાવીને લાવ્યા જણાય છે. છોકરાની આંખમાંથી આંસુ જતાં પેલા સાધુમાંથી એક જણે તેના સામા ડોળા કહાડી ભય બતાવ્યો અને કહ્યું કે "દેખો, ગુરુજી, વો ક્યા બકતા હે આપકો જુઠી એબ લગાતા હૈ." આ સાંભળી ભયનો માર્યો છોકરો સાવધાન બની કહેવા લાગ્યો કે: "ક્યું ભાઇ, તું કીસકું કહેતા હૈ. હમ કુચ નાના બાળક નહિ હૈ. વે સબ તો હમારે શિષ્ય હૈ. વો બાલક કોઇ દુસરા હોગા."

નવીન સાધુ આ લોકોની સર્વ ચેસ્ટા સમજી ગયો. સાધુ લોકો નાનાં છોકરાંને ચેલા બનાવવા માટે ઉપાડી જાય છે અને પછી તેને એટલો બધો મારનો ભય બતાવે છે કે તેમનાથી એક અક્ષર પણ કોઇના આગળ કહી શકાતો નથી. આજ કાલ સાધુઓના ટોળામાં નાની ઉમ્મરના ઘણા છોકરાઓ જોઇએ છીએ, તે છોકરાં બીચારાં એકનુ બે સમજે નહિ તેવા હોય છે તો તે સાધુ થવામાં શું સમજે, તેમને ફરતા સાધુઓ ખાવાની લાલચ આપી ઉપાડી ગયેલા હોય છે. અને ઘણે દૂર જઇ પછી તેમને એટલો બધો ભય બતાવે છે કે તેમનાથી મારના ભયથી પોતાની હકીકત કોઇના આગળ કહેવાતી નથી. આ લોકો તેમને પછી ચેલા બનાવે છે. કેટલાક તો એવાં પાંચ સાત વર્ષનાં બાળકોને પકડી લઇ જાય છે કે તેમને દસબાર વર્ષ પછી પોતાની પાછલી અવસ્થાનું ભાન રહેતું નથી.

ઘરસંસારનો ત્યાગ કર્યા પછી ચેલા મુડવાના લોભમાં આવા લોકો ઘણી વખતે લોકોનાં નાનાં બાળકોને ઉપાડી જાય છે. અને અનેકને દુ:ખી કરે છે. આમ છતાં પણ તેઓ ઠેકાણે ઠેકાણે મહાત્મા તરીકે પુંજાય છે. અભણ અને અજ્ઞાન લોકો તેમને માલમલીદા ખવરાવવા તેને પુણ્ય સમજે છે. આવા લોકો ઉપરથી ઇશ્વરનું નામ લે છે પણ અંદરથી અનીતિનાં કાર્ય કરનારા હોય છે. સાચા સાધુઓને ચેલા મુડવાની જરૂર હોતી નથી. તેમને ખાવા પીવાનો મોહ હોતો નથી. તેમણે જ્યારે સંસારનો ત્યાગ કર્યો હોય છે, ત્યારે પછી ચેલા મુડવાનો અને મઠ બનાવવાનો મોહ કેમ રાખે ? આવા સાધુઓ ખરા સાધુ નથી તેઓ પોતાના ધર્મથી ભ્રષ્ટ થયેલા જ હોય છે. જેમને ખરો વિરાગ ઉત્પન્ન થયો હોય છે તે લોકો સંસારનો ત્યાગ કર્યા પછી, ઘરબાર છોડયા પછી પાછા મઠ બાંધી રહે છે, મઠની મીલ્કત માટે સરકારમાં પક્ષકાર બને છે, પોતાના વારસ બનાવવા માટે ચેલાઓ મુડે છે તેમને ખરા સાધુઓ કેમ કહી શકાય ? આવા લોકોજ ખરા ત્યાગી સાધુઓની પવિત્રતાને એબ લગાડનારા હોય છે.

આજકાલ તો આપણે જ્યાં જોઇશું ત્યાં સાધુઓના રાફડા ફાટેલા જણાશે કોઇ કહેશે કે હું હર્ષીકેશથી આવું છું, કોઇ કહેશે હું ગીરનારથી આવુ છું, તો કોઇ કહે છે કે હું કરનાળીથી આવું છુ સાધુ થઇ ભગવાં પહેરી ભિક્ષા માટે અનેક ઢોંગ કરે છે. કેટલાક તો કેટલીક જગાએ મઠ જમાવીનેજ પડયા રહે છે. અને તેમાં વળી કેટલાક તો નીચ અનીતિનાં કૃત્યો કરતાં પણ ડરતા નથી. આ બધા સાધુઓ નહિ પણ તે સંસારને ભારરુપ અને પારકાં છોકરાંને જતી કરવાની ઇચ્છાવાળા હોય છે. અજ્ઞાન પ્રજા તેથી ફસાય છે. માટે, ખરા સાધુને ઓળખી તેનો જ,

સત્કાર કરવો જોઇએ. તેમના ઉપરના ડોળથી મહાત્મા માની ડગાવું નહિ. આવા ઢોંગી સાધુઓ જ બિચારાં કુમળી વયનાં બાળકોને ઉપાડી જાય છે.

સુંદરરાયના પુત્રની પણ એવીજ દશા થઇ હતી, તેને બાવાઓ ઉપાડી ગયા હતા તે આજ બાવાઓ. તેમણે તેને મારવાની તો એટલીબધી ધમકી આપી હતી કે તેનાથી બીજા માણસ પાસે એક અક્ષર પણ બોલી શકાય નહિ તેને કૃત્રિમ દાઢી અને માથે ધોળી જટા બાંધી દીધી હતી. શરીરે ભસ્મ લગાવી દીધી હતી અને સર્વ કોઇ તેને ગુરુજી, ગુરુજી કહી બોલાવતા હતા. આ લોકો ગામડાંમાં જઇ ગામ બહાર પડાવ નાંખતા અને ગામમાં જઇ સીધું ઉઘરાવી લાવતા લોકોને કહેતા કે અમારા ગુરુજીને યોગની સિદ્ધિઓ મળી છે. તેમને ૧૫૦ ઉપર વર્ષ થયાં છે પણ નાના બાળક જેવું શરીર બનાવી દીધું છે. દાંત હમણાંજ નવા ફુટયા છે, આવી વાતો સાંભળી લોકો તેનાં દર્શન કરવા આવતા. આ છોકરાને પણ સમજાવી મૂકેલું તે પ્રમાણે પોતે સર્વનો ગુરુ છે, પોતાને દોઢસો ઉપરાંત વર્ષ થઇ ગયાં છે, એવું એવું લોકોના આગળ કહેતો. આથી અજ્ઞાન પ્રજા ભોળવાતી. તેમાં કેટલાક સ્ત્રી પુરુષો મંત્રયંત્રની સાધના શીખવા, કોઈ દેવની ઉપાસના કરવાનો મંત્ર લેવા, કોઇ પ્રજાની આશાએ તેમની પાસે આવતા. આવા ભોળા લોકોની પાસે આ સાધુ બાવાઓ ધર્માદાને નામે, જમાતનો ભંડારો કરવો છે એમ કહી, હરીદ્વારમાં ધર્મશાળા બંધાવવી છે, આશ્રમમાં સાધુઓને માટે પૈસાની જરૂર છે, એમ કહી લોકો પાસે પૈસા પડાવતા. અને જાણે પોતાને તો પૈસો ખપતો જ નથી એવો ડોળ બતાવતા. ચેલાઓ ગામમાં ફરી મહાત્મ્ય વધારતા અને પેલા છોકરાને ગુરુ બનાવેલો તે તેમના કહેલા પ્રમાણે લોકોને આશિર્વાદ આપ્યા કરતો. કેટલાક ભોળા લોકો તેમને પાકાં સીધાં આપતા, કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ ન થવાથી પોતાને પ્રજા થાય એવી આશાથી મહાપુરુષની બાધા લેવા ત્યાં આવતી અને ઘણીવાર તો પોતાના પતિથી છાની રીતે આ લોકોને દ્રવ્ય આપતી કોઈ પોતાની જણસ આપી દેતી અને ઘેર જઇ કહેતી કે આ જણસ તો કોણ જાણે રસ્તામાં કયંક પડી ગઇ.

આ પ્રમાણે સાધુઓનું આ ટોળું ગામે ગામ ફરતું અને સારી રીતે માલમલીદા ઉડાવતું. આ તો તેમનો ધંધો જ થઇ પડયો હતો. આ લોકોએ આ પ્રમાણે પેલા નવીન સાધુને આવેલો જોઇ અને તેણે પેલા છોકરાને ઓળખી લીધો છે એમ જાણી તેને કહ્યું કે: "બાઇ, એ દાંઇ તમે કહો છો તે છોકરો નથી, એ તો વળી બીજે કયાંક તપાસ કરો. આ તો અમારા ગુરુદેવ છે." આ સાંભળી પેલા નવીન સાધુએ જાણ્યું કે: નકી છોકરો તો એ છે પણ હવે જો આ બધાની વચ્ચેથી હું તેને જવા દઇશ તો ફરી પત્તો નહિ લાગે. તેણે હિંમત આણી કહ્યું: તમે ગમે તેમ કહો પણ હું તો આ છોકરાને હવે તમારી સાથે આવવા નહિ જ દઉં. ચાલ છોકરા, તૈયાર થા, તારા બાપ પાસે જઇએ ' એમ કહી પેલા નવીન સાધુએ તેનું કાંડું પકડયું છોકરો બાપનું નામ સાંભળી જવા તૈયાર તો થયો પણ તેને બાવાઓનો ભય એટલો બધો હતો કે તેથી તેનાથી એક ડગલું પણ આગળ ખસી શકાય તેવું નહોતું.

બાવાઓએ જાણ્યું કે નકી આ માણસે આ છોકરાને ઓળખ્યો છે માટે હવે આહથી ચાલ્યા જવું જોઇએ. તેમણે છોકરાનો હાથ પકડી કહ્યું, "ચાલો ગુરુદેવ, આવી વો ધુતારો હાથમે ફસાના નહિ." એમ કહી છોકરાને લઇ સર્વેએ ચાલવા માંડયું. પણ પેલા નવીન સાધુએ તેમને જવા દીધા નહિ તેથી સામસામે તકરાર થઇ સામા પક્ષમાં સાધુ વધુ હોવાથી આ એકલા માણસનું શું ચાલે, તેને બધાએ મળી ખુબ માર માર્યો. એટલુંજ નહિ, પણ તે ગામમાં

જાઇ આ વાત કહી પાછળ આવા શકે નહિ તે માટે તેને એક ઝાડ સાથે મજબુત બાંધ્યો અને પછી ત્યાંથી સર્વે સાધુઓ તેમના ગુરુદેવ સાથે ઝપાટાબંધ આગળ ચાલવા લાગ્યા. જતાં-જતાં ગુરુદેવ બનાવેલા છોકરાને પણ ચમકા ચોડવા લાગ્યા. તે છોકરાએ પેલા સાધુ સાથે જવાનું મન કર્યું તે માટે તે બિચારા નિર્દોષ છોકરાને ઘણો માર પડયો.

હવે આ 'જંગલમાં પેલા નવીન સાધુ સિવાય કોઇ રહ્યું નહિ તેની બુમ પણ કોઇ સાંભળે તેમ નહોતું. આ નવીન સાધુ તે બીજો કોઇ નહિ પણ જમાદાર અશરફઅલી હતો. તે ડોશી અને છોકરાને તેના ગામમાં પહોંચાડયા પછી પાછો બહાર ફરવા ગયો હતો કેટલાક દિવસે તેને ખબર પડી કે સુંદરરાયનો પુત્ર પાછો ગુમ થયો છે આથી તે પાછો ફકીરના વેશે તેને શોધવા નીકળ્યો હતો. તેણે મૂળ પોલીસમા નોકરી કરેલી હોવાથી ગુન્હા પકડવામાં કાબેલ હતો. તે દરેક ગામમાં પૂછપરછ કરતો જતો હતો તેમા તેને બાતમી મળી હતી કે હમણાંક સાધુઓના એક ટોળામા નાની વયનો સાધુ પણ છે. તે જાણ્યા પછી તેઓ જે દિશામા ગયા હતા તેજ દિશામા તેણે જવા માંડયુ, કેટલાક દિવસ થઇ ગયા પછી તેને આ અરણ્યમાં એ લોકો મુકામ કરી પડેલા છે એવી ખબર પડતાં તે અહિ આવ્યો હતો. તેણે ધારેલુ કે સાધુઓ પાસેથી એ છોક-રાને સ્હેલાઇથી લઇ જઇ શકાશે, પણ સાધુઓ કંઇ જેવા તેવા નહોતા. તે કાંઈ અશરફઅલીને ગાંઠે તેવા નહોતા.

અશરફઅલીએ પણ ફકીરનો વેશ લીધો હતો. તેણે ધાર્યું કે આ છોકરાને ઓળખ્યા પછી જો મદદ લેવા ગામમાં જઇશ તો આ લોકો નાસી જશે એવા વિચારથી તે છોકરાને સાથે લઇ જવા તેણે હઠ પકડી પણ તેના પરિણામમાં તેને નિર્દયપણે માર ખાવો પડયો. અને ઝાડે બંધાવું પડયું. અને સાધુઓનું ટોળું તો તેને ઝાડ સાથે મજબૂત બાંધી ત્યાંથી વેગથી ચાલતું થયું. સાધુઓને પણ પાછળ કોઇ આવી પ્હોંચશે એવો ડર હોવાથી તે બેચાર દિવસ સુધી તો કોઇ પણ જગાએ મુકામ ન કરતાં આગળ અને આગળ ચાલી નીકળ્યા.

---



# भावनानी सिद्धि.

આદર્શના દાન. વાંછનાનાં ફળ ભાવનાની સિદ્ધિ.

વાંછનાના પ્રત્યક્ષ પરિણામ આવે છે અને કલ્પિત કરતાં પ્રયત્ન પરિણામ વધારે સારૂ ફળ આપે છે.

પ્રેમ, દયા, માન ઔદાર્ય, પવિત્રતા, નિ સ્વાર્થપણુ–આ કંઇ જેવીતેવી વાત નથી. એનો જેને આધાર હોય છે તે ગબડી પડતા નથી. જુલ્મી, હૃદયશૂન્ય અને માથાના ફરેલ નથી એને કચરી શકતા નથી એને ચગાવી શકતા.

ઉલટુ એથી વિપરિત જ બને છે

ઉપરોક્ત ૭ ગુણ ફળદાતા છે. એથી એના હરીફો કરતાં વધારે પૈસોટકો, વધારે ખાણુ-પીણુ, વધારે સ્વાસ્થ્ય અને સુખ સાંપડે છે.

તમારે જે જોઇએ તે એ અપાવે છે. એમની માગણી પૂરી પાડો તો એ તમને ઘણો સારો બદલો વાળી આપે છે.

ક્રિયાની પ્રતિક્રિયા હોય છે એ તો આપણે જાણીએ છીએ.

તમે બીજાને ચ્હાઓ અને બીજા તમને ચ્હાશે. તમે બીજાને ધિક્કારો અને બીજા તમને ધિક્કારશે. આપણને કોઈ ચ્હાય એ આપણને ગમે, આપણને કોઈ ધિક્કારે એવુ કોને ગમે ?

તમે બીજા પર માયા રાખો તો બીજા પણ તમારા પર માયા રાખશે તમે નિર્દય બનશો તો બીજા પણ નિર્દય બનશે અને વેનુમોડુ કોઈ દિવસ તમારો ઘાટ ઘડાઈ જશે.

માનથી મહેનત બચે છે. જો તમે પોતે જ અપ્રામાણિક હો તો તમે બીજાને પણ તમારા જેવા જ લુચ્ચા બનવાના અને તેથી તમને જપ વળવાનો નહિ.

જો તમે ઉદારતા દાખવો તો બીજા પણ ઉદારતા દાખવવાના, લોભીઆ વસતા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે. મખ્ખીચુસને નીચોવવા તો હરકોઇ ટાંપી રહે છે.

પવિત્રતા તો એક પ્રકારની સુખશય્યા છે, અશુદ્ધિ એટલે અખળતા અને અવિશ્વાસ નિઃસ્વાર્થી માણસ ન સ્વાર્થના વાતાવરણમાં જ હરતોફરતો હોય છે.

દુર્ગુણોના બળ કરતાં આ ભાવનાઓનુ બળ બહુ હોય છે. ધિક્કાર આત્મઘાતક છે પ્રેમ વર્ધક છે.

પ્રેમ કુટુમ્બ બનાવે છે, હુન્નર ઉદ્યોગ ઉપજાવે છે, આબાદી વધારે છે. તિરસ્કાર ગુન્હાઓ ઉપજાવે છે, લડાઇઓ કરાવે છે. નાશને તાણી આપે છે.

સેનાપતિઓ અને મારાઓનાં નામ નિશાને નહિ હોય તેવે સમયે પણ પ્રેમીઓ તો અમર હોવાના.

કુટુમ્બનો પાયો પ્રેમ છે રાજ્યની સ્થાપના સત્તા પર છે, બળાત્કાર પર છે. રાજ્યો નષ્ટ થયાં હશે ત્હોયે કુટુમ્બોનુ અસ્તિત્વ તો હશેજ.

' રોકનો રામ ' અને ' દાનાનો દેવ ' આ કહેવત કરનાર પ્રાજ્ઞ હોવા જોઇએ એમનુ અવલોકન અજબ હોવુ જોઇએ.

સજ્જન અને સદય માણસો બધેય સુજનતા અને સદયતા જગાવે છે. અને એમનુ રક્ષણકર્ત્તા એજ છે.

આ કંઇ તરંગી માન્યતા નથી પણ એ તો કુદરતી કાયદો છે. ગુરૂત્વાકર્ષણના નિયમ કે વિકાસવાદના સિદ્ધાન્ત જેવુજ એ સત્ય છે. જેમ ક્ષય, ચાંદી, વાયુ, અજીર્ણ દેહના દુશ્મન છે તેમ દ્વેષી, ઘાતકી, લોભી, ભયકર માણસો આત્માને અધોગતિએ પ્હોચાડનાર છે.

ભાવનાને વળગી રહો, એનાપર આસ્થા રાખો, એને અનુસરો, એથીજ તમારી માનસિક ગતિ સદ્દર થશે, તમારો સબંધ સ્થાયી થશે, તમારા દહાડા સીધા થશે.

લોભ અને લઘુતાની શક્તિ તો દારૂડીઆના ચાપલ્ય કે ગાંડાંના બળ જેવી છે.

શ્રદ્ધા ઉઠે ત્યારે દંભરૂપી રેતી અને માટી ખણી કાઢવાં એટલે સાશ્વત પ્રકાશની નક્કર ભૂમિ નીકળી આવશે. ત્યાં પગ ટેકાવવા એટલે કોઇ હઠાવી શકશે નહિ.

હવે અમે ' ભલા કર ભલા હોગા, બુરા કર બુરા હોગા ' એવુ એક સનાતન સત્ય સંભળાવી અમારી કલમને આરામ આપીશું. ચ્યવનરાય શુકલ.

---

# સ્ત્રીહીતશીક્ષક

આ ઉપયોગી પુસ્તક તૈયાર થઇ ગયું છે. હવે તો ખપી જવા પણ આવ્યુ છે માટે તુરત મંગાવી લેવું. તેમાં ૧૫૦ ઉપરાંત સ્ત્રી પુરુષોના જીવનચરીત્રો ઉપરાંત ૩૦ પ્રકરણો સ્ત્રીઓનાં કર્તવ્ય સબંધી છે. પુઠા ઉપર જાહેરખબર વાંચી જોવી. કીંમત રૂ. ૪-૦-૦ તુરત નહિ મંગાવો તો ખપી ગયે પસ્તાવું પડશે. આપના ઘરમાં તો આ પુસ્તક હોવુંજ જોઇએ.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

× ડૉ ફ્રૅન્ક કેનના ભાવ ઝીલી લઇ આ લેખ લખવામાં આવ્યો છે. ચ્યવન.

# સાભાર સ્વિકાર.

સસ્તુ સાહિત્ય કાર્યાલય અમદાવાદ તરફથી અમને નીચે પ્રમાણે પુસ્તકો મળેલાં છે.

ભાગ્યના ઘડનારાઓ—આ પુસ્તક વિવિધ ગ્રંથમાળાનું છે. અનુવાદક રત્નસિંહ દીપસિંહ પરમાર છે. આ પુસ્તક ' આર્કીટેક્ટસ ઓફ ફેટ ' નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર છે. પુસ્તક રોયલ સોળપેજી સાઇઝનું છે. તેનાં પૃષ્ઠ ૬૮૮ છે. છતાં તેની કિંમત વાર્ષિક ફાળે ૧)ા અને છુટક રૂ. ૧ાા છે. આ પુસ્તક આગળ વધવા ઇચ્છનાર દરેક માણસે વાંચવા જેવું છે. તેની અંદર હિંમતથી અને યોગ્ય ઇચ્છાશક્તિથી મનુષ્ય પોતાનું શ્રેય શી રીતે કરી શકે તે સંબંધી અનેક વિષયોનો સંગ્રહ છે.

ટુંકી વાર્તાઓ—આ પુસ્તકમાં નાની મોટી ૨૭ વાર્તાઓનો સંગ્રહ છે. જે વાર્તાઓ ઘણે ભાગે હિંદીમાંથી ભાષાંતર કરેલી છે. વાર્તાઓ નિર્દોષ અને વાંચવા જેવી છે. પૃષ્ઠ ૩૪૯ છે. અનુવાદક બચુભાઇ પોપટભાઇ રાવત છે. વાર્ષિક ફાળે મૂલ્ય ૦-૯-૦ છે જ્યારે છુટક કીંમત ૦-૧૨-૦ છે

સ્વામી વિવેકાનંદ—એમના સદુપદેશ ભાગ ૮ મો—આ પુસ્તકનાં એકંદર પૃષ્ઠ ૫૦૨ છે. અનુવાદક રત્નસિંહ દીપસિંહ પરમાર મૂલ્ય રૂ ૧-૮-૦ છે આ સંસ્થા તરફથી સ્વામી વિવેકાનંદના ૭ ભાગ પ્રકટ થઇ ચૂક્યા છે આ આઠમો ભાગ છે, તેની અંદર સ્વામી વિવેકાનંદે આપેલાં ભાષણોનો સંગ્રહ છે. તે ઉપરાંત પાંચેક હિંદી લેખોનો પણ તેમાં ઉમેરો કરવામાં આવ્યો છે. પુસ્તક ઉપયોગી અને વાંચી મનન કરવા જેવું છે.

જ્ઞાનવર્ધક પુસ્તક, માળાના સંપાદક શ્રીયુત જીવનલાલ અમરશી તરફથી નીચે પ્રમાણે પુસ્તકો મળ્યાં છે.

કથામંજરી ભાગ ૧ લો—આ પુસ્તક રોયલ બારપેજી સાઇઝમાં ૨૪૪ પૃષ્ઠનું છે. તેની અંદર જુદા જુદા લેખકની લગભગ ૧૬ વાર્તાઓનો સંગ્રહ છે આ વાર્તાઓ પસંદ કરવામાં સંપાદકે સારી કાળજી રાખેલી છે તેની અંદરની વાર્તાઓ વાંચતાં આનંદ સાથે જ્ઞાન મળે તેમ છે તેની કીંમત રૂ. ૨-૮-૦ છે.

કથામંજરી ભાગ ૨ જો—આ પુસ્તક પણ બાર પેજી કદનું ૨૮૯ પૃષ્ઠનું છે તેની અંદર જુદા જુદા લેખકોની લખેલી ૧૪ વાર્તાઓનો સંગ્રહ છે. તેની કીંમત રૂ ૩—૦ છે. આ પુસ્તકમાંની વાર્તાઓ પણ સારી પસંદ કરેલી છે. આ પુસ્તક વાંચવાથી ઘણું જાણવાનું મળી આવશે.

હિંદુધર્મની પાઠમાળા—સાઇઝ ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૪૧૪. અનુવાદક ચુનીલાલ મુળજીભાઇ ત્રિપાઠી આ પુસ્તક રાયબહાદુર લાલા વૈજનાથના એક હિંદી પુસ્તકનું ભાષાંતર છે તેની અંદર હિંદુ ધર્મસંબંધી ઘણું જાણવાનું મળી શકે તેમ છે તેમાં વેદ, ઇશ્વર, વર્ણાશ્રમ વ્યવસ્થા, સ્ત્રીઓના ધર્મ, મોક્ષ વિગેરે સંબંધી અનેક વિષયો છે. તેની કીંમત રૂ ૩-૮-૦ છે આ પુસ્તકમાંથી પણ ઘણું જાણવાનું મળી શકે તેમ છે.

આ બધાં પુસ્તકો જ્ઞાનવર્ધક પુસ્તક માળાનાં છે. તેના ગ્રાહકને તે અર્ધી કીંમતે મળી શકે છે.

ટૉમસ એલ્વા એડીસન—આ પુસ્તકના પ્રકાશક પણ શ્રીયુત જીવનલાલ છે. આ પુસ્તકની અંદર એડીસનનું જીવન ચરિત્ર આપેલું છે. પૃષ્ઠ ૨૩૨ છે. તેની કીંમત રૂ ૨-૦ છે -પુસ્તક વાંચવાથી ઉદ્યોગી પુરુષો કેવા હોય છે, તેઓ કેવા પ્રયત્નશીલ રહે છે તે સંબંધી ઘણું શીખવાનું મળી શકે છે.

પોતાનામાં આવી શક્તિ છે એવી શ્રદ્ધા રાખી તે સંબંધી એકાગ્રતાપૂર્વક 'વિચાર કરી પછી તે પ્રમાણે કાર્ય કરવું

મનુષ્યનાં સંપૂર્ણ કાર્યોને ઉત્તેજક કરનાર મનોબળ છે. મનુષ્યનું દરેક કાર્ય જે સંકલ્પ દ્વારા કરવામાં આવે છે તે એક વિચારના પરિણામરૂપ છે. જે કાર્યનો જેટલો વધુ વિચાર કરવામાં આવે છે તે કાર્ય તેટલું ઉત્તમ થઇ શકે છે. જે કાર્ય વારંવાર કરવામાં આવે છે તે પછી ધીરેધીરે ટેવરૂપ થઇ જાય છે. મનુષ્યની અનેક ટેવોના સમૂહનું નામ જ ચારિત્ર છે. મનુષ્યનું ચરિત્ર જો ઉત્તમ હોય છે તો તેનાં કાર્યો પણ ઉત્તમ હોય છે. જેથી મનુષ્ય જે પ્રકારનાં કામ કરવાની ઇચ્છા રાખતો હોય, અને પોતાને જેવો બનાવવાનું ધારતો હોય તે પ્રકારના વિચારોનું તેણે સેવન કરવું જોઇએ. જે કાર્ય તમે કરવાની ઇચ્છા રાખતા ન હો, જે ટેવને તમે ઇચ્છતા ન હો તેને ઉત્પન્ન કરનાર વિચારો એક ક્ષણ માત્રને માટે પણ તમારા મનમાં આવવા ન જોઇએ.

મનમાં જે વિચાર વારંવાર આવ્યા કરે છે તે વિચાર ધીમે ધીમે જે ભાગમાં પહોંચી જાય છે કે જ્યાં તે અંતે કાર્યનું રૂપ ધારણ કરી શકે છે. આ વિચાર પછી શરીરને તે પ્રમાણે કાર્ય કરવાની ફરજ પાડી દે છે. જો આ વિચાર સારો હોય છે તો તેનું ફળ પણ સારૂં હોય છે, અને જો તે વિચાર ખરાબ હોય છે તો તેનું પરિણામ પણ ખરાબ હોય છે જેટલાં ખરાબ કામો મનુષ્ય કરે છે તે તેના ખરાબ વિચારોના પરિણામ રૂપ છે અને જેટલાં ઉત્તમ કાર્યો તે કરે છે તે તેના ઉત્તમ વિચારોના ફળરૂપ હોય છે.

દરેક કાર્યનું મૂળ કારણ વિચાર છે મનુષ્યે કેવા વિચારો કરવા તે તેના પોતાના હાથની વાત છે મનુષ્ય પોતાના મનનો સ્વતંત્ર માલિક છે. મનુષ્યે પોતાના મનને વશ રાખવું જોઇએ તેને વશ કરવાનો પણ ઉપાય છે તે અનુસાર ચાલવાથી મનુષ્ય મન અને વિચાર બન્નેને વશ વર્તાવી શકે છે મનુષ્ય શરીરમાં એ ગુણ છે કે જે કામને તે વારંવાર કરે છે તે કામ કરવાની તેની શક્તિ વધી જાય છે કોઇપણ કામ કરવામાં પ્રથમ જે કઠીનતા જણાય છે, તેટલી કઠીનાઇ તે કામ બીજીવાર કરવામાં જણાતી નથી અને જેમ જેમ તે કામ વારંવાર કરવામાં આવે છે તેમ તેમ તે કામ પણ સ્હેલાઇથી થઇ શકે છે. જેમ જેમ કામ વારંવાર કરવામાં આવે છે તેમ તેમ તે પણ સ્હેલું થાય છે અને તેમાં પ્રથમ વખતે જણાતી કઠીનાઇ જતી રહે છે. અને છેવટે તે કામ ઘણુંજ સ્હેલું થઇ જાય છે, આજ દશા મગજની પણ છે. મનને વશ કરવાનો પણ તેજ ઉપાય છે આપણે જે વિચારનું સેવન કરવું હોય તે વિચાર પ્રથમ કરતી વખતે સાવધાનતા રાખવી પડે છે. બીજીવાર તે વિચાર સ્હેલાઇથી કરી શકાય છે. આવી રીતે એકનો એક વિચાર વારંવાર કર્યા કરવાથી તે પછી સ્વભાવ સિદ્ધ થતાં તેમાં ઓછી સાવધાનતા રાખવી પડે છે અને તેજ વિચાર વારંવાર કર્યા કરવાથી તે મનના એક અંગરૂપ થઇ જાય છે અને પછી તે વિચારને દૂર કરવો મુશ્કેલ પડે છે. તેને જાણે કે અજાણે મન કર્યા જ કરે છે.

સંસારમાં કોઇ કામ કઠીન ભલે હોય, પણ કોઇ પણ કામ અસંભવિત તો નથીજ. ગમે તેવું કઠીન કામ પણ ધીમે ધીમે અભ્યાસ કર્યા કરવાથી સ્હેલું થઇ શકે છે આ એક સિદ્ધ સિદ્ધાંત છે. આ સિદ્ધાંતને નજર સામે રાખી દરેક મનુષ્ય પોતાના વિચારોને વશ વર્તાવી શકે છે અને મન ઉપર અધિકાર મેળવી શકે છે કદાચ કોઇ કામમાં શરૂઆતમાં સફળતા ન મળે તો તેથી ગભરાવું નહિ, નિરાશ થવું નહિ. પ્રયત્ન કદી પણ નિષ્ફળ નીવડતો નથી. વારંવાર તેનું તે કાર્ય કર્યા કરો 'વારંવાર તેનું તે કાર્ય કર્યા

કરવાથી જે કાર્યમાં તમે એકવાર નિષ્ફળ થયા હશો તેજ કાર્ય તમારે હાથે અંતે સિદ્ધ થશે. અને જેને તમે કઠીન સમજતા હશો તેજ કાર્ય તમારે હાથે સ્હેલાઇથી બની શકશે. એવીજ રીતે જે વિચારોનું સેવન કરવું તમને કઠીન જણાતું હોય, કદને કંઇ વિચારો આડે આવી જતા હોય તોપણ નિરાશ ન થતાં તમારે જે વિચારનું સેવન કરવું હોય તેના તે વિચારને વારવાર મનમાં લાવ્યા કરવાથી પછી તે સ્વભાવસિદ્ધ થઇ જશે અને એવી રીતે તમે ધારેલાજ વિચારો મનમાં લાવી શકો. તે પ્રકારે તમારા મનને વશ વર્તાવી શકશો.

દરેક મનુષ્ય પોતાના વિચારોને વશ કરી શકે છે. અને મનુષ્યમાત્ર આશક્તિને પ્રાપ્ત કરી શકે છે, કે ગમે તે વખતે ગમે તે પ્રકારના વિચારોને પોતાના મનમાં ઉત્પન્ન થતા અટકાવી શકે છે. આ પ્રમાણે કોઇ પણ કામ વારવાર કર્યા કરવાથી તે ઘણું સ્હેલું થઇ શકે છે. આ પ્રકારે ગમે તેવું કઠીન કામ પણ વારંવાર કર્યા કરવાથી સ્હેલું બની શકે છે. અને જેમાં નિષ્ફળતા મળી હોય છે તેજ કામ અંતે સિદ્ધ થઇ શકે છે. પ્રયત્નમાં તો નિષ્ફળતા હોતીજ નથી. કારણકે ઉદ્યોગ ગમે ત્યારે પણ જો કરવામાં આવે છે તો તેથી કામ કરવાની શક્તિ તો વધે છે જ અને તે ઉદ્યોગ જો એકવાર નિષ્ફળ જાય છે તો તે વારવાર પ્રયત્ન કરતાં અંતે સિદ્ધ થયા વગર રહેતોજ નથી. આથી એ વાત સિદ્ધ થાય છે કે આપણે આપણા વિચારોમાં ગમે તેવો ફેરફાર કરી શકીએ છીએ અને આપણે ઇચ્છીયે તેવા આપણા ચરિત્રને બનાવી શકીએ છીએ.

આજે ઘણા મનુષ્યોને ચ્હા, બીડી અને મદ્યપાનના વ્યસની આપણે જોઇએ છીએ. તેમની આ ટેવ તે તેમના એક વખતના વિચારનું પરિણામ છે. તેમને શરૂઆતમાં દેખાદેખી આ વ્યસન કરવાનું મન થાય છે બીજાને રોજ ચ્હા પીતા જોઇ એક વખત તેને ચ્હા પીવાનું મન થાય છે. બીજાને બીડી પીતા કે છીંકણી સુંઘતાં એકવાર બીડી પીવાનો કે છીકણી સુંઘવાનો વિચાર થઇ આવે છે બીજા ભાઇબંધોની સાથે તેમને ખોટું ન લાગે તે અર્થે માત્ર એક વાર જ મદ્યપાન કરવાની ઇચ્છા થાય છે. અને પછી તેઓને ધીમે ધીમે આ વ્યસન વળગી પડે છે. એકવાર તે આ વ્યસનનો સંગ કરે છે તો બીજીવાર તેને તે વ્યસન કરવાનું મન થઇ જાય છે અને અંતે એક પછી બીજીવાર અને ત્રીજીવાર આ વ્યસનમાં પડતાં અન્તે આ વ્યસન તેને ટેવરૂપ થઇ જાય છે. જે વ્યસન કરતાં પહેલાં તે શરમાતો હતો તેજ માણસ પછી ઉઘાડે છોગે તે વ્યસન કરે છે. આનું કારણ એજ છે કે તેમને બીજાની દેખાદેખી કે અન્યની સોબતમાં માત્ર એકવાર વ્યસન કરવાની ઇચ્છા થતી હોય છે. જો તે સ્હેલીવારજ પોતાને બીજાની દેખાદેખી થયેલા આ વિચારને રોકી દે છે, તેને ઉત્પન્ન થતાંજ બધ કરી દે છે તો તે બચી જાય છે. આવી રીતે મનુષ્યમાં કેટલીક સારી કે ખોટી ટેવો સ્વભાવસિદ્ધ થઇ ગયેલી હોય છે. તે તેમને પ્રથમ એકવાર ઉત્પન્ન થયેલા વિચારનું જ પરિણામ છે. જેમ જમીનમાંથી બાજનું અંકુર ફુટે છે તે વખતે તે કુમળું હોય છે, પણ તેને જો પોષવામાં આવે છે તો જેમ અંકુરનું મોટું વૃક્ષ થઇ જાય છે તેમ એક સાધારણ વિચાર પણ ટેવરૂપ થઇ જાય છે. અને જેમ અંકુરને છેદી નાખવું સ્હેલું છે પણ તેનું મોટું વૃક્ષ થયા પછી ઉખેડવું ઘણું મુશ્કેલ પડે છે તેમ શરૂઆતનો વિચાર અટકાવી દેવો સ્હેલો છે, પણ જ્યારે ટેવરૂપ થઇ જાય છે ત્યારે તેનો ત્યાગ કરતાં મુશ્કેલી પડે છે. માટે ઉત્તમ ચારિત્ર્યશીલ થવાની ઇચ્છા રાખનાર મનુષ્યે તો જાણવું ત્યાંથી જ ઉત્તમ વિચારોનું સેવન કરતાં શીખવું જોઇએ.

કોઇપણ લાગી ગયેલા વિચારને, તે વિચારને દુર કરવાનો વિચાર કર્યા કરવાથી જતો નથી પણ તેને માટે તો તેથી વિપરીત જે શુભ વિચાર હોય તેને તેની જગાએ સ્થાપન કરી દેવાથી અને તેજ વિચારમાં મનને પરોવી દેવુ એજ અશુભ વિચારને દૂર કરવાનો સ્હેલો ઉપાય છે. આથી ખરાબ વિચાર એની મેળે મનમાંથી નીકળી જવાનો અને તેને બદલે ઉત્તમ વિચાર તેનુ સ્થાન લઇ શકે છે. પ્રથમ ખરાબ વિચારને દૂર કરી તેને બદલે શુભ વિચારને દાખલ કરતાં જરા મુશ્કેલી પડવાની, પરંતુ સાવધાનતાપૂર્વક શુભ વિચારનુ જ સેવન કર્યા કરવાથી અને અશુભ વિચારનુ વિસ્મરણ કરી દેવાથી એ કામ સ્હેલુ જણાશે. થોડા વખત આ પ્રમાણે સાવધાનતાપૂર્વક શુભ વિચારનુ સેવન કર્યા કરવાથી અશુભ વિચાર ઉઠતો અટકવાનો. અને મન પણ અશુભ વિચારને ભૂલી જઇ શુભ વિચારનુ સેવન કરતાં શીખવાનું. કોઇપણ પડેલી ખરાબ ટેવને છોડવાનો આજ સર્વોત્તમ ઉપાય છે. તે સબધીના વિચારો ન કરતાં તેને બદલે ઉત્તમ વિચાર કર્યા કરવા કે જેથી ખરાબ વિચાર ઉત્પન્ન થવા જ ન પામે. આવી રીતે વિચાર બદલવાની કળા સિદ્ધ થતાં ખરાબમાં ખરાબ ટેવો છુટી જાય છે. ખરાબમાં ખરાબ વ્યસનો પણ આ રીતે છુટી જાય છે

કોઇ માણસને સ્હેજ સ્હેજ બાબતમાં ગુસ્સે થઇ જવાની ટેવ હોય, ચીડાઇ જવાની ટેવ હોય તે માણસને સ્હેજસ્હેજ કારણ મળતાં ચીડાઇ જતાં વાર લાગતી નથી. પોતાને પસંદ ન પડે તેવા વર્તનને જોઇ તે તરત ચીડાઇ જાય છે. તેની ઇચ્છા વિરૂદ્ધ જો કોઇ વર્તે છે, તો તરત તે ગુસ્સે થઇ જાય છે. અને તેને વારંવાર ચીડાઇ જવાની ટેવ પડતાં તે ઘણો ક્રોધી થઇ જાય છે. સ્હેજ સ્હેજમાં તે ગુસ્સે થઇ જાય છે. આ ક્રોધનો ત્યાગ કરવો એ તેને ઘણું મુશ્કેલ લાગે છે, અને તેનું પરિણામ એવું આવે છે કે તે પોતાને ક્રોધ ઉત્પન્ન કરનારને નુકશાન કરી તેનો બદલો લેવાને પણ તત્પર થઇ જાય છે. વારંવાર ક્રોધ કર્યા કરવાથી તેના મુખ ઉપર પ્રસન્નતા કે હાસ્ય તો કોઇ દિવસ જણાતું જ નથી. આનંદ તો તેનામાં હોતો જ નથી. ગમે તેની સાથે મોં ચઢાવીને જ ફરે છે. આવા માણસો સ્હેજસ્હેજમાં ચીડીયા થઇ જવાના સ્વભાવવાળા થવાથી મહા ક્રોધી થઇ જાય છે. આવા માણસોએ ક્રોધને જીતવા માટે જે વખતે તેમને ક્રોધ થઇ આવે તે જ વખતે મનને કોઇ બીજા વિષયપ્રતિ લગાવી દેવુ જેથી ક્રોધનો વિચાર દબાઇ જશે. શરૂઆતમાં મુશ્કેલી પડે છે પણ જેમ જેમ ક્રોધને બદલે તે શાંતિના વિચારોનું સેવન કરતો રહે છે તેમ તેમ તેનો ક્રોધ દબાતો જાય છે. અને ધીમે ધીમે પછી તે શાંતિને ધારણ કરતો જાય છે. જો સાવધાનતાપૂર્વક તે ક્રોધને બદલે શાંતિના અને આનંદના વિચારો કર્યા કરે છે તો અંતે તેનો ક્રોધી સ્વભાવ બદલાઇ આનંદી સ્વભાવ થાય છે પછી તેને સ્હેજ સ્હેજમાં ક્રોધ ચડતો નથી પણ તેને બદલે તે ક્ષમા, શાંતિ, દયા, પ્રેમ અને આનદને ધારણ કરે છે. આ પ્રમાણે મનુષ્ય પોતાને ગમે તેવી ખરાબ ટેવ પડી હોય છે તો તે બદલી શકે છે.

ઘણા માણસોને બીજાની નિંદા કરવી, બીજાનું અશુભ કરવું, અન્યના દોષ જોવા, અન્યની ઇર્ષા કરવી, દ્વેષ કરવો, નિર્દય થવુ, કાયરપણું હોવુ વિગેરે ખરાબ ટેવો પડી ગઇ હોય છે. આ ટેવો તેમને વારંવાર વિચાર કર્યા કરવાથી પડેલી હોય છે તે માણસો તે ટેવોનો જય કરવા માટે જો શુભ વિચારોનુ સેવન કરતા થાય તો તેમની તે ટેવો ધીમે ધીમે છુટી જાય છે. અન્યનાં પ્રતિ રાગદ્વેષ ઉત્પન્ન થવો તે પણ તેવા વિચારોનાજ પરિણામ રૂપ છે. એવી રીતે આપણામાં હર્ષ, શોક, આનંદ અને ખેદ થવો એ પણ આપણા

વિચારોનાજ ફળ રૂપ હોય છે તેવીજ રીતે શુભ વિચારથી મનુષ્ય આશાવાદી, અન્યનું ભલુ કરનારો અને આનંદી થઇ શકે છે. મનુષ્ય પોતાની ગમે તેવી ટેવને પણ શુભ વિચારથી બદલી શકે છે અને અનેક ઉત્તમ ગુણોને પોતાના સ્વભાવસિદ્ધ ટેવરૂપ બનાવી શકે છે. મનુષ્ય આ પ્રમાણે ઉચ્ચ ચારિત્ર્યશીલ બની શકે છે.

મનુષ્ય સુખી પણ પોતાના વિચારથી થઇ શકે છે અને દુઃખી પણ પોતાના વિચારોથીજ થઇ શકે છે. ઉત્તમ ચારિત્ર્યશીલ થવું એ મનુષ્યને માટે ભૂષણરૂપ છે સચ્ચરિત્રને પોતાના જીવનમાં ઉતારવું એ મનુષ્યનું કર્તવ્ય છે. મનુષ્યનું ચારિત્ર્ય આદર્શમય હોવુ જોઇએ. તેના કોઇપણ વર્તનથી અન્યને ક્ષોભ થાય, અન્યને ખેદ થાય તેવું તેનું વર્તન ન હોવુ જોઇએ. તેની પાસે આવનારા, તેની પાસે રહેનારા સર્વ મનુષ્યોને તેનામાંથી કાંઇને કાંઇ શીખવાનુ મળે તેવુ ઉત્તમ વર્તન તેનુ હોવું જોઇએ. બાળકોને નાનપણથીજ તેનાં માબાપોએ ઉચ્ચ ચારિત્ર્યશીલ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. જે જે ગુણો કે અવગુણો ટેવરૂપ થઇ જાય છે તે તે ગુણો કે અવગુણો તેના સેવન કરેલા વિચારોના પરિણામ રૂપ છે. શુભ વિચારનુ સેવન કરનાર મનુષ્ય ઉત્તમ ચારિત્ર્યશીલ બની શકે છે અને અશુભ વિચારોમાં રચી પચી રહેનાર મનુષ્યનું ચારિત્ર્ય દુઃખદ હોય છે. તમારે જેવા થવું હોય તેવા વિચારોનું સેવન કરો.

સર્વને સુખ ગમે છે. સર્વને પોતાની ઉન્નતિ થાય એવી ઇચ્છા હોય છે. દુઃખ કોઇને પણ ગમતુ નથી, કોઇ પણ મનુષ્ય દુઃખને ઇચ્છતુ નથી તમારે સુખી થવું કે દુઃખી રહેવુ, એ તમારા હાથની વાત છે તમે હાલ ગમે તેવી સ્થિતિમાં હો તે સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં જવુ કે તેમની તેમાં પડી રહેવું એ તમારા પોતાના હાથમાં છે. તમારામાં એવી અદ્ભૂત શક્તિ છે કે જેનો આશ્રય લઇ તમે તમારૂં જીવન જેવું કરવું હોય તેવું કરી શકો છો. આ શક્તિનો ઉપયોગ કરો અને સુખી થાવ. દુઃખદ સ્થિતિમાંથી સુખદ સ્થિતિમાં જવા માટે આજથીજ તમે તમારા વિચારોને બદલો અને તમારૂ મન શુભ વિચારને જ સેવે તેવું તેને વશ વર્તાવો.

---



# સદ્ગુરુની દિક્ષા

(લે. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ.)

દિક્ષાની ઇચ્છા રાખનાર અને તેને સ્વીકારનાર આત્મા છે. આત્મા પોતાનામાં ફેરફાર કરે છે અને પછીથી તેનાં સાધનોને બદલે છે. ધર્મ આત્માનો છે, ધર્મ આત્મામાં રમી રહેલ છે અને આત્મોન્નતિના બીજરૂપે તે રહેલ છે, આ ધર્મ તેનું નામ દિક્ષા.

મનુષ્ય, ગુરુ, બહારની ક્રિયાનો ઠાઠ, બીજ–મંત્ર એ બધાં લઈ જનાર ગાડી છે નિશાનીઓ ને તૈયારીઓ જરૂરી ને ઉપયોગી છે પણ જે વસ્તુ જરૂરી છે તે નિશાની નથી પણ તે જુસ્સો છે, સત્ય છે બહારની તૈયારીઓ એ માત્ર અંદરની તૈયારીઓનું ખાતમુહૂર્ત છે. આત્માની તૈયારીઓ એજ મહત્વની બાબત છે, આત્માની અભિલાષાની ક્ષણ એજ પવિત્ર વસ્તુ છે, એ ક્ષણ એજ આત્મોન્નતિની ચાવી છે, એજ જન્મમરણના ઠરાવ રૂપ છે માણસ, મુહૂર્ત ને મંત્રમાં ત્રણ પ્રકારની શક્તિ રહેલી છે, ત્રણ બાજુથી આત્માને બળ આપે છે. અને ઉગતા સૂર્ય વખતે ખીલતા પુષ્પની માફક આત્માને ખીલાવે છે. દિક્ષામાં ધાર્મિક તત્વ રહેલું છે અને એ તત્વ આત્માનું છે. દિક્ષાથી પૃથ્વી ઉપર સ્વર્ગનું બીજ ઉગે છે, દિક્ષાથી મનુષ્યમાંથી દેવ બને છે; દિક્ષાથી આત્મામાં સત્યની, ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન થાય છે આમ દિક્ષા એ તો મધ્યે રહેલું સ્થળ છે, તે તો ધાર્મિક જીવનને ઉઘાડવાની કૂંચી છે દિક્ષાથી કંઈક અદ્ભુત ચમત્કારનું ઉદય ઉઘડે છે.

પરંતુ દિક્ષા પોતે કંઈ અદ્ભુત ચમત્કાર નથી જો કંઈ છૂપીજ બાબત હોય એમ ધારીએ તો તે ઉઘાડું સત્ય છે. જો કે કુદરત સંબંધીની કેટલીક બાબતો મનુષ્યની અક્કલ ને કલ્પનાની બહાર છે તોપણ અદ્ભુત ચમત્કાર કુદરતના સાદા વર્ણન ને અનુભવની મર્યાદામાંજ હોવો જોઈએ. દિક્ષા ચમત્કારિક છે પણ તે માત્ર સમજવામાં જ. દિક્ષા આપણામાં રહેલા એવા છૂપા પડદા ઉઘાડે છે, તે આપણામાં એટલું ભાન લાવે છે કે આપણી સ્થૂળ ઇન્દ્રિયોથી આપણને અદ્ભુત લાગે. તેથીજ દિક્ષાને ચમત્કાર કહેવાય છે. દિક્ષા અજ્ઞાન અંધકારના અદ્ભુત પડદાને ચીરી નાખે છે. તે આપણા આત્મા ઉપર અજવાળું પાડે છે, અને અણુમાપેલી દૃષ્ટિ આગળ સત્યને સાદા સ્વરૂપમાં ધરે છે. તે આત્માથી ધર્મ કે ધર્મથી આત્માને એક સારો વરણ છે. આ વરણ તે જ દિક્ષા. આ દિક્ષાનું તત્ત્વ અને તેનું વર્ણન આ જ માત્ર છૂપો ચમત્કાર છે કે જેને સમજવાને ઘણા અશક્ત છે. માણસ દિક્ષાથી કેમ બદલાઈ જાય છે એ ઘણા સમજતા જ નથી.+

સાધારણ ગુરુ, વચન ને નિશાનીથી દિક્ષા આપશે. તેને માટે વિધિઓ અને દેખાડો કરશે. આ તો માત્ર એક આડો-માર્ગ છે, એક જનનો સામાજિક ને ધાર્મિક રિવાજ છે.

---

+ શ્રી નેમિનચંદ્ર દત્તના લેખના આધારે.

છે. શ્રી રામકૃષ્ણે પોતાના મહાન્ શિષ્યોને એવી વિધિથી દિક્ષાઓ આપી નહતી. તેમણે એ નાનકડાં હૃદયોમાં પરમાત્માની આશાનો શ્વાસ મૂક્યો. તેમનામાં આત્મા મૂક્યો. આજ શક્તિરૂપ દિક્ષા હતી. મહાન્ સ્વતંત્ર દિક્ષાનો આ એક નમુનો છે. કોઈ અસાધારણ પુરુષ વિજળીના યંત્રની માફક પૃથ્વી ઉપર આવે છે અને મનુષ્યોમાં તે વ્યાપી જાય છે. તે મનુષ્યોમાં અભિલાષાઓ ઉત્પન્ન કરે છે, કેટલાંક હૃદયને સળગાવે છે, તે ખેડાયલા આત્માઓમાં તેજ રેડે છે. આ જગતના મહાન્ ગુરૂ-વિશ્વના શિક્ષકનું સ્વરૂપ છે. તે પરમાત્માનું સ્વરૂપ છે. તે અનંત આનંદ ને ધ્યાનરૂપ છે.

માણસ ને ઈશ્વર વચ્ચેનો સીધો સબંધ અથવા સીધી દિક્ષા એટલે શું? ખરેખર સીધો યોગ એ તો આત્માનો જન્મ-હક છે, જ્યારે આત્મા ઉન્નતિને પગથીયે ચઢતો જ જાય છે ત્યારે છેક છેલ્ને પગથીયે તેનો પ્રભુ હાથ ઝાલે છે એ તો નક્કી છે. જ્યાં સુધી આપણી સમજ કાચી હોય ત્યાં સુધી તો આપણા વિષયોમાં અને આપણી મોટાઈમાં આપણે તણાઈ જઈએ છીએ. પણ બરોબર વખતે જ્યારે આત્મા આગળને આગળ વધ્યો જ જાય છે ત્યારે ઘણું જ ઉંચા શિખરો ઉપર આપણું ધાર્મિક જીવન પુર્ણ તેજમાં હોય છે. આશા ને સ્પર્ધા એ બે તો નિમકહરામ જાસુસો રહેલા છે. કોઈ પણ સત્યને સીધી બાજુએથી મેળવવું હોય ત્યારે લાયક સાધનાથી આપણે લાયક થવું જોઈએ. વળી એ ચિંતનની ખરી પરીક્ષા છે. રસ અને આસ્વાદ તો તે વખતે આપણામાં જ જોવામાં આવશે. આત્મોન્નતિની બાબતમાં દરેક વસ્તુ આપણા હૃદયને આત્માના ઉંડાણ ને ચોખ્ખાઈ ઉપર આધાર રાખે છે, અહીંયાં ને આજ વખતે આપણને પવિત્ર વસ્તુનું ઓળખાણ, માત્ર આપણાં તન, મન ને ધન સદ્‌ગુરૂને શરણે મૂકવાથી થાય.

દિક્ષાને સાધનાની જરૂર છે. તે શરૂઆત કરાવે છે. તે આપણને માર્ગ ઉપર મૂકે છે. પણ આપણે તો આરામ વિના આપણે સ્થાનકે પહોંચવાનું છે. સાધના સિવાય બીજો કોઈ પણ વ્યાવહારિક માર્ગ નથી. સીધી રીતે ફળદાયક વસ્તુઓમાં ધર્મ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. અર્પણ કરેલો આત્મા પોતાનો અનુભવ મેળવતો જાય છે. સાધકના ઉત્સાહનો વેગ ધીમો કે ઉતાવળો હોય તેના પ્રમાણમાં પ્રગતિ ઓછી વત્તી થવા માડે છે. પણ સત્ય અર્પણથી પ્રગતિનો વેગ ધીમો તો પડતો જ નથી. મહાન્ આત્માઓને પોતાની જાતને ઓળખતાં વાર લાગતી નથી. કેટલીક વાર સાંભળ્યું છે કે મહાન્ આત્માઓને ધાર્મિક જીવનમાં પ્રવેશતાં જ તરત ત્રણ દિવસમાં તે પોતાની જાતને ઓળખી શક્યા છે. એવું ભવિષ્ય ભાખવામાં આવે છે કે પૃથ્વી ઉપર એવો એક જમાનો સપાટાબંધ ચાલ્યો આવે છે કે જે ધર્મનો એકાએક અદ્‌ભુત રીતે ફેલાવો કરશે અને સેંકડો ઉજ્જવલ આત્માઓને ત્રણ દિવસની ટુંકી મુદતમાં યોગની સિદ્ધિ મળશે. આથી મનુષ્યોનાં મન એક પછી એક બદલાતાં જશે. આખી આકૃતિ ફરી જતા પહેલાં તો આત્મા પોતાની ઉન્નતિમાં ખીલતો જણાશે. અને ધર્મના પ્રવાહના તેજમાં ન્હાશે.

ઉન્નત જીવનનું પ્રથમ શાસ્ત્ર અથવા તેના મંત્રમાં આત્માર્પણ રહેલું છે. આત્માને આગળ લઈ જનાર વસ્તુ ધર્મ ને સાધના છે. આપણો આત્મા માતૃભૂમિને અર્પણ કરવામાં એટલે આપણી ઇંદ્રિયો ને આપણું કામ અર્પણ કરવાથી આપણો આત્મા પ્રેક્ષક બને છે. આધારભૂત વસ્તુઓમાંથી આવી રીતે આત્માને ઉંચકી લેવાથી આપણા મન સ્થિર થાય છે; આ વલણ અને હમેશનું નિરીક્ષણ અથવા ટુંકામાં, પરમેશ્વરની મરજીને આધિન થવામાં આત્માની પ્રથમ દિક્ષા રહેલી છે. સામાન્ય સ્થિતિનો ફેરફાર થવાથી આપણે પણ

# वैदकचुचका.

લકવો—જાયફળ મોંમાં રાખી સુસવાથી લકવો મટે છે. લકવાની અસર જણાતી હોય તો તે પણ મટે છે.

પેશાબ બંધ થવો—જવખારનું પાણી બે વાલ સુરાખાર સાથે પીવાથી તેમજ જવખારનું પાણી પેટ ભરીને પીવાથી બંધ પેશાબ છુટે છે.

ખીલ—ચણોઠી, સગળખાર સાથે વાટી લેપ કરવાથી ખીલ મટે છે.

મસા ખરી પડવા—ચીત્રકમૂળ, ટંકણખાર, હળદર, ગોળ સર્વે સરખે ભાગે એકત્ર વાટી ઘુંટીને મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે છે. તેમજ હરસના મસા પણ ખરી પડે છે

વાળો—ચુનો, ચુલા ઉપરનો ધુમાસ, મીઠું એકત્ર વાટી ત્રણ દીવસ સુધી વાળા ઉપર મુકવાથી વાળો મટે છે.

મધુપ્રમેહ—મળીમસ્તર ૩ તોલા, જેઠીમધ ૩ તોલા, ઉસ ૫ તોલા, સુંઠ ૩ તોલા શુદ્ધ પારો ૧ તોલો, તરીફળ ૩ તોલા સર્વ એકત્ર વાટી ઘુંટીને ચણા જેટલી ગોળીઓ બનાવવી તેમાંથી રોજ ૧ ગોળી રોજ બે વખત સવારમાં ખાય તો સાકરીયો પ્રમેહ મટે છે. તરીફળ અને પારો પ્રથમ વાટી એકત્ર કરી પછી બીજી વસ્તુઓ નાંખવી.

કાનખજુરો કાનમાં ભરાવો—ગાયનું ઘી ગરમ કરીને કાનમાં નાખવાથી કાનમાં ભરાયલો કાનખજુરો બહાર નીકળી જાય છે.

કમળો—અવેડાના તાજા લીંડાંને પાણીમાં પલાળી એક રાત રાખી તેનું નીતર્યું પાણી રોજ સવારે ત્રણ દિવસ સુધી પીવાથી કમળો મટે છે.

વારંવાર પેશાબ થવો—ખજુરને ઘીમાં તળીને તેમાં પીપળ, અજમો, કાળાતલ એકત્ર કરીને ખાય તો વારવાર થતો પેશાબ અટકે છે.

ઉદરસ—ખેરસાલ અને જેઠીમધનો શીરો એકત્ર વાટી તેની ગોળીઓ બનાવી તે ગોળી મોંમાં મુકી તેનો રસ ઉતારવાથી ઉદરસ મટે છે.

દમ—પીંપરને આઠ પહોર સુધી ઘુંટીને મધ સાથે ખાવાથી દમ મટે છે.

પથરી—ખાવામાં રોજ લસણ વાપરવાથી પથરી થતી નથી.

ઉદરસ—લવીંગ, સફેદ મરી, બ્હેડાની છાલ દરેક એક તોલો, ખાવાનો કાથો ૩ તોલા, સર્વનું ચુરણ કરવું. બાવળની અંતરછાલ ૧૦ તોલાને ૧ શેર પાણીમાં નાખી ઉકાળવું. પાશેર પાણી રહે ત્યારે તેમાં ઉપરનું ચુરણ નાંખી ૧ કલાક ઘુંટી તૈયાર કરવું પછી તેની ચણા જેવડી ગોળીઓ વાળવી તે ગોળી મોંમાં રાખી તેનો રસ ઉતારવાથી ઉદરસ તરત મટે છે.

તાવ—કડવા લીંબડાનાં પાન ૪ તોલા, સુંઠ, મરી, પીંપર ૧૨ તોલા, જવખાર અને સાજીખાર આઠ તોલા અને અજમો ૨૦ તોલા સર્વેનું ચુરણ કરી તે ચુરણ ા તોલો દિવસમાં ત્રણ વખત પાણી સાથે ફાકવાથી તમામ પ્રકારના તાવ એકાંતરીયો, ચોથીઓ સંતતજ્વર વિગેરે મટે છે

ચોથીયો તાવ—ફુલાવેલો ટંકણખાર બે રતી પાનમાં ખવરાવવો અને તેનો રસ ગળામાં ઉતારતા જવું. જેમ જેમ રસ ઉતરશે તેમ તેમ તાવ મટશે.

# वनस्पतिविज्ञान.

( આંબાના ગુણ ચાલુ )

રસ—પાકી કેરીનો કાઢેલો રસ, બળ આપનાર, ભારે, વાતવિનાશક, દસ્ત લાવનાર, હૃદયને અપ્રિય, તૃપ્તિદાયક, અત્યંત પુષ્ટિકારક અને કફવર્દ્ધક છે. તે રસ દુધ સાથેનો કાન્તિજનક, સ્વાદિષ્ટ, વિર્યવર્દ્ધક અને રસના જેવો તેનો ગુણ છે

દુધ સાથે ખાધેલી કેરી વાતપિત્ત નાશક, રૂચિકારક, પુષ્ટિદાયક, બળકારક, વીર્યવર્દ્ધક, વર્ણને ઉત્તમ કરનાર, સ્વાદિષ્ટ, ભારે, મીગ્ધ અને શીતલ છે. મદ સાથે કેરી ખાવાથી ક્ષય, ખરોળ, વાત અને શ્લેષ્મને મટાડે છે ઘી સાથે ખાવાથી વાતપિત્તનાશક, દીપન, બળવર્ધક અને વર્ણકર્ત્તા છે.

અતિશય કેરી ખાવાથી—મંદાગ્નિ, વિષમજ્વર, લોહિવિકાર, અત્યંત મળનો રોધ થવો, અને નેત્રરોગ થાય છે જેથી કેરી બહુ ખાવી નહિ ખાટી કેરીમાંજ દોષ છે. પાકી કેરીમાં દોષ નથી પાકી કેરી ખાવાથી નેત્રને હિતકારક છે. કેરી બહુ ખાવાથી અજીરણ જેવુ જણાય તો સુંઠના ચુર્ણને પાણી સાથે ખાવુ કે સીંધવ સાથે જીરાની ફાકી મારવી પાકી કેરીના રસમાં સુંઠ નાંખી ખાવાથી તે રસ નડતો નથી

રસના પાપડ—પાકી કેરીના રસને લુગડા ઉપર નાંખી તડકે સુકવવો, સુકાએ પાછો બીજો રસ નાંખી સુકવવો તેથી પાપડ જેવો થાય છે. તેને સંસ્કૃતમાં આમ્રાવર્ત કહે છે. તે ખાવાથી રૂચિકારક, સૂર્યનાં કિરણોથી સુકાવાથી હલકો, તૃષા, ઉલટી, વાત અને પિત્તને નષ્ટ કરનાર છે.

ગોટલીના ગુણ—આંબાની ગોટલી તુરી, કાંઈક ખાટી, મીઠી છે. તે ઉલટી, ઝાડા અને હૃદયના દાહને મટાડનાર છે

આંબાની ગોટલીનું તેલ—તુરૂ, સ્વાદિષ્ટ, રૂક્ષ, કડવુ, સુગંધિદાર છે. તેમ મુખરોગ, કફ અને વાતને દુર કરનાર છે.

છાલ—આંબાની છાલ તુરી છે. તે રૂચિકારક, ઝાડાને બંધ કરનાર, શીતલ, અને સુગંધિવાળી છે તેમ રૂચિને દીપન કરે છે

અંતરછાલ—આંબાની અંતરછાલ ઝાડા મટાડનાર, તુરી, દાહ કરતા, પિત્ત, પ્રમેહ અને કફનાશક છે તેમ યોનિને શુદ્ધ કરનાર છે.

મૂળ—તેના મૂળ તુરાં, ઝાડા મટાડનાર, શીતલ, રૂચિકારક, સુગંધીવાળાં, અને કફ તેમ વાતને નાશ કરનાર છે

આંબાનાં કુળાં પાન—તેનાં કોમળ પાનાં, તુરાં, ઝાડાને બંધ કરનાર, રૂચિકારક વાત, પિત્ત અને કફને મટાડનાર છે

આંબાનુ ઝાડ સેકડો વર્ષ સુધી રહે છે તેને દર વર્ષે એક વખત વસંતરૂતુમાં ફળ આવે છે તેની છાયા શીતળ અને આરામ આપનારી છે તેનાં ખોડાંની પીડા થાય છે તેના દુધનો સુંદર થઈ તેની શાળ બને છે. કેરીનો મુરબ્બો થાય છે.

મુરબ્બો—કેરીનો મુરબ્બો–લોહીને વધારનાર છે.

કેરીઓનુ–અથાણુ નખાય છે તેના મેથીયા, રાયતી કેરી, બોળ, ગોળેચા, સારા થાય છે. કાચી કેરીયોનો ગોળ ને સાકર નાખેલો સાર સારો થાય છે. તેની ગોટલી

શેકીને ખાવાથી સ્વાદિષ્ટ લાગે છે. આ ગોટલી ચામડાં રંગવા માટે પણ કામ આવે છે.

કરમ—આંબાની ગોટલીનું ચુર્ણ ખાવાથી કરમ મટે છે.

**નાકમાંથી લોહી પડવું**—આંબાની ગોટલીનો રસ નાકથી પીવાથી મટે છે.

રક્તાતિસાર—આંબાની ગોટલી છાસ કે ચોખાના ધોવણમાં વાટીને આપવાથી. તેમજ કેરીની છાલ દુધમાં વાટીને મદ સાથે આપવાથી લોહી પડતો ઝાડો મટે છે આંબાની અંતરછાલ દુધમાં વાટી મદ સાથે પાવાથી મટે છે. આંબો, આસુંદરો અને જાંબુડાની છાલને સુકવી તેનું ૪ તોલા ચુર્ણ રાતે પાણીમાં પલાળી મુકી તે પાણી સવારે ગાળીને મદ સાથે પીવાથી રક્તાતિસાર મટે છે

સંગ્રહણી—આંબો, આંબાડો અને જાંબુડો ત્રણેની છાલ ૧૬ તોલા લઈ તેમાં ૨૫૬ તોલા પાણી નાંખી ઉકાળવું, ચોથું પાણી રહે ત્યારે ગાળી તેમાં ૧૬ તોલા ચોખા નાંખી ફરીને ઉકાળીને તૈયાર કરવું તેને આમ્રાદિ પેયા કહે છે તે ખાવાથી સંગ્રહણી મટે છે.

પ્રદર—આંબાનો સુકાયલો ગોટ ધીમાં તળી સાકર નાખી તેની ગોળી કરી આપવાથી મટે છે. કેરીની ગોટલીનું ચુર્ણ મધમાં ખાવાથી પ્રદર અને લોહીના કરમ મટે છે.

ગર્ભિણીનો અતિસાર—કેરીની ગોટલી સેકીને ખાવાથી મટે છે.

આમાતિસાર—કેરીની ગોટલી દહીમાં વાટી ખાવાથી મટે છે.

રાંઝણ ( આંજણી )—આંબાની ડાખળીને કે આંબાના પાન તોડવાથી જે રસ નીકળે છે તે આંજણી ઉપર ચોપડવાથી મટે છે.

માથાનો દુખાવો—આંબાની ગોટલી અને હીમજહરડેનું ચુર્ણ દુધમાં વાટી લેપ કરવાથી મટે છે

અંડવૃદ્ધિ—આંબાના ઝાડ ઉપરની ગાંઠ ગોમુત્રમાં ઘસીને તેનો લેપ કરી અને શેકવાથી મટે છે

સ્વરભંગ—આંબાના પાનનો ઉકાળો મધ સાથે પીવાથી મટે છે.

મૂર્છા—આંબાના બે અઢી તોલા મરવા દહી સાથે વાટીને ખાવાથી મટે છે

( અપૂર્ણ. )

---

## શીયાળામાં વાપરવા લાયક.

બુદ્ધિમાન વૈદ્ય રક્તપિત્તમાં બહુજ સાકર તથા મદની સાથે નસોતર, હરડે તથા ગરમાળાના ગોળવડે અથવા ત્રાયમાણના ફળ તથા ઇન્દ્રવારણા દ્વારા અથવા ઘણીજ આમળાં દ્વારા વિરેચન આપવું. રક્તપિત્તમાં આ ઔષધિઓના રસ ઘણાજ હિતકારક છે. ૫૫-૫૬

મદ, સાકર, તથા મીંઢળવાળા મથ [ઘીવાળી પાતળી કાંજી] દ્વારા, મર્જતથી અથવા શેરડીના રસથી રક્તપિત્તમાં ઉલ્ટી કરાવવી જોઇએ. ૫૭

અધોગત રક્તપિત્તમાં ઇન્દ્રજવ, નાગરમોથ, મીંઢળ, મહુડાં તથા મદ વડે ઉલ્ટી કરાવવી શ્રેષ્ઠ છે. ૫૮

ઉર્ધ્વગરક્તપિત્તમાં કોઠો શુદ્ધ થયા પછી તર્પણ વિગેરેના પ્રયોગો હિતકર છે. અને અધોગત રક્તપિત્તમાં જો વાયુ અધિક ન હોય તો યવાગુ વિગેરે પ્રયોગો હિતકર થાય છે ૫૯

ક્ષીણ બળવાળો, તથા માંસવાળો પુરૂષ, શોક, ભાર તથા બહુ ચાલવાથી કૃશ થયેલો પુરૂષ, અગ્નિ તથા તાપથી સતપ્ત થયેલો પુરૂષ અથવા અન્ય રોગોથી ક્ષીણ થએલો પુરૂષ; (૬૦) ગર્ભિણી સ્ત્રી; વૃદ્ધ, બાળક, રૂક્ષ, અલ્પાહારી, એક રસાહારી, પુરૂષ તથા શોષણુગંધી (જેને ક્ષયરોગ થવાનો ભય હોય તે) પુરૂષ, તેમાંથી જે કોઇને રક્તપિત્ત હોય, તેને વમન અથવા વિરેચન ન આપવું જોઇએ એવા પુરૂષને માટે આગળ જે સંશમની ક્રિયા કહેવામાં આવે છે તે હિતકર થાય છે. ૬૧-૬૨,

ધોળી અરડુસી, દ્રાક્ષ તથા હરડેના ઉકાળામાં ફુલસાકર તથા મદ નાખીને પીવાથી શ્વાસ, ખાંસી તથા રક્તપિત્તનો નાશ થાય છે. ૬૩

ધોળી અરડુસીના ઉકાળામાં પ્રિયંગુ (કાંગ), ગેરૂ. સુરમો, લોધર, તથા મદ એકત્ર મેળવીને પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ૬૪

પદ્મક, કમળની કેશર, દુર્વા, ચીકણીમાટી, નાગકેસર, લોધર તથા મદ એ સર્વને અરડુસીના ઉકાળામાં મેળવીને પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ૬૫ પુંડરિક [પંડેરવો] જેઠીમધ, તથા મદ એ સર્વને ઘોડાનીલાદના રસમાં ઘુંટીને [૬૬] ચોખાના ધોવરાંમણમાં મેળવીને પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ગાયના છાણ કે ઘોડાની લાદના રસમાં મદ નાખીને ચાટવાથી રક્તપિત્તનો નાશ થાય છે, ૬૭

અપૂર્ણ.

---

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] જાનેવારી સને ૧૯૨૧. [અંક ११ મો.


## सहस्त्र दल पद्म.

( પ્રિય પ્રભુ વિણ કાઈ ન, એ લય )

અહા ! ખીલી રહી આ શી પુષ્પકલિ !
પુષ્પકલિ, જેની વાસ ભલી, અહા૦
મુર્ધબાગીચે ખીલી રહી છે, યોગી ધ્યાનિએ એને લહી છે,
વાસનાબદ્ધ ગકે ન કળી, અહા૦
કંઇકના ગુંજ્યા મન ભમરા ત્યા કંઇકના પદમે ઉંડા પ્રવેશ્યા,
કે બીડાઇ જઇ ગયા બ્રહ્મ ભળી; અહા૦
કોઈ જીવન્મુકતો એ સુંઘી, કોઈ તેનુ મધુ મધુરૂં ચુગી,
જગમા ગુંજે બની મસ્ત અલિ, અહા૦
સહસ્ત્ર છે જેની પાંખડીઓ, એમા વસેલો જેને જડીઓ,
તેને પાયે રહે વિશ્વ લળી; અહા૦
લક્ષણાવૃત્તિ તમા વ્યાપી, ગુંજન કરે ત્યાં અહં હું સ્થાપી,
પ્રતિધ્વનિ સોહં રહી ઉછળી; અહા૦ શ્રી૦ ઉ૦

## स्वरुप सागरमांज स्थित रहेवा जीव मत्स्यने बोध

( અંતર રે અ હા હા, એ લય )

દશ્ય ભૂમિએ કર ન સચાર, અરે સ્વરૂપ સાગરના મત્સ્ય !
નથી જળનો એ પારાવાર, ત્યાં તો જડતા છે અપરંપાર રે, દશ્ય૦
મહા મોહરૂપી ત્યા બગલો છે બેઠો, મ્હોડુ ઉઘાડી તૈયાર,
ભૂમિ સ્થિત તને જોતા તત્ક્ષણ, કરશે તારો આહાર રે, દશ્ય૦
સ્વરૂપ સિન્ધુમાંહિ જેવી શીતલતા, તેવી નથી ત્યાં લગાર,
તાપ ત્રયથી તપ્ત થઇને, બળી ઝળી થઈશ તું છાર રે, દશ્ય૦
જેવું સ્વાતન્ત્ય છે સ્વરૂપ સિન્ધુમાં, દશ્યમા તેવું ન ધાર,
બન્ધનકારક જાળ એ જાણજે, જકડશે પેસતાં વાર રે; દશ્ય૦
તારા સ્વરૂપાબ્ધિમાંહિ તો સાચા, સુખની છે રેલ અપાર,
દશ્ય તો દુઃખથી જાણ ભરેલું, સુખ જલ ના તલભાર રે, દશ્ય૦
નિર્ભયતા રહી તારા સાગરમા, દશ્ય ન ભયનો સુમાર,
તરફડી મરવું જો હોય તારે તો, દશ્ય દર્શનને સ્વીકાર રે, દશ્ય૦
સમજે તો દશ્ય વિષયમા વિહરવાનો, માંડી તુ વાળ વિચાર,
સ્વરૂપસિન્ધુ તણી મોજ ભોગવતા, સાર્થક કર અવતાર રે, દશ્ય૦
શ્રી૦ ઉ૦

મનુષ્યોની ઇચ્છાવિના કર્મફલપ્રદાતા ઇશ્વરના સંકેતવડે થાય છે ઉપર કહેલા સ્વેચ્છા, પરેચ્છા ને અનિચ્છા આ ત્રણ પ્રકારના પ્રારબ્ધનો ભોગ તેઓ દ્રષ્ટા રહીને કરે છે. જેમ ઘરમાં રહેલો મનુષ્ય પોતાને ઘરથી ભિન્ન અનુભવે છે. નિષ્પાપ, સતશાસ્ત્રને જાણનારા સર્વ પ્રકારની તૃષ્ણાઓથી રહિત, ને પરમાનંદરૂપ બ્રહ્મમાં સર્વદા અભેદભાવે રહેલા એ જ્ઞાની ધનધાન્યાદિથી પરિપૂર્ણ સમગ્ર પૃથિવીના મહારાજા જે નીરોગ, યુવાવસ્થાવાળા, દૃઢ મનવાળા, પુષ્ટશરીરવાળા, બલવાન, મોટી સેનાવાળા, ને વિદ્વાન્ હોય તેના કરતા અસંખ્યગણુ વધારે સુખ અનુભવે છે. તેઓ પોતાના પ્રારબ્ધાનુસાર પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં પણ સર્વદા નિર્લેપ રહે છે. તેમનું અંતઃકરણ સામાન્ય વિશેષભાવે સર્વદા બ્રહ્માનુભવ કરતું રહે છે, તેથી તેમને પ્રારબ્ધથી થતી દેહાદિની પ્રવૃત્તિ, કે નિવૃત્તિ અપકાર કે ઉપકાર કરવા સમર્થ થતી નથી એ જ્ઞાનના મહિમાથી જ જેમના આયુષ્ય પૂરાં થયાં હતાં એવા અનેક દુષ્ટોનું હનન કરીને તથા અન્યદ્વારા હનન કરાવીને પણ શ્રીરામકૃષ્ણાદિ નિર્લેપ રહ્યા, એ જ્ઞાનના મહિમાથીજ ઇન્દ્ર વિશ્વરૂપનું તથા નામધારક સંન્યાસીઓનું હનન કર્યાં છતાં પણ નિર્લેપ રહ્યા, એ જ્ઞાનના મહિમાથી જ શ્રીયાજ્ઞવલ્ક્યે શાપવડે શાકલ્યના મસ્તકનો પાત કર્યો છતાં પણ તે નિર્લેપ રહ્યા. એ જ્ઞાનના મહિમાવડેજ શ્રીવસિષ્ઠ પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરતા છતાં પણ નિર્લેપ રહ્યા, ને એ જ્ઞાનના મહિમાથીજ અજાતશત્રુ ને જનકાદિ રાજર્ષિઓ રાજકારભારનું વહન કરતાં છતાં પણ નિર્લેપ રહ્યા. આત્મસ્વરૂપના દૃઢ બોધને પ્રાપ્ત થયેલા જ્ઞાની શરીરરૂપ વિમાનમાં સ્થિતિ કરીને પોતાના પ્રાપ્તવ્યવહારનું ઉદાસીનના જેવા રહીને અર્થાત્ આસક્તિ ને અભિમાનથી રહિત રહીને પાલન કરતા છતા આ વિશ્વમાં પ્રારબ્ધની સમાપ્તિપર્યંત વિચરે છે, ને તેઓ કોઇ પણ સ્થલે, કોઇ પણ કાલે, કોઈ પણ ક્રિયામાં ભ્રાંતિને વશ થતા નથી પ્રાણીઓના હૃદયમાં અજ્ઞાનથી ઉપજતી જડ પદાર્થોની વાસનાઓવડે જે દાહ નિરંતર થયા કરે છે તે દાહનું અત્યંત શમન તે હૃદયમાં બ્રહ્મજ્ઞાનનો આવિર્ભાવ થયા વિના થતું નથી સર્વ પ્રકારના દુઃખોની અત્યંતનિવૃત્તિ, પરમશાંતિ ને તજ્જન્ય પરમાનંદ કોઇ પણ બાહ્ય ઉપાયવડે પ્રાપ્ત થતા નથી મનુષ્યાદિના હૃદયમાં જ્યારે સંશયવિપર્યયરહિત બ્રહ્મનું જ્ઞાન આવિર્ભાવ પામે ત્યારેજ તેને સર્વ પ્રકારનાં દુઃખોની અત્યંતનિવૃત્તિ પરમશાંતિને તજ્જન્ય પરમાનંદની પ્રાપ્તિ થાય છે.

શ્રીસદ્ગુરુ કહે છે —“ હે પ્રિયદર્શન ! તું અંતરબાહારની સર્વ ઉપાધિઓનો પરિત્યાગ કરી તારા હૃદયને સાત્વિકી શ્રદ્ધાને ઉત્સાહથી પરિપૂર્ણ કરી તારા જીવનની આ ક્ષણને ધન્ય માની આ પવિત્રતર ને એકાંત સ્થલમાં આવ અંદિ સ્વસ્થ થઇને એમ તારા પવિત્ર ને સૂક્ષ્મ ચિત્તને નામરૂપવાળા સર્વ પ્રાકૃતપદાર્થોમાંથી તું ખેંચી લે હવે અહંકાર, મન બુદ્ધિ, ચિત્ત, પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, ને સ્થુલશરીરથી તું પૃથક્ થા. એ અહંકારાદિ તું નથી, તેમ એ તારા પણ નથી, તો તેમના ધર્મો તે તારા ધર્મો શી રીતે હોઇ શકે ? તું સર્વ સાંસારિકધર્મોથી રહિત, સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળો, ને અહંકારાદિ સર્વ જડસમૂહનો અસંગ રહીને પ્રકાશક છે હવે તને અહંકારાદિ સર્વ જડનો નિષેધ કરનાર અનુભવરૂપ તત્વ અનુભવાય છે ? નિષેધના અવધિભૂત એ તત્વનેજ આત્મા, સાક્ષી, દ્રષ્ટા, નિજરૂપ, કૂટસ્થ, બ્રહ્મ કે પરબ્રહ્મ કહે છે એ આ જગત્‌નું પરમકારણ વા વિવર્તોપાદાનકારણ છે, ને એમાંજ આ સર્વ દૃશ્ય પ્રપંચ અંતા-

નથી કપાયેલો એ જે અહંકારાદિથી ભિન્ન છે આત્મતત્ત્વનું તને સ્પષ્ટ ભાન થયું હોય તો તારી ચિજ્જડની ગ્રંથિનો ભેદ થવાથી તું કૃતાર્થ છે. સર્વ ઉપનિષદાદિનું શ્રવણ મનન ને નિદિધ્યાસન પૂર્વોક્ત ગ્રંથિનો ભેદ કરવામાટેજ છે. અહંકારાદિ સર્વ જડનો બાધ થયા પછી તને એકજ અદ્વિતીયતત્ત્વ આવરણરહિત અનુભવાતું હશે. હવે તને જે અનુભવ થતો હોય તે તું કહે. ”

શિષ્ય સ્વાનુભવ કહે છે –“ હે પૂજ્યચરણ ! આપશ્રીની અમોઘ કૃપાથી હું ધન્ય છુ. હું હવે સ્વાનંદસામ્રાજ્યને પ્રાપ્ત થયો છુ. અહિં મને ભય ને દુઃખના કારણરૂપ દ્વૈત પ્રતીત થતું નથી કલ્પિત અજ્ઞાન નિત્યને માટે કયાંઇક પલાયન કરી ગયેલું જણાય છે. અહિં મને કોઇ પણ પ્રકારનું રોગાદિથી કે અન્ય પ્રાણીઓથી થતું સાંસારિક દુઃખ પ્રતીત થતું નથી અન્યની પ્રતીતિને અભાવે રાગ, દ્વેષ, માન, ઇર્ષા કે અસૂયા આદિ દોષો પણ હવે પ્રતીત થતા નથી. મન પોતેજ રહ્યુ નથી, તો તેના શુભ કે અશુભ ધર્મો હવે કોને અવલબીને રહે ? સર્વ પ્રકારના દુઃખથી રહિત, નિરતિશય, નિરુપાધિક આનંદ આ મનોવૃત્તિ ક્ષણે ક્ષણે અનુભવે છે. કોઇપણ દ્વંદ્વ કે કોઇ પણ પ્રકારનો સબંધ સર્વથા રહિત મારામાં પ્રતીત થતા નથી. જેમ પ્રલયકાળે એકલા પાણીનીજ પ્રતીતિ થાય તેમ આ વેળા મને એકલા ચેતનનીજ પ્રતીતિ થાય છે જેમ ચાર ભૂતોનો ને તેના ધર્મોનો આકાશની સાથે લેશ પણ સબંધ નથી, તેમ આ દૃશ્યનો મારી સાથે લેશ પણ સબંધ નથી. આ દૃશ્યનો પ્રતિભાસ હવે ઝાંખો પડી ગયેલો જણાય છે સ્વપ્નના પ્રાણિપદાર્થો જેમ ચેતનના વિવર્તરૂપ ને અવિદ્યાના પરિણામરૂપ છે, તેમ આ જાગ્રતમાં પ્રતીત થતા પ્રાણિપદાર્થો પણ ચેતનના વિવર્તરૂપ ને અવિદ્યાના પરિણામરૂપ છે વ્યાવહારિક ભોક્તા ને વ્યાવહારિક ભોગ્ય એ સર્વ મારા શુદ્ધસ્વરૂપમાં કલ્પિત છે એમ મને અનુભવાય છે હવે હું સર્વદા પ્રહસિતવદન-વાળો, પ્રસન્ન ઇન્દ્રિયોવાળો, ચિંતારહિત ને કૃતાર્થ છુ. હવે મારે આ લોકના સબંધનું કે પરલોકના સબંધનુ કાંઇ પણ કર્તવ્ય બાકી રહ્યું હોય એમ મને જણાતું નથી. હવે મારે વિવેકાદિ ચાર સાધનો કે શ્રવણાદિ ત્રણ સાધનો સંપાદન કરવાનું પણ શુ પ્રયોજન છે ? વિધિનિષેધ, પાપપુણ્ય ને તજ્જન્ય સુખદુઃખ પણ અહિં પ્રતીત થતાં નથી. હવે આ અંતઃકરણને દૃશ્યમાં સત્યતાની ભ્રાંતિ ઉપજતી નથી, તેથી દૃશ્ય પ્રાણિપદાર્થોના સબંધની સર્વ કામનાઓની આ અંતઃકરણમાંથી નિવૃત્તિ થઇ ગઇ છે. હવે અવિનાશિભાવ, શાંતપ્રકાશ ને પરમાનંદનુંજ સર્વત્ર ભાન થાય છે બ્રહ્મધ્યાનના અભ્યાસથી મનના સ્થૂલભાવની નિવૃત્તિ થઇ ગઇ છે, બ્રહ્મભાવનાના અભ્યાસના પરિપાકથી મંદવેગવાળી, મધ્યમવેગવાળી ને તીવ્રવેગવાળી મલિનવાસનાઓનો વિનાશ થઇ ગયો છે, ને સ્વરૂપાનુસંધાનના પરિપક્વપણાથી જડચેતનના અભેદભાવની ભયંકર ગાંઠ કપાઇ ગઇ છે, તેથી અજ્ઞાનીઓને જેમ પોતાના સ્થૂલશરીરમાં હુંપણાનો દૃઢ નિશ્ચય હોય છે, તેમ મને બ્રહ્મથી અભિન્ન સાક્ષિચેતનમાં હુંપણાનો દૃઢ નિશ્ચય થયો છે ત્રણે અવસ્થાઓની ત્રિપુટીઓનો મારી સાથે લેશ પણ સબંધ નથી. હુ તેમને અસંગ રહીને પ્રકાશુ છુ. હવે હિરણ્યગર્ભના પદનો આડંબર પણ મને તુચ્છ જણાય છે દૃશ્યમાં કયાંઇ પણ રમણીયપણાનું ભાન થતું નથી, ને સર્વ કલ્પિતમાં મન ઉદાસીનજેવું થઇ ગયુ છે. પ્રારબ્ધ કર્મના વેગથી જ્યારે મનોવૃત્તિ વ્યવહારના પ્રાણિપદાર્થોને આકારે થાય છે ત્યારે પણ ચિત્તની સ્થિતિ દેવીસંપત્તિના પ્રભાવવાળી પ્રતીત થાય છે સદ્‌ગુરુ, સત્શાસ્ત્ર, શુભવિચાર

ને તત્વજ્ઞાન સર્વથા ધન્યવાદને પાત્ર છે. એ મને જિજ્ઞાસુના શરીરાદિને કોઇ પણ પ્રકારનું કષ્ટ આપ્યા વિના તેને અનાયાસે ભવસાગરનો પાર પમાડનારું છે એમ મને આજે અનુભવાયું સદગુરુના વચનમાં અડગ શ્રદ્ધા ને તીવ્રમુમુક્ષુતા હોય તો વૃત્તિનું અંતર્મુખપણું ને સદ્ગુરુની કરુણા થતાં અજ્ઞાનકાલે અપારજેવો પ્રતીત થતો ભવસાગર ગાયના પગલાજેટલો અતિસાંકડો અરે ! અદ્રશ્ય થઇ જાય છે. એમ મને જણાય છે. પ્રાકૃત મનુષ્યો દર્પણમાં પડેલા પોતાના મિથ્યાત્માનું ( સ્થુલશરીરનું ) પ્રતિબિંબ જોઇને અથવા કાગળપર પાડેલી પોતાના મિથ્યાત્માની પ્રતિકૃતિ જોઇને પ્રસન્ન થાય છે, ત્યારે જ્ઞાની પુરૂષ પોતાના પવિત્ર, સૂક્ષ્મ ને એકાગ્ર ચિત્તમાં પડેલા પોતાના મુખ્યાત્માનું પ્રતિબિંબ જોઇને પ્રસન્ન કેમ ન થાય ? થાયજ. સૌ પુણ્યશાલી જીવો અંતર્મુખવૃત્તિવડે તથા પોતાના શ્રીસદ્ગુરુની કૃપા વડે અત્યંત સમીપમાં રહેલો ને વિનામૂલ્યે નામમાત્ર યત્નથી પ્રાપ્ત થતો આ પરમાનંદ ભોગવવા ભાગ્યશાલી થાઓ એમ આ મનોવૃત્તિ ઇચ્છે છે મહાસાગરમાંનો મોટો મગર જેમ ડુબકી મારી સમુદ્રને તળીએ બેસે, વા જેમ મોટા પર્વતપરથી પડેલો મોટો પાષાણ તે પર્વતની તળેટીમાં જઇને સ્થિર થાય, તેમ આ મનવાણી હવે પોતાના અધિષ્ઠાન આત્મસ્વરૂપમાંજ સ્થિર થાય છે."

અપૂર્ણ

---

# माणस केटली जमीननो मालीक होई शके ?

( લે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૪ થું.

પ્રેમા પટેલ નવી જમીનપર પહોંચ્યા એટલે પહેલાં તો તેણે બધા ખેડુતોને જમાડ્યા ત્રીસ એકર ઉપરાંત દોઢસોક એકર બીજી જમીન ખરીદી, ઘર બાંધ્યું અને રહેવા લાગ્યા નવાં ઢોર પણ લીધાં જમીન બહુ રસાળ હોવાથી થોડા વખતમાં તો તે પૈસાવાળો થઇ ગયો, અને સુખ ચેનમાં રહેવા લાગ્યો.

જ્યારે રહેવા આવ્યો ત્યારે તેણે ધાર્યું હતું કે અહીં વસ્તી બહુ થોડી છે તેથી આપણને ઠીક પડશે. પણ પ્રેમા પટેલને નસીબે થોડા વખત પછી ત્યાં પણ માણસો આવવા લાગ્યા.

પહેલે વરસે તેણે ઘઉં વાવ્યા અને ઇશ્વરેચ્છાએ સારો પાક મળ્યો આથી તે લોભમાં પડ્યો. વધારે જમીન હોય તો વધારે પૈસા મળે એમ વિચારી તેણે વધુ જમીન લેવા ધાર્યું, પણ જમીન મળી નહી. કેમકે બધી વેચાઇ ગઇ હતી.

જે માણસો પોતાની જમીન ખેડી શકે એમ નહોતા તે ભાડે આપતા. આથી કોઈ જમીન ભાડે લેવા પ્રેમાને વિચાર થયો તેથી તે વેપારી પાસે ગયો, અને થોડી જમીન એક વરસ માટે લઈ આવ્યો. થોડા દિવસ પછી તે વધારે જમીન પોતાને નામે લેવાય તેના વિચારમાં પડ્યો.

આમ ને આમ ત્રણ વરસ ચાલ્યાં ગયાં દરેક વરસે તે વધુ જમીન ભાડે લેતો અને તેમા વાવેતર કરતો. દિવસે દિવસે તેની પાસે પઈસો ભેગો થવા લાગ્યો. થોડા વખત તેને નિરાંત વળી પણ પછી જમીન ભાડે લેવાનો તેને કંટાળો ઉપજવા લાગ્યો.

જો કોઈ જમીન વેચતું તો બધાએ ત્યાં દોડી જતા; અને એકદમ ખરીદી લેતા. તેથી પટેલનો લાગ ફાવતો નહીં. આખરે તેણે એક વેપારી સાથે ભાગ રાખી એક વાડી ખરીદી, અને તેમાં વાવેતર કર્યું. પણ જ્યારે ભાગ પાડવાનો વખત આવ્યો ત્યારે કજીઓ થયો. પટેલે વિચાર્યું કે "આ જમીન મારા એકલાની હોય તો કેવું સારૂં! મારે કોઈના ઓસિયાળા રહેવું ન પડે." આથી તે જમીન લેવાની તજવીજમાં રહેવા લાગ્યો.

એક દિવસ તેને ખબર મળ્યા કે કોઈ ખેડુત મુશ્કેલીમાં હોવાથી પોતાની ૧૫૦૦ એકર જેટલી જમીન બહુ સોંઘામાં વેચી નાખે છે. તે એકદમ પેલા ખેડુત પાસે ગયો અને કબાલો કરી જમીન લખાવી લીધી. પ્રેમા પટેલનાં મનનું ધાર્યું થયું, અને તેને ટાઢક વળી.

એવામાં કોઈ એક વેપારી મુસાફર તે ગામમાં આવી ચડ્યો તે પ્રેમા પટેલને ત્યાંજ ઉતર્યો. પરોણાને જમાડી કરી તેનો થાક ઉતાર્યો એટલે બન્ને વાતો કરવા બેઠા. પટેલે પુછ્યું "તમે ક્યાંથી આવો છો?" તે વેપારીએ કહ્યું કે "હું એક એવી જગ્યાએથી આવું છું કે જ્યાંના લોકો તદ્દન ભોળા અને ભલા છે. ત્યાં જમીન પાણીને મોલે વેચાય છે. મેં હજુ હમણાજ એક હજાર રૂપિયામાં પાંચ હજાર એકર જેટલી જમીન લીધી."

આ સાંભળી પટેલનું મન પાણી પાણી થઈ ગયું તેણે પુછ્યું કે 'તમે તે જમીન શી રીતે ખરીદી?' વેપારીએ જવાબ આપ્યો· પહેલાં તો મુખીને વીસ પચીસ રૂપિ- યાની કીમતનાં કપડાં વગેરે સાથે લઈ ગયો હતો તેનું નજરાણું આપ્યું આથી તે ખુશ ખુશ થઈ ગયો. પછી જમીન માગી તે મોંઘે માગ્યે ભાવે આપી. મારી જમીન નદીના કાંઠા ઉપરજ છે તેથી બહુજ સારો પાક મને મળશે." એટલું કહી તેણે ત્યાંના લોકો વિષે વાત કરવા માંડી.

તેણે કહ્યું 'ત્યાંના માણસો ગાડર જેવા ભોળા છે. તમે જાઓ તો તમે પણ મારી માફક સોંઘામાં જોઈએ તેટલી જમીન મેળવી શકો. ત્યાં જમીનનો પાર જ નથી." એમ કહી તેણે જમીન લીધેલી તેનો દસ્તાવેજ બતાવ્યો. પટેલે બધું ધ્યાન દઈને સાંભળ્યું. તેને વિચાર થયો કે "આમ છે તો પછી મારે શા માટે ત્રમણાં ચોગણાં નાણાં ખરચવાં અને, વળી ગળે દેણું લટકાવવું!"

## પ્રકરણ ૫ મું.

પ્રેમા પટેલ તે વેપારી મુસાફરને ત્યાં જવાનો રસ્તો પૂછી પોતાનાં બાયડી છોકરાંને

પોતાની માલ મતાની તપાસ રાખવા મુકી લાંબી મુસાફરીમાં નીકળી પડયો. શહેરમાંથી ભાતુ લીધુ. નજરાણું જેવી ચીજો પણ ખરીદી લીધી. અને પેલા વેપારીએ કહ્યુ હતુ તેમ મજલ દરમજલ કરતા સાત દિવસે ત્રણુસોક માઈલની લાંબી મુસાફરી કરી, ધારેલી જગ્યાએ આવી પહોંચ્યો.

તે દેશના લોકો ઝુંપડા બાંધી નદીને કાંઠે રહેતા હતા. કોઇ કંઇ ખેતી કરતુ નહિ હતુ પટેલે ત્યાં જઇ જોયુ તો ગાયો, ઘોડા અને બકરાંના મોટાં ટોળાં ચરતાં હતાં. લોકોનો ખોરાક દહીં દુધ અને માંસાદી હતો. આખો દિવસ તેઓ પોતાની વાંસળી વગાડવામાં અને તીર કામઠું લઇ શિકાર કરવામાંજ ગાળતા, તેઓ મુખ્યત્વે કરી ભીલની જાતના હતા પરોણા ચાકરીને તેઓ મોટો ધર્મ સમજતા હતા.

જેવા પટેલ તેઓની નજરે પડયા તેવા તેઓ બહુ ખુશી થઇ ગયા અને તેની આસપાસ બધા વીંટળાઇ વળ્યા બધા કુંડાળુ વળી બેઠા પછેલાં તો પટેલે પોતાની પાસેથી તેઓને ખાવા આપ્યુ સહુ ખાઇ રહ્યા પછી પોતે જે ચીજો લાવ્યો હતો તે લોકોને વહેંચી આપી. લોકો રાજી રાજી થઇ ગયા આ લોકોની ભાષા જુદીજ હતી તેઓમાંથી એક પટેલની ભાષા થોડીઘણી સમજતો હતો તે બધાના કહેવાથી આગળ આવ્યો. આ શખસને દુભાષીઓ નીમવામાં આવ્યો અને તેની મારફત પટેલ તથા ત્યાંના લોકો અરસપરસ વાતો કરવા લાગ્યા.

દુભાષીયો લોકો વતી પટેલને કહેવા લાગ્યો કેઃ " અમે બહુ ખુશી થયા છીએ, અને તમારે શું જોઇએ છે તે અમને કહો જેથી અમે તમારે માટે બનતું કરીએ. "

પટેલે કહ્યુ. " મારે અહીં સરસમાં સરસ જમીન જોઇએ છે, અમારા દેશમાં બહુ થોડી જમીન છે, અને છે તેમાં બહુ મહેનત કરવી પડે છે "

દુભાષીયાએ આ વાત લોકોને કહી સમજાવી, એ સાંભળી આ જંગલી લોકો ખુબ બરાડા પાડવા મંડી પડયા. બિચારા પટેલનાં તો હાંજા ગગડી ગયાં તે એમજ સમજ્યો કે આ લોકો તેના ઉપર ગુસ્સે થઇ ગયા છે. પણ તેટલામાં તેઓને પાછા હસતા જોયા એટલે પટેલના પેટમાં જીવ આવ્યો થોડી વારમાં તેઓ શાંત થયા એટલે પેલા માણસે કહ્યુ કે. " આ લોકો બહુજ ખુશી થયા છે અને કહે છે કે તમારે જોઇએ એટલી જમીન તમે લેજો. તમે ફક્ત અમને હાથેથી બતાવો કે કઇ જમીન તમારે જોઇએ છે. "

થોડીવારમાં પાછા તેઓ અંદર અંદર વઢવા લાગ્યા. પટેલે પુછ્યુ તો તેને માલુમ પડયું કે કેટલાક મુખીને પુછ્યા વિના જમીન ન અપાય એમ કહેતા હતા, અને કેટલાક પુછવાની કાંઇ જરૂર નથી એમ કહેતા હતા.

---

## પ્રકરણ ૬ હું.

---

આમ વાતો ચાલતી હતી ત્યાં કંઇક સારા દેખાવનો એક માણસ છેટેથી આવતો દેખાયો તેને જોઇ બધા ચુપ થઇ ગયા પેલા દુભાષીયાએ પટેલને જણાવ્યુ કે તે ત્યાંનો મુખી છે.

મુખી આવ્યો એટલે બધા લોકોએ ઉભા થઇને તેને માન આપ્યું પટેલે તરતજ

પોતાનો સામાન ખોલી એક સરસ ચીજ કાઢી તેને ભેટ આપી મુખીએ તે વિનયથી સ્વીકારી અને પોતાને લાયક સ્થળે બેઠો. લોકોએ બધી વાત તેને કહી અને મુખીએ તે શાંતિથી સાંભળી પછી તે પ્રેમાળ પટેલની સામે જોઇ કહેવા લાગ્યો.

" ભલે તમારી મરજી પડે ત્યાંથી જોઇએ તેટલી જમીન તમે લઇ લો. અમારી પાસે પુષ્કળ જમીન છે. "

પટેલ વિચારવા લાગ્યાઃ " એમ કેમ લઇ લઉં, કાંઇ ખત તો જોઇએ, નહીં તો આજ આપે અને કાલ લઇ લે તો હું શું કરૂં ! "

પછી તે બોલ્યો " હું તમારો ઉપકાર માનું છું. તમારે જમીન છે તે ખરૂં, પણ મારે તો થોડીજ જોઇએ છે. માત્ર એટલુંજ જાણવા માગું છું કે તમે મને કઇ જમીન આપશો, અને જે આપશો તેના કાયદેસર ખત કરી આપવાના કે નહીં ? આપણી જીવનદોરી મોટા ધણીના હાથમાં છે; તમે પોતે માયાળુ છો, પણ મારાં છોકરાં પાસેથી તમારાં છોકરાં કદાચ તે જમીન પાછી ન લઇ લે તેની ખાત્રી શું ? "

મુખીએ જવાબ આપ્યો. "તમે કહો છો તે બરોબર છે તમોને ખત કરી આપશું."

પટેલે તો બોલવું ચાલુજ રાખ્યું " મેં સાંભળ્યું છે કે એક વેપારી અહીં આવ્યો હતો, અને તેને જમીન આપી તમે દસ્તાવેજ કરી આપ્યો હતો. મારે પણ તેવોજ દસ્તાવેજ જોઇએ. "

મુખી તરતજ સમજી ગયો અને બોલ્યો કેઃ હા, બધું તમે કહેશો તેમ થઇ રહેશે અમારો કામદાર આવે એટલે તેને લઇ શહેરમાં જઇને તમોને ખત કરી આપશું."

પટેલે પુછ્યુંઃ " તમે શા ભાવે જમીન આપો છો. "

મુખીએ કહ્યું. એકજ દામ છે. હજાર રૂપયે એક દિવસ. "

પટેલ સમજ્યા નહી. તેણે પુછ્યું " એક દિવસ તે કેવું માપ ? કેટલા એકરનો દિવસ ? "

મુખી બોલ્યો " અમે જમીન માપવાની બીજી રીત જાણતા નથી દિવસને હિસાબે વેચીએ છીએ. એક દિવસમાં તમે જેટલી જમીનની આસપાસ ફરી વળો તેટલી તમારી."

પટેલ અચંબામાં પડી ગયા અને બોલી ઉઠ્યા કે. " આ તો ઘણું સારૂં, એક દિવસમાં ઘણું ચલાય "

મુખી હસ્યો, અને કહ્યું : " હા, તેટલી બધી જમીન તમારી થશે, પણ એક શરત છે, જ્યાંથી તમે નીકળો ત્યાંજ પાછા સુરજ આથમતા સુધીમાં ન આવી પહોંચો તો તમારા પૈસા નકામા જાય. "

પટેલે કહ્યું, " પણ હું ક્યે ક્યે ઠેકાણે જઇ આવ્યો છું એ તમે કેમ જાણી શકશો ! "

મુખીએ જવાબ આપ્યો " તમે જ્યાંથી ચાલવાનું શરૂ કરશો ત્યાં અમે બેસી રહીશું તમે ચાલતાં ચાલતાં કોદાળથી જમીન ઉપર નિશાની કરતા જજો. પછી અમે તે નિશાનીને આધારે એક લીટી દોરી આપીશું તમારાથી જેટલી લેવાય તેટલી લેજો, પણ એટલું ધ્યાન રાખજો કે જ્યાંથી નીકળો ત્યાં સુર્યાસ્ત સુધીમાં પાછું આવવાનું રહેવાનું છે."

પટેલ તો રાજીના રેડ થઇ ગયા. બીજે દિવસ સવારનાં વહેલા નીકળવું એમ તેણે નક્કી કર્યું. રાત પડતાં ખાઇ પીને આનંદ કરી સહુ સુઇ ગયા. પટેલને સુવાની સારી ગોઠવણ કરી આપી. સવારે વહેલા તૈયાર થવાનું કહી બધા ત્યાંથી વિદાય થયા.

---

( અપૂર્ણ. )

# उन्नत स्थिति प्राप्त करवानी कला.

મનુષ્ય પોતાના જીવનને જેવું બનાવવાનો વિચાર કરે છે તેવુંજ તે બનાવી શકે છે. એ વાત સત્ય છે તેમાં બિલકુલ સંદેહ નથી કે મનુષ્ય જેવા વિચાર કરે છે તેવોજ બની શકે છે. તેના જીવનનું ચારિત્ર માત્ર તેની ટેવોના સમૂહરૂપ છે. અને તેની ટેવો તે તેના કાર્યોથી બનેલી છે. તેનું પ્રત્યેક કાર્ય વિચારપૂર્વક છે. અર્થાત્ પ્રત્યેક કાર્યની પહેલાં તેના મનમાં તે કાર્ય કરવાનો વિચાર પેદા થયો છે એથી સ્પષ્ટ થાય છે કે આપણા વિચારોથીજ આપણું ચરિત્ર બનેલું છે. ચારિત્રના મુખ્ય કારણરૂપ વિચાર છે. વિચારોથીજ આપણે આપણા અભિષ્ટને પ્રાપ્ત કરી શકીએ છીએ અને વિચારોથીજ ઉચામાં ઉચા પદને મેળવી શકીએ છીએ.

માત્ર બે વાત જરૂરની છે, એકતો એ કે મનુષ્યે પોતાનો ઉદ્દેશ અને મનોરથ નક્કી કરી રાખવો જોઇએ અને બાજુ એક તેની પ્રાપ્તિને માટે હમેશાં પ્રયત્ન કરતા રહેવું જોઇએ, પછી તેમાં ગમે તેટલી મુશ્કેલી નડતી હોય અને ગમે તેટલી અડચણોની સામે થવું પડે તો તેનાથી ગભરાવું નહિ કે પ્રયત્નથી પાછા હઠવું નહિ જે મનુષ્યો પોતાના મનોરથની સિદ્ધિના ભાવિ લાભને માટે વર્તમાન સુખની પરવા કરતા નથી તે મનુષ્યોજ સ્થિર પ્રકૃતિવાળા અને દૃઢ ચરિત્રવાળા છે. તે વર્તમાન સુખને તિલાંજલી આપતાં અચકાતા નથી. તેઓ પ્રયત્નમાં આડે આવતા વિઘ્નોને દૂર કરે છે અને વિપત્તિઓને પણ સહન કરીને પોતાના ઉદ્દેશની પ્રાપ્તિમાં વળગ્યા રહે છે. અને એક દિવસે જરૂર તે સફળતાને પ્રાપ્ત કરી લે છે તેની મનોકામના પૂરી થઇ જાય છે અને તેની ઇચ્છા સિદ્ધ થાય છે

આપણું જીવન કાંઇ ક્ષણિક સુખોને ભોગવવા માટ નથી, આપણા જીવનનો ઉદ્દેશ્ય કેવળ સાંસારિક અને શારીરિક સુખોને પ્રાપ્ત કરવા માટે નથી પણ આપણું જીવન ઉચ્ચતમ ઉદ્દેશોની પુર્ત્તિ કરવા માટે, શ્રેષ્ટતમ ચરિત્રની પ્રાપ્તિ કરવા માટે અને મનુષ્યની સર્વોત્તમ સેવા કરવા માટે છે, તેમાંજ આપણને સર્વથી વધુ આનંદ થાય છે. કારણકે ખરી રીતે સત્ય આનંદ તેમાંજ જણાય છે. જે કોઇ આ આનંદને બીજી કોઇ રીતે પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે, અને તેને માટે બીજો કોઇ ઉપાય શોધે છે તેને કદાપિ સફળતા મળતી નથી. અર્થાત તેને સત્ય અને સ્થાયી આનંદ મળી શકતો નથી

આપણા જીવનની ગમે તેવી દશા હોય, તે દશા ગમે તો આપણને પ્રતિકુળ હોય, પરંતુ તેવી દશાથી આપણે કંટાળવું નહિ કે નિરાશ થવું નહિ. કંટાળવાથી કાંઇ વળતું નથી પણ ઉલટો ખેદ થાય છે, મનમાં ઉદ્વેગ થાય છે. પ્રતિકુળ સ્થિતિથી કંટાળવાથી કે તેથી ખેદ કરવાથી આપણા જીવનમાં ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત કરવાની જે શક્તિ છે તે દુર્બળ થઇ જાય છે અને કદાચ તે નષ્ટ પણ થઇ જાય છે. માટે કદાચ આપણી અવસ્થા આપણાથી પ્રતિકુળ હોયતો આપણે તેને આપણા અનુકુળ બનાવી લેવી. જો આપણે

તેને અનુકુળ બનાવી ન શકીએ તો આપણે જાતે તેને અનુકુળ થઇ જવું જોઇએ. એમ કરવાથી આપણને કોઇ આપત્તિ સતાવી શકતી નથી.

દરેક મનુષ્યના જીવનમાં વારંવાર એવા બનાવો બન્યાં કરે છે કે જેને તે પોતાને માટે ખરાબ માને છે. જેથી તેને અપમાન થાય છે તેમ પીડા પણ સહન કરવી પડે છે. મનુષ્યને દુઃખ વારંવાર આવે છે. છતાં કેટલીકવાર તે દુઃખનું પરિણામી ફળ લાભદાયી હોય છે. જે માણસો દુઃખમાંથી પસાર થાય છે તેઓને દુઃખની સામે થવાનુ બળ પ્રાપ્ત થાય છે. તેઓ ધીરજના નમુના રૂપ બને છે. તેવા માણસને પછી ગમે તેટલું દુઃખ આવી પડવા છતાં પણ ગભરાઇ જતા નથી કે દુઃખથી નિરાશ થતા નથી. જે વખતે જે બનાવ બને છે તે વખતે તેનું રહસ્ય સમજાતું નથી તેનુ રહસ્ય તો તે પછીજ સમજાય છે. કેટલાક બુદ્ધિમાનો કહે છે કે જે બનાવો આજે સર્વથા વિપરીત અને પ્રતિકુલ જણાય છે તેનું ફળ પણ કોઇપણ એક દિવસ સારૂંજ જણાય છે. મતલબ કે મનુષ્ય-જીવનમાં એવો કોઇ પ્રસગ નથી બનતો કે જે તેને ઉપયોગી ન હોય અર્થાત કોઇપણ બનાવ એવો બનતો નથી કે જે નિરર્થક હોય.

ઘણે ભાગે દરેક મનુષ્ય પોતાની સ્થિતિને બીજા કરતાં ખરાબ સમજે છે. કેટલાક મનુષ્યો એમ માને છે કે સસારમાં મારા જેવો કોઈ દુઃખી નથી. હું સર્વથી વધુ દુઃખી છુ. જે વિપત્તિને હું સહન કરૂં છુ તે ભાગ્યેજ કોઇને સહન કરવી પડી હશે. આવી રીતે ઘણા માણસો પોતપોતાની સ્થિતિથી કોઇને કોઇ અંશમા દુઃખનો અનુભવ કરે છે. કોઇને કંઇ દુઃખ હોય છે તો કોઇને વળી બીજી અડચણ હોય છે. સસારમાં સુખી જણાતા મનુષ્યોમા પણ કેટલાક અંતરથી દુઃખનો અનુભવ કરતા હોય છે. કોઇને ધન ન હોવાથી દુઃખ હોય છે, કોઇને પુત્ર ન હોવાથી દુઃખ હોય છે, કોઇને સ્ત્રી ન હોવાથી, કોઇને સ્ત્રીનું સુખ ન મળવાથી, કોઇને સબધી તરફનું અને એવી રીતે દરેક મનુષ્ય દુઃખનો અનુભવ કરતો જણાય છે. આપણે આપણા દુઃખોને દુઃખ માનીએ છીએ. અને તેનો અનુભવ કરીએ છીએ. બીજાના દુઃખોને અન્યના દુઃખો કરતાં વધુ સમજીયે છીએ. પણ ખરી રીતે દરેક મનુષ્યની અવસ્થા ભિન્ન ભિન્ન છે. અને તેથી પ્રત્યેક મનુષ્યનું ચરિત્ર અને વ્યવહાર પણ ભિન્ન ભિન્ન હોય એ આવશ્યક છે.

દરેક મનુષ્યે પોતે વિચાર કરવો જોઇએ કે ક્યા કારણોથી મારી દશા આવી ખરાબ છે અને હું આવી હીન અવસ્થામાં છુ. પછી તે કારણોને દૂર કરવા અને જેથી આપણી દશા સુધરી સુખ પ્રાપ્ત થાય તેવી શક્તિને વધારવાનો ઉદ્યોગ કરવો જોઇએ. આ કાર્ય દરેક મનુષ્યે જાતે કરવુ જોઇએ. તેમાં બીજાની કશી પણ જરૂર નથી. આમાં જે ઉપયોગી નિયમો અને ઉપાયો હોય તે આપણે બીજાને કહી શકીએ કે જેથી એ કામ સરળતાથી થઇ શકે. નિયમો પાળવા એ પ્રત્યેક મનુષ્યનું કામ છે જ્યારે તે જાતે આ નિયમોનું પાલન કરશે ત્યારે જ તેને લાભ મળે છે આપણે જે સ્થિતિને દુઃખદ માનતા હોઇએ તે સ્થિતિ પ્રાપ્ત થવાના કારણો શોધી કાઢવા જોઇએ. અને જે કારણોથી તે પ્રાપ્ત થઇ હોય તે કારણોને નષ્ટ કરવા પ્રયત્ન કરવો જોઇએ આપણે તેથી નિરાશ થઇ જો દુઃખનાં રોદડાં રડયાં કરીશુ તો તે દુઃખદ સ્થિતિ કંઇ જવાની નથી દુઃખમાં ધૈર્યનો ત્યાગ કરવો નહિ, નિરાશ થઇ જવું નહિ, પણ વીરતાથી તે દુઃખનો ત્યાગ કરવા માટે

પ્રયત્ન કરવો. પ્રયત્નથી સર્વ કાંઇ સિદ્ધ થઇ શકે છે. ધૈર્ય અને સાહસથી પ્રયત્ન કરનાર મનુષ્ય ગમે તેવા સંકટમાંથી બહાર નીકળી સુખને મેળવી શકે છે. પુરુષાર્થ સર્વ કાંઇ કરવા સમર્થ છે.

ઉત્સાહથી પ્રયત્ન કરવો, રાત દિવસ મંડ્યા રહેવું, નિરૂત્સાહી ન બનવુ, હિંમતપૂર્વક સાહસ કરવું આવી પડતી વિપત્તિને સહન કરવી પણ તેનાથી નાહિંમત થઇ જવુ નહિ, અને પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ રાખી આગળ વધવું. એ ગમે તેવા દુઃખનો પણ ત્યાગ કરવાનો સરળ ઉપાય છે આગળ વધવા ઇચ્છનાર મનુષ્યે હંમેશાં કાર્યમાં તત્પર રહેવુ, પોતાની દશા ગમે તેવી ખરાબ હોય, ગમે તેટલી દુખમય હોય, તોપણ તેણે પોતાના કરતાં પણ ખરાબ દશાવાળા મનુષ્યોનાં દુખ જોઇ સંતોષ માનવો કે તે માણસો કરતાં તો તેની દશા સારીજ છે. તેમના કરતાં તો પોતે સુખી જ છે. એમ માની સંતોષ માની પ્રાપ્ત સ્થિતિ બદલવા માટે પ્રયત્નશીલ બનવું. ઉત્તમ ચરિત્રશીલ બનવુ, સ્વભાવ નમ્ર રાખવો અને બીજાઓ પ્રતિ પ્રેમ અને મિત્રતા રાખી સત્યનું પાલન કરવુ. એ જય મેળવવાનો ઉપાય છે. જે માણુસો દુખમાંથી પોતાના પ્રયત્નવડે સુખી થઇ શકે છે તેમને જ તે સુખનો ખરો આનંદ મળી શકે છે. પ્રયત્નથી મેળવેલી વસ્તુજ તેને આનંદ આપી શકે છે

દુખ આવી પડતાં ટાંટીઆ ઢીલા બનાવી નિરાશ થઇ બેસી રહેવું, દુઃખનું ચિંતન કર્યાં કરવુ, કશો પણ ઉદ્યોગ ન કરતાં નિરુત્સાહી થઇ પૃથ્વીને ભારરૂપ થવું, એ તો જીવતાં મરવા જેવું છે. સૂર્યોદય પછી જેમ સૂર્યાસ્ત પણ થાય છે, અજવાળા પાછળ જેમ અંધારૂ આવે છે, દિવસ પછી રાત પડે છે તેમ દુઃખ પછી સુખ અને સુખ પછી દુખ આવ્યા કરે છે સુખ પછી દુઃખ આવી પડતાં જ મનુષ્યના સાહસની અને હિંમતની કસોટી થાય છે જે માણુસોને દુઃખ આવતું નથી તેઓને જો કોઇ વખતે ઓચિંતી આફત આવી જાય છે તો તે હતાશ થઇ જાય છે. અને તે દુખમાંથી પાછા સુખમાં જવાની પોતાની શક્તિને ખોઇ બેસે છે જેણે આ સંસારમાં ઘણાં દુખો સહન કર્યાં હોય છે તેઓ ધૈર્યશીલ, પ્રયત્નશીલ અને સાહસીક બને છે. જેમ રસ્તામાં આવતી નદીના ઉંડા જળને તરી જવાનું સમર્થ તરનાર મનુષ્યમાં બળ હોય છે તો તે નદીનું જળ જોઇ ગભરાતો નથી પણ તે હિંમતપૂર્વક આ પારથી પેલે પાર જઇ શકે છે. તેમ જે માણુસો દુખ વેઠી પછી સુખને મેળવ્યું હોય છે. તેઓ ઓચિંતા આવી પડતા દુખથી નિરૂત્સાહી થઇ જતા નથી. દુઃખમાંથી પસાર થઇ જવું, દુઃખનો જય કરવો એ તો તેમને માત્ર રમત હોય છે, જે માણુસો દુખમાં નિરૂત્સાહ થઇ હિંમત હારી જાય છે. તેમને શાંતિ મળતી નથી, ઉત્સાહ નષ્ટ થઇ જાય છે, ભયભીત બને છે અને હંમેશાં ચિંતાથી વ્યાકુળ રહે છે. અને તેને દુઃખમાંથી પ્રયત્ન વડે આગળ સુખને મેળવી શકાય છે તેનું જ્ઞાન થતુ નથી. તેમનુ જીવન બિલકુલ નિરર્થક જણાય છે. માટે મનુષ્યે દુઃખ આવી પડતાં ગભરાવુ નહિ. પણ તે દુખનો ત્યાગ કરવા માટે હિંમત રાખી પ્રયત્ન કરવો.

હિંમતવાળો મનુષ્ય જ પોતે ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે, સદા કાળ મનુષ્ય જીવનના સુખ દુખમા લપટાઇ રહેવુ નહિ. પોતાના આત્મબળથી આત્માના સુખને મેળવવા માટે પ્રયત્ન કરવો. જે માણુસ બહારના પદાર્થોથી સુખ દુખને માનનારો છે તેને સ્થાયી

સુખ કદી પણ પ્રાપ્ત થતું નથી. પણ જે પોતાના આત્મબળમાં શ્રદ્ધા રાખનારો છે, જે પોતાના આત્માના સુખનેજ માનનારો છે તેને બહારના પદાર્થોથી સુખ દુઃખનો અનુભવ થતો નથી. જેમ સાપ પોતાની કાંચળીનો ત્યાગ કરતાં અચકાતો નથી તેમ આત્મજ્ઞાની મનુષ્ય પણ આ બહારના પદાર્થોરૂપી કાંચળીનો ત્યાગ થતાં દુઃખી થતો નથી. તે દુઃખમાં નિરાશ થતો નથી તેને દુઃખ જેવું કાંઇ લાગતું નથી તે માત્ર પોતાના અંતરની પ્રસન્નતાને જાગતી રાખી તેમાંજ સુખ માને છે. તેના સુખ દુઃખનો આધાર બહારના પદાર્થો ઉપર નથી.

સદા ઉત્સાહી રહેવું. પોતાના આત્મબળમાં વિશ્વાસ રાખવો, ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય છતાં પણ તેથી ગભરાઇ જવું નહિ, પરંતુ પોતાના આત્મબળના પ્રભાવ વડે ગમે તેવી દુઃખદ સ્થિતિમાંથી પ્રયત્ન, સાહસ અને હિંમતવડે બહાર નીકળી જવું અને સત્પ્રયત્નના ફળ રૂપી સુખને મેળવવું. ઉન્નતિ ઇચ્છનારને માટે સર્વોત્તમ રસ્તો એ છે કે તેણે કદાપિ પણ કાયર બનવું નહિ જેમ સુવર્ણને તપાવ્યા છતાં તેની કીંમત ઓછી ન થતાં વધ્યા કરે છે. તેમ કદાચ દુઃખ આવી પડે તો તે આપણામાં રહેલી અંતરબળની શક્તિને બહાર પ્રકટાવનાર છે એમ માનવું અને તેવા પ્રસંગે નિરાશ ન થતાં બમણા ઉત્સાહથી પ્રયત્નમાં જોડાવું એજ ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરાવનાર છે. સર્વ કાર્યમાં ઇશ્વરની સહાય માગવી, ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો, આપણી મદદે ઇશ્વર હોવાથી આપણે સર્વ કરવાને સમર્થ છીએ એમ માનવું, અને તેવી શ્રદ્ધાથી પ્રયત્ન કરવામાંજ કર્તવ્ય માનવું ઉન્નતિને પ્રાપ્ત કરવાની આ સર્વોત્તમ કલા છે અને તેનો જો દરેક મનુષ્ય સમજી ઉપયોગ કરશે તો તે જરૂર ગમે તેવી વિપત્તિનો નાશ કરી શકશે.



## एकाग्रतानी महत्ता

( લે. શ્રી મણિલાલ નથુભાઇ દોશી બી. એ. )

મનુષ્યો કોઇ પણ લક્ષ વિના ઘણી પ્રવૃત્તિઓ કરે છે. અને તેનું પરિણામ એ આવે છે કે તેઓ પોતાના કામમાં નિષ્ફળ નીવડે છે. જે કામ કરતા હોઇએ તેમાંજ લક્ષ આપવું. તે સમયે ભવિષ્યનો વિચાર કરવો નહિ અથવા તે કર્યા પછી નકામી ચિંતા કરવી નહિ. જો મનુષ્ય આ રીતે પોતાનું સઘળું મનોબળ એકજ બાબતપર લગાડે તો જરૂર તે એકાગ્રતાદ્વારા તેના કામમાં વિજય પ્રાપ્ત કર્યા વિના રહે નહિ.

અમેરિકાનો કરોડાધિપતિ મી. કાર્નેગી જણાવે છે કેઃ યુવાન મનુષ્યોને વ્યાપારમાં જે નિષ્ફળતા મળે છે તેનું મોટું કારણ બીજું કાંઇ નહિ પણ એકાગ્રતાનો અભાવ છે. જે જે મનુષ્યોએ મહત્વ પ્રાપ્ત કર્યું છે. અને પોતાના માર્ગમાં વિજય મેળવ્યો છે, તેમણે

પોતાની બધી શક્તિ એકજ કામમાં યોજેલી ઘણી બાબતો આમ તેમ કરવા કરતાં એક જ બાબત સારી રીતે કરનાર મનુષ્યોની અત્યારે જગતને જરૂર છે. જે પોતાની શક્તિઓને વિખેરી નાખે છે. તેને વાસ્તે જય પામવાનું કામ ઘણું કઠણ છે. ઘણી નિષ્ફળતાઓનું કારણ અવ્યવસ્થિત સ્થિતિ છે. ઉદ્દેશ વગરનું જીવન, હેતુ વગરની પ્રવૃત્તિને આ વીસમા સૈકામાં રહેવાનું સ્થાન નથી. ખોટે માર્ગે દોરેલી શક્તિ નકામી જ જાય છે. મનુષ્યો પ્રવૃત્તિ કરે છે, તેથી તેઓ આગળ વધે છે એમ માની શકાય નહિ. રમવાનાં એન્જીનોમાંથી ધુમાડો નીકળે, અથવા અવાજ પણ નીકળી શકે, પણ તે આપણને દૂર લઇ જઇ શકે નહિ

એક વાર એક ખેડુતે પોતાના નોકરને કહ્યું " આમ જો ! તારી આવી રીતે કામ કરવાની રીત ચાલશે નહિ. તું જમીનમાં વાંકાચુકા કાપા તારા હળવડે પાડીશ તો ઉંડ વા ટટાર ઉભા રહી શકશે નહિ. તુ ખેતરની સામી બાજુએ કોઇ વસ્તુ ઉપર ચિત્ત રાખ. જો પેલી સામી બાજુએ એક ગાય ઉભી છે, તું હળથી ખેડતો જો, પણ તારી દૃષ્ટિ ગાય ભણી રાખજે એટલે હળવડે સીધા કાપા જમીનમાં પડશે. "

" બહુ સારૂ, સાહેબ ! " તે નોકરે જવાબ આપ્યો.

દશ મિનિટ પછી તે ખેડુતે જોયુ કે તે હળ ખેતરમાં આમ તેમ આડાઅવળા કાપા પાડી રહ્યું હતું.

" બંધ કર ! બંધ કર ! " તે ખેડુતે કહ્યું.

નોકરે જવાબ વાળ્યો " સાહેબ ! તમે કહ્યું હતું તેમજ મે કર્યું છે. ગાયને પહોંચવાને સીધી લીટીમાં મે હળને દોર્યું છે, પણ ગાય સ્થિર ન રહી તેમાં હું શું કરૂં ? "

ઘણા મનુષ્યોનાં જીવન આવીજ જાતનાં હોય છે. જીવનના કોઇ પણ ઉદ્દેશ વિના તેમની જીવનનૌકા આમ તેમ હડસેલાય છે, અને પરિણામે ઘાંચીના બેલની માફક તેઓ ત્યાંને ત્યાંજ માલમ પડે છે. વિજય અને પરાભવ પામેલા મનુષ્યોમાં મોટો ભેદ એ નથી કે એક બહુ કામ કરે છે અને બીજો આળસુ બેસી રહે છે, પણ બુદ્ધિપૂર્વક કોણ કામ કરે છે. તેના જ પર વિજય કે પરાભવનો મોટે ભાગે આધાર છે. બુદ્ધિ દશ ગણી હોય, પણ જીવનનો ઉદ્દેશ જાણવાથી તે આમતેમ વિખેરી નાખતો હોય તેવો મનુષ્ય જે કામ કરે તેના કરતાં દશમા ભાગની બુદ્ધિવાળો મનુષ્ય એકજ ઉદ્દેશથી અને એકાગ્રતાથી પોતાનાં સાધનોનો ઉપયોગ કરે તો પ્રથમના મનુષ્ય કરતાં વિશેષ વિજય પામવાને સરજાયેલો છે. પોતાનું લક્ષ નક્કી કરી તે દિશામાં કામ કરનારની તોલે કોઇ પણ આવી શકે તેમ નથી.

જે સ્થળે દરિયાઇ હોકાયન્ત્ર બનાવવામાં આવે છે. કારખાનામાં આપણે જોઇએ તો જણાશે કે તે હોકાયન્ત્રની સોયોના મુખ અડકાડવામાં આવે છે, અને તેને તે શક્તિ મળે છે, ત્યારે બધી સોયોનાં મુખ ઉત્તર ભણીનાં થાય છે, તેવીજ રીતે મનુષ્ય જ્યારે પોતાના જીવનનો ઉદ્દેશ નિશ્ચિત કરે છે, ત્યારે તેની બધી શક્તિ તેજ દિશામાં વહે છે. તે બધાં કામ કરે છે, પણ તે બધાં કામોનો ઉદ્દેશ સાધ્યબિન્દુએ પહોંચવામાં મદદ કરવાનો હોય છે. જે સાધનો સાધ્યબિન્દુએ પહોંચવામાં સીધી વા આડકતરી રીતે મદદગાર

નથી હોતાં, તેનો ત્યાગ કરવામાં આવે છે. રસ્તામાં અડચણો આવે, તેથી વિહંગ થાય પણ તે પોતાની ધારેલી દિશા અને દષ્ટિબિન્દુ છોડતો નથી.

બીજો ધંધો નથી મળ્યો, ત્યાં સુધી મે શિક્ષકનો ધંધો સ્વીકાર્યો છે. એવું કહેનારા શિક્ષકો શું શિક્ષણની પ્રવૃત્તિમાં વિજય મેળવી શકે, અથવા તે કામમાં પ્રવીણતા પ્રાપ્ત કરી ઉચ્ચી કક્ષા મેળવી શકે ? જે કામ કરવાનું હોય તે કાંતો પૂર્ણ ખંતથી કરો, અથવા તે કરવાનું છોડી દો, પણ જ્યાં સુધી તમે તમારા ધંધાથી બરાબર રંગાઓ નહિ, તે ધંધાનો આદર્શ તમારા હૃદયમાં થનથનાટ ઉપજાવે નહિ, અને તે ધંધાનું મહત્ત્વ તમને તમારૂં સર્વસ્વ તે કામમાં રોકવા તમને પ્રેરે નહિ ત્યાં સુધી તમે તે ધંધાના નોકર છો, હજુ તેના શેઠ થવાને સમય જોઇશે.

અમેરિકાની કોંગ્રેસના પ્રેસીડંટે એક વખતે ઓહીઓ તરફથી આવેલા પ્રતિનિધિ મી. મેકનલીને કહ્યું હતું કે "વિજય અને કીર્તિ મેળવવાને તમારે એકજ પ્રવીણતા મેળવવી. દરેક બીલ રજુ થાય અથવા ઠરાવ આવે તેનાપર તમારે ભાષણ કરવું નહિ, પણ એકજ બાબતના પૂર્ણ અભ્યાસી થવું તે બાબતના સ્પેશીઆલીસ્ટ—ખાસ જાણકાર થાઓ. તમે જકાતના સવાલનો અભ્યાસ કરો તો કેમ ?"

આ ઉપરથી મી. મેકનલીએ તેજ બાબતનો અભ્યાસ કર્યો, અને ધીમે ધીમે તે બાબતમાં મોટો પ્રવીણ થયો, અને તે જે કોઇ અભિપ્રાય આપે તે પ્રમાણભૂત ગણાવા લાગ્યો. અને તેણે રજુ કરેલું જકાત સંબંધીનું બીલ જ્યારે પસાર થયું. ત્યારે તેના જીવનની ધન્ય ઘડી અને ધન્યસમય હતી. જે મનુષ્ય એકજ ભાવના, એકજ વિચાર અથવા એકજ વસ્તુને પોતાનું જીવન અર્પણ કરે છે તે જરૂર તે બાબતમાં વિજય પ્રાપ્ત કર્યા વિના રહેતો નથી. તમે જે કામ હાથ ધર્યું હોય તેને વાસ્તે વિચારો કરો, યોજનાઓ કરો, કાર્યો કરો, જીવન ગાળો. તમારૂં મન, બળ, શક્તિ, હૃદય, અને આત્મા તે કામમાં જોડો અને જરૂર તે કામમાં તમને વિજય મળશે. જે મનુષ્યો એકજ વિચાર અને ભાવનાથી રંગાય છે, તે વિજયી થયા વિના રહેતા નથી.

જ્હોન હોપકીન્સ નામના એક અમેરિકન સદ્‌ગૃહસ્થે જાહેર કર્યું હતું કે મારો જન્મનો ઉદ્દેશ ધન એકઠું કરવાનો છે. તેણે વ્યાપારમાં લાખો ડોલરો મેળવ્યા, લોકો તેને કંજુસ, સ્વાર્થી વગેરે ઉપમા આપતા હતા, પણ તેણે તો ધન પ્રાપ્તિ સિવાય બીજી કશા પર લક્ષ આપ્યું નહિ. તેનો જીવન ઉદ્દેશ તેણે સફળ કર્યો, તેણે લાખો ડોલરો એકઠા કર્યા, અને જેમ ધન તેણે મોટા પ્રમાણમાં મેળવ્યું, તેમ છેવટે તેણે તેટલીજ ઉદારતાથી અર્પવા માંડયું

એક હોસ્પીટાલ સારૂ ૪૦ લાખ ડોલર (૧ કરોડ અને ૬૦ લાખ) રૂપીઆ આપ્યા, યુનિવર્સિટી માટે ૩૦ લાખ ડોલર આપ્યા અને આ બન્ને સંસ્થાઓના નિભાવ સારૂ બીજા ૨૦ લાખ ડોલર તેણે આપ્યા.

ઘણા મનુષ્યો તકને વાસ્તે રાહ જોયાં કરે છે, પણ સારી તક ન મળે ત્યાં સુધી પોતાની શક્તિઓ ખીલવવાને કોઇ ના પાડતું નથી. તકો તો ઘણાને મળે છે, પણ તેનો તેઓ લાભ લઇ શકતા નથી, કારણ કે તે સમયે તેઓ તૈયાર હોતા નથી માટે આપણે આપણી શક્તિઓ ખીલવવી, એટલે તેને અમલમાં મૂકવાના પ્રસંગો મેળવીને આવશે. જગ·

તને દરેક કામમાં શક્તિસાથે ચારિત્રવાળા મનુષ્યોની જરૂર છે, માટે જો તમારામાં ઉત્તમ ગુણો સાથે અમુક પ્રકારની શક્તિ હશે તો આખું જગત્ તમારી માગણી કરતું આવશે, પણ જ્યાં સુધી તેવી માગણી ન થાય ત્યાં સુધી તમારા અલ્પ સાધનોમાં અને પરિમિત સંયોગોમાં તમે એકાગ્રતાથી અને તમારા પૂર્ણ મનથી કામ કર્યા કરો.

એમર્સન લખે છે કે, 'જ્યારે મનુષ્યે પોતાના કામમાં પોતાનું હૃદય મૂક્યું હોય છે, ત્યારે મનુષ્ય આનંદી હોય છે, અને તેના માથેથી બોજો ઉતરી ગયો હોય એમ તેને લાગે છે. પણ હૃદયવગરનું જે કાંઈ કર્યું હોય અથવા કહ્યું હોય, તેથી તેને સંતોષ વળતો નથી જે કોઈ પણ કામ કરો, તેમાં તમારા વ્યક્તિત્વની છાપ પાડો, તમે કમાઈ કરનાર હો કે ધર્મગુરૂ હો, તમે લુહાર હો કે પ્રેસીડંટ હો છતાં જે કામ કરો તેમાં તમારૂં જીગર આવવું જોઈએ જો આ પ્રમાણે તમે કરશો તો તમે એવું દ્વાર ઉઘાડો છો કે જે દ્વારા પૃથ્વી અને સ્વર્ગનો ખજાનો તમારા ઓરડામાં વહીને આવશે."

---

## देशबंधु चित्तरंजनदास.

શ્રીયુત ચિત્તરંજનદાસ ચાલુ કોંગ્રેસના પ્રમુખ નિમાયા છે તે દેશબંધુએ અસહકારનો સિદ્ધાંત ગ્રહણ કરી પોતાની વકીલાતમાં મળતી અસંખ્ય દ્રવ્યની કમાણી છોડી સ્વાર્થનો ભોગ આપ્યો છે. તેમનું જીવનચરિત્ર આ સ્થળે આપવું યોગ્ય ગણું છે.

શ્રીયુત દાસનો જન્મ સને ૧૮૭૦ માં વૈદ્યકુળમાં થયો છે. તેમના પૂર્વજ ઢાકા જીલ્લામાં રહેતા હતા તેમના પિતાશ્રી ભુવન મોહનદાસજી અંગ્રેજીના સમર્થ વિદ્વાન હતા અને કલકત્તા હાઈકોર્ટમાં એટર્ની હતા. તે નિરાભિમાની અને દાનશીલ પુરુષ હતા. તેમણે પોતાના પુત્ર દાસને ભવાનીપુરની લંડન મિશનસ્કુલમાં વિદ્યાભ્યાસ માટે મૂક્યા તેમણે ત્યાં એન્ટ્રેસની પરીક્ષા પાસ કરી. તે પછી તેમને કલકત્તા પ્રેસીડેન્સી કોલેજમાં ગ્રેજ્યુએટ થવા મૂકયા. તેમણે બી, એ, ની ડીગ્રી મેળવી. તે પછી તેમને સીવીલ સર્વિસની પરીક્ષા પાસ કરવા માટે ઇંગ્લાંડ મોકલ્યા. ત્યાં તેમણે સારો અભ્યાસ કર્યો અને સીવીલ સર્વિસની પરીક્ષામાં પાસ થયા. પણ તેમની સિવિલ સર્વિસમાં ચુંટણી થઈ નહિ

જ્યારે દેશબંધુ દાસ ઇંગ્લાંડમાં અભ્યાસ કરી રહ્યા હતા ત્યારે તેમણે એક વખતે પોતાની નિર્ભયતાનો ઘણો ઉત્તમ પરિચય બતાવ્યો હતો જેમ્સ મેકલિન નામના એક માણસે સને ૧૮૯૨ માં એક સભા સમક્ષ એક ભાષણ આપ્યું. તેમાં તેણે કહ્યું કે, "હિંદુસ્તાનમાં હિંદુ અને મુસલમાનો ગુલામ જાતિના છે અને તે લોકો અમારી ગુલામી કરે છે." આ કથનને વિદ્યાર્થી દાસ સહન કરી શક્યા નહિ. તેમણે લંડનમાં રહેતા હિંદવાસીઓને એકઠા કરી એક સભા કરી મને વ્યાખ્યાન આપી મેકલિનના આ ભાષણની સામે તીવ્ર વિરોધ દર્શાવ્યો. આ સભાની ખબર ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટનને મળી જેથી તેમણે મેકલિનની આ ભૂલ સુધારવાને માટે અંગ્રેજોની એક સભામાં યુવક ચિત્તરંજનદાસને

બોલાવ્યા. તે વખતે તેમની ઉમ્મર ૨૨ વર્ષની હતી. તોપણ તેમણે તે સભામાં જઇ પોતાની સ્વાભાવિક ઓજસ્વિતાથી પોતે ઇંગ્લંડના મહાપુરુષોની આગળ પોતાના પક્ષનું દ્રઢતાથી સમર્થન કર્યું. અને તેના પરિણામે મેકલિનને તેમની ક્ષમા માગવી પડી.

તે પછી સિવિલસર્વિસને માટે ચુંટણી થઈ પણ તેમાં તેમનો નંબર ન આવવાથી તે ન ચુંટાયા ત્યારે તેમણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો આ વખતે સ્વ૦ દાદાભાઇ નવરોજી પાર્લામેન્ટમાં સભાસદ થવાની ઉમેદવારીથી ઇંગ્લાંડ ગયાં હતા. શ્રીયુત દાસે દાદાભાઇના કામમાં બનતી મદદ કરી હતી અને ઠેકાણે ઠેકાણે ફરીને અનેક જગાએ ભાષણો આપ્યાં હતાં. તે પછી પોતે બારીસ્ટરની પરીક્ષા પાસ કર્યા પછી હિંદમાં આવ્યા અને કલકત્તામાં બારીસ્ટર તરીકે વકીલાત કરવા લાગ્યા.

દેશબંધુ દાસના પિતાશ્રી ભુવનમોહનજી પોતાના દાનશીલ સ્વભાવને લીધે દેવાદાર થઇ ગયા હતા. પણ પોતે પોતાના પિતાનું બધુ દેવું પોતાને માથે લઇ લીધું. નવેસવા તે બારીસ્ટર હોવાથી શરુઆતમાં તેમને કાંઇ વિશેષ આવક નહોતી. જેથી દેવું ન પતવી શકવાથી તે ઘણા ચિંતાતુર રહેતા હતા એવામાં તેમને પ્રસિદ્ધ થવાને એવી તક મળી ગઈ કે તે તકનો લાભ તેમણે જવા ન દીધો.

સને ૧૯૦૭ માં અરવિન્દ ઘોષ માણીકતલા વાળાને બોમ્બના મુકરદમામાં પકડવામાં આવ્યા. આ કેશ લડવાને માટે અરવિન્દઘોષની પાસે પૈસા નહોતા, તેમ કોઇ ઉદાર વકીલ પણ તેમનુ કામ મફત અથવા જુજ ફી લઇને ચલાવવા માટે તૈયાર થયો નહિ. એવામાં આ મહાન કાર્યનો ભાર પોતાની ઇચ્છાથી શ્રીયુત દાસે પોતાને માથે લીધો. અને અત્યંત મહેનત કરીને તેમણે અરવિન્દઘોષને આ મુકરદમામાંથી નિર્દોષ બનાવીને છોડાવ્યા. આ મુકરદમામાં જીતવાથી તેમનું નામ ચારે તરફ ફેલાયું અને તેથી તેમની વકીલાત પણ થોડાજ દિવસમાં ઝળકી ઉઠી.

તેમની વકીલાત મારી ચાલતાં આવક વધવા લાગી. આવક વધતાં સર્વથી પહેલાં તેમણે પોતાના પિતાનું દેવું પાઇએ પાઇના હિસાબથી ચૂકાવી આપ્યું. તે પછી જેમ જેમ આવક વધવા લાગી તેમ તેમ પોતાના બાપની માફક તેમણે પણ પોતાના ધનનો સદુપયોગ કરવા માંડ્યો. તેમણે આજસુધીમાં હજારો વિધવાઓ અને દરિદ્ર ગૃહસ્થોને ધનની મદદ કરી છે પોતાના ખર્ચે કેટલીય કન્યાઓનાં કન્યાદાન આપ્યાં છે. સેંકડો બાળકોને પોતે મદદ આપી વિદ્યાભ્યાસ કરાવ્યો છે. આ પ્રમાણે દીન અને દુખીયોને મદદ કરવામાં તેમણે કચાસ ન રાખવાથી, તેમના આશિર્વાદથી તેમની આવક પણ ઘણીજ વધી ગઇ.

તેમની માસીક આવકદર માસે ૬૦ હજાર રૂપિયાથી પણ વધુ હતી, તો પણ તેમનો ઘણો ભાગ દીન દુખિયોને મદદ કરવામાંજ ખર્ચાતો. બંગાળામાં તે પ્રસિદ્ધ ગણાતા તેમનું માન પણ સારૂં ગણાતું. જ્યારે ગઇ સાલ નાગપુરમાં કોંગ્રેસ ભરાઇ ત્યારે તે કેટલાક બંગાળીઓને લઇ ખાસ અસહકારની સામે વિરોધ દર્શાવવાને માટે આવ્યા હતા. તે વખતે મહાત્મા ગાંધીજી સાથે તેમને કેટલોક વખત વાદવિવાદ થયો અને તેના પરિણામે ગાંધીજીનું કહેવું તેમને સત્ય લાગતાં તે અસહકારની તરફેણમાં ભળ્યા અને જે ઠરાવનો વિરોધ કરવા તે આવ્યા હતા તેજ અસહકારનો ઠરાવ કોંગ્રેસમાં તેમણે જાતેજ રજુ કર્યો. અને

પાસ કરાવ્યો. આમ ઠરાવ કરાવી બેસી ન રહેતા અસહકારના સિદ્ધાંત "અનુસાર તેમણે તરતજ અમલ કર્યો અને પોતાની દર માસે ૬૦ હજાર ઉપરાંતની આવક છોડી વકીલાતને તિલાંજલી આપી આ પ્રમાણે દેશબંધુએ પોતાના સ્વાર્થનો ભોગ આપી દેશસેવા કરવાને ઝંપલાવ્યુ. અને તે પછી બંગાળામાં અને બીજે, ફરી અસહકારનો ઉપદેશ આપવા માંડયો

દેશબંધુ દાસ દિવસે પોતાની વકીલાતનું કામ કરતા અને રાત્રે સાહિત્યનુ કામ કરતા સાહિત્ય પ્રતિ પણ તેમને અથાગ પ્રેમ છે. તેમણે 'નારાયણ' પત્રનુ સંપાદન કર્યું હતુ તે સિવાય કેટલાક ઉત્કૃષ્ટ કાવ્ય પણ રચ્યા છે. તેમણે સંગીત સાગર, કિશોર કિશોરી, અને અંતર્યામી એ પુસ્તકો રચ્યાં છે અંગ્રેજીમાં પણ તેમણે કેટલાંક પુસ્તકો રચ્યાં છે.

શ્રીયુત દાસ સમાજ અને દેશના હિતના કાર્યોમા પ્રથમથી જ ભાગ લેતા રહ્યા છે. કોંગ્રેસમાં પણ પોતે સામેલ થતા હતા સને ૧૯૧૯ માં પંજાબમાં ઓજોગાર થયા અને અત્યાચાર થયો તે વખતે પોતે ચાર માસ સુધી ત્યાં રહી તેની તપાસ કરી હતી. ત્યાંના અત્યાચારોની તપાસ કરવા ઓલ ઇંડિયા કોંગ્રેસે જે કમીટી નીમી હતી તેમાં મહાત્મા ગાંધીજી વિગેરેની સાથે પોતે પણ સભાસદ હતા.

કલકત્તાની સ્પેશ્યલ કોંગ્રેસ વખતે તો તેમણે અસહકાર સામે વિરોધ મત બતાવ્યો હતો પણ નાગપુર કોંગ્રેસ વખતે તો ગાંધીજીના સમાગમમાં આવતાં તેમણે જ અસહકારનો ઠરાવ રજુ કર્યો હતો. ત્યાર પછી તેમણે વકીલાત છોડી.

આવક છોડી દેશ સેવાનુ જ કામ કરવા માંડયુ છે તેમણે દેશસેવાને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપી સન્યાસી જેવી દશા પ્રાપ્ત કરી છે. દર માસે આઠ હજાર રૂપિઆ જેવી જબરજસ્ત આવક ઉપર જે માણસ લાત મારી તેનો ત્યાગ કરે તે કોઇ અસાધારણ પુરૂષ જ હોવો સંભવ છે અમૃતબજારપત્રિકામાં—શ્રીયુત મોતીલાલ ઘોષે તેમને લખ્યુ હતું કે 'હે દેશબંધુ ચિત્તરંજન, તમેજ પાંચ કરોડ બંગાળીયોમાં અમર થયા છો. અમારામાંથી તો ઘણા કબરમાં પેસીને લુપ્ત થઇ જઇશું, ઘણા સ્મશાનમાં બળી ભસ્મ થઇ જઇશું. પરંતુ તમે તો રાજનૈતિક આકાશમંડળમાં ધ્રુવ તારા સમાન અચળ અને અટલ ભાવથી તમારી કિર્તિ કૌમુદીને ફેલાવી રહેશો; તમે પુજનીય ભારતના સાચા દેવ છો ! તમારી પૂજાથી ભારતવાસી પોતાને કૃતકૃત્ય માનશે. અને તેથી હે ચિત્તરજન તમને, કોટિ પ્રણામ છે "

*તેમની આવી દેશસેવાથી આ વર્ષે ૩૬ મી મહાસભાના પ્રમુખ તરીકે તેમને ચુંટી* કાઢયા અને તે દરમીયાન બંગાળામાં સ્વયંસેવક મંડળોને સરકારે ગેરકાયદેસર મંડળો ઠરાવ્યાથી તે મંડળમાં ભળવાથી તેમને પણ કલકત્તામાં સરકારે કેદ કર્યા. દેશની ખાતર આવો ભોગ આપનાર વિરલજ પુરૂષો હોય છે

---



# देवकन्या.

[ અનુસંધાન ગતાંકથી. ]

## પ્રકરણ ૫ મું.

### સાધુઓનું પકડાવું.

---

સવાર થતાં ત્યાં થઈ જતા લોકોએ અસરફઅલીને ઝાડ બાંધેલો જોયો. તેમણે આવી તેને છોડયો. અસરફઅલીએ સાધુનો કેડો લેવાનો વિચાર કર્યો. તે પાસેના ગામમાં ગયો અને ત્યાં બે ત્રણ દિવસ રહ્યો શરીર સારૂ થયા પછી તેણે સાધુઓની પાછળ જવાનો વિચાર કર્યો. આ વખતે તેણે ધાર્યું કે આને આ વેશે તો ત્યાં જવાશે નહિ. જો આ વેશે ત્યાં જઈશું તો કદાચ તે લોકો ઓળખી લેશે તો બાજી બગડી જશે. માટે તેણે એક સોદાગરનો વેશ લીધો. એક સારો ઘોડો ખરીદ્યો અને ઉત્તમ સોદાગરનાં કપડાં ધારણ કર્યાં. તે પછી તે સાધુઓની શોધ કરતો કરતો ગામડાંમાં ભટકવા લાગ્યો. અઠવાડીયા પછી તેને ખબર પડી કે તે સાધુઓનું મંડળ કાલેજ અહિંથી પૂર્વદિશામાં ગયું છે. તે પછી તે પણ તે દિશામાં ગયો. જે ગામની ભાગોળે સાધુઓએ મુકામ કર્યો હતો તે ગામમાં આપણો નવો સોદાગર આવી પહોચ્યો.

તેણે સાધુઓને દૂરથી જોઈ લીધા. બારોબાર તે સાધુઓ પાસે ન જતાં ગામમાં ગયો ત્યાં તેણે એક સારૂં મકાન અઠવાડીયા માટે ભાડે લીધું. અને તે પછી ત્યાંના પોલીસથાણામાં જઈ પોલીસ અમલદારને પોતાની હકીકત કહી. તેણે ઘણા વર્ષ સુધી પોલીસમાં નોકરી કરી હતી તેથી તે આવી ખટપટથી અને ગુન્હા પકડવાની રીતથી ભોમીયો હતો. તેણે કહ્યું કે “ મારા એક મિત્રના નાની વયના છોકરાને સાધુઓ પકડીને અહિં લઈ આવ્યા છે તેઓ મને પદરેક દિવસ ઉપર મળેલા પણ તે વખતે તે છોકરાને મને સોંપ્યો નહિ અને તે ઘણા માણસો હોવાથી મારી દુર્દશા કરી. આ લોકો એકદમ ગાંઠે તેવા નથી માટે આપ મને મદદ કરો તો હું તેમને પકડી શકું. ”

પોલીસ અમલદારે તેની ફરીયાદ નોંધી લઈ તેને મદદ આપવા કબુલ કર્યું. તે પછી તે સોદાગરીના વેશમાં સાથે બે ચાર પોલીસને પહેરવેશ બદલાવી સાથે લઈને સાધુઓ પાસે ગયો. આ વખતે તેણે ત્યાં જઈ સભ્યતા દર્શાવી અને મહાત્માને પગે પડયો. અને પુછયું કે “ બાપજી, ક્યાંથી પધારો છો ? આપનો મુકામ અહિ કેટલા દિવસ માટે છે ? ” આના ઉત્તરમાં સાધુઓએ કહ્યું કે ‘ અમે તો ફરતા રામ છીએ, અમારૂં રહેવાનું થોડુ જ એક ગામમાં થાય છે મન ચાલ્યા ત્યાં જવુ અને મન ભાવ ત્યાં રહેવું. ઔર ઈશ્વર સ્મરણ કરવુ એ અમારૂં કર્તવ્ય છે. આ અમારા ગુરુજી છે તેમની આજ્ઞા થાય તે પ્રમાણે

અમારે કરવાનું. એ તો બડા સિદ્ધ પુરૂષ છે, ૧૫૦ વર્ષ તો થઇ ગયાં છે, યોગબળથી તેમણે પોતાનું શરીર કેવું નવજુવાન બનાવી દીધું છે. દાંત પણ નવા આવ્યા છે એવા સિદ્ધ પુરુષોની સેવા કરવી એ અમારૂ કર્તવ્ય છે."

આ સાંભળી અસરફઅલીએ પોતાની સાથે આવેલ બીજા પોલીસો કે જે પહેરવેશ બદલી આવ્યા હતા તેમને ઇશારત કરી સમજાવ્યું કે આ જેને ગુરુ કહે છે તેજ મારા મિત્રનો ૧૨ વર્ષનો છોકરો છે. તેને જ આ લોકો પકડી લાવ્યા છે. આથી પોલીસના અમલદારે પણ તે લોકોને બરોબર ઓળખી લીધા. થોડીવારે અસરફઅલીએ કહ્યું કેઃ "બાપજી, આપને મારે ભોજન આપવાનો વિચાર છે માટે આપ કાલે મારે ત્યાં પધારશો, અમે બાપજી આપના જેવા મહાપુરુષોની સેવા કરી કૃતકૃત્ય થઇશું." આથી સાધુઓ પૈકી એક જણે કહ્યું "નહિ ભાઈ ભોજનકી કુછ પરવા નહિ, અમે તો કલ જાનેવાલા હૈ ઇશ્વરને દીયા ગુરુજીકી પાસ કોઇબી બાતકી ખામી નહિ હૈ જો તુમકુ સીધા દેના હોય સો ઇધર ભેજ દેના ઔર દક્ષિણા કી જો ભેટ કરની હોવે સો ભી ઇધર ભેજ દેના, અબી હમતો હરદ્વારકા મેળામાં જાયગા."

અશરફઅલીએ કહ્યું કે "ગુરુજી, આ વખતે તો આપ આજ્ઞા આપો આપની પધરામણી માગ જેવા રંકને ત્યાં થવાથી અમે પાવન થઇશું કૃપા કરી આપ અમારી સેવા જરૂર કબુલ કરશો. અમારા એવા ક્યાંથી ધનભાગ્ય કે અમારે ત્યાં આપ સાધુ મહાત્માઓનાં પગલાં થાય. આપની સેવા કરવાનો પણ અમને સારો લાભ મળશે માટે મારી વિનતિ માન્ય કરશો."

અસરફઅલીને તે લોકો ઓળખી શક્યા નહોતા તે તો તેને સોદાગરજ સમજતા હતા. આ લોકો પાકાં સીધાં ઉડાવતા, ભેટ સોગાદ પણ સારી પડાવતા, કંઇ કંઇ ચમત્કારો પણ કરી બતાવતા, અને તેથી ભોળા લોકો પણ ઠગાતા આ કાંઇ ખરા સાધુઓ નહોતા વર્ષમાં આઠ મહિના આ ટોળુ બહાર ગામ ફરતું ચાર મહિના કોઇ સારા સ્થળે મુકામ કરતું ત્યાં મઠ જાગીર પણ હતી તેમાં કેટલાક તો સંસારી પણ હતા કેટલાક તો સેવિકાઓ પણ રાખતા આવી રીતે આ અધમ ટોળુ ધર્મને બ્હાને ઢોંગ કરતું. તેમણે અશરફઅલીની પ્રાર્થના કબુલ કરી અને બીજે દિવસે તેને ત્યાં પધારવાનું નક્કી કર્યું.

અશરફઅલી તેમને કાંઇ વિખૂટા મુકે તેમ નહોતું. કદાચ તે લોકોને આ પ્રપંચની ખબર પડે અને નાસી જાય તો એવા ભયથી તે સાધુઓની સેવામાં આખો દિવસ અને રાત રહ્યો. વચ્ચે બે માણસોને ત્યાં બેસાડી ઘેર ગયો હતો અને તે લોકોને કેવી રીતે પકડવા તે માટેની પોલીસ અમલદાર સાથે 'બરોબર ગોઠવણ' કરી દીધી બીજે દિવસે તેણે સાધુઓને પોતાને ત્યાં આવવાની પ્રાર્થના કરી તેથી સાધુઓએ એક ઘોડા ઉપર પેલા છોકરાને પોતાના ગુરુ તરીકે બેસાડયો અને તેની આજુબાજુ બીજા સાધુઓએ ચાલવા માંડયુ વાજતે ગાજતે હરી ભજન કરતા આ લોકો માલપુવા ઉડાવવાની ઇચ્છાથી ગામમાં ગયા, અશરફઅલીએ તેમને આવી રીતે પરભાર્યા પોલીસ થાણામાં લઇ જ ધાર્યુ બે ચાર પોલીસને વેશ બદલાવી આગળ રાખ્યા અને બેચારને આજુબાજુ તેમ જ રાખ્યા હતા. અશરફઅલી મોખરે ચાલતો હતો.

જોતજોતામાં પોલીસ થાણું આવી ગયું. સાધુઓએ પૂછ્યુ "બાબા કેતના દૂર હૈ"

તેમને કાંઇક વ્હેમ પણ પડ્યો, અશરફઅલીએ કહ્યું " હવે તો નજીક આવી ગયા છીએ. " ચોકીજવાગમાં તેમનો જ્યાં પોલીસ થાણામાં પ્રવેશ થયો કે આજુબાજુથી હથીયારબંધ પોલીસે તેમને ઘેરી લીધા. અને સાધુઓને પકડવા માંડયા. આ જોઇ તેમણે કહ્યું. " અરે, શેઠ, આ શું, આ લોકો અમને કેમ પકડે છે ? અમે કાંઇ ચોર છીએ કે શું ? સાધુઓને આમ પકડવાથી પરમાત્મા ભલુ નહિ કરે. " આ જોઇ અસરફઅલીએ કહ્યુ કે: એનો તમે કોઇ સાધુને આઠેક દિવસ ઉપર માર મારી ઝાડે બાંધ્યો હતો તેની ફરીયાદ અહિ આવી છે તેથી તમને પકડે છે ! આ સાંભળી સાધુઓએ જાણ્યુ કે નક્કી દગો થયો છે.

તે લોકોની સખ્યા પણ સારી હતી તેથી તેમણે પોતાનું જોર પણ અજમાવ્યુ અને પોલીસના હાથમાંથી છટકવા પ્રયત્ન કરવા લાગ્યા. થોડી ઝપાઝપી પણ થઇ. નાસભાગ થતા પોલીસે ખાલી બંદુકોના બાર કરી જણાવી દીધુ કે જો નાસવા પ્રયત્ન કરશો તો બદુકની ગોળીથી ઠેર થશો માટે નાસવાની વાત જવાદો.

આવી રીતે પોલીસોએ બધા સાધુઓને પકડી હાથકડી નાંખી દીધી. માત્ર મહાત્મા બનેલા પેલા છોકરાને છુટો રાખ્યો સાધુઓએ જાણ્યુ નક્કી પાપ ફરી વળ્યું તે પછી પેલા છોકરાને અસરફઅલીએ ઓળખાણ આપી કહ્યુ કે કેમ નારાયણ, તારી મા પાસે જવુ નથી ? હવે તને કશો ભય નથી. આ લોકો તારો વાંકો વાળ પણ કરી શકનાર નથી માટે જેવુ હોય તેવુ સાચે સાચુ લખાવજે આમ કહી તેની માથાની કૃત્રીમ જટા અને દાઢી લઇ લીધા એટલે પોલીસની પણ ખાત્રી થઇ કે જેને આ લોકો ૧૫૦ વર્ષના સિદ્ધ પુરુષ કહેતા હતા તે તો નાની વયનો છોકરોજ છે.

આ પ્રમાણે સર્વ સાધુઓને કેદ કરી ઓરડીમાં પૂર્યા તેમને ગુન્હો મનાવવા માટે પોલીસોએ પોતાની યુક્તિ અજમાવા માંડી તેમના ખરા નામ ઠામ પૂછ્યાં અને કહ્યું કે તમે તમારા રહેવાનુ ખરોખર ઠેકાણુ અને તમારાં નામ નહિ બતાવો તો છુટવું મુશ્કેલ પડશે આ પછી તેમની પાસેનો સર્વ સામાન જપ્ત કરી તેમાંનો માલ પચનામું કરી કબજામાં રાખ્યો નારાયણને પણ પાકી ખાત્રી થતા સુધી પોલીસ પહેરામાં રાખ્યો. આ પ્રમાણે સાધુ મહાત્માઓ પોલીસના ત્માસાના જકડાઇ ગયા અશરફઅલીએ તેમને કહ્યું કે: જે સાધુને મારી તમે ઝાડે બાંધ્યો હતો તેજ હું તમારાં પાપકર્મ ઉઘાડાં પાડવા માટે અને આ છોકરાને તમારી પાસેથી છોડાવા માટેજ હું તમારી પાછળ પડયો છું તમે સાધુ થઇ અસાધુના કામ કર્યા છે તેનુ ફળ તો તમારે ભોગવવું જ પડશે,

સાધુઓ પણ કેદમાં પડયા પડયા વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું કેવી રીતે છુટાશે.

અપૂર્ણ.

---

## નોંધ.

**૩૬ મી રાષ્ટ્રીય મહાસભા—અમદાવાદ**—દર વર્ષે નાતાલના અઠવાડીયામાં કોંગ્રેસ અને કોન્ફરન્સ મળ્યાં કરે છે. તેવી રીતે આ વર્ષે અમદાવાદમાં ૩૬ મી રાષ્ટ્રીય મહાસભા ભરાઇ હતી તે ઉપરાંત સંસાર સુધારા પરીષદ, ખીલાફત કોન્ફરન્સ અને મુસ્લીમ લીગની બેઠકો પણ મળી હતી કોંગ્રેસ અથવા તો રાષ્ટ્રીય મહાસભા બગાળાના નેતા શ્રીયુત

ચિત્તરંજનદાસના પ્રમુખપણા નીચે મળવાની હતી પણ શ્રીદાસને સરકારે કેદ કર્યાંથી છેવી ઘડીએ કોંગ્રેસના પ્રમુખ તરીકે હકીમ અજમલખાનને ચુંટી કાઢયા હતા. સ્વાગત મંડળના પ્રમુખ તો શ્રીવલ્લભભાઇ જે૦ પટેલ હતા. મહાસભાનો મંડપ સાબરમતી નદીના સામે કિનારે એલીસબ્રીજના પુલ પાસે બાંધ્યો હતો. મંડપ વિશાળ અને ભવ્ય હતો છતાં તે માત્ર વળીઓ, પાટીયાં અને ખાદીનોજ બાંધેલો હતો. તેની પાસે મુસ્લીમ નગર કંતાનથી બાંધેલું હતું તેમાં મુસલમાન ડેલીગેટોનો ઉતારો હતો તેની પેલી બાજુ ખાદી નગર ખાદીનું બંધાવ્યું હતું તેમાં મહાસભાના ડેલીગેટોનો મુકામ હતો. મુસ્લીમ નગરમાં તેમ ખાદી નગરમાં વોટર વર્કસ ઉભું કરી નળ દ્વારા પાણી અપાતું, તેમ વીજળીના દીવાની પણ ગોઠવણ હતી.

નદીને કાંઠે પુલ પાસેજ નગરશેઠના બંગલામાં અને તેના વિશાળ ચોગાનમાં પ્રદર્શનની યોજના કરેલી હતી તેમાં દેશી કારીગરીની કેટલીક વસ્તુઓ, હાથ વણાટના કપડાં, ગાલીચા, ખાદી વિગેરે ગોઠવેલું હતુ. આજુબાજુ દેશી માલની દુકાનો માંડેલી હતી. પ્રદર્શનમાં જવા માટે ૦-૪-૦ ની ટીકીટ રાખી હતી. પણ તા. ૨૭ થી ૨૯ મી ડીસેંબર સુધી કોંગ્રેસના ટાઇમમાં તો પ્રદર્શન ઉઘાડુંજ નહોતું તેથી કેટલાય ડેલીગેટોને નિરાશ થવું પડયું હતુ

મહાસભાની બેઠક તા. ૨૭ મીએ ૩ વાગે હતી મંડપમાં પેસતાં મોટા ત્રણ દરવાજા બનાવેલા હતા, આગળ ચાલતાં નાનો સરખો બાગ અને વચ્ચે ફુવારો હતો. મંડપની આજુબાજુ કંતાનનો કાંગરાવાળો કોટ બનાવ્યો હતો. અંદરના મંડપના દ્વાર પાસે કેદમાં પડેલા માણસોનાં નામ લખીને બે બાજુ કીર્તિ સ્મરણનાં મોટાં પાટીયાં ચૂંટેલાં હતાં. ડેલીગેટોને માટે નીચે જમીન ઉપર બેસવાનું હતું. સ્વાગત મંડળને માટે પ્લેટફોર્મ ઉપર સર્વેની પાછળ જમીન ઉપર બેસવાનું હતું એક બાજુ સ્ત્રી મંડળ બેઠેલું હતું, પ્લેટફોર્મ ઉપર મહાત્મા ગાંધીજી, પ્રમુખ હકીમ અજમલખાન, શ્રીવલ્લભભાઇ પટેલ, શ્રી વીઠ્ઠલભાઇ પટેલ, પંડિત મદનમોહન માલવીયા, શ્રી વિજય રાઘવાચાર્ય, મી. એસ. શ્રીનિવાસ આયંગર, પંડિત રામભજદત્ત ચોધરી, મા સ્વરૂપરાણી નહેરુ, સૌ. સરલાદેવી ચોધરાણી, સૌ કસ્તુરબાઇ ગાંધી, શંકરાચાર્ય સ્વામી ભારતીકૃષ્ણતિર્થ, મી. ભર્ગુરી, અલીભાઇઓનાં માતાજી, શ્રી સરોજની નાયડુ, મી. અબ્બાસ તૈયબજી, મી જયકર વીગેરે આગવાનો બેઠેલા હતા.

શરૂઆતમાં પંડિત વિષ્ણુ દીગંબર અને તેમના ગાનારાઓએ 'વંદેમાતરમ' નું ગાયન ગાયું હતું તે પછી તેમણેજ "આવો આવો સકલ ભારત-કુમાર" એ ગાયન ગાયું હતું તે પછી ગુજરાતની રાષ્ટ્રીય સ્ત્રીમંડળે "સમશેર સારી ખડકતી અમને નહિ તારો કરે," એ અને "ગુલ ચમનસે પુલ પુલોકી ખુશ્બો મીઠી વહીરહી હય." એ ગાયનો ગાયાં હતાં. તે પછી મીસ રહેના તૈયબજીએ 'લક્ષ્યથા એક દિન હિન્દોસ્તા જનતનથા તેરા" એ ગાયન ઉર્દુમાં ગાઇ સંભળાવ્યું હતું.

તે પછી સ્વાગત મંડળના પ્રમુખ શ્રીવલ્લભભાઇ પટેલે પોતાનું ભાષણ હિન્દીમાં વાંચી સંભળાવ્યું હતું તેમણે કહ્યું હતું કે' નેતાપણું સેવામાં રહેલું છે. અમે ધારતા કે આપણે સ્વરાજની સ્થાપનાનો ઉત્સવ ઉજવવા ભેગા મળીશું પણ તે અવસર ઉજવવાનું બની શક્યુ નથી. અમે મનસા, વાચા અને કર્મણા અહિંસા પરાયણ રહેવાનો પ્રયત્ન કર્યો છે અને તેના ચિન્હ રૂપે હિન્દુ મુસલમાનોની એકતા છે. સરકારી ખાતાઓ છોડવાની અને

વકીલોએ વકીલાત છોડવાની બાબતમાં અમે કાંઈ મગરૂર થઈએ એવુ બતાવી શકીએ તેમ નથી પણ ધારાસભાનો બહિષ્કાર અને કેળવણીની બાબતમાં અમારૂં કામ અમને શોભાને એવુ છે આજે રેંટીઆનો પ્રચાર પણ સારો થઈ રહ્યો છે. સ્વદેશીનો પ્રચાર કરવામાં અમે પાંચ લાખ રૂપીઆ ખર્ચી ચૂકયા છીએ. દારૂનિષેધ માટે પીઠાં ઉપર પેરા ભરવાનું કામ પણ અમે વિશાળ પાયા ઉપર ઉપાડયું છે. તેમ અસ્પૃશ્યતાની બાબતમાં અમે સૌથી વધુ પ્રગતિ કરી છે. પરંતુ બંગાળ વિગેરે પ્રાંતો જે અગ્નિ પરીક્ષામાંથી પસાર થઇ રહ્યા છે તેમાંથી અમે પસાર થયા નથી. સુરત, નડીઆદની મ્યુનીસિપાલીટી પાસેથી રાષ્ટ્રિ શાળાઓનો જબરદસ્તીથી કબજો લઇને અમારી શક્તિ બતાવવાની તક આપી છે. એ પ્રશ્ન તો કાયદાના સવિનય ભંગથીજ ઉકલશે, અમે રાષ્ટ્રિય સ્વમાન જાળવવા માટે, રાષ્ટ્રીય હકનું રક્ષણ કરવા માટે શાંત અને શાંતિ પ્રિય મનુષ્યને ન છાજે એવુ કઇંજ નહિ કરીએ. આ વિગેરે કહી તેમણે હકીમ અજમલખાનને પ્રમુખસ્થાન લેવાની વિનતિ કરી હતી

પ્રમુખનું ભાષણ—તે પછી હકીમ અજમલખાને પ્રમુખપદ સ્વિકારી પોતાનું ભાષણ કર્યું હતું તેમાં તેમણે શ્રીચિત્તરંજનદાસની ગેરહાજરી માટે શોક બતાવ્યો હતો. તેમણે સ્વતંત્રતા મેળવવાના ઉપાય તરીકે અસહકારને અમરસ્થાન બતાવ્યું હતું ઇજીપ્તે પણ અસહકાર અખત્યાર કર્યો છે અહિંસાત્મક હિલચાલ એ હવે એશિયાઈ ચળવળ બનતી જાય છે. આ વિગેરે ૫દરેક મિનીટ તેમણે ભાષણ કર્યું હતું.

તે પછી ચિત્તરંજનદાસનું ભાષણ અને તેમનાં પત્નિ શ્રીમતી વાસંતી દેવીનો સદેશ શ્રી સરોજની નાઇડુએ અંગ્રેજીમાં વાંચી તેનો હિંદીમાં અનુવાદ પણ કહી સભળાવ્યો હતો. દાસના ભાષણની મતલબ એ હતી કે "આપણે મહત્ત્વ કરવાની યુદ્ધની માત્ર એકજ રીતી અસહકારની છે." વાસંતીદેવીના સદેશામાં પણ કહ્યું હતું કે એક એક મહાસભાના પ્રતિનિધિએ સ્વયંસેવકમાં જોડાવુ અને મહાસભાના કાર્ય માટે સમસ્ત દેશની એક વિરાટ સેના તૈયાર કરીને આપણે અહર્નિશ કામેજ વળગી જવુ"

તે પછી કેટલાક તારના સંદેશા આવ્યા હતા તે વાંચી સભળાવી પેહેલા દિવસની બેઠક પૂરી કરી હતી.

મહાસભાના ધ્યેયને પંડિત મદનમોહન માલવીયા અને મી મહમદઅલી ઝીણાએ કબુલ રાખી તેમાં સહી કરી હતી.

તા ૨૮ મીએ બીજે દિવસે કોંગ્રેસની બેઠક ૧।। વાગે મળી હતી શરૂઆતમાં ગાંધર્વ મહાવિદ્યાલયવાળા પંડિત વિષ્ણુ દીગંબરે પોતાના સાથીઓ સાથે "વંદે માતરમ્" વાળુ ગાયન ગાયુ હતું. તે પછી તેમણેજ "ભારત હમારા દેસ હૈ ઇસકે વાસ્તે હમ કુછતે કુછ કરજાયેગે" એ ગીત ગાયુ હતું. તે પછી અમદાવાદ રાષ્ટ્રીય મંડળ તરફથી "માતૃભૂમિ તેરે ચરણમે શિરનમાઉ" એ ગીત ગાયું હતું તે પછી "જનની ભારત આજ હમકો મધુર વીણા સુણા રહી હય" એ ગીત ગાયું હતું તે પછી શ્રી અબ્બાસ તૈયબજીની પુત્રીએ ઉર્દુ ગીત ગાયું હતુ તે પછી બહારના આવેલા સદેશાઓ વાંચી બતાવ્યા હતા

તે પછી મહાત્મા ગાંધીજીએ માંચડા ઉપર જઇ અહિંસાત્મક અસહકારના કાર્યક્રમનો ઠરાવ રજુ કર્યો હતો. તેની મતલબ એ હતી કે અહિંસાત્મક અસહકાર અખ્યાર કર્યાથી દેશે ભારે પ્રગતિ કરી છે તેથી આ મહાસભા કલકત્તાના મહાસભામાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી સ્વીકારાયેલો ઠરાવ કબુલ રાખે છે, અને પંજાબના તથા ખી

લાફતના અન્યાયો ઓછા થાય નહિ અને સ્વરાજ્યસ્થપાય નહિ તથા હિન્દી રાજ્યતંત્રનો અંકુશ બીન જવાબદાર સંયુક્ત મંડળના હાથમાંથી પ્રજાના હાથમાં સંક્રાન્ત થાય નહિ ત્યાં સુધી દરેક પ્રાંત પોતે નક્કી કરે તેવી રીતે અત્યારના કરતાં વધુ મોટા જોશથી અહિંસાત્મક અસહકારની કાર્યવાહી ચાલુ રાખવાના મહાસભાના નિશ્ચિત નિશ્ચયની નોંધ લે છે, વળી જરૂર જણાય તેવા અંશે મહાસભાની સઘળી પ્રવૃત્તિઓ બંધ રાખવી અને તા ૨૩ મી નવેંબરે મુંબાઈમાં કારોબારી સમીતીએ પસાર કરેલા ઠરાવ અનુસાર સમગ્ર દેશમાં જે સ્વયંસેવક મંડળો રચવામાં આવે તેમાં શાંતિથી અને કોઈપણ પ્રકારના દેખાવ સિવાય પોતે જોડાવું એવી સઘળાને વિનતિ કરે છે. અને તેમાં જે આઠ સરતો તેમણે પાળવી જોઈએ તે દર્શાવી હતી. જાહેર સભાઓ ભરતી અટકાવવાનું જાહેરનામું બહાર પડયું હોય છતાં પણ આ મહાસભા સમિતિને સભાઓ અને જાહેર સભાઓ ભરવાની સલાહ આપેછે.

આ મહાસભા એવા અભિપ્રાયની છે કે સત્તાના આપખુદ જે હુકમોને અટકાવવા માટે હરેક બીજા ઉપાય અજમાવી ચુકાયા હોય ત્યારે શસ્ત્રબંધી બળવાને બદલે કાયદાનો સાદર ભંગ એજ એક સુધરેલો અને કાર્યસાધક માર્ગ છે. તેથી આ સભા કોઈપણ ભોગ આપ્યા સિવાય બીજો માર્ગ નથી તેમને એવી સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અથવા જનસમુદાય અહિંસાની રીતથી પૂરતી રીતે કેળવાયો હોય ત્યારે સામુદાયિક કાયદાના સાદર ભંગની વ્યવસ્થા કરવી. વળી આ મહાસભા આ ઠરાવદ્વારા મહાત્મા ગાંધીજીને વધુ સુચનાઓ બહાર પડતાં સુધી મહાસભાના કુલ સર મુખત્યાર અધિકારી નીમે છે. અને મહાસભાનું વિશિષ્ટ સંમેલન અથવા હિન્દ મહાસભા સમીતિની કે કાર્યવાહી સમિતિની સભા બોલાવવાની સત્તા સાથે સમસ્ત હિન્દ મહાસભા સમિતિની સઘળી સત્તાઓ તેમને સુપ્રત કરે છે. તેમજ અણીને સમયે ઉત્તરાધિકારી નીમવાની સત્તા આપે છે. મહાસભાનું હાલનું ધ્યેય મહાત્મા ગાંધી કે તેના અનુયાયીઓથી મહાસભાની પહેલાં પરવાનગી મેળવ્યા સિવાય બદલી શકાશે નહિ. " આ ઠરાવ રજુ કરી મહાત્મા ગાંધીજીએ તે ઉપર વિવેચન કર્યું હતું તેને યોગ્ય ટેકા મળતાં આ ઠરાવ પાસ થયો હતો. તે પછી કેટલાક બીજા ઠરાવ થયા હતા અને અંતે બીજે દિવસે કોંગ્રેસ વેરાઈ હતી. આની રીતે ખીલાફત કોન્ફરન્સ અને મુસ્લીમલીગે પણ મહાસભા અનુસાર કેટલાક ઠરાવો પસાર કર્યા હતા,

---

# પ્રાસંગીક વિચાર.

ભાગ્યોદયનું ચાલુ વર્ષ આવતા ફેબ્રુઆરીમાં પુરૂ થશે માર્ચથી તેનું નવુ વર્ષ શરૂ થશે. હવે પછી ઇશ્વરેચ્છાતો ભાગ્યોદય ગ્લેઝ કાગળમાં નીકળશે. અને તેમાં જેમ બને તેમ હવે પછી ઉચી પ્રતિના લેખો દાખલ કરવામાં આવશે, ભાગ્યોદયની આવતા વર્ષની ભેટ તરીકે એક ઉત્તમ આધ્યાત્મિક પુસ્તક આપવામા આવશે તે પુસ્તક પણ ગ્લેઝ કાગળોમાં જ છાપવામાં આવશે

ભાગ્યોદયની આવતા વર્ષની ભેટ તરીકે " એકાગ્રતા અને દિવ્યશક્તિ એ નામનું તત્વજ્ઞાનનુ પુસ્તક અપાશે આ પુસ્તકમા નીચે પ્રમાણે પ્રકરણો આવશે વિચાર અને મગજ, ઇચ્છા, વિચારને ચાલવાની રીત અને તેની લ્હેરોનો પ્રકાર, વિચાર તરંગ, આકર્ષક શક્તિ, માનસિક એકાગ્રતાની વિધિ, વિચારની લ્હેરો કેવી રીતે પેદા કરી શકાય છે, ઓજસશક્તિ, વ્યાપારમા ઓજસ શક્તિનો ઉપયોગ શરીર અને પ્રાણોનો વ્યાયામ, શારીરિક વ્યાયામ, ઓજસશક્તિનો વ્યાવહારિક ઉપયોગ. આહાર, ઓજસશક્તિનો રોગ મટાડવામાં ઉપયોગ, ઓજસશક્તિનો બીજો ઉપયોગ, પ્રાણાયામની સરળ વિધિ, આત્મ તેજ, માનસિક ચમત્કાર, આધ્યાત્મિક દશ્ય, જગતની ગુપ્ત શક્તિયો એ વિગેરે પ્રકરણો આ પુસ્તકમાં આવશે

હમે અત્યાર સુધીમાં ગ્રાહકોને ઉત્તમ અને ઉપયોગી પુસ્તકોજ ભેટ તરીકે આપ્યાં છે આ વર્ષે આવુ આધ્યાત્મજ્ઞાનથી ભરપુર પુસ્તક ભેટ તરીકે આપવાનો વિચાર છે કાગળોની સખ્ત મોંઘવારીને લીધે ગ્રાહક પુરતીજ નકલો છપાશે તેથી કાચ પછીથી ગ્રાહક થનારને તે પુસ્તક નહિજ મળે આ પુસ્તકની છુટક કીંમત રૂ ૧-૮-૦ રહેશે છતાં ભાગ્યોદયના ગ્રાહકને તો તે મફતજ મળશે અમારા ધારવા પ્રમાણે આ પુસ્તક વાચી મનન કરવા યોગ્ય હોવાથી દરેક ગ્રાહકને સારૂ પસંદ પડશે માટે દરવર્ષ માફક દરેક ગ્રાહક આ વર્ષે પણ અમારા ગ્રાહકમાં કાયમ રહેશે અને નવા ગ્રાહકો વધારી આપી અમને યોગ્ય મદદ કરી શકશે

આ વર્ષે ભાગ્યોદયનુ લવાજમ રૂ ૩-૦-૦ રાખવામાં આવ્યું છે અને તે દરેક ગ્રાહક મનીઑર્ડરથી મોકલી આપશે એમ અમે માનીયે છીએ આ વર્ષથી વી. પી કરવામાં મનીઑર્ડરના ૦-૨-૦ રજીસ્ટર્ડ ફીના ૦-૨-૦ અને પોસ્ટેજ ૦-૨-૦ મળી રૂ ૦-૬-૦ દરેક ગ્રાહકને નકામા વધુ ખર્ચવા પડશે. અને જેથી જે સજ્જનો અમને રૂ ૩-૦-૦ મનીઑર્ડરથી મોકલી આપશે તેમને ઉપર પ્રમાણે પોસ્ટેજના ૦-૬-૦ વધુ ખર્ચવા નહિ પડે જેથી દરેક ગ્રાહક બધુ આશા છે કે આ વખતે મનીઑર્ડરથી રૂ ૩ અમને મોકલી આપશે. જેમનુ લવાજમ આવી જશે તેમને માર્ચ માસમાં ભેટનુ પુસ્તક બુક પોસ્ટ કરી મોકલી આપીશુ તેથી ખર્ચનો બચાવ થશે

અમને દરવર્ષે દરેક ગ્રાહક પોતે નવાં ગ્રાહકો વધારી આપી યોગ્ય મદદ કરે છે

તે પ્રમાણે આ વર્ષે પણ દરેક બધુ એકાદ બે નવાં ગ્રાહકો વધારી આપશે એવી આશા છે. ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે અમે એક બીજો પણ લાભ આપવા ધારીએ છીએ. અમારા તરફથી હાલમાંજ–" મહાત્મા ગાંધી અને હિન્દના મહાન નરરત્નો " એ નામનું ઉપયોગી પુસ્તક બહાર પડયુ છે. તેમાં દેશ નાયક મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીનું જીવન વૃતાંત, તેમણે આફ્રિકામાં બજાવેલું ઉત્તમ કામ, તેમનો ( ગાંધીજીનો ) જેલનો અનુભવ, ઈંગ્લાંડ અને હિંદમાં કરેલું કાર્ય વિગેરે વિષયો છે તે ઉપરાંત દેશબંધુ ચિત્તરંજનદાસ, લાલાલજપતરાય, મોતીલાલ નેહેરૂ, ગોપાળકૃષ્ણ ગોખલે, લો. મા. બાલગંગાધર તિલક, દાદાભાઇ નવરોજજી, ફીરોજશાહ મેહેતા, પંડિત મદનમોહન માલવીયા, શ્રી અરવિંદ ઘોષ, શ્રી રવિન્દ્રનાથ ટાગોર વિગેરે દેશના મહાન નેતાઓના ચરીત્રોનો સંગ્રહ છે તે પુસ્તક ગ્લેઝ કાગળમાં, પાકુ પુઠું અને ૨૦૦ પાનમાં છે તેમાં મહાત્મા ગાંધી અને લોકમાન્ય તિલકના ફોટો પણ છે. આ પુસ્તક કોંગ્રેસ પ્રસંગે બહાર પડયુ હતું તેની કીમત રૂ ૧–૮–૦ છે. તે દરેક ગ્રાહકને આવતા વર્ષનુ લવાજમ મનીઓર્ડરથી મોકલી આપશે તેમને રૂ. ૧–૮–૦ માંજ આપવામાં આવશે. જેમને તે પુસ્તકનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે લવાજમના રૂ ૩–૦ અને આ પુસ્તકનો રૂ ૧–૦ મળી રૂ. ૪–૦ મનીઓર્ડરથી મોકલી આપવા તેમને આ પુસ્તક બુક પોસ્ટથી મોકલાશે. આ પુસ્તકનો લાભ જ્યાં સુધી તે શીલીકમાં હશે ત્યાં સુધીજ મળશે. તે ખપી ગયા પછી ગ્રાહકોને મળી શકશે નહિ તેની નકલો પણ થોડીજ છપાવેલી હોવાથી અને તેનું છુટક વેચાણ સારૂ હોવાથી હવે થોડીજ નકલો શિલીક છે, માટે જેમને તે લાભ લેવો હોય તેમણે તુરતજ મનીઓર્ડરથી નાણાં મોકલી આપવાં.

હાલમાંજ અમારા તરફથી 'હિન્દુસ્તાનની તીર્થયાત્રા અને યાત્રાળુનો ભોમીયો ' એ પુસ્તક બહાર પડયું છે, તે સબંધી આ અંક સાથે બીડેલાં જુદાં હેન્ડબીલ વાંચી ખાત્રી કરવી. આ પુસ્તક દરેકને ઘરમા રાખવા લાયક છે તેની કીમત રૂ. ૮–૦ છે. માટે તાકીદે મગાવી લેવુ. જે ભાગ્યોદયના ગ્રાહકો આ માસમા આ પુસ્તક મગાવી લેશે તેમની પાસે રૂ. ૭ ને બદલે રૂ ૬–૮–૦ કીંમત લેવાશે પોસ્ટેજ ૦–૮–૦ મળી રૂ ૭) નું વી. પી. કરવામાં આવશે. તેમજ જેને માટે અનેક સજ્જનો તલપી રહ્યા હતા તે પુસ્તક " માસ્ટર ઓફ નૉલેજ " પણ હાલમાંજ બહાર પડયું છે તેની કીંમત રૂ ૧૦–૦–૦ છે પણ જે ગ્રાહકો ૩૧ મી જાનેવારીની અંદર આ પુસ્તક મગાવી લેશે તેમને રૂ ૯ થી અપાશે પોસ્ટેજ ૦–૮–૦ મળી રૂ ૯–૮–૦ નું વી. પી. થશે મુદત પછી મંગાવનારને ઓછી કીમતે મળી શકશે નહિ

આવી રીતે ગ્રાહક બધુઓને રૂ. ૩ લવાજમ ભરવાથી દર માસે ઉત્તમ વિષયોથી ભરપુર માસીક મળે તે ઉપરાંત ભેટનું પુસ્તક મળે અને આવાં કેટલાંક પુસ્તકો ઓછી કીંમતે મળે તે લાભ તો જુઓ તે જોતાં જણાશે કે માસીકનું લવાજમ કાંઇ હિસાબમાં નથી. જે નવા ગ્રાહકો આ માસમાં થશે તેમને પણ આ લાભ મળી શકશે માટે નવાન ગ્રાહકોએ તાકીદે નામ નોંધાવી દેવાં. તેમ અમારા ગ્રાહક બધુઓ દરેક એક બે ગ્રાહકો વધારી આપી અમારા કાર્યમાં સહાય આપશે એવી અમે આશા રાખીએ છીએ.

જેમનું લવાજમ ફેબ્રુઆરી માસ સુધીમાં નહિ મળે તેમને ફેબ્રુઆરીની તા ૧૫ મી પછી ભેટનું પુસ્તક 'એકાગ્રતા અને દિવ્ય શક્તિ ' રૂ ૩–૩–૦ માં વી. પી. થી મો-

ઠલાશે તેમને મનીઓર્ડરના ૦-૨-૦ વધુ ભરવા પડશે એટલે રૂ. ૩-૫-૦ ભરવા પડશે. માટે આશા છે કે તે મુદત પહેલાં દરેક સજ્જન મનીઓર્ડરથી લવાજમના રૂ ૩ મોકલી આપશે જેમને માહાત્મા ગાંધીના પુસ્તકનો લાભ મેળવવો હોય તેમણે રૂ. ૧ વધુ મોકલવો.

આ માસીકના ગ્રાહક રહેવાથી દર માસે ઉત્તમ તત્ત્વજ્ઞાનના વિષયોથી મન શાંત રહે છે, ઉત્તમ બોધક વાર્તાથી મનને આનંદ થાય છે તે ઉપરાંત વૈદકના અને હુન્નર ઉદ્યોગના વિષયોથી અનેક લાભ થવા સંભવ છે માટે આશા છે કે આ વર્ષે પણ દરેક બંધુ ગ્રાહકમાં કાયમ રહેશે એટલુંજ નહિ પણ બીજા નવા ગ્રાહકો વધારી અમને આ સત્કાર્યમાં યોગ્ય સહાય અર્પશે.

## वनस्पतिविज्ञान.

( આંબાના ગુણ ચાલુ )

માથુ દુઃખવુ—આંબાની અંતરછાલ પાણીમા ઘસીને નાસ લેવાથી મટે છે.

ગળાનો સોજો—આંબાનાં પાનનો ધુમાડો ગળામાં લેવાથી અંદરનો સોજો નરમ પડે છે.

ગુમડાં—ગોટલી પાણીમાં ઘસીને ગરમ કરી કાચા ગુમડા ઉપર લગાડવાથી ગુમડાં ચીમગાઈ જાય છે.

ગરોળીનુ ઝેર—ગરોળીનું ઝેર પેટમાં જતાં ઝાડા ઉલ્ટી થાય છે તેથી આંબાનું મૂળ પાણીમાં ઘસી પાવાથી મટે છે.

મધુપ્રમેહ—આંબાની અતરછાલનો ૪ તોલાનો ઉકાળો પીવાથી મટે છે. આંબાનાં કુણાં પાન કાચાં અને તાજાં ખાવાથી મધુપ્રમેહ મટે છે.

ખસ—આંબાનાં પાનની રાખ કરી ગાયના મુતરમાં કાલવી લગાવવાથી ખસ, દાદર અને ખરજવાં મટે છે

દાઝવું—આંબાનાં પાનની રાખ ૨૦ તોલા, મોરથુથાની ભષ્મ ૦ તોલો એકત્ર વાટીને દાઝેલા ભાગ ઉપર ભભરાવવાથી મટે છે.

રસોળી—આંબાની ગોટલી પાણીમાં ઘસીને ચોપડવાથી રસોળી, ખીલ, તાપોલીયાં અને ગુમડાં મટે છે

વીંછીનું ઝેર—કેરીનો ચીક ડખ ઉપર ચોપડવાથી વીછી ઉતરે છે.

સસણી—આંબાના ઝાડ ઉપરથી લાલકીડી એક તોલા પાણીમાં મેળવી તેમાંથી ૦ તોલો પાણી બાળકને પાવાથી સસણીનુ દરદ મટે છે.

ઉંદરી—કેરીનો ચેપ, લીંબુના રસ સાથે મેળવી માથાની ઉદરી ઉપર લગાડવાથી મટે છે

મરડો—કેરીના ઝીણા મરવાનો ભૂકો ૦ તોલો, ૦ તોલા સાકર સાથે પાંચ દિવસ લેવાથી મરડો મટે છે, અને આંબાનો મોર સુંઘવાથી સાદ બેસી ગયેલો ખુલે છે

મસા—હરસ—કાચી કેરીની ગોટલીનો ભૂકો ૦ થી ૦ા તોલો દિવસમાં ૩ વાર ખાવાથી દુઝતા મસા, પેટમાંના કૃમિ, સ્ત્રીઓને દસ્તાન ઘણું જતું હોયતો તે અને ઝાડા મટે છે.

દાંતનો દુઃખાવો—કેરીનો ચેપ કાથા સાથે મેળવી દાંતે ઘસવાથી મટે છે.

આંખે દુધ લાગવુ—થોરનું દુધ કે ભીલામાં આંખે લાગે અને સુજી આવે તો પાકી કેરીનો રસ આંખની અંદર અને બહાર લગાડવાથી મટે છે.

ઝાડા—પાકી કેરી ખાવાથી ઝાડા થાયતો અંદરની ગોટલી ખાવાથી ઝાડા મટે છે.

કેરીનો મુરબ્બો—કેરીને છોલી નાંખી તેનો છુંદો કરવો અથવાતો તેનાં ચીરીયાં કરી પતીતાં કરવાં, તેને ધીમા તાપે બાફી અર્ધો ભફાય એટલે પાણી કહાડી નાંખવુ. તેનાથી ચાર ઘણી ખાંડની ચાસણી કરી તેમાં તે પૈતાં કે છુંદો નાખવો, પછી તેમાં એલચી કેસર વિગેરે નાંખવાં. આ મુરબ્બો સ્વાદિષ્ટ છે તેમ પિત્તશામક, રૂચિકર અને પૌષ્ટિક છે.

લોહીની ઉલટી—આંબાની ગોટલીનો રસ કાઢી નાકમાં ટીપાં નાંખવાથી મટે છે

ઉપદંશ-ગરમી—આંબાની છાલનો રસ બકરીના દુધમાં મેળવી પીવાથી મટે છે.

ગરમ તાવ—આંબાના મૂળ ગળે અને હાથે બાંધવાથી મટે છે.

પ્રમેહ—આંબાની અંતરછાલનો રસ ૪ તોલા અને ચુનાનું નિતર્યું પાણી ૧ તોલો મિશ્ર કરી ૭ દિવસ આપવાથી તરતનો પ્રમેહ મટે છે.

પરશેવો થવો—આંબાની ગોટલી ભાગી તેનો ભૂકો શરીરે લગાવવાથી પરસેવો થતો નથી.

હરસ—આંબાના સુકાં પાનનું ચુર્ણ કરી તેની ધુમાડી લેવાથી મટે છે

ગરમી—આંબાની અંતરછાલ, તેનાં મૂળની અંતરછાલ અને વડની વડવાઇનો રસ એકત્ર કરી તેમાં ખડી સાકર અને જીરૂ નાંખી પીવાથી સર્વ પ્રકારની ગરમી મટે છે.

કાનનો દુઃખાવો—આંબાનો મોર વાટી દીવેલમાં કકડાવી તેને ગાળી ટાઢો થયે કાનમાં નાખવાથી મટે છે.

ઝાડા—આંબાના થડમાં રસી ઝરે છે તેની સાથે સાકર અને ઘી સાથે ખાવાથી ઝાડા મટે છે.

દાહ—આંબાની અંતરછાલ દહીમાં વાટી ૧ તોલો ખાવાથી દાહ અને અતિસાર મટે છે.

આંબલી વેલ ( ખાટખટુમરો )

તેને સંસ્કૃતમાં अम्ला, अम्लपर्णी, म. આંબટી, હિં. રામચના ક—કેઓસી, અને લા. વિટસપેટાકાયલા કહે છે,

આના વેલા થાય છે તેને કડમડ વેલ પણ કહે છે. અંદરની છાલમાંથી આ વેલાના અંકુર ફુટે છે, તે વેલ ધોળા અને ડાંગરના ફુમણા અંકુરો જેવી હોય છે. તેનાં પાન જાડાં, અને ભાજી ખાટી હોય છે. તે સારક, અગ્નિદીપક અને મદને હરણ કરનાર છે.

આંબો જગલી आम्रातक

તેને સંસ્કૃતમાં आम्रातक, पीतन, कपीतन, मर्कटाम्र કહે છે. ગુ. જગલીઆંબો કે અંબેડો કહે છે મ. आंबाडा, હીં. અમાડા ક આમેડેય, તે આમટ, લા. Spondias mangefera કહે છે. તેનુ ઝાડ મોટુ થાય છે. તેનાં ફળ ઉપયોગી છે

ગુણ—વાતાદર, સારક, કફકર. વૃષ્ય અને બધક છે. જંગલી આંબાનાં ઝાડ પર્વત અને વનમાં થાય છે તેના ઉપર મોર આવે છે તેના ફળ નાના નાના થાય છે તે ખાટાં હોય છે. તે ખાટાં વાત નાશક, ભારે, ગરમ, રૂચિકારક, અને દસ્ત લાવનાર છે પાકાંફળ

તુરી, સ્વાદિષ્ટ, શીતલ, તૃપ્તિકારક, કફકારક, સ્નિગ્ધ, વીર્યવર્દ્ધક, ગ્રાહી, પિત્તઘ્ન, દાહ, ક્ષય અને લોહિવિકારને મટાડનાર છે.

### આંબો—હાફુસ—કલમી આંબો—राजाम्र

તેનાં સંસ્કૃત નામ राजाम्र, टंक, आम्रात, कामाख्, राजपुत्र क. તેને हिं. કલમી આમ કે માલદહ આમ કહે છે ગુ કલમી આંબો કે હાફુસનો આંબો, म. કલમી-આંબો, હાફુસ આંબો કહે છે.

તેની કેરી તુરી, સ્વાદિષ્ટ, સ્વચ્છ, શીતલ, ભારે, ગ્રાહી, રૂક્ષ છે. અને મલબંધ, આફરો અને વાતકર્તા છે તેમ કફ અને પિત્તને નષ્ટ કરનાર છે. આ આંબાની કલમ કરીને રોપવાથી તે ઉગે છે તેથી કલમી આંબા કહેવાય છે.

ગુણ—કાચી કેરી કફ, વાતરક્ત, શ્વાસ. અને અત્યંત પિત્તને વધારનાર છે. પાકી કેરી મીઠી, ત્રિદોષનાશક, તૃષા, દાહ, શ્રમ, શ્વાસ, અને અરૂચીને નાશ કરનાર છે. તે ભારે શીતલ, અને અત્યંત વીર્યવર્દ્ધક છે.

### હલકી જાતનો આંબો—कोशाम्र.

તેને સંસ્કૃતમાં कोशाम्र, क्षुद्राम, कृमि वृक्ष, सुकोशक છે हि. कोशाम, छोटाआम म કોશિબ, બં. કેઓડા, જલપાઇ, ગુ. હલકી જાતનો આંબો, ક. જરૂરીમાચુ લા. Sleoheratrijuga આ પણ જંગલી આંબો છે. તેનાં ઝાડ આંબા જેવા થાય છે તેનાં પાન અને ફળ નાનાં નાનાં થાય છે. તેનાં ફળ ગ્રાહી, વાતનાશક, ખાટાં ગરમ, ભારે કફકારક, ભારે, પિત્તકારક છે.

પાકાં ફળ—અગ્નિને દીપન કરનાર, રૂચિકારક, હલકા, ગરમ અને કફ તેમ વાયુને નષ્ટ કરનાર છે. તેનાં ફળ મીઠું નાંખી ખાવાથી દીપન, રૂચિકારક અને પુષ્ટિકારક છે. તેનું તેલ માથું ઉતારનાર, કૃમિનાશક, કુષ્ટ મટાડનાર, મણુવિનાશક, કડવું, ખાટું, મધુર, બળકારક, પથ્ય, રૂચ ઉત્પન્ન કરનાર અને પાચક છે.

### આસન—अश्वगंधा

તેનાં સંસ્કૃત નામ—अश्वगंधा, हयाह्वया, वराहकर्णी, वरदा, बलदा, गंधिनी, गंधात्री, वृद्ध गंधिनी,

તેનાં બીજી ભાષામાં નામ.

ગુજરાતીમાં—આસન, આસેધિ,

| | |
|---|---|
| મ. આસકંધ, | મલા, અમુક્કિર, પિવટે |
| હિં. અસગંધ, | ફા. મેહેમન વરરી. |
| બં. અશ્વગંધા, | અં. વીન્ટર ચેરી Winter Cherry |
| તા. અશ્વગંડિ | લા. Phisalis somnifera |
| તૈ. પિલ્લિ આંદ્રા, પેન્નેરૂ. | ફાઇસેલિસ સોમની ફેરા. Withania Somnifera |
| અશ્વગંધિ. | ક. અંગરબેરૂ. હિરેબેરૂ. |

આસનના છોડ જંગલમાં તેમ પર્વત ઉપર એક બે હાથ ઉંચા થાય છે, તેનાં પાન કાંટાસેરીયા જેવાં લાંબાં, ફળ ગોળ અને લાલ ચણોઠી જેવાં થાય છે તેની નીચે નાની મુળી સરખાં કંદ થાય છે તે કન્દને કહાડી સુકવવાથી આસન થાય છે. તેનાં મુળ ઉપયોગી છે માત્રા ૨ માસાની છે. આસન એ ઝાડનાં મુળીયાં છે. તે આંગળી જેવડાં જાડાં ભૂખરા પીળા રંગના ગાંધીને ત્યાં મળે છે. તેને ઘોડાઆહન કે આહન પણ કહે છે ને તેના છોડમાંથી ઘોડાના જેવી ગંધ આવે છે. અપૂર્ણ.

# हुन्नर उद्योग.

૧૦ ગરમ અને રેશમી કપડાંને ચોકખા કરવાનો ક્રિયા—ચાર આઉંસ સાબુ, ચાર આઉંસ મધ ઇંડાની જરદી અને એક પ્યાલો દારૂ આ બધાને ભેગાં કરવાં, અને એક પ્રવાહ તેમાં બોળીને ભાર દઈને કપડાં ઉપર ઘસવુ. ત્યાર પછી તેમને ઠંડા પાણીમાં બોળવાં અને પછી સૂકાવા દેવાં જ્યારે સુકાય ત્યારે તેના ઉપર અસ્ત્રી ફેરવવી.

૧૧ એલ્યુમિનિયમથી રંગવાના પ્રકાર—એલ્યુમિનિયમનો ભૂકો કરીને તેને પાણીની અંદર લાખના ગુંદર સાથે ભેળવવામાં આવે છે આથી ધાતુનો રંગ બને છે અને તે સુખન ચોટી જાય છે. લાખનું મિશ્રણ નીચે પ્રમાણે થઈ શકે છે. સોડાની ચકતીઓ ૮ આંસ, બોરેક્સ ૮ ઔંસ, લાખનો ગુંદર ૨ પૌંડ, પાણી ૧ ગૅલન. સોડાની ચકતીઓને બોરક્સને પાણી સાથે ઉકાળો પછી તેમાં લાખ નાખો, અને પાણીને ઉકાળ્યા કરો જ્યારે મિશ્રણ ઘાડુ થાય ત્યારે વધારે પાણી અને બોરેક્સ તેમાં ઉમેરો (૧ ઔંસ પાણી હોય તો ૧ પીન્ટ પાણી રેડવું. પછી આ મિશ્રણમાં એલ્યુમિનિયમનો ઝીણો ભૂકો એટલા પ્રમાણમાં નાખવો કે જે પીંછી ઉપર લઈ અને ચીતરી શકાય. આ રંગ ચળકતો અને લાકડા કપડા કે કાગળ ઉપર ટકી શકે તેવો થશે. જો તેને વધારે સ્થીર બનાવવુ હોય તો દર ગેલન મિશ્રણમાં ૧ આંસ સરેસ નાખવો.

૧ બંધ વાસણમાં ફળ સંઘરવાની રીતઃ–બંધ વાસણમાં ફળ રાખવાનો નીચે પ્રમાણે હેતુ છે જે વાસણમાં ફળને સાચવી રાખવાનું છે. તેમાં બહારની હવાનો લગાર પણ સંચાર ન થવો જોઇએ ફળની આસપાસ પ્રવાહી વીંટાવુ જોઇએ, ઉની હવા ઓછી કરવી જોઇએ અને ફળની આસપાસ જે હવા વીંટાયલી હોય તેને કહાડી નાંખવી જોઇએ જો કે પ્રવાહીની અંદર ઘણા પ્રમાણમાં ખાંડ નખિવામાં આવે છે તોપણ ખાંડ જ ફળને બગડતું અટકાવે છે એમ નથી, જે ગરમી આપવામાં આવે છે તે પણ એક બીજું કામ બજાવે છે. તે ફળની અંદર રહેલી સ્વાભાવિક ગરમીનો નાશ કરે છે અને જ્યાં સુધી ફળને બહારની હવાથી દૂર રાખવામાં આવશે ત્યાં સુધી તે બગડતું અટકશે.

રીત.—દરેક વસ્તુ તૈયાર રાખવી જોઇએ. બરણીઓ ચોકખી કરવી જોઇએ, અને તેમના ઉપરનાં ઢાંકણ બરાબર બંધબેસતાં રાખવાં. ફળને બનતા સુધી તાજાંજ ચૂંટી લાવવાં. બરણી કે સીસાનું મોં બરાબર બધ કરવાને મજબુત ડાટા અને સીમેંટ પાસે રાખવો. બરણી કે સીસામાં ઘણુંજ ગરમ પદાર્થ રેડવાનો હોય છે અને તે પહેલાં તેમને ગરમ કરવાં અને પછી તેમાં ઉકળતુ પાણી રેડતા જવુ

———•———

# चरक संहिता.

( અનુસધાન ગતાંકથી. )

કાથો, ધઉંલા, કાંચનાર, તથા શેમળાનાં ફુલનાં ચુર્ણને મદમાં મેળવીને ચાટવાથી રક્તપિત્તનો નાશ થાય છે ६८

સીંધોડાં, ધાણી, નાગરમોથ, ખજુર તથા કમળના કેશરના ચુર્ણને મદની સાથે ચાટવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ६९

કાળો વાળો, પીતચદન, લોધર, પદ્મક, ધઉલા, કાયફળ, શખાવલી, તથા ગેરૂ આ સર્વ જુદી જુદી રતાંજળીની સાથે સાકર સહીત ચોખાના ધોવણમાં મેળવીને (७१) પીવાથી જલ્દીથી રક્તપિત્ત, તમક શ્વાસ, તૃષા તથા દાહનો નાશ થાય છે કરીયાતું, સોપારી, નાગરમોથ, પુન્ડરીક, કમળ, ઉપલેટ, (७२) સુગધીવાળાનાં મૂળ, પરવળનાં પાન, જવાસો, પિત્ત પાપડા, કમળની દાંડી, અર્જુન વૃક્ષ ઉમરડો, નેતર, તજ, અને વડ એ સર્વની છાલ, જાબુડાની છાલ, કશેરની છાલ, (७३) વાંસ કપુર, નેતરની કુપળો, તાંદળજો, સાખ, મોચરસ, તથા રીસામણી એ સર્વને જુદા જુ । સરખે ભાગે લઇ સુખટની સાથે ઘસીને સાકર સાથે ચોખાના ધોવણ સાથે પીવાથી ઉપરના રોગોનો નાશ થાય છે ७४

ઉપરની તમામ ઔષધિયોને એક સાથે અથવા જુદી જુદી લઇને સાયંકાલ વખતે પાણીમાં પલાળીને રાત્રે રહેવા દઇ સવારે તે પાણીને ગાળીને પીવાથી, તેનો રસ કહાડીને પીવાથી, ખાંડીને ચટણી જેવી બનાવીને ખાવાથી, પાણીમાં મેળવી પીવાથી અથવા ઉકાળો કરીને પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે ७५

મગ, ધાણી, જવ, પીપળ, ખસ, નાગરમોથ, રક્તચંદન એ સર્વ ઔષધીયોને સાંજે વરીયાળીના ઉકાળામાં મેળવીને સવારે તે ઉકાળાને ગાળી લઇ પીવાથી ઘણા વધેલા રક્ત પિત્તનો પણ નાશ કરે છે ७६

વૈડુર્ય મોતી તથા ગેરૂ, શખ, સોનુ, અને આમળાંને જળથી ઘોઇને તે જળને પીવાથી, મદનું સર્બત પીવાથી અને શેરડીનો રસ પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ७७

ખસ, કમળ, ઉપલેટ, રક્તચંદન, પાઠી, લોધર એ સર્વ ઔષધીયોનો ઉકાળો કરીને લુગડે ગાળી લઇ વાસણમાં રાખી ટાઢો થયો તેના ઉપરનું નિર્મળ જળ લઇને તેમાં મદ તથા સાકર મેળવીને પીવાથી બહુજ વધેલો રક્તપિત્ત પણ શાંત થાય છે. ७८

પ્રિયગુ, રક્તચદન, લોધર, સાખ, જેઠીમધ, નાગરમોથ, હરડે, તથા ધાવડીનાં ફુલ એ સર્વ ઔષધિયોનો ઉકાળો, પલાળેલી માટીનું ઉપરનું નિતર્યું પાણી અને સાઠી ચોખાનું ધોવરામણ એ સર્વને એકત્ર કરી તેમાં સાકર નાંખી તે પાણી પીવાથી રક્તપિત્તનો નાશ થાય છે ७९

જે રક્તપિત્ત ઉપરના અનેક પ્રકારના ઉકાળાવડે અગ્નિ દીપ્ત થવાથી અને કફ ક્ષીણ થવા છતાં પણ શાન્ત ન થાય તેમાં વાયુની અધિકતા જાણીને આ ચિકિત્સા કરવી ८०

જેમકે પ્રથમ પાંચગણા પાણીની સાથે સારી વા (ઉપલસરી) વિગેરેની સાથે દ્રાક્ષની સાથે, સુઠની સાથે, વરીયાળીની સાથે અથવા ગોખરૂની સાથે ઉકાળેલું બકરી કે ગાયનું દૂધ સાકર તથા મદ મેળવીને પીવું અથવા ७१ સરસવ તથા ઘીની સાથે પકાવેલું દૂધ સાકર નાખીને પીવુ ८१–८२

અથવા શતાવર કે ગોખરૂની સાથે પકાવેલું દૂધ સાકર સાથે પીવું અથવા શાલીપર્ણી (મોટા સમેરવો) પૃષ્ણી પર્ણી (પીઠવણ નાનો સમેરવો) જગલી મગ, જગલી અડદની સાથે ઉકાળેલું દૂધ પીવું. આ યોગ જો રક્તપિત મૂત્ર માર્ગથી પીડા સહિત નીકળતું હશે તેને જલ્દીથી મટાડે છે ૮૩

જો રક્તપિત્ત ગુદાદ્વારા મળની સાથે નીકળતું હોય તેમાં પહેલાં મોચરસની સાથે ઉકાળેલું દૂધ પીવું વડની જટાની સાથે અથવા વડની કપરોની સાથે અથવા સુગંધીવાળો, નીલકમળ અને સુંઠના ઉકાળાની સાથે (૮૪) અથવા તે ઓષધોની સાથે ઉકાળેના દ્રવને પીઈને શાલીના ચોખાનો ભાત દૂધની સાથે ખાવો. જો પુરૂષને દસ્તની સાથે ઘણું રૂધિર પડતુ હોય તેણે આ ઔષધોના ઉકાળાની સાથે અથવા તે ઔષધીઓની સાથે પકાવેલું ઘી પીવું. ૮૫

વાસા ઘૃત.

અરડુસીના પચાંગનો ઉકાળો તથા અરડુસીના પચાંગના કલ્કની સાથે પકાવેલું ઘી મધ નાખીને પીવાથી રક્તપિત્તનો તુરતજ નાશ કરે છે. ૮૬

રક્તપિત્તનાશક ઘૃત

ખાખરાની કુંપો (જેને ફુલ આવે છે) તેના રસની સાથે અથવા તેના કલ્કની સાથે પકવેલા ઘીને મધની સાથે ચાટવાથી રક્તપિત્તનો નાશ થાય છે, ઇન્દ્રજવના કલ્કના સાથે પકાવેલું ઘી, મજીઠ, ઉપસેટ તથા લોધરની સાથે પકાવેલું ઘી, ૮૭ જાયમાજુના ફળની સાથે પકવેલું ઘી અને ઉમરડા તથા પરવળનાં પાનની સાથે પકવેલું ઘી પિત્તજ્વરને નષ્ટ કરે છે. અને આ સપૂર્ણ ઘી રક્તપિત્તને નષ્ટ કરે છે. ૮૮

પિત્તજ્વરમાં જે અભ્યગ (તેલ ચોળવું) નો યોગ પરિષેચન, (સીંચવું) ઓક અવગાહ શયનગૃહ, શીતલ વિધિ તથા બસ્તિ વિધિ કહી છે તે સર્વનું રક્તપિત્તમાં પણ સમય તથા માત્રાનો વિચાર કરીને પ્રયોગ કરવો જોઇએ. ક્ષત રોગમાં જે ઘી તથા યોગ હિતકર છે તે રક્તપિત્તને પણ જલદી શાન્ત કરનાર છે. ૮૯-૯૦

જો અધિક કફયુક્ત રક્તપિત્ત ગળામાં આવીને ગઠાઈ જાય (ગાઢો થાય) તો નીલકમળની ડાંડીના ક્ષારને ઘી તથા મધમાં મેળવીને ચાટવું. ૯૧ અથવા કમળની ડાંડી, નીલકમળનાં કેસર, ખાખરો, કાશ, મહુડો, તથા વિજયસાર એ સર્વના ક્ષારોને ઘી તથા મધમાં ચાટવા ૯૨

શતમુલાદિ ઘૃત.

શતાવરી, દાડમ, કોકમ, કાકોલી, મેદા, મહુડાં, વિદારીકન્દ, તથા ખીજોરાના ગુણ એ સર્વને ઘસીને ચારગણા દુધની સાથે પકાવેલું ઘી (૯૩) ખાંસી, જ્વર, આફરો, બંધોદ્ય, શુળ, તથા રક્તપિત્તને નષ્ટ કરે છે. આ પાંચ પ્રકારના ગુણોની સાથે પકાવેલું ઘી પણ ખાંસી વિગેરે રોગોને મટાડનાર છે. ૯૪

જો નાકમાંથી લોહી પડતુ હોય તો વૈદ્ય આદિ રક્તપિત્તાધિકારમાં કહેલા કષાયોની ઔષધિઓનું નસ્ય બનાવીને સુંઘાડવું પણ જ્યારે જામેલું લોહિ વધી જાય ત્યારે નસ્ય સુંઘવુ જોઇએ. ૯૫ (અપૂર્ણ.)

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું. ] ફેબ્રુઆરી સને ૧૯૨૨. [ અંક ૧૨ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ ૩-૦-૦ હિંદુસ્તાન બહાર શીલીંગ ૭.

# ભાગ્યોદયના ગ્રાહકોને મળતા લાભો.

ભાગ્યોદયના ગ્રાહકોને આ વર્ષે નીચેનું પુસ્તક ભેટ મળે છે.

# એકાગ્રતા અને દિવ્યશક્તિ.

જેની અંદર ૨૦ પ્રકરણો છે, જે, ૧ વિચાર અને મગજ, ૨ ધ્યાનશક્તિ ૩ વિચાર તરંગ, ૪ 'આકર્ષણ' શક્તિ, ૫ માનસિક એકાગ્રતાની વિધિ, ૬ વિચારની લહેરો કેવી રીતે પેદા થઈ શકે છે, ૭ ઓજસશક્તિ ૮ વ્યાપારમાં ઓજસશક્તિનો ઉપયોગ, ૯ શરીર અને પ્રાણોના વ્યાયામ, ૧૦ શારીરિક વ્યાયામ, ૧૧ ઓજસશક્તિનો વ્યવહારમાં ઉપયોગ, ૧૨ આહાર, ૧૩ ઓજસશક્તિનો રોગ મટાડવામાં ઉપયોગ, ૧૪ ઓજસશક્તિનો બીજો ઉપયોગ, ૧૫ પ્રાણાયામની સરળ વિધિ, ૧૬ આત્મ તેજ, ૧૭ માનસિક ચમત્કાર, ૧૮ આધ્યાત્મિક દૃષ્ટિ અને ૧૯ ગુપ્ત શક્તિઓ, આ પ્રમાણે વિષયો છે. તેની છુટક કીંમત રૂ. ૧-૮-૦ છે ટપાલ ખરચ પણ ભાગ્યોદયના ગ્રાહકોને મફત મળે છે;

૧૯ મહાત્મા ગાંધી—અને હિંદના મહાન નરરત્નો—એ પુસ્તક રૂ ૧-૮ ની કીંમતનું રૂ ૧—માં મળે છે

હિંદુસ્તાનની તીર્થયાત્રા—જેની કીમત રૂ ૭ છે તે રૂ ૬—૮માં માસ્તર ઓફ નોલેજ જેની કીમત રૂ ૧૦ છે તે રૂ ૯ માં, અને બીજાં રૂ ૧૫—૪નાં પુસ્તકોનો ભેટ જે આગળ પાન ૩૯૮માં જણાવ્યો છે તે માત્ર રૂ. ૮માં મળે છે. માત્ર વાર્ષિક રૂ. ૩ ભરી ભાગ્યોદયના ગ્રાહક થવાથી કેટલા રૂપિયાનો લાભ થાય છે તેની ખાત્રી કરો. નવા ગ્રાહકોએ તુરતમાં આ લાભ લેવા માટે નામ નોંધાવી દેવા

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

છીંકણી બનાવવી—સુગંધી કસ્તુરીની મહાસી વગેરે અનેક જાતની તપખીર બનાવવાના પ્રયોગો, કોપડ બનાવવાની, પીળા મીણને સફેદ કરવું, તંબુ કે કેનવાસ પાણીમાં ન પલળે તેવા કરવાના વગેરે પ્રયોગો, બનાવટી સ્લેટ અને પેન્સીલ બનાવવી ફોડવાનું દારૂખાનું બનાવવાના અનેક પ્રયોગો જાદુઈ (ની સળીયો) બનાવવી. દાટેલું ધન શોધી કાઢવાના અનેક પ્રયોગો તથા તે ક્યાં દાટ્યું છે તે જાણવાના કેટલાક ચમત્કારી પ્રયોગો, દિવ્યદૃષ્ટિ, જળપ્રવેશ, મૃતસંજીવન, અગ્નિપ્રવેશ, આકાશગમન વિગેરેના જાદુઈ પ્રયોગો, પાણીમાં ભડકા કરવા, દેવતાને પકડવો, રંગ ઉડાડી દેવો, ભડકા બનાવવા લોઢી કાઢવું, જાદુઈ દીવો. પૈસા ચોંટાડવો, વગર દેવતાએ ચા કે રસોઈ બનાવવી વિગેરે કેટલાક ઉપયોગી પ્રયોગો લીંબુનો રસ ટકાવી રાખવો, સરેસ કે ગુંદરનું પાણી ટકાવી રાખવું, ગુલાબનાં ફુલ તાજાં રાખવાં, બટાકા તાજા રાખવા, બી જાળવી રાખવાં, સ્વદેશી શ્હાની બનાવટ, બરફ બનાવવો, તુરત આમ ઓલવવી, તીડનાં ઇંડાં દૂર કરવાં, શીંગડાનાં શીપ જેવાં બટન બનાવવાં, કચકડાનાં બટન શીંગડાં જેવાં બનાવવાં, રબરસ્ટેમ્પ બનાવવાં દુધમાંથી માખણ વધુ નીકળે તેવા પ્રયોગો, વીજળી બનાવવી, કાનમાંથી કીડા, માથામાંથી જુ ને ખોડો કાઢવાની રીત, વીજળીની અંગુઠી બનાવવી, ખારી સુંઠ, પીપર બનાવવી, સીગારેટ બનાવવાની રીત, બીડીઓ બનાવવી, પાસ બનાવવા, તકતા તૈયાર કરવા, કાચ સાથે ધાતુ ચોંટાડવી, ફોટાને ચોંટાડવાનું મિશ્રણ, રાખ સુધારવાના પ્રયોગો, આમના દીવા કરવા વીજળીનું તાવીજ કરવું, દારૂ છોડાવવાના પ્રયોગો, અફીણ છોડાવવાના પ્રયોગો, કપુરની માળા અને પ્યાલો બનાવવો, પારાનો પ્યાલો બનાવવાની પાંચ બનાવટો, ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવાની દવા, મસા કાઢી નાખવાની દવા, કાળું, ધોળું અને ગુલાબી દંતમંજન બનાવવું, સોનાના વરક બનાવવાના પ્રયોગો.

ભાગ ૧૦ મો—વૈદક પ્રયોગો-દરેક પ્રકારના એસન્સ અને અર્ક બનાવવાની રીતો, પેટંટ દવાઓ જેવી કે કાર્બોનેટ ઓફ એમોનીયા, કાર્બોનેટ સોડા, લાઇમ, ઓકસાઇડ ઓફ આયર્ન, નાઇટ્રેટ ઓફ આયર્ન, ક્લોરાઇડ ઓફ ગોલ્ડ, લાઇમજ્યુસ, ખાંડનો સરકો. પોટાસ બનાવવો, માઉટપીલ્સ. બ્લીસ્ટર કોલાડિયન, કોલેરા મીક્ષ્ચર, દ્રાદરનો મલમ, ક્લોરોફોર્મ, ક્વિનાઈનની ગોળીઓ, ફોસ્ફરસપીલ્સ, આયર્નપીલ્સ, કમ્પાઉન્ડ આયર્ન મિકશ્ચર, સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રેટ ઓફ પોટાસ, ક્વિનાઈન આયર્ન મિકશ્ચર, ઑકસાઇડ ઓફ કોપર, પેનકીલર, ક્લોરોડાઇન, સાઇટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કાર્બોલિક રેડ, નાઇટ્રીક એસીડ, સલ્ફ્યુરિક એસીડ, ફોસ્ફરસ, ડેમીયાની ટોનીક પીલ્સ, ઇસ્ટન્સ પીલ્સ, ઇસ્ટન સીરપ, સાસાપરીલા, બ્રાહ્મામૃત, ખરજવાનો મલમ, મેથોલ બામ, મેન્થોલ અર્ક, હેરડાઇ (૨) વાળ ઉગવાનું પાણી, ત્રાસનાશક સાબુ, વાસનાશક તેલ, વાસનાશક અર્ક, તાળુસવટી, બહેરાપણાનું તેલ, બાળાગોળી, પારાનો મલમ, કાળોમલમ, સાદોમલમ, લસણનો મલમ, ફટકડીનો, માયાનો, હીરાકસીનો, દાહેવાનો, ટરપેનટાઇનનો વિગેરે મલમ બનાવવા.

ભાગ ૧૧ મો—આયુર્વેદિય દવાઓ, તેમાં તમામ પ્રકારના કવાથો, ચુર્ણો ગુટિકાઓ ગુગળ આસવ, અવલેહ, અરીષ્ટ, ભસ્મો, રસો ને માત્રાઓનો સમાવેશ છે ઉપરાંત દરેક જાતના ક્ષારો કાઢવાની રીત, પાકો મુરબ્બા, અથાણાં ચટણી વિગેરેની બનાવટો.

ભાગ ૧૨ મો—ધન પ્રાપ્તિ આધ્યાત્મિક ઉપાયો. જેમાં દરેક માણસ ધનવાન થઇ શકે છે ધનવાન થવા માટે કોનો આશ્રય ગ્રહણ કરવો. ધનવાન થવાના કેટલાક ઉપાયો, ધનવાન બનાવનાર માનસિક ક્રિયા, ધનવાન થવા માટે ઇશ્વર પાસે કરવાની માગણીનો વિધિ, ધનવાન થવા માટે શારીરિક ક્રિયા, કળામય ધંધો, ધનવાન બનાવી શકે તેવા નિયમો, સિદ્ધિ લાભ વિગેરે.

ભાગ ૧૩ મો—જેમાં અનેક ગરીબમાંથી ધનવાન થયેલા પુરૂષોના જીવન ચરીત્રોનો સમાવેશ કર્યો છે. તે વાંચી ધનવાન થવા ઇચ્છનારે શીખવા યોગ્ય અનેક વાતો જાણી શકાશે.

આમાંના ઘણા પ્રયોગો તો ખાસ નવીન અને હજારો રૂપિયા ખર્ચતાં શીખી ન શકાય તેવા ગુપ્ત હતા તે પણ દાખલ કર્યા છે. કીંમત માત્ર રૂ. ૧૦–૦–૦ પો. ૦–૮–૦ ( તેર ભાગ ભેગાજ છે )

ઠાંસાના હેડમાસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે ધનવાન પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે. જે માણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહેજ નહિ. આમાંથી મેં પાંચ સાત હુન્નરનો અભ્યાસ લીધો જેમાં હું ઘણોજ ફતેહમંદ થયો છું. ને આપનો આભાર માનું છું, ધનવાન તે ધનવાન જ છે આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે.

છોટા ઉદેપુરથી—અબ્દુલ હુસેન શમસુદીન લખે છે કે—ધનવાન નામનું પુસ્તક તેની મહેનત જોતાં કીંમત રૂ. ૧૦ રાખી હોત તો પણ થોડી છે. આપે તે બનાવી દેશી ભાઇઓને ઉત્તેજન આપ્યું છે. આવું ખરેખરૂં ધનવાન પુસ્તક પાસે હોય ને ધંધો કરે તો ધનવાન થઇ શકાય તેમ છે.

ઠા. જેઠાલાલ દેવશંકર દવે, ભાગ્યોદય ઓફીસ—અમદાવાદ.

# ત્રીકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

## અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર.

આ પુસ્તક હમણાંજ બહાર પડ્યું છે. જેની અંદર પ્રા–૧–પ્રવેશ, પ્રા–૨ માં મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમ વિદ્યા, મામન કરી હીપ્નોટીઝમનો પ્રયોગ શી રીતે કરવો, ત્રીકાળજ્ઞાન શી રીતે મેળવવું અન્યને શી રીતે વશ કરવું પ્રકરણ ૩ માં યોગવિદ્યા, જેમાં રાજયોગ, હઠયોગ, ઇશ્વરભક્તિ, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ પ્રાપ્ત કરવી, અષ્ટસિદ્ધિ મેળવવાની કળા, મુદ્રાઓ વિગેરેનું વર્ણન, અને તેની સિદ્ધિ પ્રા–૪ માં ત્રિકાળદર્શક દર્પણ અને ત્રીકાળદર્શીઆયના બનાવવાની વિદ્યા–દર્પણ બનાવવાની દવા અને તે જોવાની રીત, ત્રણકાળની વાત શી રીતે જાણવી. પ્રા–૫ ત્રિકાળદર્શી શીશી બનાવવી, હાજરાત ભરવાની વિદ્યા. પ્રા–૬ પ્રેતાવાહનવિદ્યા–પ્રેતોને આવાહન કરી તેના સાથે વાતચીત કરવાની વિદ્યા પ્રા–૭ પ્લેંચેટ, બનાવવું અને ચલાવવું અને તે દ્વારા પુછેલા પ્રશ્નોના જવાબ મેળવવા. પ્રા–૮ વશીકરણ વિદ્યા. પ્રા–૯ કોકશાસ્ત્ર અને રતીશાસ્ત્ર–બ્રહ્મચર્ય, વીર્યપતન, શરીરરક્ષણ, સ્ત્રીપુરુષના ભેદ. સ્ત્રીઓની–પદ્મિની, ચિત્રણી, હસ્તીની શંખીની એ જાતિ અને તેના લક્ષણો–કુમારી સ્ત્રીઓના બીજા ભેદ, જુદા જુદા દેશની સ્ત્રીઓ, સ્ત્રીઓની પરીક્ષા, પતિવ્રતા અને દુરાચારિણી સ્ત્રીઓનાં લક્ષણો, પુરુષોના–શશક, મૃગ, વૃષ અને અશ્વ એ વર્ગો અને તેનાં લક્ષણો, ગૃહસ્થાશ્રમનો આનંદ પ્રજોત્પત્તિ, પ્રજા કેવી થાય, ગર્ભાધાન, આસન, મનમાં ઇચ્છા થાય તેવાં બાળકો જન્મે, ગર્ભની પરીક્ષા–પુત્ર જન્મશે કે પુત્રી તે. જલ્દી પ્રસવ થવાનો ઉપાય, વંધ્યા સ્ત્રીને ગર્ભ રહેવાનો ઉપાય, ગર્ભવંતી સ્ત્રી અને સુવારોગની દવા, વશીકરણ કરો ધારણ કરવા. પ્રા–૧૦ મું કામશાસ્ત્ર–સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

પ્રા–૧૧ મું મંત્રવિદ્યા—વશીકરણનો, લક્ષ્મીપ્રાપ્તિનો, બાળરક્ષણનો, આધાશીશીનો, મહાલક્ષ્મીની સિદ્ધિનો, ધંધો મળે ને ધન વધે તેનો, વેપારમાં ધન મળે તેનો, વિદ્યા વધવાનો, ઉદ્યોગ ધંધો મળે તેનો, વનવાસી દેવીનો, લક્ષ્મીનાં દર્શનનો, મનનું ધારેલું કાર્ય સિદ્ધ થવાનો, ચોરી પકડવાનો, મસાણનો, ભૂત વશ કરવાનો, મુઠ વાળવાનો, ગણપતિ પ્રસન્ન થાય તેનો, કુળ મંતરવું, રાંઝણવાયુનો, બટુકનો, કુબેરનો, ઇ.

પ્રા–૧૨ યંત્રવિદ્યા—જેમાં કષ્ટનીવારક, વશીકરણ, આકર્ષણ, સુખપ્રસવનો એકત્રીસો યંત્ર–બીસોયંત્ર, કાર્યસિદ્ધિનો યંત્ર, બાળરક્ષક, પીશાચ જવાનો, અખૂટ ભંડારનો, વેપારમાં લાભ થવાનો, સર્વ કાર્ય સિદ્ધ થવાનો, આધાશીશીનો, માન મેળવવાનો, અન્ન વધુ પાકવાનો, તાવનો, મનની ઇચ્છા સિદ્ધ થવાનો, નજર ન લાગવાનો, ગાય દુધ ઘણું દે તેનો, પતિ વશ કરવાનો, વાચા સિદ્ધિનો; સાપ આવે નહિ તેનો, પુરુષ વશ કરવાનો, ઘોડાને વશ કરવાનો, રિદ્ધિસિદ્ધિનો, બુદ્ધિવર્ધક, વંધ્યાને પુત્ર થવાનો, વિઘ્ન જવાનો, વિ૦

પ્રા–૧૩ તંત્રવિદ્યા—ઇંદ્રજાળ અને જાદુઇ પ્રયોગો–જેમાં વશીકરણ તંત્ર, ગર્ભપાત ન થાય તેનો, લાલ ફુલ ધોળું થાય, વીંટી બનાવવી, લીંબુ ઉછાળવું, નદીમાં દુધની ધારા ચલાવવી, દીવાસળી વગર દીવા કરવા, કાંકરાનો રૂપીઓ કરવો, ઝાડને મુઠ મારવી, ગળામાં છરી ઘોંચવી, દેવતા ઉપર ચાલવું, સાપ [illegible] પાણીમાં [illegible] સોય [illegible] ખીલે બોલાવવી, પાણીનું દુધ બનાવવું, અંગળી નીચોવી પાણી કાઢવું કંકુ કાઢવું, ભડકો કરવો, નારીએળમાંથી પાંસ કાઢવું, લાકડામાં પીપળો ઉગાડવો, દેવના ચાલવો, ઘડીઆળ ભાંગી સાજી કરવી, પાણી ઉપર ચાલવું, ઠઠારજી બતાવવા, ધરતીકંપ કરવો, પાણીનું લોહી બનાવવું, કાચ ચાવવા, પેટમાંથી દોરો કાઢવા, આંબો ને મેથી ઉગાડવી, કંકુનાં પગલાં પાડવાં, ભૂત ધુણાવવું, માણસ ભાંગી જીવતું કરવું, પેન ટકાવવું, માતા કઢાવવી, સિદ્ધાઇ બતાવવી, વિગેરે જાદુના સેંકડો પ્રયોગો કરતાં શીખવું

પ્રા–૧૪ ચમત્કારિક ગુપ્તવિદ્યા—જાદુઇ સાબુ બનાવવો, પાણીનું દુધ કરવું, પાણી જમાવી દેવું, સીસું ગાળવું, રથ સાથે સર્પ જોવો, ફુલોના રંગ બદલવા, દેવના પકડવો, ભૂત દેખાય, મરેલા માણસોને જોવાં, દેવદેવીનાં દર્શન કરવાં, ભૂત કઢાવવું, પારાનો ભસ્મ ને ગોળી બનાવવી, ઘડામાંથી સાપ, ઉંદર, માંણી જાય, સોનાને ધોળું બનાવવું, ઘરમાં ભૂત ન રહે, કઠોળ સજે નાહ, ઘી સુધારવું, ચીમની સાધવી, ખોવાયેલી વસ્તુ મેળવવી, હડકાયા કુતરાનું ઝેર ઉતારવું, વીંછી પકડવો, સાપનું ઝેર ઉતરે, વંધ્યાને પુત્ર થાય, વિ

પ્રા–૧૫–દવા વગરનો ડાકટર—હિપ્નોટીઝમથી દવા વગર ઘણાં દરદો મટાડવાં–સખિવા, લકવો, આંખ, માથુને પેટનો દુઃખાવો, બબકોશ, અજીરણ, નજલો, આંતરડાંના દરદો, હિસ્ટીરીઆ વિગેરે મટાડવાં

પ્રા–૧૬–હજારો વ્યાધીની માત્ર એકજ દવા—પાણી માત્ર પાણીથી અનેક દરદો મટાડવાની વિદ્યા.

આ પુસ્તકમાં ઉપર પ્રમાણે વિષયો છે તે જોવાથી અને વાંચવાથીજ તેની કિંમત સમજાશે, પુસ્તક ઘણું ઉપયોગી છે બહાર પડતાંજ ખપી જવા આવ્યું છે. દરેક માણસે તેને પોતાની પાસે રાખવું જોઇએ આમાંથી કોઇ એકાદજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપિઆનો ફાયદો થઇ શકે તેમ છે. પાકું પુંઠું કીં. રૂ. ૪

વ્યવસ્થાપક—વૈદ્ય—અમદાવાદ

# ભાગ્યોદય.

પુસ્તક ૯ મું.] ફેબ્રુઆરી સને ૧૯૨૨. [અંક ૧૨ મો.


## तत्त्व प्रदेशमां विहरनार चित्तविहंगना स्वानुभवोद्गार.

( મારા એકતારા એકતાર; એ લય. )

હું તો કરૂં રમણીય ટહુકાર, હિમગિરિ કેરા શિખરે રહીને,
કદી કદી ગગને વહીને, કદી કદી નીચે જઇને; હું તો૦

ઉચે કે નીચે જાવું, મારે મન ભેદ ન તેમાં
સઉથી અલિપ્ત હું રહેનાર; હિમગિરિ૦
નીચે હું જાઉં તોયે, કાદવથી ન રગદોળાઉં;
જળ-પદ્મસમ હું વિચરનાર; હિમગિરિ૦
ગગનવિહારી બની, હું ન અધિક ફુલાઉં,
સર્વદા સમસ્થિતિમા રમનાર; હિમગિરિ૦
જગના જીવ-પક્ષી મિથ્યા. હર્ષ-શોકો નાદો કરતા,
વૃત્તિથી થઈને તદાકાર, હિમગિરિ૦
અહુ મમતાને અંગે, વિકારો વિવિધ ઉદ્દભવતા,
ત્યજી અહંમમ હું રહું અવિકાર, હિમગિરિ૦
અગમ્ય કશું ન મારે, મસ્ત બની દશ દિશમા,
સ્વતંત્રપણે હુ કરૂં વિહાર, હિમગિરિ૦
કોઇને મુજ સાથ ઉરાડું, કોઇને હું દુરથી ગાઇ,
ઉત્સાહ પ્રેરક હું બનનાર; હિમગિરિ૦
મારામા મસ્ત રહું હુ, મુજમા પૂર્ણત્વ લહું હું,
સુખસ્વરૂપ હું અપર પાર, હિમગિરિ૦

શ્રી૦ જ૦ દેવી.

# साधुहृदय निदर्शन.

( જેનાં હૃદય પ્રભુપદ ધ્યાય, એ લય. )

પેલું સાધુ હૃદયાકાશ, ત્યાં છે કેવો શુભ્ર પ્રકાશ !
એ પ્રકાશ ન ચન્દ્રકેરો, સૂર્યથી પણ છે અનેરો,
એ અખંડિત ખાસ;—
ક્લેશ કેરૂં અભ્રના જ્યાં પરમ અભય પ્રવર્તતું ત્યાં,
ચેતન કરતું હાસ્ય,—
દુષ્ટમાં પણ દુષ્ટ જનને, શુદ્ધ અનુગ્રહ પામવાને,
ત્યાં સદા અવકાશ,
કામી ક્રોધી હોય ઉરે, પણ અભિમુખ થતા પૂરે,
તેના પણ અભિલાષ,—
દુ:ખની દુર્ગંધ લેશ ન, પામતો ત્યાં સ્થાન, તે જન,
ગ્રહે સુખ અવિનાશ,—
છોડી દર્શન અન્ય હાવે, સાધુ હૃદયનું કેરો ભાવે,--
દર્શન ધરી વિશ્વાસ,—

ભો૦ ઉ૦

---

## सर्वत्र उपास्य दर्शन करवा इच्छती वृत्तिनी इष्टने प्रार्थना.

( તારા, અંતર બહિર વિરતશું, એ લય. )

રાખો હસતી, ઉલસતી, વિલસતી પ્રભુ ! ઉર મૂર્ત્તિ અખંડ તમારી,
અંતર બહિરમાં વ્યાપક રૂપે, નિરખે દૃષ્ટિ નિત મારી; રાખો૦
મુજ આપ-મધ્યનો જે અન્તરાય,
કાપજો તે ગુરુરાય,
નેત્રને પલટીને ભાવો વિકારી, નયને ચડો નિર્વિકારિ ! રાખો૦
વિશ્વ રૂપે વિશ્વ ના નિરખાય
આપ વિભૂતિ ભળાય,
મૂર્તિ એમાં આપની નાચનારી, દર્શાવો વિશ્વવિહારી ! રાખો૦
દૃષ્ટિ ભ્રમરની મારી યત્ર તત્ર
વિલસ્યા ત્યાં આપ સર્વત્ર,
એ અનુભવની અમોઘ ખુમારી, મુજ ઉરમાં દો પ્રસારી; રાખો૦
ઉપાસ્ય ને ઉપાસક તણો ભેદ,
ત્યારે પામી રહે અભેદ,
ત્યારે ભલે તમે દૃષ્ટિ પ્રસારી, નજરે ન ચડો મુરારિ ! રાખો૦

प्रो० ज० द्वेषी.

# ज्ञानमहिमा.

( લે. પુજ્યપાદ મહાત્મા શ્રીમાન નથુરામ શર્મા )

[ અનુસંધાન ગતાંકથી. ]

હે પુણ્યશાળી મનુષ્યો ! ઉપર જણાવેલું જ્ઞાનનું મહાત્મ્ય સાંભળી તમારામાંથી જેઓ અવિવેકરૂપ ગાઢી નિદ્રામાંથી ન જાગ્યા હોય તેઓ શીઘ્ર જાગો. આ દુઃખમય સંસારથી ઉદાસ થઈ, શ્રદ્ધાભક્તિ વધારી, સત્‌શાસ્ત્ર ને સુયુક્તિઓ જાણનારા, બ્રહ્માનુભવવાળા ને પરમકરુણાળુ સદ્‌ગુરુને શરણે તમારામાંથી જેઓ ન ગયા હોય તેઓ તેઓશ્રીને શરણે જવા શીઘ્ર ઊભા થાઓ. ચાલો. શ્રીસદ્‌ગુરુને સાષ્ટાંગદંડવન્નમસ્કાર કરવાવડે તમે તમારા સર્વ પ્રકારના અભિમાનનો ત્યાગ કર્યાનું તેઓશ્રીને નિવેદન કરો. સંસારની ગાઢી આસક્તિનો ત્યાગ કર્યાનું સૂચવવા માટે તમે યથાશક્તિ યોગ્ય ભેટ તેઓશ્રીના ચરણકમલમાં ધરો, અને હવે હું મારા અયોગ્ય વિચારઆચારને તિલાંજલિ દઈ આપશ્રીનાજ વિચાર આચારને બહુ માન આપી તેને અનુસરવારૂપ પૂજન શુદ્ધભાવથી અડગ નિશ્ચયવડે સર્વદા કરીશ એમ દર્શાવવા તેઓશ્રીનું પૂજન કરો. સર્વદા સ્વાભાવિક પ્રસન્ન છતાં પણ આજે તમારા ભક્તિભાવથી કાંઈક વિશેષ પ્રસન્નતાવાળા પ્રતીત થતા તમારા અનવધિ કૃપાવાળા સદ્‌ગુરુ તમને તમારા અંતઃકરણાદિની યોગ્યતાનો વિચાર કરી જે ઉપદેશ કરે તેનું તમે બહુમાનપૂર્વક એકાગ્રતાથી પોતાને ધન્યભાગી માની શ્રવણ કરો. હવે તેમના કારુણ્યમહોદધિરૂપ અંતઃકરણનો કારુણ્યમય પરમપવિત્ર પ્રવાહ તેઓશ્રીના પરમદયા ને પરમનિર્મલતાથી ભરેલા મનોહર નેત્રોદ્વારા તમારા ઉપર આવે છે તે પરમપવિત્ર પ્રવાહવડે તમે તમારા અંતઃકરણાદિને સ્નાન કરાવો, ને ભવસાગરનો અનાયાસે પાર પમાડનારા તેઓશ્રીની મધુર અને પવિત્ર વાણીએ ઉચ્ચારેલા શબ્દપ્રવાહને તમે તમારા શ્રવણદ્વારા તમારા અંતઃકરણમાં આવવા દ્યો, ને તેના અર્થમાં તમે તમારા જીવાત્માને નિમગ્ન કરી દ્યો. ઉપદેશના શ્રવણકાલે તમે તમારી આસપાસના સર્વ જગતને ભૂલી જજો જાણે તમે કોઈ નિર્જન પ્રદેશમાં સર્વનો ત્યાગ કરીને બેઠેલા છો એમ ભાવના રાખજો. ઉપદેશનું શ્રવણ કરી રહ્યા પછી નિત્ય પવિત્ર ને એકાંત સ્થલે બેસી તેનું તમે આદરપૂર્વક યથાશક્તિ મનન કર્યા કરજો, તથા અન્ય કરવાયોગ્ય શુભ ક્રિયાઓ કરજો, ને પછી બ્રહ્મના ધ્યાનમાંજ તમે તમારા અંતઃકરણને આદરપૂર્વક નિરંતર લગાડજો જો તમારે આ જન્મમાંજ કૃતાર્થ થવું છે તો તમે દુર્જનો ને નાસ્તિકોથી દઢતા સાવધાનતા ને નિઃસ્પૃહતાવડે દૂર રહેજો. તમારા શ્રીસદ્‌ગુરુએ જ્ઞાનોદયની વિઘાતક જે જે અન્ય સામગ્રીથી દૂર રહેવા તમને આજ્ઞા કરી હોય તે તે સર્વ સામગ્રીને હલાહલવિષરૂપ સમજી તેનાથી પણ તમે દૂર રહેજો તમને તમારા અધિકારના વિચાર કરીને તમારી આધ્યાત્મિક ઉન્નતિ થવામાટે તેઓશ્રીએ જે જે અન્ય

સાધનોનું અનુષ્ઠાન કરવાનું કહ્યું હોય તે તે સાધનોને સ્મરણમાં રાખી તે તે સાધનોનું અનુષ્ઠાન તમે ગમે તે પ્રકારે સમય મેળવીને આદરપૂર્વક નિરંતર કરજો. આલસ્ય, દીર્ઘસૂત્રતા, શ્રમ, પ્રમાદ ને વિષયાનુરાગને વશ નજ થજો. તમને કહેલાં સાધનોનું નિત્ય સાધારણ અનુષ્ઠાન કરીનેજ તમે ન અટકજો, પણ જો તમે ઉપાધિવાળા ઉત્તમ જિજ્ઞાસુ હો તો દઢતા, સાવધાનતા ને ઉત્સાહ રાખી પ્રત્યેક વર્ષમાં એકાદ માસ તમારા ધંધાનો ને તમારાં સગાંવહાલાંનો ત્યાગ કરી તમારા સદ્ગુરુશ્રીના શરીરની જ્યાં સ્થિતિ હોય ત્યાં જઈ ઉપદિષ્ટ સાધનોના અનુષ્ઠાનપરાયણ થજો આઠ આઠ દિવસે પણ કાંઈક વધારે સાધનાનુષ્ઠાન કરજો નકામી મોટી વાતો ન કરતા તમારા કર્તવ્યને આચરણમાં મૂકી આગળ વધવાનું છે તે ન ભૂલશો ઉંડી ઉંડી અશ્રદ્ધા ત્યજી દેશો, ને દીર્ઘસૂત્રી ન થશો તમે ઉપાધિયુક્ત સ્થિતિવાળા મંદ કે મધ્યમ પ્રકારના જિજ્ઞાસુ હો તોપણ તમારે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિના માર્ગમાં આગળ વધવા–માટે–તમારા અંતઃકરણમાં સત્વગુણની વૃદ્ધિ કરવામાટે–વર્ષમાં બે ત્રણ વાર તમારા સદ્ગુરુનાં દર્શન, તેમનાં ભવબંધવિનાશક વચનામૃતોનું શ્રવણપાન, ને તેમનાં પવિત્ર ચરણારવિંદની રજનું મસ્તકપર ધારણ એ અવશ્ય કરવાં જોઈએ. શરીરશ્રમના વિચારરૂપ ને ખર્ચના વિચારરૂપ પિશાચો તમારું ગળું ન પકડે એમ તમારે સાવધાનતા રાખવી જોઈએ ને તમારા સ્થાનમાં તમારે કેટલોક સમય વધારે અભ્યાસ કરવો જોઈએ લૌકિક સ્થિતિની પ્રતિકૂલતાનાં, શરીરની પ્રતિકૂલતાનાં, ને ધનની પ્રતિકૂલતાનાં નકામાં બાનાં કાઢી તમે તમારે હાથે જ તમારા જ્ઞાનપ્રાપ્તિના ટુંકા માર્ગને જાણી જોઈને લાંબો કરશો માં. તમારા મનની શુદ્ધભાવવાળી દઢતા વધશે તો તમારા શરીરની પ્રતિકૂલતા દૂર થશે, ને તમારી ધનની પ્રતિકૂલતા પણ દૂર થશે. તમે માંદા થાઓ છો ત્યારે કે તમારે તમારું કે તમારા સગાવહાલાનું અગત્યનું કોઈ કામ કરવાનું હોય છે ત્યારે તમે તમારો ધંધો મૂકી શકો છો, તો આવા અતિઅગત્યના કામમાં તમને તમારો ધંધો થોડો સમય બંધ રાખવાનું મન કેમ થતું નથી ? સજ્જનો ! વ્યવહારની તૃષ્ણાને નિયમિત કરો, ઉપયોગ જેટલો વૈરાગ્ય રાખો, ને કર્તવ્યનિષ્ઠા રાખી આગળ વધો જો તમારું અંતઃકરણ હજી વ્યવહારના કરતાં પરમાર્થનું માહાત્મ્ય ઓછું સમજે છે તો શોક સાથે તમને સ્પષ્ટ કહેવું પડે છે કે તમે હજી *જિજ્ઞાસુજ થયા નથી* જો તમારું સ્થુલ શરીર એવું હોય તો તમે તમારે ઘેર રહી સોમવારે કે ગુરુવારે કાંઈક વિશેષ અભ્યાસ કરો વળી ત્રણ ત્રણ માસે કે ૭ ૭ માસે તમારી અનુકૂલતાનો વિચાર કરી તમે કેટલાક દિવસો અભ્યાસપરાયણજ રહો.

"**ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः** ॥"—સ્વયંપ્રકાશ બ્રહ્મને અનુભવીને જ્ઞાની અવિદ્યા ને તેના કાર્યરૂપ પાશોથી મોકળો થાય છે "**ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति॥**" કલ્યાણસ્વરૂપ બ્રહ્મને અનુભવીને જ્ઞાની નિરવધિ શાંતિને પામે છે, ને "**यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः। तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति॥**"—મનુષ્યો જ્યારે ચર્મડાંની પેઠે આકાશને વીંટાળી શકશે ત્યારે સ્વયંપ્રકાશ બ્રહ્મને જાણ્યા વિના દુઃખની અત્યંતનિવૃત્તિ પામશે, ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્માનુભવવડે દુઃખની અત્યંતનિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ કહે છે યુક્તિવડે વિચારીએ તોપણ જણાય છે કે અજ્ઞાનના વિરોધી જ્ઞાનવડે અજ્ઞાનની નિવૃત્તિ થયે અજ્ઞાનના કાર્યરૂપ સર્વ દુઃખોની નિવૃત્તિ થવી જોઈએ, તથા અજ્ઞાનને તજ્જન્ય દુઃખરૂપ પ્રતિબંધકની નિવૃત્તિવડે આત્માના પરમાનંદ સ્વભાવનું

પણ ભાન થવું જોઇએ. બ્રહ્મદર્શી મહાપુરુષોનો અનુભવ પણ એમજ જણાવે છે. આવી રીતે શ્રુતિ, યુક્તિ ને બ્રહ્મદર્શી પુરુષના અનુભવથી બ્રહ્મજ્ઞાનજ મનુષ્યના પરમપુરુષાર્થનું સાધન છે એમ સિદ્ધ થાય છે. પ્રેમલક્ષણાભક્તિ ને યોગ તો પરમતત્વના જ્ઞાનમાં ઉપયોગી હોવાથી ઉપાદેય મનાય છે, પ્રેમલક્ષણાભક્તિ ભક્તના હૃદયને પરમાત્મપરાયણજ કરી દે છે, ને તેની અન્ય સર્વ આસક્તિઓ છોડાવી દે છે, તેથી પરમાત્માના અનુગ્રહથી તે ભક્તને પરમાત્મતત્ત્વનું જ્ઞાન થઇ તેનાં અજ્ઞાનાદિ નાશ પામી તે કૃતાર્થ થાય છે. ચિત્તનિરોધરૂપ યોગવડે યોગી ચિત્તને સર્વ દૃશ્યથી મોકળું કરે છે પછી દૃશ્યરૂપ મેલથી રહિત થયેલા તે ચિત્તમાં સ્વભાવથીજ રહેલા સ્વયપ્રકાશ વ્યાપક આત્મા પ્રકાશવા લાગે છે,—તેનું જ્ઞાન થાય છે, ને તેથી તે યોગી કૃતાર્થ થાય છે

હે મુમુક્ષુઓ ! જો તમે કથનમાત્ર નહિ, પણ સાચા મુમુક્ષુઓ હો, તો તમે તમારા પોતાનાજ હિતમાટે, તમે કોઇના ઉપર મોટો ઉપકાર કરી નાંખો છો એવી બુદ્ધિથી નહિ, તમારા મનમાં વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, ને મુમુક્ષુતા વધારવા શુદ્ધભાવવડે નિરંતર પ્રયત્નવાન્ રહેજો. એ ચાર સાધનોવડે ચિત્તની યોગ્યતા વધાર્યા વિના વેદાંતનું શ્રવણ તમને જોઇએ તેવું ઉપકારક થશે નહિ. એ ચાર સાધનો સંપાદન કરીને પછી શ્રદ્ધા ને સાવધાનતાથી તમારા શ્રીસદ્ગુરુ પાસે તમે વેદાંતનું શ્રવણ કરજો, ઉપયોગપૂરતું શ્રવણ થઇ રહ્યા પછી તમે પવિત્ર ને એકાંતદેશમાં બેસી શ્રદ્ધા ને સાવધાનતાપૂર્વક શ્રવણ કરેલા મુખ્યવિષયનું મનન કરી તમાં તમને જે જે શંકાઓ રહેતી હોય તે તે શંકાઓને પ્રમાણ ને યુક્તિવડે દૂર કરી નાંખજો. મનનનો પરિપાક થયા પછી તમે એકાંત ને પવિત્ર દેશમાં બેસી પરમાદરપૂર્વક મનને બ્રહ્મધ્યાનરૂપ નિદિધ્યાસનમાં જોડવાનો પ્રયત્ન આરંભજો આવો તમારો પ્રયત્ન ચાલુ રહેવાથી તમારા અંતઃકરણના અંતર્મુખપણાથી તથા તમારા શ્રીસદ્ગુરુની કૃપાથી કોઇ વેળા અવિદ્યારૂપ આવરણનો ભંગ થઇ તમને બ્રહ્મનો સાક્ષાત્કાર થશે, ને તમે કૃતાર્થ થશો. હે મોક્ષસાધકો ! જાગો તમે કેટલા સમયથી સત્સંગમાં જોડાયા છો તે વિચારો તેટલા સમયમાં તમારે જેટલું મેળવવું જોઇએ તેટલું તમે મેળવ્યું છે કે નહિ તે નક્કી કરો. હવે આળસ ને પ્રમાદના દાસ થવામાં સાર નથી એમ દૃઢ નિશ્ચય કરો, ને આગળ વધો ॐ

---

# आत्मोन्नतिनो सरळ उपाय.

साहित्य, पुराणु अने धर्मशास्त्रोना अध्ययननो मात्र एकज उद्देश होय छे के मनुष्यना चारित्र्यने उन्नत बनाववु, शांतिनो अनुभव करवो, इच्छाओनी ज्वाळाथी सतप्त जीवोने सुखी बनाववा अने तेमने एवा उपायोनुं अवलबन करवाने माटे उत्साहित करवा के जे द्वारा ते आलोकमां धन, यश, अने शांति तथा परलोकमां सुख मेळवे, ए अभिप्रायथी प्राचीन ऋषिओए तेनुं निर्माण करेलुं छे. आत्मा, परमात्मा आ लोक अने परलोक सबधी प्रश्नोनो निर्णय करवानु वास्तविक साधन दर्शनशास्त्रोनुं पांडित्य नथी. तेना आधारे मनुष्य जीवनभर प्रयत्न करवा छता पण केटलीकवार आ प्रश्नोना रहस्यने जरापण समजी शकतो नथी पोताना विचारद्वारा अनुभव करवाथी आध्यात्मिक प्रश्नोना जेटली सरळताथी उकेल थइ शके छे तेवो बीजी रीते थतो नथी. पोतानी बुद्धि द्वारा एक पण प्रश्ननो निर्णय करी लेवामा आवे तो बाकी सर्व वातोनो धीरे धीरे एनी मेळेज खुलासो थइ जाय छे.

जीवननो आ प्रश्न समूह ताळा समान छे, जेनो पहेलो पडदो उघडतां बाकीना सर्व धीरे धीरे एनी मेळे उघडी जाय छे शिक्षकद्वारा समजावेला ग्रथनुं अध्ययन करवा छतां पण बुद्धि एटली प्रौढ नथी थती के जेटली पोतानी मेळे समजेला विषयने माटे थइ शके छे. आत्माना भविष्य साथे संबध राखनारा आ प्रश्नो हमेशां आपणी आंखोनी सामे उपस्थित रहे छे. आ प्रश्नोनुं समाधान करवानुं साधन पण आपणी पासे छे आम छतां पण सेकडे ९५ माणुसोने तो आ प्रश्नोनी समजणुज पडती नथी तेओने ए पण समजातु नथी के आ विषयोनु ज्ञान उपयोगी छे के नहिं, बाकीना मनुष्यो लाखो प्रयत्न करवा छतां पण तेने समजी शकता नथी. तेनुं कारण ए छे के मनुष्योना हृदयमां अहंकार हमेशां विद्यमान होय छे अहकारने तो अधकारज समजी लेवो जोइए जे रीते घोर अधारामां पोतानी पासे पडेली वस्तु पण देखाती नथी तेवी रीते अहंकारने लीधे मनुष्य पोतानी पासे होवा छतां पण आ प्रश्नोना रहस्यने समजी शकता नथी पोताना मानसिक विकारो अने वृत्तियोना गुलाम बनीने तेनेज पोतानुं रूप मानी ले छे जडजगतनी सर्व वस्तुओ मनुष्यना हृदयने पोतानी तरफ एवी रीते आकर्षित करी ले छे के चर्मचक्षुओ द्वारा जणुाता आ ससारनी पर शु छे ते वातनुं पण तेने भान थतुं नथी.

' आत्मा शी वस्तु छे, हुं कोणु छु ' एनो अनुभव करवाने माटे पोताना चित्तने पोताना विचारो तरफवाळो अने जुओ के तमारा आ विचार, आ विचार सुखला, आ भूत अने वर्तमाननो सबध ए शु छे. वास्तवमां विचार अने आत्मा ए बन्ने एवा प्रकारे बधायला छे के एकने बीजाथी जुदा पाडवा ए बनेने नष्ट करवा तुल्य छे. जेवा विचार, जेवी भावनाओ तेवोज आत्मा, तेवोज मनुष्य तथी विरूद्ध आत्माना विचारोथी

જુદી કલ્પના કરવી કે તે કોઈ એવી વસ્તુ છે કે જેનો માનસિક ભાવનાઓ સાથે સબંધ નથી તો તે આલોક અને પરલોક બનેને નષ્ટ કરવાનો ઉપાય છે. જ્યારે આત્મા અને ભાવનાનો સંબધજ ન હોયતો પછી કર્ત્તવ્યની હૃદયના ઉપર કોઈ અસરજ નથી. તો પછી આ ચાર શાસ્ત્રનું પ્રયોજન જ શુ રહ્યું

આત્માને વિચારોથી જુદો કલ્પવાનો સિદ્ધાન્ત જેટલો હાનિકારક છે, તેટલોજ આત્માને સ્થિર અને હંમેશાં એક સરખો રહેનારો પદાર્થ હોવાની કલ્પના પણ અમંગળકારી છે જો આપણો આત્મા ખરેખર સ્થિર છે, જો તેમાં કોઈ રીતે વિકાર થઈ શકતો નથી તો પ્રગતિ, ઉત્કર્ષ અને ઉન્નતિને માટે ઉદ્યોગ કરવો એ પણ વૃથા છે જે પ્રકારે સદ્‌વિચાર અને સત્કાર્યો દ્વારા આત્મિક શક્તિયોની ઉન્નતિ થાય છે તેવીજ રીતે કુવિચારો અને અશુભ કાર્યોથી આત્માની શક્તિયોની અવનતિ પણ થાય છે વિકાશ સિદ્ધાન્તનો શોધ પશ્ચિમમાં ડાર્વિન સાહેબે પહેલવહેલો ભલે કર્યો ગણાતો હોય, પરતુ આપણા પૂર્વાચાર્યોએ તો હજારો વર્ષ પહેલાં એ સિદ્ધ કરી બતાવ્યુ છે કે આપણા ભવિષ્યને સ્થિર કરવુ અને તેવુંજ તેને બનાવવુ એ પ્રત્યેક મનુષ્યના પોતાના હાથમાં છે ચરિત્રગઠનનો સિદ્ધાતજ એ છે કે નાનામાં નાનો વિચાર અને તુચ્છમાં તુચ્છ કાર્ય પણ આત્માની ઉપર પોતાની અમર જરૂર પાડે છે મનુષ્ય પોતાની જીવિત અવસ્થામાં પ્રત્યેક ક્ષણ કોઈને કોઈ વિચાર અથવા તો કાર્ય કરેજ છે. વિચાર અને કાર્યનું બિલકુલ બધ થઈ જવું તેનું નામજ મૃત્યુ છે. જ્યાં સુધી મનુષ્યને એ ન સમજાય કે ચરિત્રને સુધારનાર અથવા બગાડનાર તેનાં કાર્ય અને ભાવનાઓ છે ત્યાં સુધી તે મન ફાવે તેમ ક્રિયા કરે છે, પરતુ માનસિક જીવનના આ સિદ્ધાન્તથી પરિચિત થઈ ગયા પછી એવો કોણ બુદ્ધિમાન છે કે જે પોતાની મનોવૃત્તિયો અને કાર્યો ઉપર અકુશ ન રાખી શકે.

જો વિચારોની શુદ્ધિને માટે મનુષ્યની ચરિત્રોન્નતિ થવાની સંભાવના ન હોય તો સંસારના સર્વ ધર્મો માત્ર વિડમ્બના તુલ્યજ થઈ શકે, કેમકે પ્રત્યેક ધર્મમાં સર્વથી ઉત્તમ માર્ગમાં મન અને હૃદયને શુદ્ધ કરવાની રીત કહેલી છે. મુક્તિ, મોક્ષ અથવા નિર્વાણ એ પણ અશુદ્ધ ભાવનાઓના સ્થાને શુદ્ધ વિચારોને દાખલ કરી દેવાનાંજ જુદાં જુદાં નામ છે. આજ કાલ કેટલાક ધર્માચાર્યો આ મૂળ તત્વને ભૂલી માત્ર બાહ્ય ક્રિયા કાંડને જ ધર્મનું નામ આપવા લાગ્યા છે, પરતુ આપણા પ્રાચીન મહર્ષિઓ હજારો વર્ષથી મન, વચન, અને કર્મની શુદ્ધિનેજ આત્મોન્નતિનો રાજમાર્ગ બતાવ્યાં કરે છે. તે પ્રમાણે આચરણ કરવામાં પહેલી જરૂર વિચારોની શુદ્ધિ છે. વિચાર બળનો મહિમા અકથનીય છે. જે પ્રકારે ઇતિહાસની સર્વ જબરજસ્ત ક્રાંતિયોનો વિચારબળ દ્વારાજ સસારમાં જન્મ થયો છે તેવીજ રીતે અધ્યાત્મ સંસારમાં વિલક્ષણ ફેરફાર પણ વિચારબળ દ્વારાજ સપાદિત થાય છે.

ઉત્સાહ, ભક્તિ અને યોગ એ ત્રણે આત્મોન્નતિનાં પ્રધાન સાધન છે. તે દ્વારા આપણા વિચારોની મસારમા પ્રતિદિન ઉત્તરોત્તર શુદ્ધિ થયાં કરે છે. હૃદય શુદ્ધિની સાથેજ શાંતિ અને સુખ પણ વધ્યાં કરે છે. વિચારોમાં ફેરફાર થતાં મનુષ્યનાં કાર્યોમાં પણ અતર પડી જાય છે અને મનુષ્ય ઉત્કર્ષની છેવી સીમાને પ્રાપ્ત કરી પોતાના લક્ષ્યને ફળીભૂત કરી શકે છે. મહાત્મા અને સાધારણ મનુષ્યની વિચાર શૈલીમાં ઘણો અંતર છે,

એકનો ભાવ બીજાના ભાવોથી બિલકુલ ઉલ્ટો છે. જો કે બાહ્ય દ્રષ્ટિથી જોઈશુ તો મહાત્મા જી અને સામાન્ય મનુષ્યમાં કાંઇ ફેર જણાતો નથી. જેવું સાધારણ મનુષ્યનું શરીર હોય છે તેવુજ તેમનું પણ હોય છે; પરંતુ મનની અંદર પ્રવેશ કરતાંજ બધો ફેરફાર એકદમ જણાય છે. વાસ્તવમાં જો મનુષ્ય પોતાના ભાવોને તુલસીદાસજીના હૃદયસ્થ ભાવોને બિલ્કુલ જ સમાન બનાવી લે તો તેમાં અને તુલસીદાસજીમાં કાંઇ અંતર રહેતો નથી. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે "જો તમે મારા સમાન બનવા ઇચ્છતા હો તો તમને પોતાને અને મને પણ ભૂલી જાઓ." આજ અહંકારને નષ્ટ કરવાનો ઉપાય છે જેવડે પાપ લિપ્ત આત્મા પણ સાચો મહાત્મા બની શકે છે. કોઇ પૂછે કે જો માત્ર વિચારોની શુદ્ધિજ આત્મોન્નતિનો ઉપાય છે તો જ્ઞાનોપાર્જન, દાન, શીલ, તપ, સંયમ વિગેરે ક્રિયાઓ પછી નિષ્ફળજ સમજવી કે કેમ, તો તેનો જવાબ એ છે કેઃ એ સર્વ ક્રિયાઓ અને સાધનોનુ પણ આત્મોન્નતિને માટેજ પ્રયોજન છે વિચારોને શુદ્ધ બનાવ્યા વગર સઘળી ક્રિયાઓ નકામી છે બાહ્ય ક્રિયાકાંડનેજ આત્મોન્નતિનુ કારણ સમજવુ એ ભૂલ છે. પોતાના હૃદયની તરફ હમેશાં ધ્યાન રાખવાથી સમજાશે કે ચિત્તને વશ કરવું એ કામ પણ કઠિન છે, આત્મોન્નતિના આ માર્ગને જાણવાથી મનુષ્ય પોતાના ઉન્નતિમાર્ગનો રસ્તો સગળતાથી પસાર કરી શકે છે. જેવી રીતે સમુદ્રમાં પ્રવાસ કરનાર વહાણને માટે દિશા જણાવનાર યંત્રની જરૂર છે તેવી રીતે આત્મોન્નતિને ઇચ્છનાર પુરૂષને પણ સત્ય માર્ગદર્શક ઉપદેશની જરૂર છે.

સાધારણ મનુષ્યો અંધકારવાળા દુર્ગમ વનમાં ભૂલો પડેલો મુસાફર જેમ આમ તેમ ભટકયાં કરે છે તેમ જીવનકાળના અંત સુધી પણ પોતે પોતાને ઓળખતા નથી, તો પછી ઉન્નતિના પ્રયત્નની તો વાતજ કયાં રહી, તે બિચારા પોતાની વાસનાઓના દાસ બનીને હમેશાં સંતપ્ત હૃદયથી ચિંતાઓ અને ઇચ્છાઓની ધખકતી અગ્નિમાં બળ્યાં કરે છે. તેને એ સમજાતું નથી કે સાચુ સુખ ઇચ્છાઓની પૂર્તિમાં નથી પણ ઇચ્છાઓનો વિજય કરવામાં છે.

સદ્વિચાર અને સચ્ચરિત્રનો એટલો બધો ગાઢ સંબંધ છે કે જો બંનેને એક નામ આપવામાં આવે તો તે કાંઇ ખોટુ નથી. દરેક વિચાર પછી તે ગમે તેટલો સૂક્ષ્મ હશે તો પણ તે જરૂર કાર્યરૂપે જણાશે માનસશાસ્ત્રનો આ નિયમ એટલો વ્યાપક છે કે તેના આધાર ઉપર અમે કહી શકીએ છીએ કે જો કાર્ય નથી તો વિચાર પણ નથી. સંસારમાં એવા મનુષ્યોની પણ ખોટ નથી કે જે માત્ર પોતાના વિચારોના ગુમાનમાંજ મસ્ત રહે છે. તેમ જેણે જાણવુ જોઇએ કે કાર્ય વગરના વિચાર પંગુ સમાન નિરૂપયોગી છે, વિચારોની એક માત્ર કસોટી કાર્યજ છે મનુષ્યના વિચારો ગમે તેટલા પ્રશંસનીય હોય, જગતનુ ભલુ કરવા માટે ગમે તેટલા મનસુબા કરે તો પણ જ્યાં સુધી તે કાર્ય ક્ષેત્રમાં ઉતરી પોતાના વિચારોને અનુકુળ કર્તવ્ય નથી કરતા ત્યાં સુધી જગતને તેનાથી કાંઇ પણ લાભ થતો નથી. સારાંશ કે યોગ્ય ઉપાયોનું અવલંબન કરવાથીજ મનુષ્ય પોતાના આત્માને અને તેની ઉન્નતિના માર્ગને સારી રીતે જાણી શકે છે તેનો સર્વોત્તમ ઉપાય એ છે કેઃ શબ્દાડંબરનો ત્યાગ કરી પોતાના સ્વતંત્ર અનુભવદ્વારા પોતાના આત્માનું ચિંતન કરવુ જો દરરોજ થોડો વખત પણ આ પ્રયત્ન સાચા મનથી કરવામાં આવશે તો થોડાજ વખતમાં મનુષ્યના પોતાના આત્મામાં એવુ બળ જામશે કે જેવડે તે ઇચ્છિત કાર્યોને સારી રીતે કરી શકશે.

આપણો દેશ ધર્મ પ્રધાન દેશ છે ધર્મ તથા પોતાની આત્મિક ઉન્નતિની તરફ આપણા ઋષિમુનિયોનું ધ્યાન સર્વ કાળથીજ ખેંચાયેલું આવે છે પોતાના દિવ્ય જ્ઞાનદ્વારા જડજગતની સઘળી શક્તિયોને સારી રીતે જાણવા છતાં પણ આપણા પૂર્વજોએ એ વિષય સંબંધી જ્ઞાનને પુસ્તક રૂપે એકત્ર કરવાની પરવા કરી નથી. આજ પણ સંસારમાં જડવાદનો ડંકો ખખડાવ્યા છતાં પણ આપણે આપણા ધર્મને ભૂલી ગયા નથી માત્ર એટલું થયું છે કે આપણી ધાર્મિક શ્રદ્ધા વધતાં વધતાં અંધશ્રદ્ધા થઈ ગઈ છે

ધર્મ, પરલોક અને આત્મિક ઉન્નતિના માટે આપણે દાન, વ્રત, શીલ અને સંયમનું પાલન કરીએ છીએ ધાર્મિક ઉન્નતિને માટે આપણે ખરી કમાઈથી સંચયેલા લાખો રૂપિયાને ધર્મને નામે પાણી કરી દઈએ છીએ, તીર્થ સ્થાનોની દુર્દશા અને ત્યાંના ગોર લોકોના અત્યાચાર જોયા છતાં પણ અંધશ્રદ્ધાથી તેવા પાપી લોકોને પોષવાને આપણે લાખો રૂપિયા ખર્ચ કરીએ છીએ, લાખો ભિખારીયોને પણ દરરોજ ધર્મને નામે ખાવાનું આપવું એ પણ અંધશ્રદ્ધાજ છે. ગળામાં કંઠી નાંખી હાથમાં માળા ઝાલી રામ રામ કરતા ભગવાં કપડાં પહેરી, હાથમાં લાકડી અને છત્રી લઈ ફરતા, મોઢે લુગડાનું કપડું બાંધી ફરતા, ભભૂતી લગાવી ગાંજાની દમ મારી ફરનારા સેંકડો સાધુઓને પોષીએ છીએ તે સર્વનું કારણ આત્મિક શક્તિયોનો વિકાસ થાય એવી શુભેચ્છા હોય છે. આમ પૈસા ખર્ચવાથી કાંઇ આત્મિક બળ પ્રાપ્ત થતું નથી આપણે સહિષ્ણુતા, ધૈર્ય, સહાનુભૂતિ અને પ્રેમને આપણા હૃદયમાં ઉત્પન્ન કરવાની ઇચ્છા હોય તો આપણે તેના બદલામાં આપણી મનોવૃત્તિયોની ઉચ્છૃંખલતા, સ્વાર્થ, લમ્પટતા અને માનસિક ચપળતાનો ત્યાગ કરવો જોઇએ સ્વાર્થના ત્યાગ કરવાથી આપણને ગમે તેટલું કષ્ટ પડયાં કરે તોપણ તેનો ત્યાગ કર્યા વગર આપણે આત્મિક ઉન્નતિ કરી શકવાના નહિ. આ ચૈતન્ય જગતમાં પણ જે વ્યક્તિ પોતાની માનસિક વૃત્તિયોના બદલામાં સત્ય સુખ અને શાંતિને પ્રાપ્ત કરવામાં આવ્યો ખાતા હોય તે મૂઢ બુદ્ધિના સમજવા પ્રકૃતિએ મનુષ્યના હૃદયમાં ક્રોધની સૃષ્ટિ એટલા માટે કરી છે કે જેથી તેના ઉપર વિજય પ્રાપ્ત કરીને ક્ષમા પ્રાપ્ત કરી શકાય.

સ્વાર્થને વશ થઇ મનુષ્ય બીજાની સુખ સામગ્રીને છીનવી લેઇ પોતાના સુખને માટે એકત્ર કરે છે. બીજાની તેને જરા પણ ચિંતા રહેતી નથી. અને તેથી કૃપણ મનુષ્યની માફક પોતાનું દ્રવ્ય પોતાની પાસેજ રાખવાની ઇચ્છા રાખે છે. પરંતુ ધર્મનો સિદ્ધાંત તેથી વિપરીત છે. ધર્મ પ્રમાણે તો મનુષ્યે પોતાના સુખનો ઉપભોગ જાતે પણ કરવો અને બીજા મનુષ્યોને સુખ આપવાને માટે પણ તત્પર રહેવું જોઇએ.

દયાળુતા, મૈત્રીભાવ, સંયમ, ધૈર્ય, સત્ય, શાન્ત અને વિશ્વવ્યાપી પ્રેમ એ સર્વ ભાવ જે વખતે મનુષ્યના હૃદયમાં પૂર્ણરૂપે વિકસિત થઇ જાય છે તે વખતે તેનો આત્મા વિસ્તીર્ણ થઇ આખા વિશ્વમાં ફેલાઇ જાય છે. જો તે ભાવોને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો આજથીજ અધીરતા, ક્રોધ, નિર્દયતા, ઘૃણા અને સ્વાર્થનો ત્યાગ કરો. તથા પોતાની વૃત્તિયોનું દમન કરવાનું પણ લઇ લ્યો. જેમ જેમ તેવી વૃત્તિયો હૃદયમાંથી કમી થતી જશે તેમ તેમ સુખ અને શાંતિ વધતાં જશે જે વખતે તમને સ્વાર્થ ત્યાગનો અપૂર્વ આનંદનો થોડો ઘણો પણ અનુભવ થતો જશે તે વખતે તમને સ્વાર્થ ઉપર પૂરી ઘૃણા થઇ આવશે અને પછી તેમાં તમે ફસાશો નહિ પછી સાચી શાંતિનો અનુભવ કરીને આખા સંસારને તમે સમજાવી શકશો કે સત્યસુખનો માર્ગ શો છે. સાચા મહાત્મા થવાની અને અન્ય ભૂલેલા પ્રાણિયોને પાર ઉતારવાની મુખ્ય કળા આજ છે.

---

# अक्कलमंद माणस.

( લેખક:—ચ્યવનરાય શુકલ. )

એક જણે એક વેળા એક ડાક્ટરને પૂછ્યું હતું કે "તમે મને અક્કલમંદ માણસની વ્યાખ્યા બાંધી આપશો? અક્કલમંદ બનવા સારૂ શી શી લાયકાતો મેળવવી પડતી હશે?"

આનો જવાબ નીચે પ્રમાણે આપી શકાય.

એના પર અક્કલનો અમલ હોય તે અક્કલમંદ માણસ. જે જે પ્રશ્નો ઉપસ્થિત થાય તેનો આખરી નિકાલ એની બુદ્ધિ કરે. જે જે મુશ્કેલીઓ આવે તેનું નિવારણ એની અક્કલ કરે. જે જે આંટીઓ આવે તે એનું મગજ ઉકેલે બીજાની સલાહ લેવા એ દોડે નહિ. એના અંતરાત્મા એજ એનું અમાત્યમંડળ.

લાગણીઓથી એ દોરવાઇ જાય નહિ. વૃત્તિઓથી એ વહી જાય નહિ અલબત, એ પણ માણસ છે એટલે એની લાગણીઓ, એની વૃત્તિઓ પણ તોફાની, ઉધમાતી હોય અને એ તોફાન, એ ઉધમાતના પ્રમાણમાં એને સુખદુઃખ ભોગવવાં પડે કિન્તુ વૃત્તિઓને વશ એ નથી, વૃત્તિઓ એને વશ છે. લાગણીઓના કબ્જામાં એ નથી, એના કબ્જામાં લાગણીઓ છે

એના દેહને મગજ દોરે છે, એના મગજને દેહ નહિ. અક્કલમંદ માણસનો આત્મા પણ એના અંતરનેજ અનુસરે છે.

આપરથી કોઇએ એમ માની લેવાની જરૂર નથી કે એ જક્કી કે નાસ્તિક છે, એને આસ્થા, શ્રદ્ધા કે વિશ્વાસ નથી. ઇશ્વરપર એને ઔરંગઝેબના જેટલીજ આસ્થા હોય કિન્તુ એના પર અમલ તો એના અંતઃકરણનોજ હોય ધર્મ, મત, લાગણી, સિદ્ધાન્ત, માન્યતા—એ બધાંયને એના મગજ આગળ આવવું પડે અને ત્યાં જે ચુકાદો અપાય તે પ્રમાણે એનો સત્કાર થાય.

અક્કલમંદ માણસને શીખવાની, સમજવાની દાનત હોય આત્મપ્રશંસક માણસ ભલેને બહુજ ચાલાક હોય કિન્તુ મિથ્યાભિમાન એ તો એક સદાને માટે ખાતરો છે અને એટલે એનું એટલું અજ્ઞાન જાણવું, અભિમાની ચાંપલું ચાંપલું બોલે પણ એનામાં ઝાઝી અક્કલ હોય નહિ વિનયીજ ડાહ્યો હોય.

કેટલાક માણસની મગજશક્તિ ઘણીજ સારી હોય છે અને તે ઇશ્વરદત્ત. પુત્રના લક્ષણ પારણામાંથી તેમ જન્મતાંવારજ એનો પ્રભાવ જણાઇ આવે છે. કેટલાક કુદરતી રીતેજ ચાલાક હોય છે. ત્યારે વળી કેટલાક નૈસર્ગિક રીતેજ બેવકુફ હોય છે. કિન્તુ એ બધાય એક સરખા અક્કલમંદ બની શકે જો એમનામાં એક ચીજ હોય અને બીજી ન હોય તો.

જે ચીજની જરૂર છે તે બીજી કાંઇ નહિ પણ શીખવાની દાનત. એ મગજને ઉત્તેજીત કરે છે, પોષ્ટિક ખોરાક આપી આપે છે. કુદરતી ખોડવાળા માણસ પણ એમની આકરી 'શીખવાની દાનત' ને લીધે વાણિજ્ય અને વર્તમાનમાં અદ્વિતીય બની ગયેલાના ઘણા દાખલા ઇતિહાસમાં મોજુદ છે.

જે બે ચીજો ન જોઇએ તે અભિમાન અને બ્હીક, શરમ અને દંભ.

પ્રાણિની અવગણના એ બુદ્ધિ ગંઠાવાનું કારણ છે. ઉલટું, નિરૂપયોગી કોઇ નથી ધુળ પણ ઉપદેશ આપે છે, તણખલામાંથી પણ તત્વજ્ઞાન મળે છે જો લાભ લેતા આવડે, કદર કરતાં આવડે તો આપણે દરેક વાતમાંથી કંઇ ને કંઇ મેળવી શકીએ અભિમાન અંતરના મળને આગળો દઇ દે છે.

આળસુપણું એ અભિમાનનું એક ફળ છે એ સ્વભાવ તમામ અજ્ઞાનીઓનો હોય છે. કેટલાક અક્કલમંદ પણ એથી મુક્ત નથી

બુદ્ધિના સંબંધમાં એક મુદ્દાની વાત એ છે કે એનામાં ચાલાકતાનો ગુણ છે, જેમ બને તેમ ઓજસ્વી મગજના મનુષ્યના સંપર્કમાં આવો અને તમારૂં મગજ પણ એ ઓજસ ઝીલશે આપણામાં એક નબળાઇ છે અને તે એ કે આપણે ઇચ્છીએ છીએ કે આપણી પ્રશંસા થાય. આપણું અનુસરણ થાય, આપણાં વખાણ થાય, આપણા તરફ લોકનું આકર્ષણ થાય, આપણને સન્માન મળે અને એને લીધે આપણે આપણાથી ઓછી અક્કલવાળામાં ભળવા માગીએ છીએ પરિણામ એ આવે છે કે પોષણ મળવાથી આપણું અભિમાન વધે છે અને એને લીધે અંધકાર પણ વધે છે.

પ્રમાણિકતા રાખો શીખવાની દાનત રાખો, આનન્દી બનો અને પછી જુઓ કે તમે જન્મથી અક્કલમંદ ન હોવા છતાંય પ્રયાસે બની શકો છો કે નહિ અસ્તુ

---

સાક્ષરશ્રી રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ હાઇસ્કુલના માજી હેડ માસ્તર અને ગુજરાત કોલેજના લેકચરર, ગુ વ સોસાયટીના પ્રમુખ સાહેબ લખે છે કે હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક મળ્યું. અનેક ઉપયોગી માહીતી પૂરી પાડતું આ દળદાર પુસ્તક બહાર પાડી તમે તીર્થયાત્રાની ઘણી મુંઝવણો દૂર કરી છે. "હિંદુસ્તાનની તીર્થયાત્રા" એ ખરેખર યાત્રાળુઓનો ભોમિયો છે બિન વાકેફગારીને લીધે યાત્રાળુઓ યાત્રામાં બહુ હેરાન થાય છે. તમારૂં પુસ્તક પાસે રાખીને જે યાત્રાએ નીકળશે. તેને હેરાનગતી વેઠવી નહિ પડે તમે બીજી પણ જાણવા લાયક હકીકત પુસ્તકમાં સમાવી છે. તેને લીધે પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે ખરચને ધોરણે એની જે કીંમત મૂકી છે તેના કરતાં યાત્રા કરનાર એની કીમત અધિક આંકશે,"

પુજ્યપાદ મહારાજશ્રી શ્રીમન નથુરામ શર્મા—લખે છે કે–હિંદુસ્થાનની તીર્થયાત્રા એ નામનું આપનું રચેલું પુસ્તક જોયુ, એ પુસ્તકમાં ભરતખંડમાં યાત્રા કરનારાં સ્રીપુરુષોને જાણવા યોગ્ય ઘણા ઉપયોગી વિષયોનો સમાવેશ કર્યો છે ભરતખંડમાનાં તીર્થસ્થળોની ઉપયોગી માહીતી પણ સારી આપી છે. યાત્રા કરવાની ઇચ્છા રાખનારને તથા ઘેર બેસીને યાત્રાનાં સ્થળોનું વર્ણન વાંચવાની ઇચ્છા રાખનારને તે પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડે એવું છે.

---

* ડૉ. ફ્રેંક કેનન લેખના ભાવ લઇ આ લેખ લખવામાં આવ્યો છે.

# प्रासंगीक नोंध.

ભાગ્યોદયનું ચાલુ નવમું વર્ષ આ અંકથી પુરૂ થાય છે. હવે પછીના માર્ચ માસથી તેનો દસમા વર્ષમાં પ્રવેશ થશે. આવતા વર્ષે અમે અમારા ગ્રાહકોને સંતોષ અને લાભ થાય તેવા ઉપયોગી વિષયો આપવાનો સંકલ્પ કર્યો છે. અને તે સંકલ્પ સિદ્ધ કરાવનાર ઇશ્વર પ્રત્યે અમારી પ્રાર્થના છે કે તે અમારામાં એવુ બળ અર્પો કે તે વડે અમે આ માસીકદ્વારા જનસમાજને કંઇક આપી શકીએ

આ માસિકમાં મનુષ્યનું જીવન ઉન્નતિને પામે, ચારિત્ર્ય ઉત્તમ બને, વ્યવહારિક અને પારમાર્થિક ઉન્નતિ સાધે તેવા ઉપયોગી વિષયો ચર્ચવાનું ધોરણ રાખ્યું છે. વાર્તા પણ વિનોદની સાથે બોધક હોય અને જે વાચતા તેમાંથી કંઇક ગ્રહણ કરવાની ઇચ્છા થાય તેવી આપવાનો નિશ્ચય છે તેમાં અધ્યાત્મજ્ઞાનની વૃદ્ધિ કરનાર લેખો તો વારંવાર આપવામાં આવે છે તે સાથે આર્થિક ઉન્નતિ કરાવનાર હુન્નરઉદ્યોગ અને વ્યાપાર સંબંધી લેખો પણ આવતા અંકથી શરૂ થશે તેનું વાર્ષિક લવાજમ રૂ ૩—૦ લઇ અમે ગ્રાહકોને બાર મહિને ૫૦ ફોર્મ ઉપરાંત મેટર ભાગ્યોદયદ્વારા આપીએ છીએ અને બાર પંદર ફોર્મની ભેટ તે તો જુદી તે સિવાય બીજા કેટલાક લાભનો જુદાજ એ હિસાબ ગણતાં અને તેની અંદર આવેલા વિષયોની કિંમત આંકતા લવાજમની રકમ નજીવી જણાયા વગર રહેશેજ નહિ.

આવતા વર્ષની ભેટ એકાગ્રતા અને દિવ્યશક્તિ તૈયાર થઇ ગઇ છે જે ગ્રાહકોનુ લવાજમ નહિ આવ્યુ હોય તેમને તે ફેબ્રુઆરીની અધવચ વી. પી કરીને મોકલવામાં આવશે. વાર્ષિક લવાજમ રૂ. ૩—૦ અને ભેટનું પોસ્ટેજ ૦—૪—૦ મળી રૂ ૩—૪—૦ નું દરેક ગ્રાહકને વી. પી થશે તે આશા છે કે દરેક ગ્રાહક સ્વિકારી લેશે. વી પી. કર્યાં પછી કેટલાક સજ્જનો વી. પી. પાછું મોકલે છે તેથી અમને દરેક વી પી એ ૦—૪—૦ નું નકામું નુકશાન થાય છે અને વી પી. કરવાની મહેનત તો જુદીજ. માટે વી. પી. આવે તે દરેક ગ્રાહકે સ્વિકારી લેવુ એવી અમે ઇચ્છા રાખીએ છીએ. આ વખતનું ભેટનું પુસ્તક અધ્યાત્મજ્ઞાનથી ભરેલું હોવાથી ઘણુંજ ઉપયોગી છે. તે પુસ્તક એકલાથી જ લવાજમ તો વળી જાય તેમ છે. તેની ખાત્રી ભેટનુ પુસ્તક મળ્યા પછીજ થશે

આ પુસ્તકમાં કયા કયા વિષયો છે તે તો ટાઇટલ પેજ તળેની સૂચના વાંચવાથી ખાત્રી થશે. છતાં જેમને ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેઓએ આ અંક મળ્યા પછી તુરત અમને લખી દેવુ કે તેમને વી. પી. કરીશું નહિ. છતાં અમે આશા રાખીએ છીએ કે દરેક ગ્રાહકે તેના ગ્રાહકમાં કાયમ રહેવુ જોઇએ. તેના ગ્રાહક રહેવાથી ખોવાનુ તો નથી પણ ઉલ્ટો લાભજ છે

કેટલાક માણસો ભાગ્યોદય મફત મેળવવાની પણ ઇચ્છા રાખે છે આવી કાગળો અને છપાઇની મોંઘવારીમાં ભાગ્યોદય મફત આપવુ અમને પાલવી શકેજ નહિ છતાં જેઓ ભાગ્યોદયના ૪ ચાર ગ્રાહકો વધારી આપશે તેમને ભાગ્યોદય મફત મળશે. તેમણે ચારે ગ્રાહકોનાં નામ નોંધાવી રૂ. ૧૨—લવાજમના મનીઓર્ડરથી મોકલવા, અથવાતો તેમને વી. પી. કરવા માટે તેમની સહી સાથેનુ લખાણ અમને મોકલી આપવુ ભાગ્યોદ

યના ગ્રાહકો વધારવા એ પુણ્યનું કામ છે, કેમકે ભાગ્યોદયની અંદર આવતા સદ્‌વિચારોનો જેથી જગતમાં ફેલાવો થાય છે. તેનો વાંચનાર સદ્‌વિચારોને ધારણ કરી ઉચ્ચ જીવન ગાળનાર બને છે, ઇશ્વરપ્રતિ શ્રદ્ધા રાખનાર થાય છે અને પોતાનો વિજય પોતેજ કરી શકે તેવા સામર્થ્યને પ્રાપ્ત કરે છે. ઘણા માણસો ઉત્તમ આચાર વિચારવાળા થાય એવું ઇચ્છવું એ શું પુણ્યનું કાર્ય નથી ? અને જો તે પુણ્યનુંજ કામ હોયતો જે ભાગ્યોદય-તેના વાંચનારનું જીવન બદલી શકે છે, તેનો વાંચનાર ઉચ્ચ ચારિત્ર્યશીલ બને છે, અને એવાજ બીજા લાભો મેળવી શકે છે તે ભાગ્યોદયના ગ્રાહકો વધારવા પ્રયત્ન કરવો એ પણ પુણ્યનુંજ કાર્ય છે.

દરેક ગ્રાહક બંધુ ધારે તો આ વર્ષે અમને નવા ગ્રાહકો વધારી મદદ કરી શકે છે. વધુ ગ્રાહકો થવાથી અમારા ઉત્સાહમાં પણ વૃદ્ધિ થતાં અમે અમારા કાર્યમાં સહાય આપી એમ માનીએ છીએ. અને તેથી ઓછામાં ઓછા એક બે ગ્રાહકો આ નવીન વર્ષે વધારી આપવાની દરેક બંધુ પોતાની ફરજ સમજશે એવી આશા છે. જે ગ્રાહક ચાર ગ્રાહક વધારી આપશે તેમને અમે ભાગ્યોદય મફત મોકલીશું જે ત્રણ ગ્રાહક વધારી આપશે તેમને અમે હાલમાંજ બહાર પડેલી “ મહાત્મા ગાંધી અને હિંદના નરરત્નો ” એ નામનું રૂ ૧-૮-૦ નું પુસ્તક મફત મોકલી આપીશું આશા છે કે અમારી આ વાત ઉપર અમારા ગ્રાહક બંધુઓ પુરેપુરૂં ધ્યાન આપશેજ.

અમારા દરેક ગ્રાહકને આ અંક મળ્યા પછી પંદર દિવસે લવાજમ વસુલ કરવા માટે આવતા વર્ષની ભેટ એકાગ્રતા અને દિવ્યશક્તિ વી પી થી મોકલવામાં આવશે. આ વર્ષે ભેટનું પુસ્તક ઉત્તમ પસંદ કરવામાં આવ્યું છે અને તેથી આશા છે કે દરેક બંધુ તેનો સ્વિકાર કરીજ લેશે. અને વી. પી. પાછું ન આવે તે માટે પોતાની ગેરહાજરીમાં પોતાને ઘેર પણ વી. પી. લેવાનો બંદોબસ્ત કરી લેશે તે ઉપરાંત આવતા વર્ષે જેઓ ગ્રાહકમાં કાયમ રહેશે તેમને અમારા તરફથી હાલમાંજ બહાર પડેલું “ મહાત્મા ગાંધી અને હિંદના મહાન નરરત્નો ” એ નામનું ઉત્તમ પુસ્તક કે જેની કીમત રૂ. ૧-૮-૦ છે તે માત્ર રૂ. ૧-૦ માંજ આપવામાં આવશે. આ પુસ્તકની અંદર ગ્લેઝ કાગળો અને પાકું પુઠું છે પાન ૨૨૪ છે તેમાં મહાત્મા ગાંધીજી ઉપરાંત દેશબંધુ દાસ, લાલા લજપતરાય, મોતીલાલ નહેરૂ, લો. બા. તીલક વિગેરે દેશના ૧૧ મહાન પુરૂષોનાં જીવન ચરિત્રોનો સમાવેશ છે. જેઓ આવતા વર્ષનું લવાજમ મોકલી આપશે અથવા વી પી નો સ્વિકાર કરી લેશે તેમને આ પુસ્તક રૂ ૧-૦ ની કીમતે મળશે વી પી. કરવામાં ૦-૬-૦ વધુ ખર્ચ આવે છે તેથી જે ગ્રાહકો મનીઓર્ડરથી રૂ. ૩-૦ લવાજમના અને રૂ. ૧-૦ મહાત્મા ગાંધીનો મળી રૂ ૪-૦ મોકલી આપશે-તેમને ભેટનું પુસ્તક એકાગ્રતા અને દિવ્યશક્તિ તેમજ મહાત્મા ગાંધીનું પુસ્તક બુક પોસ્ટથી મોકલી આપીશું તેથી ખર્ચના ૦-૬-૦ નો બચાવ થશે

એ ઉપરાંત હાલમાં બહાર પડેલું પુસ્તક “ હિંદુસ્તાનની તીર્થયાત્રા અને યાત્રાળુઓનો ભોમીયો ” કે જેની કીમત રૂ. ૭-૦ છે. તે દરેક ગ્રાહકને રૂા ૬-૮-૦ માં આપી શકીશું પોસ્ટેજ ૦-૮-૦ જુદા સમજવા. તેમજ માસ્ટર ઓફ નોલેજ કે જે ઘણી મહેનતે ઘણા વર્ષે હાલમાંજ બહાર પડ્યું છે તે પુસ્તકની કીમત રૂ ૧૦ છે છતાં માત્ર રૂ. ૯-૦ માંજ આપી શકીશું. માટે ગ્રાહકોએ આ લાભ પણ લેવા ચુકવો

નહિ આવી રીતે ભાગ્યોદયના ગ્રાહક રહેનારને કેટલીક બીજો પણ લાભ થાય છે તો પછી ગ્રાહકમા કાયમ રહેવાથી કાંઇ નુકશાન થવાનો તો સંભવજ નથી

કેટલાક સજ્જનો "અમને વાંચવાની ફુરસદ નથી" એવાં બ્હાનાં કાઢી આવાં ઉપયોગી માસીકોના ગ્રાહકોમાંથી ઘણીવાર કમી થવા ઇચ્છે છે, પણ તેમણે જાણવું જોઇએ કે આ માસીકના ગ્રાહક રહેવાથી તમે કદાચ તે માસીક બધું ન વાંચો અને તેમાંનો કોઇ એક વિષય વાંચી જશો અથવા તો તમારાં બાળ બચ્ચાં તેમાંથી કાંઇ વાંચશે તો તેનો લાભ થયા વગર રહેશેજ નહિ, સ્ત્રીયો વાંચશે તો તેમની બુદ્ધિમાં ઘણો ફેરફાર થઇ તે પતિસેવા કરવામાં પોતાનું સાભાગ્ય સમજશે. બાળકો વાંચશે તો તેમને ભવિષ્યમાં મહાન પુરૂષ થવાની ઇચ્છા થશે જે ઘરમાં ભાગ્યોદય વંચાતું હશે તે ઘરમાં સુખ અને શાંતિનો અખંડ વ્યાસજ રહેશે. વિપત્તિ વખતે ધૈર્ય આપશે, ઉન્નતિના માર્ગો બતાવશે અને એવી રીતે તેના વાંચનારાને ઘણો લાભ થવા સંભવ છે. જેથી આશા છે કે અમારા દરેક ગ્રાહક બધુ આ માસીકના ગ્રાહક તરીકે દર વર્ષ માફક આ વર્ષે પણ કાયમ રહી તેના લવાજમ માટે વી. પી. થી મોકલવામાં આવેલી ભેટનો સ્વિકાર કરશેજ તેમ દરેક બધુ પોતાના મિત્રો અને સંબંધીઓને આ માસીકના ગ્રાહક થવાની ભલામણ કરશેજ.

આવતા નવા વર્ષમાં પુજ્યપાદ મહારાજ શ્રીમન્ નથુરામ શર્માનો એક ઉપયોગી લેખ શરૂ થશે, શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનો એક સર્વોત્તમ લેખ શરૂ થશે. મહાત્મા મોહનદાસ ગાંધીજીની લખેલી 'મૂરખરાજ અને તેના ભાઇઓ' એ નામની ઉત્તમ વાર્તા શરૂ થશે. તે સિવાય શ્રીયુત નર્મદાશંકરભાઇના તેમજ શ્રીયુત મણિલાલ નથુભાઇ બી એ. વિગેરે લેખકોના ઉપયોગી લખો શરૂ થશે. તેમજ વનસ્પતિ વિજ્ઞાન અને ચરકસંહિતાના વૈદકના લેખો, ઉપયોગી હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીના લેખો નવા શરૂ થશે તે સિવાય આવતા અંકથી એક અતિરસમય તેમજ બોધક ચાલુ વાર્તા તેમજ ઉપનિષદની બ્રહ્મવિદ્યા એ નામનો અતિ ઉત્તમ લેખ શરૂ થશે. વળી નવા વર્ષથી ભાગ્યોદય ગ્લેઝ કાગળોમાં નીકળશે તેમજ પુઠું પણ સુશોભિત છપાશે તેના એકે એક અંક એક એકથી ચઢીયાતા નીકળે તે ઉપર ખાસ લક્ષ અપાશે. આમ છતાં તેનુ લવાજમ જે રૂ. ૪–૦–૦ હતું તે આવતા વર્ષથી રૂ. ૩–૦–૦ રાખવામાં આવ્યુ છે જેથી આશા છે કે દરેક ગ્રાહક બધુ તેના ગ્રાહકમાં કાયમ રહી વી પી. નો સ્વિકાર કરી લેશેજ અને આ માસમાંજ એક બે નવાં ગ્રાહકો વધારી આપી અમારા આ કાર્યમાં યોગ્ય સહાય આપશે.

---




( અનુસંધાન ગયા અંકના પૃષ્ટ ૨૫૦ થી )

## પ્રકરણ ૧૦ મું.

### સુખનો અનુભવ.

દેવકન્યા દુઃખની મારી કામનાથના ત્રાસથી ત્યાંથી વ્હેલી ઉઠી ચાલતી થઇ હતી તે ત્યાંથી થોડે દૂર આવેલી એક ધર્મશાળામાં ઉતરી, તે ધર્મશાળા નિર્જન હતી. આખો દિવસ તેણે ત્યાંજ કહાડયો બીજે દિવસે તે ત્યાંથી નીકળી પોતાના ઘરભણી આવવા લાગી આવો રીતે આઠ દશેક દિવસ થયા તે પછી તે થાકીપાકી એક ગામની ભાગોળે થઇ જતી હતી તેવામાં સામેથી બે માણુસો આવતા તેને જણાયા. દેવકન્યાનું ગૌરમુખ અત્યારે કલેશ, દુઃખ, તાપ અને થાકથી કાળુ પડી ગયું હતું. કપડાં પણ ફાટેલાં હતાં, તે સાધારણ મજુર જેવી જણાતી હતી. તેણે ધાર્યું કે મારા રૂપથીજ મારા ઉપર દુઃખ આવી પડે છે અને તે પછી તે શરીરની કાળજી પણ બરોબર રાખતી નહોતી આવનાર માણુસો સન્યાસી જેવા લાગતા, ભગવાં વસ્ત્ર પહેરેલાં હતાં એટલે તે પણ ઓળખાય તેવા નહોતા. દેવકન્યાની નજર તેમના ઉપર પડી તેમાંના એકને તે ઓળખતી હોય તેમ તેને લાગ્યું પણ ખાત્રી ન થઇ. તેણે તે સાધુ સામું જોઇ નીચી નજર કરી. સાધુએ પણ તેના સામું જોયું તેને પણ કોઇ ઓળખીતી સ્ત્રી હોય એમ લાગ્યુ પણ બરાબર ઓળખી શકયો નહિ. એક બે વાર સામસામી નજર મળી એક બીજાને કોઈ ઉંડુ ઓળખાણ હોય એમ લાગ્યું. થોડીવારે બને નજીક આવી ગયાં. દેવકન્યાએ તેમને જોઇ કહ્યું “ આ રસ્તો કયાં જવાનો છે ? ”

આ સાદ સાંભળનાર એક સાધુને પરીચયવાળો લાગ્યો તેણે પૂછ્યુ. “ તમારે કયાં જવુ છે ? ” તે સાધુનો આ સાદ તે સ્ત્રીને પણ પરીચયવાળો જણાયો. મનમાં એક બીજાને ઓળખતાં હોય એમ લાગ્યુ પણ ઉપરના પહેરવેશથી ઓળખી શકાય તેમ નહોતું સાધુને દેવકન્યાએ કહ્યુ ” મારે.. ગામ જવુ છે. હું દુ:ખની મારી પતિ, પુત્રનો વિયોગ સહન કરતી ભટકુ છુ, ત્યાં કયાં થઇ જવાશે. ” સાધુને હવે ખાત્રી થઇ કે આ તો તેજ કે જેને માટે હું રખડું છુ. તેણે પોતાનો પરીચય આપ્યો. આ સાધુ તે બીજો કોઇજ નહિ પણ સાધુ વેશધારી સુંદરરાય હતો. તેણે કહ્યુ “ મને તમે ઓળખો છો ? હું પણ સ્ત્રી અને પુત્રના વિયોગે દુ:ખનો માર્યો તેમને શોધવા રખડું છુ ” દેવકન્યાને ખાત્રી થઇ

કે: આજ મારા પતિ, જેને માટે હું ગામે ગામ રખડું છુ, તેજ પોતે, એમ ખાત્રી થતાં તે ચોધારે આંસુ રડતી સુદરરાયના પગે પડી. બનેએ એકબીજાને ઓળખ્યાં. ઘણાં વર્ષે તેમને સયોગજન્ય સુખ મળ્યુ

તે પછી સુદરરાયે દેવકન્યાને પોતાની સાથે લીધી. પોતે સાધુ વેશ ધારણ કરેલો હતો તે હવે બદલી નાંખ્યો. અને દેવકન્યાને લઇ કેટલાક દિવસે પોતાને ગામ ગયો ઘેર ગયો તો ખબર પડી કે પોતાની વૃદ્ધ માતા તો ઘેર છે, પણ પુત્ર આવેલો ખોવાયો છે, તેની શોધ કરવા જવાનો સુદરરાયે વિચાર કર્યો એક દિવસ આ પતિ પત્ની ભેગાં રહ્યાં તેમના સયોગજન્ય આનંદમાં પુત્ર વિયોગનું વિઘ્ન આવી પડયું. બીજે દિવસે સુંદરરાય પુત્રને શોધવા જવાનો હતો તેવામાં ત્યાંના મેજીસ્ટ્રેટ તરફથી તેને ખબર પડી કે અમુક ગામમાં તમારા પુત્રને સાધુ પકડી લઈ જતા હતા તે સાધુ પકડાયા છે, પુત્ર ત્યાં છે અને એક અશરફઅલી નામના ફકીરે ત્યાં ફરીયાદ કરી છે તેનો પુરાવો આપવા તમારે તે ગામ જવાનુ છે

આ ખબર સાંભળી સુદરરાય અને દેવકન્યાના આનદનો પાર રહ્યો નહિ. તે પોતાના મિત્ર સાથે બીજે દિવસે તે ગામ જવા નીકળ્યો ત્યાં પોતાના પુત્રને ઓળખ્યો મેજીસ્ટ્રેટ પાસે કેમ ચાલતાં પુરાવાથી કેસ સાબીત થયો. પુત્ર નારાયણને સુદરરાયને સોપ્યો. અશરફઅલીને શાબાશી મળી અને સાધુઓને સજા થઈ સુદરરાયે અશરફઅલીનો ઉપકાર માની તેને ઘણોજ ધન્યવાદ આપ્યો. જે એક વખતે દેવકન્યા ઉપર નજર બગાડનાર અશરફઅની જમાદારે દુસ્મનની ગરજ સારી હતી તેજ માણસે અત્યારે બદલાઇ જઈ આ કુટુબ ઉપર અસખ્ય ઉપકારો કર્યા માણસ ગમે તેટલો નીચ ભલે રહ્યો પણ તે જો બદલાઇ જાય છે તો ભલો મનુષ્ય થઇ શકશે. નીચ પણ ઉચ્ચ બની જાય છે તે પછી અશરફઅલી અને સુદરરાય પુત્ર નારાયણને લઇ ઘેર આવ્યા. દેવકન્યાને અત્યારે ઘણાં વર્ષ દુ ખ ભોગવી સુખની ઘડી આવી.

હંમેશાં દુ ખ પછી સુખ અને સુખ પછી દુ.ખ આવવું એ સિધ્ધ નિયમ છે માટે દુઃખથી હારી જવુ નહિ પણ ધૈર્યથી સહન કરી ભવિષ્યના સુખના આનદનો લાભ લેવો સુદરરાયને ગામના ઘણા માણસો મળવા આવ્યા તેમને સુખી જોઇ ઘણાને આનદ થયો. ઘણા તો તેમને નદીમાં ડુબી મરેલાજ ધારતા હતા તેમને આનંદ થયો. આ પછી દેવકન્યાએ પોતાના ઘરકામ ઉપરાત પતિ સેવામાં મન જોડયું. પુત્ર નારાયણને ભણવા મૂકયો તેને ઘેર નાની નાની બોધક વાતો કહી દેવકન્યાએ ઉચ્ચ ચારિત્રવાળો બનાવ્યો. સુંદરરાયે ફરી વેપાર શરૂ કર્યો. જયારે ઇશ્વરની કૃપા થાય છે ત્યારે સર્વ વાતે સુખ થાય છે તેમ હવે સુદરરાયનો દહાડો ફર્યો હતો. તેને વેપારમાં બે પૈસા મળવા લાગ્યા પૈસે ટકે સુખી થવા આવ્યો દેવકન્યાએ પણ નવરાશના વખતમાં કાંઇ કામ કરવા માંડયું તે ભરવા ગુથવાનું મારૂ જાગુતી નકામો વખત બેસી રહેવુ કે દિવસે જેમ ઘણી સ્ત્રીઓ ઉઘે છે કે લોકોની કુથની કરવામા વખત ગાળે છે તેમ દેવકન્યા કરતી નહિ ઘરમાં શુ ચાલે છે. કઇ ચીજ લાવવાની છે, કઇ ચીજ થઇ રહી છે તે બધા.ની કાળજી દેવકન્યા રાખતી ઘર તરફથી બિલકુલ કાળજી સુદરરાયને નહોતી.

અશરફઅલીએ તે પછી ઘેર આવી ફકીરીજ લીધી. તેનું કામ લોકાને સુખી કરવાનું હતું ગમે તેના દઃખમા તે ભાગ લેતો પાક જીદગી ગુજારતો હિંદુ મુસલમાનોમા સપ થાય તેવી કોશીશ કરતો ક્રુરમાં ક્રુર સ્વભાવનો અશરફઅલી જમાદાર અત્યારે શાંત આનદી અને નમ્ર બની ગયો હતો તેને ઇશ્વર ઉપર શ્રધ્ધા બેઠી ત લોક સેવા કરવા તરફ વળ્યો હતો. ગામમાં લોકો હવે તેના પ્રતિ માનની દૃષ્ટિથી જોવા લાગ્યા.

આ પ્રમાણે સુદરરાય અને દેવકન્યા હવે સુખનો અનુભવ કરવા લાગ્યાં. સુદરરાય માત્ર વ્યવહારમાંજ ગુચાઇ ન રહેતાં તેની સાથે પોતાના આત્માનો અનુભવ કરવાનો પણ પ્રયત્ન કરવા લાગ્યો આ જગતમાં રચી પચી રહેવુ એ જીદગી મનુષ્યની પણ નથી ખાવું, પીવુ, ભોગ ભોગવવા, કમાવુ, સચય કરવો અને અતે શરીરનો ત્યાગ કરતી વખતે પસ્તાવો કરવો એવી જીદગી ગાળનારા ઘણા હોય છે તેને વ્યવહારમા રહેતાં છતાં પણ તેથી વિરક્ત રહેવાની ટેવ પડી હતી ખરૂં કર્ત્તવ્ય તો ઇશ્વરને મેળવવા એજ છે એમ તે સમજતો દેવકન્યા પણ જાણતી કે વ્યવહારમા સ્થોપથી રહેવું એતો કુમવા જેવુ છે તે પોતાના પતિને ઇશ્વર તુલ્ય ગણી તેમની સેવા કરતી હતી પુત્રને યોગ્ય શિક્ષણ આપતી. તેની સાથે પોતાના સબધમાં આવનાર સ્ત્રીઓને તે પતિ સેવાનુ મહાત્મ્ય સમજાવતી, તેમને પતિ સેવા કરવામાં રૂચી ઉત્પન્ન કરતી

એક વખતે તે ગામમા એક મહાત્મા આવી ચઢયા તેમના ઉપદેશથી ઘણા માણસો નીતિવાળા બની ગયા તે વાત સાંભળી સુદરરાય તેમનાં દર્શન કરવા ગયો. મહાત્માને જોતાંજ તેમના ઉપર તેને પ્રીતિ ઉત્પન્ન થઇ, તેમના મુખ ઉપર પ્રકાશિત તેજ હતું ભવ્ય મુખમુદ્રા હતી આંખોનુ તેજ આકર્ષિત હતું, વદન હસતું લાગતું મહાત્માને સુદરાયે નમસ્કાર કર્યા તે જોઇ મહાત્માએ તેને કહ્યુ કેમ ભાઇ, પ્રસન્ન તો છોને ? હવે દુઃખની ઘડી તો ગઇ કેમ ખરી ? "હાલમાં શુ ચાલે છે ?"

મહાત્માનો સ્વર સુંદરરાયને કાંઇક પરિચયવાળો જણાયો. તેમને જોઇ કાંઇ ઓળખતો હોય એમ લાગ્યુ. પણ ઓળખી શકયો નહિ તેણે કહ્યુ. પ્રભો ! હું આપને કાંઇ મળ્યો હોઉ એમ લાગે ે પણ મને અત્યારે યાદ આવતું નથી આપ કાંઇ પરીચય આપો તો સારૂ," આ સાંભળી મહાત્માએ કહ્યુ કેમભાઇ, "તમે મને ભુલી ગયા ! દેવકન્યા ખુશીમાં છે ને ? ઠીક, સંસારમાં રહેવાથી બધુ ભુલી જવાય તેમાં નવાઇ નથી, હવે વળી બૈરી છોકરાનો કારભાર પણ જુની વાતો ભૂલાવી દે એમ હશે "

આ બેની વાતચિત સાંભળી બીજા લોકોને કાંઇક આશ્ચર્ય જણાયું. પણ તે કોઇ કાંઇ બોલી શકયા નહિ. થોડીવારે સુદરરાયને ઓળખાણ પડયુ હોય તેમ લાગ્યું. તેને લાગ્યું કે. જે સ્ત્રીના પાશમાં હું સપડાયો હતો તે પછી ત્યાંથી છુટયા પછી જે રાજપુરુષનો સમાગમ થયો હતો તેજ આ. તેણે ઓળખી કહ્યું ' હાજી હવે આપને કાંઇક ઓળખી શકયો આપે શુ સસારનો મોહ છોડી દીધો ! ધન્ય છે પ્રભો આપને, હું હજુ આપની તુલ્ય આવું તેમ નથી." આમ કહી વળી ફરી પગે લાગ્યો

બન્નેએ પોતાને પરસ્પર ઓળખ્યા મહાત્માજીમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તે જ્યારે બ્રાહ્મણ પણ રાજપુરુષ હતા તેમનો સમાગમ સુદરરાયને થયો હતો તે વખતે સુંદરરાયે સાધુવેશે તેમને ઉપદેશ આપ્યો હતો. તે પછી તેમણે રાજપાટ છોડી થોડો વખત હિમાલયમાં રહી તપની સિદ્ધિ કરી ફરતા હતા. હવે તે લોકોને માત્ર કલ્યાણનો માર્ગ

બતાવતા. સુંદરરાયે તેમનામાં આટલો બધો ફેરફાર જોયો તેથી ઓળખી ન શક્યો. તેને જાણે પોતાનો ખાસ સંબંધી મળે તેટલો આનંદ થયો. મહાત્માને તે પછી તે પોતાને ત્યાં લઇ ગયો. તેમને ઘેર લઇ જઇ સારો સત્કાર કર્યો.

મહાત્મા કાંઇ સાધારણ સાધુજેવા નહોતા તે કોઇ ગામમાં બેચાર દિવસથી વધુ રહેતા નહિ તેમણે દેવકન્યા અને સુંદરરાયને સુખી જોઇ કહ્યું. ભાઇ, તમારૂં કામ કાંઇ સંસારમાં મોહ પામી પડી રહેવાનું નથી. માયાથી છુટવું અને ખરા કર્ત્તવ્યને સાધવું એ કામ તમારૂં છે આ જગત્માં મનુષ્ય માત્ર નાશવંત છે. મનુષ્યદેહ મળવો મુશ્કેલ છે તો મળ્યા પછી એળે ન ગુમાવતાં જીવનપર્યંત ખરી કમાણી કરવામાં કાળ ગાળવો. દુઃખ અને સુખ એ શરીરના ધર્મો છે તેથી શોક કે હર્ષ કરવો નહિ. ખરૂં સુખ આત્માનો અનુભવ કરવાથી જ મળે છે થોડો ઘણો વખત પણ જે લોકો પોતે પોતાનું જ્ઞાન મેળવવાને આળતા નથી તેઓ પાછળથી પસ્તાય છે,

વ્યવહારમાં રહીને પણ ઇશ્ની સિદ્ધિ તો થાય છે જ. તેને માટે કાંઇ સંસારનો ત્યાગ કરવાનો નથી માત્ર ત્યાગ કરવાનો એટલોજ છે કે સંસારના પદાર્થોમાં મોહવશ ન થઇ જવું. મનને વશ કરતાં શીખવું, અસદ્ વિચારોનો ત્યાગ કરવો. સર્વ પ્રાણિમાત્ર પ્રતિ પોતાના આત્મા તુલ્ય પ્રેમ રાખવો. આવી રીતે જે માણસ ઉચ્ચ ચારિત્ર્યશીલ બની સંસારમાં મોહ ધરતો નથી તે જીવન્મુક્તપણાનો અનુભવ કરે છે.

બેન દેવકન્યા, તમે તો સાક્ષાત દેવી છો તમે તમારો ધર્મ સમજો છો, ઇશ્વરે તમને તડકો અને છાંયો બને બતાવ્યાં છે, માટે હવે ઇશ્વરને મેળવવા માટે પ્રયત્ન કરવામાં ઘણો કાળ ગાળો, દુઃખી જીવોને સુખ આપવાનું કર્તવ્ય ઉઠાવી લ્યો. આજે ઘણાં કુટુંબો સ્ત્રીઓના અજ્ઞાનથી પાયમાલ બની રહ્યાં છે મુળેજ સ્ત્રીઓને નાનપણમાં યોગ્ય કેળવણી ન મળવાથી અજ્ઞાન હોય છે તેમને સંસારના પદાર્થોમાં ઘણો મોહ હોય છે. સારાં સારાં લુગડાં ઘરેણાં પહેરવાં એજ જાણે તમના સુખની અવધિ હોય એમ માને છે. પોતાના પ્રભુતુલ્ય પતિની રહેજસાજ બાબતમાં અવમણના કરે છે. પોતાની મરજી પ્રમાણેની વસ્તુ ન લાવી આપનાર પતિની સાથે લડાઇ કરવાનું પણ ચુકતી નથી. જે પત્ની પોતાના પતિને સુખ આપી શકતી નથી, જેને જોઇ તેના પતિનો જીવ ઠરતો નથી, જેને જોતાંજ જેના પતિને આનંદ થતો નથી તે સ્ત્રી કુલ્ટા સમજવી. તે ગમે તેટલી ભલે ડાહી ગણાતી હોય, ભણેલી હોય, સમાજમાં તેને લોકો માનની નજરે જોતા હોય, તોપણ જે સ્ત્રી પોતાના પતિની પ્રીતિ મેળવી શક્તી નથી તે સ્ત્રીની અધોગતિ થાય છે. બેન પતિને તારનાર પણ સ્ત્રી છે અને ડુબાવનાર પણ સ્ત્રી છે જો સ્ત્રી યોગ્ય હોય છે તો ગરીબમાં ગરીબ માણસની ઝુંપડીમાં પણ આનંદ વ્યાપી રહે છે. જો સ્ત્રી અયોગ્ય હોય છે તો રાજમહેલમાં પણ કલેશ થઇ રહે એ સંસારનો ઘણો આધાર સ્ત્રી ઉપર છે બેન, એ સઘળી વાતો તમે જાણો છો માટે કાંઇ નવું કહેવું પડે તેમ નથી. માટે તમારે આવી અયોગ્ય સ્ત્રીઓ હોય તેને સુધારી તેમના કુટુંબ ઉપર ઉપકાર કરવાનું સેવાવ્રત લેવાનું છે જો તમે સેંકડો સ્ત્રીઓને સુધારી પતિ સેવા કરવાના ખરા ધર્મનું જ્ઞાન આપી શકશો તો તમે સંસાર-ઉપર ઘણોજ ઉપકાર કરી શકશો

ભાઇ સુંદરરાય, તમે તો સુજ્ઞ છો સંસારમાં રહી પણ જે પુરુષો સંસારથી નિર્લેપ રહી શકે છે તેમને ધન્ય છે. હવે ઇશ્વરે તમારી સ્થિતિ સુધારી છે કમાવાના રસ્તા તો

ઉધરાયા છે. તેથી ચિંતા નથી. ભાઇ નારાયણ પણ હવે હોશિયાર થઇ ગયો છે તમે પણ ઘણા માણસો ઉપર ઉપકાર કરી શકો તેમ છો લોકો હજારો રૂપિયા દાન કરે છે તે માત્ર નામને લીધે ખરા ભાવથી દાન કરનારા તો ઓછાજ. આજકાલ કેળવણી આપવામાં, ગરીબ બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં સહાય કરવી તેના જેવુ બીજું પરોપકારનું કાર્ય નથી તેમને પૈ પૈસો ભલે ન આપો. પણ તેમની જીંદગી સુધારવા માટે તમે ગરીબ માણસોને ઉંચી કેળવણી આપવામાં તમારો પૈસો ખર્ચો દેશના હુન્નરો દેશમાંજ ચાલે તેવા માર્ગે તેમને વાળો છતાં તેઓ નીતિવાળા બને, ઇશ્વરપ્રતિ શ્રદ્ધાળુ થાય તેવુ શિક્ષણ પણ તેમને આપવામાં સહાય કરવી એજ ખરૂં દાન છે. હવે તમે તમારૂં કર્ત્તવ્ય સારી રીતે કરવા છતા પણ પરોપકારમાં જીવ પરોવો. અન્યનાં જીવન સુખી કરવા માટે તમે તમારા પૈસાનો અને જીવનનો ઉપયોગ કરો એવી હું આશા રાખુ છું

દેવકન્યા તેમજ સુંદરરાયને મહાત્માના ઉપદેશની ઘણી અસર થઇ તેઓએ હવે વ્યવહારમાં રહી પછી રહેતાં હતાં તેમાંથી પોતાનું જીવન બીજી દિશામાં વાળવાનો વિચાર કર્યો. મહાત્મામાં અલાકિક સામર્થ્ય જોઇ તેમની ભક્તિ વધી. થોડા દિવસ મહાત્મા ત્યાંજ રહ્યા તે પછી તે ત્યાંથી ચાલ્યા ગયા. દેવકન્યા અને સુંદરરાય તેમને પોતાના ગુરુ માનવા લાગ્યાં નારાયણની હવે ઉમ્મર થઇ હતી તેથી તેને વ્યવહારનો સઘળો કારભાર સોંપી સુંદરરાયે બીજી દિશામાં પોતાનું મન પરોવ્યું. તેણે પોતાના ખર્ચે જે વિદ્યાર્થીઓ પૈ-સાનો ખર્ચ થવાને લીધે વિદ્યાભ્યાસ કરી શકતા ન હોય તેવાઓને આગળ વિદ્યાભ્યાસ કરાવવા માંડ્યો. એકાદ અન્નક્ષેત્ર જેવુ સ્થાપ્યુ ગામમાં એકાદ ઉત્તમ શાળા સ્થાપી. છોકરાઓને જમાડવાનું, પુસ્તકોનું વિગેરે સઘળુ ખર્ચ આપી તેણે તેમને વિદ્યાભ્યાસ કરાવવામાં મદદ આપવા માંડી દેવકન્યાએ નાની બાળકીઓને તેમજ મોટી વયની સ્ત્રીઓ માટે એક આશ્રમ સ્થાપ્યો. ત્યાં તે સ્ત્રીઓને ઉત્તમ શિક્ષણ આપવા લાગી. વિધવા સ્ત્રીઓને માટે આશ્રમ સ્થાપો તેમને ત્યાં ઉત્તમ નીતિ અને જ્ઞાનનુ શિક્ષણ આપી તેમને ઘેર બેઠાં ગુજરાન જેટલું કમાઇ શકે તેટલુ ઉદ્યોગિક જ્ઞાન આપવા માંડ્યુ.

આવી રીતે તેમણે પોતાના પૈસાનો સદુપયોગ કરવા માંડ્યો. અને તેની સાથે પોતાનુ મન ઇશ્વર સાથે જોડ્યું. આ સંસાર નાશવંત છે, શરીરથી આત્મા જુદો છે, તે આત્મા તેજ પોતાનુ સ્વરૂપ છે, તેનું જ્ઞાન પ્રાપ્ત કરવુ, તેનો અનુભવ કરવો એજ ખરા સુખનો માર્ગ છે. એમ માની તેમણે દિવસનો ઘણો ભાગ ઇશ્ચિંતનમાં ગાળવા માંડ્યો.

આવી રીતે આ કુટુંબ દુ:ખમાંથી છુટી સુખનો અનુભવ કરતું ઇશ્વિરસેવા કરતું આનંદમાં રહેવા લાગ્યું

---

## સુચના.

આવતા નવા વર્ષથી—માર્ચ માસથી એક અતિ ઉપયોગી, રસમય અને બોધક વાર્તા મોહિની શરૂ થશે માટે નવા થનાર ગ્રાહકોએ અત્યારથી જ નામ નોંધાવવાં, કારણકે પછી પાછળના અંકો મળતા નથી.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

---

# आशानी सिद्धि.

આજે ઘણા મનુષ્યો મોટી મોટી આશાઓ રાખે છે, તે આશાઓ સિદ્ધ ન થતાં નિરાશ થાય છે. આશાઓ રાખવી તો તે સિદ્ધ કરવી એ મનુષ્ય સ્વભાવ છે. આશા કર્યા કરવી અને તે સિદ્ધ ન થવી એ દુ:ખજનક છે. આશા રાખવા છતાં સિદ્ધ ન થાય તો તેનાં ઘણાં કારણો હોય છે. તે કારણોને શોધી કહાડવાં એ વિવેકીનું કર્તવ્ય છે. કેટલાક માણસો તો માત્ર હવાઇ કિલ્લા બાંધવાની માફક મોટી મોટી આશાઓ બાંધ્યાં કરે છે. પણ તે આશાઓને શી રીતે સિદ્ધ કરવી તે જાણતા નથી જે મનુષ્ય આશા રાખે છે અને તેને સિદ્ધ કરવાની કળાને પણ જાણે છે તેજ તેના ફળને મેળવે છે

ઘણા મનુષ્યો અન્યનાં સુખ જોઇ તેવા સુખી થવાની ઇચ્છા રાખે છે પરંતુ તેના જેવા સુખને મેળવી શકતા નથી, દ્રવ્યની ઇચ્છા હોવા છતાં જોઇતું દ્રવ્ય મેળવી શકતા નથી. સંસારના અનેક પદાર્થો મેળવવાની લાલસા થયા છતાં તેને પુરી કરી શકતા નથી. અને પોતાનો આખો જન્મારો માત્ર આવી આશાઓ રાખ્યાં કરવામાં અને તે સિદ્ધ ન થતા નિરાશામાં ગાળે છે. આવા મનુષ્યો દિનપ્રતિદિન પોતાના કાર્ય કરવાના બળને ગુમાવ્યાં કરે છે તેમણે જો પોતાની આશાની સિદ્ધિ કરવી હોયતો તે સિદ્ધ થાય તેવો પ્રયત્ન કરવો જ જોઇએ

માત્ર આશાઓ રાખ્યાં કરવી અને તેની સિદ્ધિને માટે પ્રયત્ન ન કરવો એ કોઇ પણ પ્રકારના ફળને આપનાર નથી. કોઇપણ કાર્યને સિદ્ધ કરવું હોયતો તે કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી પ્રયત્ન કર્યા કરવો જોઇએ. આજે વાતો કરનારા ઘણા મળી આવશે પણ કર્તવ્ય કરનારા થોડાજ મળી આવશે. વાંચનારા ઘણા મળી આવશે પણ વાંચ્યા પછી તે પ્રમાણે વર્તનારા ઘણાજ થોડા જણાશે. જેટલી નવું નવું વાંચવાની ઇચ્છા મનુષ્યોને થયાં કરે છે તેટલું આચારમાં ઉતારવાની થોડાનેજ ઇચ્છા થયાં કરે છે જ્યાંસુધી માણસ જાણેલું અને વાંચેલું પોતાના વર્તનમાં ઉતારતો નથી ત્યાં સુધી તેને તેનું કાંઇ પણ ફળ મળતું નથી.

કોઇપણ પ્રકારના લાભને મેળવવા માટે, કોઇપણ પ્રકારના કાર્યને સિદ્ધ કરવા માટે પ્રયત્ન શીલ રહેવું જોઇએ. પ્રયત્નમાં ઉત્સાહિત રહેવું. વિચાર કર્યાં કરવાથી કાંઇ વળવાનું નહિ પણ તે વિચારોને આચારમાં મુકવાથીજ તેના ફળને મેળવી શકાય છે વાંચવાનું એટલાજ માટે હોય છે કે તે પ્રમાણે વર્તન કરવું. જ્યાં સુધી મનુષ્ય પોતાનું વર્તન બદલી શકતો નથી ત્યાં સુધી તેને કાંઇ પણ ફળ મળતું નથી. ફળ મેળવવાની ઇચ્છાવાળા મનુષ્યે હમેશાં પ્રયત્નશીલ થવું. આ જગતમાં પ્રયત્ન કરનારા મનુષ્ય જ પોતાના જીવનને ધારે તે તેવું કરી શકે છે. વિચાર કરનાર મનુષ્ય જ્યારે હવાઇકિલ્લા બાંધવામાં હોય છે તેની તે જ સ્થિતિમાં જન્મારા સુધી પડયાં રહે છે ત્યારે પ્રયત્ન કરનાર મનુષ્ય ન ક્ષેપેતી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે.

પ્રયત્નથી આ જગતમાં શું નથી સિદ્ધ થઇ શકતું ? અર્થાત્ પ્રયત્નથી મનુષ્ય ધારે છે તે કાર્ય સિદ્ધ કરી શકે છે. પ્રયત્ન કરતાં આવડવું જોઇએ. નવું નવું જાણવાનું કારણ શું ? નવું નવું વાંચવાનું કારણ શું ! એજ કે તે પ્રમાણે પ્રયત્ન થઇ શકે. જ્યાં સુધી આપણે વાંચ્યા પ્રમાણે વર્તતા નથી, ત્યાં સુધી તે વાંચેલું કંઇ પણ ફળ આપી શકતું નથી. આજે ઘણા મનુષ્યો બાળપણથી તે વૃદ્ધ થતા સુધી હોય છે તેની તેજ સ્થિતિમાં પડયા રહે છે તેનું કારણ એજ હોય છે કે તેમણે પ્રયત્ન કર્યો નથી. પ્રયત્ન કરનાર મનુષ્ય ભાગ્યેજ દુઃખી હોય છે તેને કોઇપણ વસ્તુ અપ્રાપ્ય નથી હોતી.

જગતમાં જે જે મહાન પુરુષો થઇ ગયા છે તે સર્વેએ પ્રયત્નથી જ જગતમાં મહાન કાર્યો કરેલાં છે. જે જે વીર પુરુષોએ નામના મેળવી છે તે સર્વેએ પ્રયત્નથી. ભગવાનના અવતાર તરીકે જેને હાલ આપણે માનીયે છીએ તે શ્રીરામચંદ્રજી અને શ્રીકૃષ્ણ ભગવાને પણ પ્રયત્નથી જ જગતમાં પોતાની કીર્તિ સંપાદન કરી હતી. કોઇ પણ મનુષ્ય એવો નથી કે જેણે પ્રયત્ન કર્યા વગર જગતમાં મહાન સ્થિતિ પ્રાપ્ત કરી હોય. પ્રયત્ન ન કરનાર આળસુ પુરુષો જગતને ભાર રૂપ છે. તેવા મનુષ્યો માત્ર એશઆરામની જીંદગી વીતાવી પોતાનું જીવન ગુમાવી દે છે. જે જીવન પ્રયત્ન કરી મહાન પદને મેળવી આપે તેમ છે તે જીવનને આળસમાં અને એશઆરામમાં ગુમાવી દેવું એ તો મૂર્ખતા છે, જડ પદાર્થો જેમ જગતમાં હોય છે તેની તેજ સ્થિતિમાં ઘણા કાળ સુધી પડી રહે છે તેમ આળસુ પુરુષો પણ હોય છે તેની તેજ સ્થિતિમાં પડયા રહે છે. આવા મનુષ્યોથી જગતને કાંઇ પણ લાભ થતો નથી. તેવા મનુષ્યો ઘણાનાં જીવન ધુળધાણી કરી દે છે.

પ્રયત્નશીલ મનુષ્ય ઉત્સાહી રહે છે તેનામાં પ્રયત્ન કરવાથી ઘણા પ્રકારની દૈવી શક્તિયો ખીલી નીકળે છે. ઘણા મનુષ્યો ગરીબમાંથી ધનવાન થયાના દાખલા મળી આવશે. કાપડની ફેરી કરનારા અને મીલમાં પચીસ વીસ રૂપિયાની નોકરી કરનારા મનુષ્યો પોતાના પ્રયત્નથી મોટી મોટી મીલોના માલીક બની ગયાનાં દૃષ્ટાંતો પણ છે. તેમજ સાધારણ રીતે દુઃખી સ્થિતિમાં જન્મ્યા પછી પોતાના પ્રયત્નવડે ઘણા મનુષ્યોએ ઉંચા પ્રકારનું સુખ મેળવી ઘણાનાં જીવન સુખી બનાવ્યાં છે તેનાં દૃષ્ટાંતો પણ છે. આ બધા મનુષ્યો જ હતા અને છે, છતાં તેમણે માત્ર પ્રયત્નથી જ પોતાની ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરી હોય છે. ગમે તે મનુષ્ય પ્રયત્નથી પોતાની તમામ આશાઓને સિદ્ધ કરી શકે છે, પણ જો તે પ્રયત્નમાં ઉત્સાહવાળો હોય છે તોજ.

બીજા મનુષ્યોપ્રતિ મો પહોળું કરી તાકી રહેનારા મનુષ્યો જગતમાં કાંઇ પણ કાર્ય કરી શકતા નથી ઘણા મનુષ્યો પોતાનામાં સર્વ પ્રકારની યોગ્યતા હોવા છતાં પણ સાત કે દસ રૂપિયાની નોકરીમાં જન્મારો વિતાવતા જોયા છે. આવા મનુષ્યોને આ નોકરી વગર બીજો કોઇ માર્ગ સુઝતો જ નથી. તેમના જેટલીજ યોગ્યતાવાળા મનુષ્યો જ્યારે બીજો સ્વતંત્ર ધંધો કરી તેમના જેવા પચીસ વીસ માણસોને પણ પાળવી શકે તેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે ત્યારે આવા મનુષ્યો માત્ર તેમના પ્રતિ ઇર્ષ્યા કે દ્વેષની નજરે જ જોયાં કરે છે. આનું કારણ પણ પ્રયત્નની ખામી છે. વિચાર કરનાર અને વાતો કરનાર માત્ર વાતોમાં જ રખડયા કરે છે ત્યારે પ્રયત્ન કરનાર તેમના કરતાં હજારો ગાઉ દૂર જઇ પહોંચે છે.

હંમેશાં યાદ રાખો કે તમારે ઉંચી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે, કોઇ પણ પ્રકારનું કાર્ય સિદ્ધ કરવા માટે પ્રયત્નશીલ થવું જોઇએ. નાનાં બાળકોને નાનપણથી નવું નવું જાણવાની ઇચ્છા હોય છે નાનપણમાં તે પ્રયત્નશીલ રહે છે. પ્રયત્નથી જ તે નાનપણમાં બોલતાં શીખે છે, ચાલતાં શીખે છે તેના તે પ્રયત્નશીલ સ્વભાવને તેનાં માબાપો જો ઉત્તેજન આપે છે તો તે ભવિષ્યમાં મહાન કાર્યો કરી શકે છે, તેના સ્વભાવને જો નાનપણથીજ મંદ પાડી દેવામાં આવે છે તો પછી તે આળસુ બની જાય છે અને ભવિષ્યમાં પણ નિરાશાનો અનુભવ કર્યા કરે છે.

પ્રયત્નશીલ મનુષ્યનું ઉત્સાહ એ જીવન છે. ઉત્સાહ હોય છે તો જ પ્રયત્ન થાય છે. ઉત્સાહવગરનો પ્રયત્ન નકામો છે. જે મનુષ્યોને પ્રયત્નશીલ બનવું હોય તેણે ઉત્સાહી થવું જોઇએ ઉત્સાહી મનુષ્યો જ ચૈતન્યનો પોતાનામાં પ્રકાશ કરી શકે છે ઉત્સાહ વગર કોઇ પણ મનુષ્ય કાંઇ પણ પ્રયત્ન કરી શકતો નથી ઉત્સાહ વગર પ્રયત્ન કરનાર પોતાના કર્ત્તવ્યને ભાર રૂપ ગણે છે અને તેનો પ્રયત્ન પણ નકામો જાય છે ઉત્સાહિત મનુષ્ય પ્રયત્ન કરવામાં મળેલી નિષ્ફળતાથી ડગતો નથી, વિઘ્ન આવે તો તેથી પોતાના બળને વધારે જોર મળ્યું માને છે. ઉત્સાહિત મનુષ્ય માત્ર પ્રયત્ન કરવામાંજ આનંદ માને છે. તેને તેના ફળ મળવાથી આનંદ થાય ત્યારે ખરો કદાચ ફળ ન પણ મળે તો પણ તે નિરાશ થતો નથી તે જાણે છે કે પ્રયત્ન કરવામાંજ શ્રેય રહેલું છે. ખરો આનંદ ફળમાં નથી પણ પ્રયત્નમાં છે.

આજે પણ જે જે મનુષ્યો જગતમાં મહાન કાર્ય કરી રહેલા છે તેમના તરફ દૃષ્ટિ રાખો, તેઓ કેવા પ્રયત્નશીલ હોય છે પ્રયત્ન કરનાર મનુષ્યમાં તેની અંદર રહેલું દૈવીબળ પ્રકાશ પામે છે પ્રયત્નશીલ મનુષ્ય પોતાના દૈવીબળને પોતાનામાં પ્રકટ કરી શકે છે. જેથી તેનામાં રહેલી કેટલીક અલૌકિક શક્તિઓ પ્રકટ થવા પામે છે, તેવડે તે મહાન કાર્યો કરી શકે છે. તમારે પણ જો જગતમાં કાંઇ કમાણી કરી જવી હોય, સાંસારિક અને પારમાર્થિક ઉન્નતિ કરવી હોય તો પ્રયત્નશીલ થજો, તમે હાલ જે સ્થિતિમાં હો તેથી તમને અસંતોષ થતો હોય તો નિરાશાને છોડી તે સ્થિતિ બદલવા માટે ઉત્સાહી થઇ પ્રયત્નશીલ બનજો. શાંતિથી પ્રયત્ન કરનારને આ જગતમાં કશું પણ અસાધ્ય નથી.

વાતો કરનારા મનુષ્યો ઘણા જોવામાં આવે છે. વાંચ વાંચ કરનારા પણ ઘણા મળી આવે છે, છતાં પણ તેમની સ્થિતિ તલભાર પણ બદલાયલી જણાતી નથી હવે વાતો કરવાનો જમાનો નથી આ જમાનો કર્ત્તવ્ય કરવાનો છે. વાંચ્યું ઘણું તેમાં શું થયું, જો આપણે વાંચ્યાનો ઉપયોગ ન કરીએ તો તે નકામું છે. આજથી જ નિશ્ચય કરો કે વાચેલું અમલમાં મૂકવું. જેમ જેમ વાંચ્યા પ્રમાણે વર્ત્તતા શીખીએ છીએ તેમ તેમ તેનું રહસ્ય સમજાય છે, વાંચેલાનું ફળતો ત્યારેજ મળે કે જ્યારે તેને આચારમાં ઉતારીએ. આશાની સિદ્ધિ ત્યારેજ થાય કે જ્યારે આશા પ્રમાણેનું કાર્ય સિદ્ધ કરવા પ્રયત્ન કરીએ

આજે ઉપદેશ આપવાનો જમાનો પણ વહી ગયો છે વ્યાખ્યાનો કરવાનો જમાનો પણ જતો રહ્યો છે. આ જમાનો તો કર્ત્તવ્ય કરવાનો છે. કહી બતાવવાનો જમાનો નથી, પણ કરી બતાવવાનો જમાનો છે અત્યારે કહેનાર માણસનું સાંભળવાનો જમાનો નથી પણ કર્ત્તવ્યશીલ મનુષ્યનું અનુકરણ કરવાનો જમાનો છે મોઢે બોલીને જે ઉપદેશ નથી આપી શકાતો તે ઉપદેશ પોતાના વર્તનથી આપી શકાય છે કહ્યા પ્રમાણે ચાલનાર

ઓછા મળી આવશે પણ કર્તવ્યનું અનુકરણ કરનારા ઘણા મળી આવશે. તમે તમારે માટે, તમારાં બાળકો માટે, તમારાં સ્ત્રી માટે, તમારા સબંધી માટે અને તમારા મિત્રાદિ માટે કર્તવ્યશીલ બનો. જીવન ઉચ્ચ ગાળતાં શીખો, સદ્વર્ત્તનશાળી બનો. વિચાર કરનારા નહિ પણ કાર્ય કરી બતાવનાર બનો. અખંડ પ્રયત્નશીલ રહો, આનંદી બનો, કાર્ય કરવામાં ઉત્સાહવાળા થાઓ. આ બધાનું અનુકરણ તમારો સંબંધી વર્ગ કરશે. તમે જો ઉચ્ચ ચારિત્ર્યશીલ હશો તોજ બીજાને ઉચ્ચ ચારિત્ર્યશીલ બનાવી શકશો. તમે જો કર્તવ્યશીલ હશો તોજ અન્યને કર્તવ્યશીલ બનાવી શકશો. તમે તમારે માટે તેમજ અન્યને માટે પ્રયત્નશીલ બનો. આશાને સિદ્ધ કરવાનો એકજ એ સાચો માર્ગ છે.

ઉંચા પ્રકારની આશાઓ રાખ્યા કરવી એ સારૂં છે પણ માત્ર આશા રાખીને બેસી રહેવું એ સારૂં નથી. તે આશાઓને સિદ્ધ કરવા માટે પ્રયત્નશીલ થવું એજ ઉત્તમોત્તમ છે. ઉત્તમ માસિકો, ઉત્તમ પુસ્તકો શું કહે છે, એજ કે તમે સદા પ્રયત્નશીલ થાઓ. એક ગામથી બીજે ગામ જવું હોય તો માત્ર વિચાર કર્યા કરવાથી ત્યાં ન જવાય પણ પગમાં બળ રાખી ચાલવાથી જ ત્યાં પહોંચાય છે. તેવી રીતે કોઈ પણ કાર્યને સિદ્ધ કરવા માટે માત્ર વાતો કરવાથી કંઇ વળવાનું નહિ. ને માટે તો જાણવું કે તે પ્રમાણે પ્રયત્ન કરવામાંજ આનંદ માનો. આગળ વધવાનો એજ સર્વોત્તમ માર્ગ છે. ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવાનો એજ સર્વોત્તમ રસ્તો છે. અન્યને સુધારવાનો પણ એજ સર્વોત્તમ ઉપાય છે.

આજથી તમે વાતો કરનારા નહિ પણ પ્રયત્ન કરનારા બનો. માત્ર મોટી મોટી આશાઓ બાંધી બેસી રહેનારા નહિ પણ તે આશાઓને સિદ્ધ કરવા માટે કમર કસી પ્રયત્ન કરનારા થાઓ. ભય, નિરાશાનો ત્યાગ કરી હિંમતવાન, નીડર અને ઉત્સાહી બનો. સર્વ કાર્યમાં માત્ર ઇશ્વરની જ સહાય માગતા શીખો. અંતે પ્રયત્નશીલ મનુષ્યનોજ જય છે.

**તન્ત્રી.**

---

# वनस्पतिविज्ञान.

( આસનનો ગુણ ચાલુ )

( અનુસંધાન ગયા અંકથી. )

---

ગુણ—આસન—મળશોધક, રસાયનરૂપ, કડવી, ગરમ, વીર્યને વધારનાર, વાયુ, કફ, સફેદ કોઢ, સોજા અને ક્ષયને મટાડનાર છે. તે ચરપરી, મદ ગન્ધિયુક્ત, બળકારક, વાતનાશક, ખાંસી, શ્વાસ, ક્ષય અને વ્રણને મટાડનાર છે. તે જરાવ્યાધિનાશક, ધાતુવર્દ્ધક, શરીરને પુષ્ટ કરનાર, શ્વેતકુષ્ટ, કૃમી, સોજા અને ખુજલીને મટાડનાર છે. તેના પાનનો લેપ કરવાથી ગંડમાળા, ગાંઠ, ગુમડાં મટે છે. આસન પૌષ્ટિક અને ધાતુવર્દ્ધક છે. તેનું ચુર્ણ દુધમાં પીવાથી ધાતુ વધે છે અને શરીર બળવાન થાય છે.

**છોકરાં પુષ્ટ થાય**—આસનનું ચુર્ણ ॥ શેર, ૨ શેર ખજુર અને ॥ શેર કાળા તલ, સર્વને એકત્ર મેળવી તેનાં વડાં બનાવી ઘીમાં તળી દશ વર્ષ ઉપરનાં છોકરાંને રોજ એક બે વડાં ખવરાવવાથી તે પુષ્ટ થાય છે. ઢીંગણાં બાળકો ઉંચાં થાય છે. એક મહિનો ખવરાવવાં. નાનાં છોકરાંને ખવરાવવાથી ગરમ પડે છે.

નાસુર—આસનનુ ચુર્ણ નાસુર અને ગુમડાં ઉપર ભભરાવવાથી રમટે છે.

વીર્યવૃદ્ધિ—આસન, તલ, સેકેલા અડદનો લોટ, સુંઠ, ગોળ, સરખે ભાગે લઇ એકત્ર કરી તેમાં ઘી નાંખી તેના લાડુ રોજ સવારે ખાવાથી વીર્ય વધે અને બળની વૃદ્ધિ થાય.

બાળકો ઉંચાં થાય—આસનનુ ચુર્ણ દુધ સાકર સાથે ખાવાથી દુબળાં અને ઠીંગણાં બાળકો શરીરે ઉંચાં થાય છે.

વાળો—આસનને તેલમાં કે છાસમાં વાટી લેપ કરવાથી વાળો મટે છે.

ધાતુક્ષય—આસન, સાકર, ઘી, અને મધ એકત્ર કરી ખાવાથી ધાતુક્ષય મટે છે.

ગર્ભ ધારણ થાય—આસનને દુધમાં ઉકાળી તેમાં ઘી નાખી તે રૂતુવાળી સ્ત્રીએ પીવો તેથી ગર્ભ ધારણ થાય છે.

ગર્ભિણી પુષ્ટ થાય—આસનનો ઉકાળો પાવાથી ગર્ભવંતી સ્ત્રી પુષ્ટ થાય છે.

કમ્મર દુખવી—આસન અને ખડીસાકરનું ચુર્ણ ઘીમાં ખાવાથી કમ્મર દુખતી મટે છે અને કેડોનુ શુળ મટે છે

વાયુ—આસન અને સતાવરીનું ચુર્ણ મધ અને ઘી સાથે ખાવાથી વાયુ મટે છે.

ધાતુ સ્તભન—આસન ૧૦ તોલા, વરધારો ૧૦ તોલા, સરખે ભાગે લઇ ચુર્ણ કરી ઘીના રીઢા વાસણમાં ભરી મુકવું. તેમાંથી રોજ સવારમાં ૧ તોલો ચુર્ણ ગાયના તાજા દુધમાં પીવાથી વીર્યની વૃદ્ધિ થાય છે અને ધાતુનુ સ્તભન થાય છે.

પ્રદર—આસનનુ ચુર્ણ ૪ માસા, ખડી સાકર ૧ તોલો, ગાયના દુધમાં મેળવી રોજ સવારસાંજ ખાવાથી પ્રદર અને ધાતુનુ જવુ મટે છે અને શક્તિ આવે છે.

નાનાં બાળકોને શક્તિ આવવી—આસનનું ચુર્ણ ૧ તોલો દુધમાં મેળવી ૮ તોલા ઘી સાથે ખવરાવવાથી નાનાં બાળકો પુષ્ટ થઇ તેમને શક્તિ અને બળ આવે છે

વૃદ્ધપણુ દુર થાય—આસનનુ ચુર્ણ દુધ સાથે ઘરડા માણસો ખાય તો બળ આવે

આદાસીસી—આસનનુ ચુર્ણ ઘસવાથી આદાસીસી મટે છે.

*ઉરસ્તક્ષત—આસન વાટી સાંધીમાં ગરમ કરી લેપ કરવાથી ઉરસ્તક્ષત મટે છે*

સોજો-ગુમડુ—આસનનાં મુળ ગોમુત્રમાં વાટી લેપ કરવાથી સોજો મટે છે. ગુમડુ પાકી ફુટી જાય છે.

ચામડીના રોગ—આસનનું ચુર્ણ તેલમાં નાંખી શરીરે ચોપડવાથી ચામડીના રોગો મટે છે.

સર્વરોગ—આસનનુ ચુર્ણ ૧ તોલો, ગળોનું ચુર્ણ ૧ તોલો, ગળોનું સત્વ ૧ માસો મધમાં આપવાથી સર્વ રોગ મટે છે.

સ્ત્રીઓને દુધ વધુ આવે—આસન, સોમકહોણુ અને જેઠીમધનો ઉકાળો ગાયના દુધ સાથે આપવાથી સ્ત્રીઓને ધાવણ વધે છે.

ઢોરને ઝેર ચઢવું—આસનનાં મુળ છાસમાં વાટી પીવાથી મટે છે

બળદનું દુઃખ—આસનનાં મુળ ખવરાવવાથી બળદનો રોગ મટે છે.

અશ્વગંધાદિ ચુર્ણ—આસન તોલા ૪૦, વરધારો તો. ૪૦ નુ ચુર્ણ કરી રીઢા વાસણમાં ભરી રાખવુ. તેમાંથી ૧ તોલો ચુર્ણ ગાયના દુધ સાથે ખાવાથી પુષ્ટિ થાય છે.

અશ્વગંધારિષ્ટ—આસન ૨૦૦ તોલા, ધોળી મુસળી ૮૦ તોલા, મજીઠ, હરડે, હળદર, દારૂ હળદર, જેઠીમધ, રાસ્ના, વિદારીકંદ, અર્જુનવૃક્ષ, મોથ, નસોતર, સર્વે દરેક ચાલીસ ચાલીસ તોલા, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી, સુખડ, રતાંજળી, વજ, ચિત્રકમુળ, દરેક ૩૨ તોલા, સર્વેનુ ચુર્ણ કરી પાણી ૮૧૯૨ તોલામાં ઉકાળવુ પાણી આઠમો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ઠંડુ પાડી તેમા ધાવડીનાં ફુલ તો. ૬૪, મધ તો. ૮૦૦, ત્રીકટુ (સુંઠ, મરી, પીપર) ૮ તોલા, ત્રિજાતક ૧૬ તોલા, ધઉલા ૧૬ તોલા, નાગકેસર ૮ તોલા નાખી ચીકણા માટલામાં ભરી ઢાંકણું કપડમટી કરી તેને એ માસ તડકે રાખી મૂકવાથી તૈયાર થાય છે તેની માત્રા ૨ તોલા છે તે પીવાથી મુર્છા, અપસ્માર વાઈ, દાહ, શોષ, ઉન્માદ, કૃષતા હરસ, મંદાગ્નિ અને વાત, વ્યાધિ મટે છે.

આસન પાક—આસન ૪૦ તોલા, સુંઠ ૨૦ તોલા, પીંપર ૧૦ તોલા મરી તો ૪ સર્વેનું ચુર્ણ કરી ગાયના દુધ ૫ શેરમા સર્વેને ઉકાળી માવો કરવો, તેમાં પછી થોડે થોડે ૫ શેર ઘી નાખવુ અને હલાવ્યાં જવુ દાણો પડે એટલે ઉતારી તેમાં સાકર શેર ૧૨ ની ચાસણી કરી નાંખવી. પછી તેમાં તજ, તમાલપત્ર અને એલચીનું ચુર્ણ ચચાર તોલા, પીપરીમુળ, જીરૂ લવીંગ, અગર વાળો, ચિત્રક મુળ, સુખડ, ટોપરૂ, કમળ, રૂમીમસ્તકી વાસકપુર, આમળાં, ખેરસાર, કપુર, ધમાસો, સાટોડી, આસન, શતાવરી, ભાંગ, દરેકઅર્ધો અર્ધો તોલો નાખી પછી કથરાટમાં નાખી તેનાં ચોસલાં પાડવાં. તેમાંથી ૩ા થી ૫ તોલા ખાવાથી મંદાગ્નિ મટે છે, શરીર પુષ્ટ થાય છે અને મગજ સુધરે છે.

---

## ઇંગોરીયો. इंगुदी હીંગોરો.

સંસ્કૃત નામ—इंगुद, अंगारवृक्ष, तिक्तक, तापसद्रुम, એ ઇંગોરીયાનાં સંસ્કૃત નામ છે. તેના બીજી ભાષામાં નામ—

હીં. હીંગોટ, ગોંદી. બં. ઝ્યાપુતા, ઇંગોટ; મ. હિંગણબેટ, ગુ. ઇંગોરીયો, તૈ. ગરા; ફા. હીલેલજે. અ. Delil (ડેલીલ.), લા. Balanites Roxburghia (બેલેનાઇટસ રાક્સબુર્ઘિઆઇ.)

ઇંગોરીયાનાં મોટાં મોટાં ઝાડ જંગલોમાં થાય છે તે ઝાડ ઉપર કાંટા થાય છે, તેના ફળને હીંગોરાં કહે છે, તેનાં ફળ મોટા કાગદી લીંબુ જેવાં લંબગોળ થાય છે,

હીંગોળાંના ફળની બીજ—ગોટલીને પાણી સાથે ઘસીને મુખ ઉપર લેપ કરવાથી મુખની કાંતિ વધે છે હીંગોળાં ગરમ, કડવાં, ચરપરાં, છે કોઢ, કૃમીવ્રણ, વિષ, કૃમિ, અને શૂળને મટાડનાર છે તેનાં ફળ સ્વાદિષ્ટ, કફનાશક, વાતવિનાશક અને ગરમ છે હીંગોરાને કોરીને અંદર દારૂ ભરીને ફોડાય છો તો તોપ જેવો અવાજ થાય છે હિંગોરા રેચક, ઉલ્ટી કરાવનાર છે તેનાં ફુલ મીઠાં, સ્નિગ્ધ, ગરમ અને કડવાં છે તે વાયુ અને કફનો નાશ કરે છે હીંગોરાનુ લાકડુ કડવુ હોય છે

ઉદરસ—તેની ગોટલીની ગોળી કરી ખાવાથી ઉદરસ મટે છે.

કાનનો સોજો—હીંગોરાં, હળદર, સીંધવ, દેવદાર, અને આકડાના દુધને વાટી લેપ કરવાથી કર્ણમૂળ મટે છે.

ખીલ —હીંગોરાની ગોટલી ઠંડા પાણીમાં ઘસી મો ઉપર લેપ કરવાથી ખીલ મટે છે.

વાળો—હીંગોરાનાં મુળની છાલ અને હીંગને વાટી તેનો વાળા ઉપર પારો બાનવો. તે ચોથે દિવસે છોડવો એટલે વાળો બળી જશે.

સ્તનરોગ—હીંગોરાના મુળ ઘસી ગરમ કરીને લેપ કરવાથી મટે છે.

શુળ—હીંગોરાનાં મુળ પાણી સાથે ઘસીને પાવાથી શુળ અને સુંક મટે છે.

કુતરાનું ઝેર—પહેલાં ગોળ ખવરાવી હીંગોરાની છાલનું ચુર્ણ છાશમાં નાખી પાવાથી કુતરાનુ ઝેર મટે છે.

આંખોમાંથી પાણી ગળવું—હીંગોરાનાં ફળ પાણીમાં ઘસી અંજન કરવાથી મટે છે.

મૂર્છા—હીંગોરાની છાલનુ ચુર્ણ દહીંમાં આપવાથી મટે છે.

સાપનું ઝેર—સાપના ઝેરમાં તેની ધુમાડી અપાય છે, તેનાં પાન ગામડામાં તાવમાં વપરાય છે.

હીંગોરાની ગોટલીમાંથી તેલ નીકળે છે. હિંગોરાનાં ફળ ઉપર ગોળ જેવો રસ હોય છે તે ચોપડવાથી મ્હોં ઉપરની દાઝ મટે છે. તેનું તેલ દાઝયા ઉપર અને ચામડીનાં દરદમાં ચોપડાય છે.

કફ—તેનાં બી ૨ થી ૬૦ ઘઉં ભાર આપવાથી કફ મટે છે.

ઢોરને આફરો ચડવો—હીંગોરા અને તેનાં ફુલનો ઉકાળો ઢોરને પાવાથી આફરો મટે છે.

## હલરબીલર—ઓરપ.

આ એક જાતના વેલા ચોમાસામાં થાય છે. તેના વેલા વેલ જેવા થાય છે અને જમીન ઉપર પથરાય છે તેના પાનનો રંગ ફીકો હોય છે, ફુલ પીળાશ પડતા લીલા રંગનાં હોય છે. તેનાં મૂળ કડવાં હોય છે તેના ગુણ વેલ જેવા છે. તેનાં મૂળ અફીણ છોડાવવા માટે વપરાય છે. આ વેલો કુંગરીમાં ઘણો થાય છે તેમ પડતર જગોમાં થાય છે.

અફીણ છુટે—હલરબીલર અથવા ઓરપનાં મૂળનો ભૂકો ૧ રૂપીઆભાર રોજ થોડા દિવસ ખવરાવવો પછી દૂધ અને સાકર ભેળવી નાંખીને પીવું. પંદર દિવસે બા તોલો અને પછી ધીમે ધીમે ભૂકો ઓછો કરી બીલકુલ મુકી દેવો તેથી અફીણનું વ્યસન છુટે છે.

### ઇકડ—धनजयन्तिका

તેને મ. ચિંચની, રાનશેવરી, હીં-બનજયન્તિ, ધુંગી, અને ગુજરાતીમાં ઇકડ; સંસ્કૃતમાં धनजयन्तिका કહે છે.

ઇકડનાં ઝાડ ૪ થી ૬ ફુટ ઉંચાં થાય છે તેના પાનની ડીંટડી ઉપર ઝીણા જન્મ કાંટા હોય છે તેનાં ઝાડવાં પાતળાં ને નરમ હોય છે, તેની ડીંટડી ઉપર લીલાં પાન થાય છે તે વિષહર અને જન્તુનાશક છે. તેનું સર્વાંગ ઉપયોગી છે. તેના બીનો બારીક ભૂકો ટોઇલેટ પાઉડર તરીકે વપરાય છે. તેના છોડની રાખ રંગમાં વપરાય છે તેના છોડને કાંટા થાય છે તેની છાલના રેસામાંથી દોરડાં બનાવે છે.

વીંછીના ડંખ—ઇકડનાં મૂળ જયંતિના મૂળની સાથે પાણીમાં ઘસી વીંછીના ડંખ ઉપર ચોપડવાથી વીંછીનુ ઝેર ઉતરે છે.

ગડગુમડ-સોજા—તેનાં પાન અને ફુલ વાટી તેની ટેપલી ગડગુમડ કે સોજા ઉપર ચોપડવાથી મટે છે.

ખસ—તેનાં બી પાણીમાં વાટી ખસ, દાદર કે ખરજવાં ઉપર ચોપડવાથી મટે છે.

## ઇસપંદ—હરમર.

તેને મ—હરમર. હિં—ઇસબંદ લાહોરી. હરમર, ગુ—ઇસપન્દ, ઇસપન, હરમર કહે છે તેનાછોડ ૧ થી ૩ ફુટ ઉંચા થાય છે તેનાં પાન ૨ થી ૩ ઇંચ લાંબાં લીલા રંગનાં અને ઝીણાં અણીવાળાં છેડાવાળાં થાય છે તેનું સર્વાંગ ઉપયોગી છે. તે પૌષ્ટિક, દુધ વધારનાર અને માદક છે.

તેના છોડની ધુણી કરવાથી હવા શુદ્ધ થાય છે. તેનાં બી ગુણકારી અને પૌષ્ટિક છે. તેનાં બી કે છોડની રાખ તેલ સાથે મેળવી ચાંદાં કે જખમો ઉપર ચોપડવાથી મટે છે. તેનાં બી ઉંઘ લાવનાર છે. તાવ અને ચુંક આવે છે ત્યારે વપરાય છે, તેના પાનનો ઉકાળો પીવાથી સંધિવા મટે છે, તેના મૂળની ભૂકી સરસીયા તેલમાં મેળવી માથે ઘાલવાથી જુઓ અને ખોડો મટે છે. તેનાં ઝાડ કચ્છમાં થાય છે. તેનાં બી નીશાવાળાં છે તેથી ભાંગ જેવો નીશો ચઢે છે.

---

# શ્રી चरकसंहिता-चिकीत्सास्थान.

[ અનુસંધાન ગતાંકથી. ]

રક્તપિત્ત—ચાલુ

કેમકે નસ્યથી દૂષિત લોહિ બંધ થઈ ગયા પછી દુષ્ટ સળેખમ, માથાની પીડા, પીત્તસહિત લોહી પડવું. મુડદા જેવી દુર્ગન્ધી આવવી, સુંઘવાની શક્તિ નષ્ટ થવી અને નાકમાં દુષિત કીડા પડવા આ સર્વ રોગ ઉત્પન્ન થાય છે. ૯૬.

નીલકમળ, ગેરૂ, શંખ તથા સુખડ એ સર્વને સરબતમાં મેળવીને નસ્ય લેવાથી અથવા આંબાની ગોટલીનો રસ, રીસામણી, ધાવડી, મોચરસ, તથા લોધરવું નસ્ય લેવાથી [૯૭] દ્રાક્ષના રસની, શેરડીના રસની, દુધની, ધરોના રસની, જવાસાના મુળની, ડુંગળીની અથવા દાડમના ફુલના રસની નસ્ય લેવાથી [ સુંઘવાથી ] નાકમાંથી વ્હેતા રક્તપિત્તનો નાશ થાય છે. ૯૮

જેઠીમધ તથા દૂધની સાથે પકાવેલી ચારોળીના તેલનું નસ્ય લેવાથી અથવા કેરીની ગોટલી વિગેરે ઔષધથી, સુરજમુખી, ઉપલસરી, કમળ, ઉપલેટ, અને દૂધની સાથે પકાવેલા ભેંસ અથવા બકરીના ઘીનુ નસ્ય લેવાથી નાકમાંથી વ્હેતા રક્તપિત્તનો નાશ થાય છે. ૯૯

સુખડ, રક્તચંદન, પુંડરિક ( પંડેરવો ) કમળ, ઉપલેટ, ખસ, નેતર, સુગંધીવાળો. કમળની ડાંડી, દુર્વા, જેઠીમધ, ક્ષીરકાકોલી, [૧૦૦] વરીયાળી. શેરડીનાં મુળ, જવાસો, ગુન્દ્રામુળ [ એરડાખડ ], બરૂ, ડાભ કાસનું મુળ, પતંગ, ગેરૂ; લીલીધરો, અને સમય પ્રમાણે ઘાસ અથવા મુળ; [૧૦૧] કમળની જડ, તથા પુષ્પ અને તળાવનો કાદવ એ સર્વ ઔષધિઓને એકત્ર ઘુંટી તેનો લેપ કરવાથી રક્તપિત્તનો નાશ થાય છે. ઉમરડો, પીપળો; મહુડો, લોધર, ધમાસાનાં ઝાડ અને શીતગુણવાળાં ઝાડો; ( ૧૦૨ ) એ સર્વ ઉમરડા વિગેરેનાં કલ્યાણકારક વૃક્ષોનો રક્તપિત્તની શાંતિ કરવા જાણનાર વૈદ્યે લેપ, કલ્ક; સેક કરવો; સ્નાન કરાવવું અને તેવડે ઘી તથા તેલને પકવી તેનો ઉપયોગ કરવો. ૧૦૩

જે રક્તપિત્તમાં દાહ થતો હોય તેને માટે ફુવારાવાળા શીતલ બાગ તથા મનોહર

શીતલ જળ અને વાયુવાળાં વન, વૈડુર્ય મોતી તથા મણિયોના બનાવેલા શીતલ પાત્રોનો સ્પર્શ કરાવવો [૧૦૪] કમળનાં શીતળ પાન, અને ફુલ, શીતલ રેશમી વસ્ત્ર, કેળનાં પાન તથા ઉપરંગના પાન તેનાથી પાથરેલી શય્યા તથા આસનો, ઉપર બેસવું તથા તેમાં સુવું એ સર્વ શ્રેષ્ઠ છે. ૧૦૫

મઉલા, તથા સુખડનો શરીરે લેપ કરેલી સુંદર સ્ત્રિયોનું આલિંગન અને જળ સાથે શીતળ કમળ તથા ઉપવનનો પવન એ સર્વ દાહજ્વરમાં હિતકર છે. ૧૦૬

નદી, તળાવ, હિમાલય પર્વતની ગુફા, ચન્દ્રોદય અને કમળવાળી જળાશયોની મનોહરતા અને દાહને શીતલ કરનાર કથાઓથી રક્તપિત્તનો નાશ થાય છે. ૧૦૭

આગળ આ શ્લોક છે. આ રક્તપિત્ત ચિકિત્સિત નામના અધ્યાયમાં ભગવાન આત્રેય ઋષિએ રક્તપિત્તના હેતુ, વૃદ્ધિ, સંજ્ઞા, સ્થાન, દૂષિત રક્તપિત્તનાં જુદાં જુદાં લક્ષણો, માર્ગ સાધ્યતા, અસાધ્યતા, યાપ્યતા, ચિકિત્સાનો ક્રમ, હિતકારક અન્ન તથા પાન, મહૌષધ; વર્જિત વસ્તુ અને ઉદ્ધરણ એ સર્વ વિષય યથાવત કહ્યો છે. ૧૦૮-૧૦૯.

इति अग्निवेशकृते चरकप्रति संस्कृते रक्तपित्त चिकित्सित चतुर्थोऽध्यायः ॥४॥

---

# दुग्धउद्योग.

## કાગળ ઉપરથી તેલના ડાઘ કહાડવાની રીતો

[૧] જ્યાં તેલનો તાજો ડાઘ પડયો હોય ત્યાં માટીની ભૂકી ભૂકી નાખીને ધીમેથી તે ચૂસી લેવા દેવો.

[૨] ટપકા ઉપર ઇથર, કલોરોફોર્મ કે બેન્ઝાઇન ઘસવાથી તે કાગળની બે પાસ શાહીચૂસ કાગળ મુકીને ઉન્હું લોઢું ફેરવવાથી ડાઘ જતો રહે છે

[૩] આથી વધારે સારી રીત એ છે કે ઝીણી માટી, મેગનેશિયા, કે ફ્રેન્ચ ચૉક ડાઘની બન્ને પાસ ઘસવો અને બન્ને બાજુ ઉન્હું લોઢું ફેરવવું. લોઢું બહુજ તપેલું ન હોવું જોઇએ.

[૪] કાગળને ધીમેથી તપાવીને બ્લૉટીંગ પેપર કે ઉન્હા લોઢાવડે ડાઘને ચૂસી લો. પછી પીંછીને તપાવેલા ટર્પેન્ટાઇન તેલમાં બોળીને કાગળની બન્ને બાજુ ફેરવો. કાગળને પણ ઉન્હો રાખવો જ્યાં સુધી ડાઘ જાય ત્યાં સુધી આ પ્રયોગ કર્યા કરો જો કાગળનું કદ જાડું હોય તોપણ પ્રયોગ વારંવાર અજમાવવો. આ ડાઘ જાય એટલે એક બીજી પીંછીને ઇથર, ક્લૉરોફોર્મ કે બેન્ઝાઇનમાં બોળીને ડાઘ ઉપર લોપડો એટલે કાગળ પ્રથમ પ્રમાણે સફેદ થશે. આ ક્રિયાની ચિતારાની કે સાધારણ લખવાની શાહીના અક્ષરને કંઇપણ આંચ આવશે નહિ.

---

## સ્ત્રીઓને માટે ઘરગતુ હુન્નરો.

નીચે પ્રમાણે પોતાના નવરાશના વખતમાં સ્ત્રીઓ શો ઉદ્યોગ કરે તેની તપસીલ આપવામાં આવી છે.—

૧ શીવવાનું કામ—સ્ત્રીઓ કોઇ પણ ઉદ્યમ કરી શકે તેમાંનો મુખ્ય ઉદ્યમ શીવવાનો છે. શીવવાના સંચા ઉપર બેસીને સ્ત્રીઓ ઘણી ઉપયોગી ચીજો બનાવી શકે જેમકે, રૂમાલ ટુવાલ, ચાદરો, ઓશીકાના અને તકીયાના ગલેફ, મોજાં વિગેરે. જો કોઇ સ્ત્રી મખમલ કે જોડા ઉપર ફુલ કહાડી શકે તો તે પણ થાય. એવીજ રીતે તેઓ ચોરણાનો નીચેનો ભાગ; ટોપીઓ અને સાડીઓની કોર ઉપર ભરત ભરી શકે છે.

૨ કાંતવાનું—સ્ત્રીઓ ઘણીજ થોડી મહેનતે રેંટીયા ઉપર કાંતવાનું કામ કરે આથી તેઓનું શરીર મજબુત અને તંદુરસ્ત થશે.

૩ કેટલીક સ્ત્રીઓ વડી પાપડ કરે તો તેથી થાકનો બચાવ થાય.

૪ કોઇ તો ચારપાઇ કે ખાટલા ઉપર વહાણની દોરી ગુંથે. કોઇ નેતરથી ખુરશીઓ ભરે.

૫ તાડનાં પાન લાવીને તેની ટોપલીઓ, પંખા, સાદડીઓ ગુંથી શકાય. આ કામ ઘણુંજ સહેલું છે અને ઓછી મહેનતનું છે.

૬ હાલના વખતમાં કોઇ સ્ત્રીઓ તો ચાકી, સાબુ, તકીયા અને મીઠાઇ પણ બનાવે છે.

૭ દાયણનું કામ શીખવુ એ સ્ત્રીઓ માટે ઘણુ જ ઉપયોગનું છે. કેમકે હિંદ જેવા દેશમાં અનુભવી નર્સોની ઘણીજ ખોટ છે.

૮ વળી આ ઉપરાંત સ્ત્રીઓ પોતાના દેશની ભાષા શીખે તો છોકરીઓ અગર નાનાં છોકરાંને ખાનગી શીખવે તોપણ તેમને લાભ થાય.

ઉપર દર્શાવેલા ઉદ્યોગો પૈકી કોઇપણ ઉદ્યોગ સ્ત્રીઓ પસંદ કરે અને તે પ્રમાણે પોતાના નવરાશના વખતનો સદુપયોગ કરે તો જરૂર તેમની આવકમાં વધારો થાય અને તેમનો વખત આનંદમાં જાય.

# वैदक प्रयोगो.

અંત્રવૃદ્ધિ—પલાળેલો ચુનો ૧ તોલો લઈ તેમાં ૨ તોલા ઉંચામાંની છીંકણી કાલવી જરૂર થાય તો ચુનાનું પાણી રેડી ચોપડાય તેવો લેપ બનાવવો તે વધેલા વૃષણને લેપ કરી સ્હેજ હલકો શેક કરવો. કેટલીકવારે મસ્તક જડ જેવું જણાય અને ઉલ્ટી થાય તો ગભરાવું નહિ. આ પ્રમાણે બેત્રણ દિવસ કરવાથી ગુણ લાગે છે. તેમજ વતાકડીનાં મૂળ ઘસી તે ચોડવાથી પણ અંડવૃદ્ધિ મટે છે

ચુંક અર્થાત શુળ—જવખાર, હીંગ અને સિંધવનું ચુર્ણ કરી તે એરંડ તેલમાં નાંખી ખાવાથી કેડોનું શુળ, હૃદયનું શુળ કુખની ચુંક વિગેરે મટે છે.

ઉંદરનું ઝેર—સમુદ્રની છીપો લાવી તેને છાણાંના દેવતામાં બાળવાથી ભષ્મ થશે તે ભષ્મ ખાવાના પાનમાં ચોપડી ઉંદર કરડયો હોય તેણે ખાવી અને તેનો રસ ઉતારવો તેમજ તે ભષ્મ જ્યાં ઉંદર કરડયો હોય ત્યાં અને તે સાંધાઓને ચોપડવાથી મટે છે.

આંખની છારી—દુઃખતી આંખો. જસતનાં ફુલ, અને ખડી સાકરને સારી રીતે ઘુંટી તે ભુકી રાત્રે સુતી વખતે આંખમાં આંજવાથી; અથવા તો ૧ ભાગ ફટકડી અને તેનાથી ચોથો ભાગ જસતનાં ફુલને સારી રીતે ઘુંટી તે ભુકી ૨ રતીભાર લઈ તેમાં ૧ તોલો પાણી નાંખી દિવસમાં બે વખત પીછાવડે આંખમાં નાંખવું જેથી આવેલી આંખો, ગત, પીયા અને લાલી તથા છારી મટે છે.

ગળોના રસમાં કુંવારનો ટંકણખાર નાંખી પાવો. અને હીંગ તેમ ટંકણખાર દરેક ત્રણ ત્રણ માસા લઈ ચુર્ણ કરી તેને સાત દિવસ સુંધી સવાર સાંજ ખાવાથી વાળો મટે છે.

પ્રદર—ગોપીચંદન ૧ તોલો, ફટકડી ૩ માસા એકત્ર ઘુંટી કપડમાટી કરી ગજપુટ આપવો તે પછી તે ભષ્મ ૩ રતીભાર સાકરમાં ખાવાથી પ્રદર મટે છે.

કૃમી—કપીલાનું ચુર્ણ અર્ધો તોલો ગોળ સાથે ખાવા આપવાથી સંપૂર્ણ કૃમીનો નાશ થશે અને રેચ તરીકે નીકળી જશે

બાળક ઉદરસ, દમ અને કૃમી—વાવડીંગનું ચુર્ણ મધમાં ચટાડવાથી નાના બાળકોની ઉદરસ અને દમ મટે છે તેમ કૃમિ મટે છે.

બાળકોના પેટમાં ભાર રહેવો- કાળો હીરાબોળ, અને દીકામાળી એકત્ર કરી દુધમાં પાવી અને કાળોબોળ ગોમૂત્રમાં ઘસી ગરમ કરી બાળકના પેટ ઉપર ફુટી સીવા- યના ખાવા ભાગ ઉપર ચોપડવો, તે સુકાયે બીજો લેપ કરવો એથી રેચ લાગશે અને રોગ ... ચુકાયજી જશે વધુ જુલાબ થાય તો લેપ કઢાવી નાખી ઘી અને અનશે. ત્વે કામગી ધગળ

પણ વૈરાગ સાડા દે ઉમ કાંબળી ધોવામાં

કોપરેલનો સાબુ બનાવવાની રીત—૬ પુષ્ટીકારક દવાઓ.

# રસાયન પ્રયોગો.

ગ્રહિણી શાર્દૂલ ચુર્ણ—શુદ્ધ પારો, ગંધક, લોહભષ્મ, અભ્રકભષ્મ, ફુલાવેલી હીંગ, પંચનાણુ, હળદર, દારૂહળદર, કડુ, વજ, નાગરમોથ, વાવડીંમ, સુંઠ, મરી, પીપર, ત્રીફળા, ચિત્રકમૂળ, અજમોદ, ગજપીંપર, જવખાર, સાજીખાર, ટંકણખાર, બન્નો ક્ષુમાસ, એ સર્વ સરખે ભાગે લઇ, તે સર્વની બરાબર ભાગ ચુર્ણ કરી મેળવી તેમાંથી સવારમાં ૨ માસા સાલુગોખાના પાણીના સાથે ખાવાથી મંગ્રહણી, સર્વ પ્રકારના અતિસાર, તૃષા, જ્વર, અનેક પ્રકારના અતિસાર, આમાતિસાર, સોજા, અસાધ્ય સંગ્રહણી, પાંડુ, બગળ, જીર્ણજ્વર અને સર્વરોગ આ દવાથી મટે છે. આ દવા જઠરાગ્નિને વડવાનલની માફક દીપ્ત કરે છે.

વડવાનલ રસ—કાંતલોહ ભષ્મ, પારો, ગંધક, હરતાલ, સમુદ્રીણ, પંચલવણ, કાળો સુરમો, મોરથુથુ, ચાંદીભષ્મ, પ્રવાલભષ્મ, કોડીની ભષ્મ, વૈક્રાંતમણિ, શંખભસ્મ, સમુદ્રની છીપની ભષ્મ સર્વ સરખે ભાગે લેવું અને પારો ૧૨ ભાગ લેવો પારાગંધકની કજ્જલી કરી પછી તેમાં સવ દવાઓ એકત્ર કરવી પછી થોર અને આકડાના દુધની સાથે ઘુટવું, પછી ચિત્રકના રસમાં ઘુંટી તાંબાના સંપુટમાં ઘાલી કપડમટી કરી ભઠ્ઠીમાં ગજપુટ આપવો તેથી વડવાનલ રસ બને છે. તેનાથી ચોથો ભાગ વછનાગ મેળવી ચિત્રકના રસમાં ૨ ઘડી પકાવી પછી તે રસમાં સુંઠ, મરી, પીંપર અને ચિત્રકનું ચુર્ણ મેળવવું આ રસ ૨ માસા ખાવાથી વાતજ્વર કફજ્વર અને સન્નિપાત જ્વર મટે છે.

કફકેતુ રસ—ટંકણખાર, પીંપર, શંખ, વછનાગ એ સર્વ સરખે ભાગે લઇ આદાના રસની તેને ત્રણ ભાવના દેવી પછી તે દવા આદાના રસની સાથે એક રતીભાર આપવાથી ખાંસી, દમ, બળખમ, માથાનો રોગ; ગલગ્રહ, અને કફરોગ મટેછે.

જ્વરભૈરવ રસ—સુંઠ, મરી, પીંપર, ત્રિફળા, ટંકણ, ગંધક, પારો, નેપાળાની ખી; અને વછનાગ સર્વે સરખે ભાગે લઇ દ્રોણપુષ્પીના રસની સાથે એક દિવસ ઘુંટી તેની એકેક રતીભારની ગોળીઓ બનાવવી. તેમાંથી રોજ સવારે ૧ ગોળી પાન સાથે ખાવી અને તેના ઉપર મગનું ઓસામણ પીવું તેથી નવો તાવ, સન્નિપાત જ્વર, જીર્ણજ્વર, વિષમજ્વર એક જ દિવસમાં મટી જાય છે.

શીતારી રસ—પારો, ગંધક, ટંકણખાર, એ સર્વ સરખે ભાગે લઇ તેમાં પારાથી બમણો વજને શુદ્ધ કરેલ નેપાળાના બી લેવાં, અને સીંધવ, મરી, આંબલીની છાલની ભષ્મ, ખાંડ એ સર્વે પારાના જેટલા વજને લેઇ બીજોરાના રસમાં એક દિવસ ઘુંટી તૈયાર કરવું, તેમાંથી ૨ રતીભાર રસ ગરમ પાણી સાથે લેવાથી કફજ્વર અને શીતજ્વરને મટાડે છે.

## ઇંગ્લીશ દવાઓનાં પ્રિસ્ક્રીપ્શનો.

તાવ—સાદા તાવમાં આ મિશ્રણ દિવસમાં ત્રણ વાર આપવું જેથી તાવ રોકાય છે.

એસીડ નાઇટ્રો-હાઇડ્રો-ડીલ્યુટ-ટીપાં ૨૰
ટી. નક્સવોમિકા ટીપાં ૧૫
ટી. સિંકોના ટીપાં ૧૫
સ્પી ક્લોરોફોર્મ ટી. ૧૫
સી ઓરેન્જાઇ ડ્રા. ૧॥
ક્વિનાઇન ગ્રેન. ૧૫
અને પાણી ઔંસ ૪
એકત્ર મેળવી તૈયાર કરી આપવું.

તાવ હોય ત્યારે નીચેનું મિશ્રણ આપવું.
લાઇ એમોનિયા એસેટેટિસ ડ્રામ ૧૨
એન્ટીમોનિયલ વાઇન ડ્રા. ૧
ટિ. એકોનાઇટ ટી. ૨૦
સાઇટ્રેટ ઓફ પોટાશ ગ્રેન ૨૦
કેમ્ફર વૉટર ઔંસ ૬
ઉપર પ્રમાણે મિશ્ર કરી ચ્યાર કલાકે એકેક ઔંસ તાવ હોય ત્યારે આપવું તેથી મટે છે.

